ॐ

# ભ્રમનાશક-પરમાર્થદર્શન

પૂ૦ બ્રહ્મનિષ્ઠ સ્વામિ શ્રી આત્માનન્દજી

કૃત

**એક લોકસેવકની પરોપકાર વૃત્તિથી.**

પ્રકાશકઃ—ધી "હિંદુસ્થાન" પ્રેસ, લીમીટેડ

પંચમ આવૃત્તિ

સંવત ૧૯૭૭ સને ૧૯૨૧

મૂલ્ય, રૂ. ૧-૮-૦

ૐ

# ભ્રમનાશક-પરમાર્થદર્શન.

પૂ૦ બ્રહ્મનિષ્ઠ સ્વામી શ્રી આત્માનન્દજી

કૃત

**એક લોકસેવકની પરોપકાર વૃત્તિથી,**

પ્રકાશક:—ધી "હિંદુસ્થાન" પ્રેસ, લીમીટેડ

**પંચમ આવૃત્તિ**

**સંવત ૧૯૭૭** **સને ૧૯૨૧**

**મૂલ્ય રૂ. ૧-૮-૦**

## दोहरा.

प्रथम वांच अनुबंधको+, फेर देख अधिकार;
इतने शोधनके विना, वांच ग्रंथ नहि यार. ॥ २ ॥
सुन देखे अनुभव करे, बुद्धि युक्त करि पाय;
जैसी जाकी बुद्धि है, तैसी कहे सुनाय: ॥ ३ ॥
जैसी जाकी बुद्धि है, वैसी कहे सुनाय;
वाको बुरो न मानिये, लेन कहांसे जाय: ॥ ४ ॥
विषयरत, लोभी, हठी, अज्ञ, स्वारथी, दुष्ट;
निंदक गरवी दंभि शठ, सीख न माने ईष्ट: ॥ ५ ॥
आशय ग्रंथ विचार विन, ताकरताका जोन;
श्लावक वा निंदक बने, मुजन कहे ताकोन: ॥ ६ ॥
मोर टूटें वा न टूटें, तूतो टूटा चाहिये;
और रुठें तो बलासे, तू न रुठा चाहिये: ॥ ७ ॥

## देशोन्नति.

देश उन्नति करनको, नेपोलियन सुजान;
कही रीत उत्तम यही, दो माताको ज्ञान: ॥ ८ ॥
सुज्ञो! भारत वर्षके, बसती तीस किरोड;
तिसके दु:ख विनाशहित, बुद्धिको दो दोड. ॥ ९ ॥
संस्कार उत्तम मिलन, देशोद्धार विचार;
सामगरी अरु कालका, सभा करो निरधार: ॥ १० ॥
फंडो कर विद्या हुनर, मुफ्त सिखावो यार;
करो खडे उपदेश हित, मानव तीस हजार: ॥ ११ ॥
पर खंडोंमें जायके, सीखें सब प्रकार;
तन मन नीती संप बल, बोधें वारंवार: ॥ १२ ॥
एसे योग्य उपदेष्टा, होवें जो तैयार;
तीस वर्षमें देखलो, भारतका उद्धार: ॥ १३ ॥

# નિવેદન.

આ ભ્રમનાશક ગ્રંથ સ્વામી શ્રી આત્માનન્દજીની કૃતિ છે. આ તત્વવિચારક દર્શનશાસ્ત્રી, ધર્મશીલ મહાત્મા, બ્રહ્મનિષ્ઠ યોગીનું ઉંડું સૃષ્ટિ નિરીક્ષણ, દીર્ઘ અનુભવ, અગાધ વિદ્વત્તા, નૈસર્ગિક પ્રતિભાશક્તિ ઇત્યાદિનું વર્ણન કરવું અત્રે જરૂરનું નથી. એ માટે તો એઓશ્રી રચિત તત્વદર્શન, અદ્વૈતાદર્શ વ્યવહારદર્શન, ભ્રમનાશક–પરમાર્થદર્શન ઉત્તરાર્દ્ધ વિગેરે લગભગ ૩૨ ગ્રંથોનું અધ્યયન, મનન ને અવગાહન કરવાથી વાંચકને ત્હેની સહજ પ્રતીતિ થશે; ઉપરાંત જેઓ એમના પરિચયમાં આવ્યા છે એવા હજારોને એમણે જ્ઞાનામૃતનું પાન કરાવ્યું છે. એમના નિયમ સૂત્રો આર્યોના પરમ ઉપાદેય દર્શન શાસ્ત્રોના સમુચ્ચય રૂપ હોઇ સૃષ્ટિ નિયમોનું એમનું સૂક્ષ્મ નિરીક્ષણ અને બુદ્ધિ શક્તિની નૈસર્ગિકતા દાખવે છે. હૃદય પ્રેમબલ એવું સરલ સ્વાભાવિક છે કે સંયમગુણસંપન્ન યોગનિષ્ઠને સર્વ સમાન પ્રિય છે. વિશેષ મત, પંથ, સંપ્રદાય માટે ખાસ મમત્વ વગરના પણ સત્ય, સ્વતંત્ર જ્ઞાનના આરૂઢ ઉપાસક અને ઉપદેશક છે. જ્યોતિષ મીમાંસા, નીતિમીમાંસા, કર્મમીમાંસા ઇત્યાદિ પુસ્તકો એમની આ દૃષ્ટિના સુફલ છે. બ્રહ્મવિદ્યાના પરિશીલનવાળી નિત્ય ચિન્તનશીલ મનોવૃત્તિને લીધે વિરલ આધ્યાત્મિકતા સંપાદન કરી છે. અંતઃ પરીક્ષામાં એમનું જીવન ગુંથાયું રહે છે.

એઓશ્રીના સાંખ્યયોગ–કર્મયોગ સંબન્ધી વ્યાખ્યાનોનો અંગ્રેજીમાં અનુવાદ કરવામાં આવ્યો છે. ત્હેનું પ્રકાશન સ્વામીશ્રી ભાસ્કરાનંદે કર્યું છે. તે સંબન્ધી બહુ માનપ્રદ ઉચ્ચત્તમ અભિપ્રાય મહાત્મા મુન્શીરામ (વર્તમાનમાં સ્વામિશ્રી શ્રદ્ધાનંદ) શ્રીયુત અરવીંદ ઘોષ ઇત્યાદિ વિચારકોએ તેમજ અન્ય પાશ્ચાત્ય પંડિતોએ આપ્યા છે. પ્રસંગોપાત જણાવવાનું જરૂરનું છે કે આ અનુવાદકાર્યનો યશ બે બંગાળી વિદ્વાનો (મી૦ નગેન્દ્રનાથ ગંગોપાધ્યાય તથા શ્યામપદ બંદોપાધ્યાય) ઉપરાંત મુખ્ય કરીને તો આપણા ગુર્જર વિદ્વાન રા. રા. અતિસુખશંકર કમળાશંકરને ઘટે છે.

પ્રમાણમાં આ ગ્રંથ પ્રાથમિક સ્થિતિના પ્રવેશકને ઉપયોગી થાય એ દૃષ્ટિએ નિર્માણ કરવામાં આવ્યો છે. એ પહેલાં એની ચાર આવૃત્તિઓ થઇ છે.

પહેલી આવૃત્તિ: સંવત ૧૯૪૯ રા. કલ્યાણરાયજી ડેપ્યુટી તથા ડા૦ કલ્યાણજી પ્રેમજી તરફથી બહાર પાડવામાં આવી હતી.

બીજી સંવત્ ૧૯૫૬ રા. શંભુશંકર જગજીવન જોશી તરફથી પ્રકાશમાં આવી હતી.

ત્રીજી સંવત ૧૯[illegible] રા. ભાનુશંકર રણછોડજી શુકલ તરફથી બહાર પડી હતી.

ચોથી સંવત ૧૯[illegible]૧ નામદાર વીરપુર ઠાકોર સાહેબ શ્રી સૂરસિંહજી બહાદૂર—તરફથી પ્રકાશન થયુ હતું.

આ રીતે આ એની પાંચમી આવૃત્તિ છે. આ ગ્રંથની લોકોપયોગિતા અને પ્રિયતા માટે આટલું જણાવવું બસ થશે. અત્યાર પૂર્વની આવૃત્તિઓમાં ભાષાદોષ વધુ પ્રમાણમાં હતા. આ આવૃત્તિઓમાં પ્રમાણમાં અધિક શુદ્ધતા જાળવવામાં આવી છે વિદ્વાનો માટેના શાસ્ત્રીય પારિભાષિક શબ્દ કરતાં સામાન્ય વાચક જનને સુલભ બને ને સરલતાથી સમજાય એ મુખ્ય કરી લક્ષમાં રાખવામાં આવ્યું છે. અને તેથી મૂલ આવિર્ભાવ કાલે (કાંઇક અલ્પ પ્રમાણમાં પણ હિંદી ગુજરાતી જેવી) મિશ્રિત બંધની શૈલીને લીધે) જે વાકયો દુર્બોધ જેવાં દેખાતાં ત્હેને બનતાં સુધી સરલ કરવા પ્રયત્ન કરાયો છે. વિવક્ષિત અર્થ સચવાય એ રીતે કોઇ વાંકયો ટુંકા કર્યા છે. કેટલેક સ્થળે વધારો કર્યો છે તેમજ કેટલુંક અનુપયોગી ધારી ઓછું કર્યું છે. છતાં અનેક દોષો હજી રહ્યા છે, જોડણીની તેમજ છપાઇની કેટલીક ભૂલો રહી ગઇ છે એ જાણ બ્હાર નથી. લેખકની પ્રકૃતિની અસ્વસ્થતાને લીધે તેમજ પરિસ્થિતિવશતાના કેટલાક અનિવાર્ય કારણોને લીધે નિયમ પ્રકરણનો સારોદ્ધાર કરી પરિશિષ્ટ પ્રકરણ ઉમેરવું હતું તે બની શકયું નથી. આશા છે કે વાચકજન સારાસાર દૃષ્ટિયે ક્ષંતવ્ય ગણી ક્ષમા કરશે. આ પ્રકાશનની પ્રેરણા માટે ભાઇ ત્રિકમજી ધરમશીના ઉત્સાહ અને ઉર્મિની નોંધ લેવી જરૂરની છે. ગ્રંથના વિભાગોની યોગ્યતાનુસાર આગળની આવૃત્તિમાં સૂરયોગ અને યશવંત યોગ એવા ઉપનામ સાથે રાખવામાં આવ્યા હતા તે સંબન્ધી આ આવૃત્તિમાં વધુ વિવેચનની જરૂર નથી. ચોથી આવૃત્તિની પ્રસ્તાવનામાં ગ્રંથ સંપાદકની ભાષા સંબન્ધી નોંધની પણ અહીં જરૂર ધારી નથી. અંતમાં એક વાતનું સ્મરણ કરવાની ખાસ આવશ્યકતા છે. આ ગ્રંથના પ્રકાશનમાં મ્હારા મિત્ર રા. રણછોડદાસ ભવાન જેઓ જનહિતની દૃષ્ટિથી લોકોપયોગી સાહિત્યના પ્રચાર અને અભિવૃદ્ધિ માટે સતત્ પ્રયત્ન કર્યા જાય છે એઓશ્રીએ આ પુસ્તકને પ્રગટ કરવામાં બહુ ઉપયોગી સહાય કરી છે. એ માટે એમનો તેમજ પરમપૂજ્ય સ્વામિશ્રી આત્માનંદજીએ પ્રગટ કરવા આપેલી સંમતિ માટે તેઓશ્રીનો આભારી છું.

આશા છે કે સુજ્ઞ વાચક જન આનો યથાસ્થિત લાભ લઇ સુફલ પ્રાપ્ત કરી અમારો હેતુ ફલપ્રદ કરશે.

પ્રકાશક.

# અંગ્રોક્તિ.

ત્રિગુણાત્મક જગતમાં પ્રકૃતિનાં સુખ દુઃખ અને વ્યામોહથી કોઇપણ બચી શકે છે? સર્વ પ્રેક્ષાવાન પ્રાણિ સુખ માટે પ્રયત્ન કરે છે, દુઃખમાં દુઃખબુદ્ધિ જાણી કોઇપણ મનુષ્ય પ્રવૃત્તિ કરતું નથી, છતાં એનો અનુભવ કોને નથી થતો? લક્ષ્મીના લાડ પળવારમાં લુપ્ત થાય છે, સ્નેહિઓના સ્નેહ ક્ષણવારમાં સરી જાય છે, અનેક કષ્ટ વેઠી પ્રાપ્ત કરેલો ધનરાશિ નિમિષ માત્રમાં ઉડી જાય છે, પળ વિખૂટાં ન પડે એવાં સંબન્ધી જનોનો નિત્યને માટે વિયોગ થાય છે, યૌવનપૂર્ણ સશક્ત શરીર જોતજોતાંમાં જર્જરિત થાય છે, આ તો એક પ્રકારના માયાપાશના બન્ધનોનાં દુઃખની વાત કરી, એ શિવાય અનેક પ્રકારના દુઃખોનો અનુભવ ક્ષણે ક્ષણે મનુષ્યોને થાય છે. ચોર લૂટારાથી થતાં દુઃખ, નિર્દોષને પ્રપંચી સ્વાર્થીઓની જાળમાં ફસવાથી થતાં દુઃખ, વિગેરે વિવિધ પ્રકારનાં દુઃખનો પાર આવે એમ નથી. ભર્તૃહરી એક સ્થળે આવા જ વિચારથી ઠીક કહે છે કે:—ભોગે રોગ ભયં * ૦ અર્થાત ભોગ, કુલિનતા, ધન, મૌન, બલ, રૂપ, ગુણ, સર્વમા કંઇને કંઇ ભય હોયજ છે.

---

............*कुले च्युतिभयं वित्ते नृपालाद्भयं
मौन दैन्य भयं बले रिपु भयं रूपे जराया भयम्
शास्त्रे वादभयं गुणे खलभयं काये कृतान्ताद्भय
सर्वं वस्तु भयान्वितं भुवि नृणां वैराग्यमेवाभयम्

ભર્તૃહરી.

અર્થાત, ભોગમાં રોગનો ભય, કુલિનતામાં લાંચ્છનનો ભય, ધન હોય તો રાજાનો ભય, મૌનમાં દૈન્યનો ભય, બળમાં શત્રુનો ભય, રૂપમાં ઘડપણનો ભય, શાસ્ત્ર ભણવામાં વાદનો ભય, ગુણમાં ખલનો ભય, શરીરમાં કાલનો ભય, આ રીતે જગતમાં સર્વ વસ્તુઓ માટે માણસને ભય રાખવો પડે છે માટે વિરાગ જ નિર્ભય છે.

કહોકે જ્યાંસુધી મનુષ્ય આ સુખદુઃખાદિ દ્વંદ્વોનો અર્થ નથી કરી શકતો, જ્યાં સુધી વિકારરૂપી અંતઃશત્રુને આધીન હોય છે, ત્યાં સુધી એ બન્યાંજ રહે છે, આર્યશાસ્ત્રો તો ત્હેને આધ્યાત્મિક, આધિભૌતિક, આધિદૈવક એવા ત્રણ વિભાગમાં વ્હેંચી આ સર્વનું મૂલ કારણ 'सति मूले तद्विपाको जात्यायुर्भोगा' કહી, અવિદ્યા જણાવે છે.

આ અનેક પ્રકારના કલેશથી સુરક્ષિત રહી જીવનની શાંતિ અનુભવાય અને વ્યવહાર અને પરમાર્થ ઉભયના સુખ અને શ્રેય પ્રાપ્ત થાય, એ માટે સર્વ ધર્મની પ્રવૃત્તિ જોવામાં આવે છે. સર્વ ધર્મના નેતાઓ, પ્રચારકો, આચાર્યો, ઉપદેશકો, અનુયાયિઓ, વાદિઓ સર્વ કોઇ પોતપોતાના મત, પંથ, સંપ્રદાય, સ્વ સિદ્ધાન્તને શાંતિ સ્થાપક અને સુખશ્રેયના સાધક દર્શાવે છે. પાશ્ચાત્ય વિજ્ઞાનશાસ્ત્રીઓ વૈજ્ઞાનિક શોધોદ્વારા જગત્‌ની ઉન્નતિ અને કલ્યાણ થવાનું કલ્પે છે, છતાં શાંતિ દેખાતી નથી, અશાંતિ ઓછી થતી નથી. નીતિ ને શૈથિલ્ય નાશ પામ્યું નથી, અનીતે ન્યૂન થઇ નથી. મનુષ્યનું જ્ઞાન ઘણી દિશામાં ઘણા પ્રકારનું વધ્યું છે એમ સમજવામાં આવે છે છતાં, નાતિબળ વધ્યું નથી. જગત્‌ના દુઃખનો સરવાળો હજી ઓછો થયો નથી. વ્યક્તિ કે પ્રજાના જીવન સ્વાર્થજાળથી મુક્ત દેખાતાં નથી. વ્યક્તિ વ્યકિત વચ્ચે, પ્રજા પ્રજા વચ્ચે અનેક પ્રકારના સ્વાર્થના સંઘર્ષણો ચાલુ રહેલાં જોવામાં આવે છે, સ્વાર્થ સાધવા પરસ્પર કલેશ ને લૂટાલૂટ કરી રહ્યા છે. આખો માનવ સમાજ ગીતાની પરિભાષામાં કહીએ તો જાણે विशन्ति नाशाय समृद्ध वेगाः કોઇ મહા સંહારિણિ શક્તિના મુખમાં પ્રવેશ કરી રહ્યો હોય, અને એ પ્રલયવત્ અંધાધુનીમાંથી નવીન સૃષ્ટિ અવતરવાની હોય તેમ અત્યારે સર્વત્ર થઇ રહ્યું છે.

પણ અહીં એક વિચાર થાય છે કે એવું બધું કયારે ન્હોતું બન્યું ? એ સ્થિતિમાંજ ઉન્નતિના અંકુરો શું તિરોહિત રહેલા નથી ? દુઃખોત્પાદક કલેશ, અશાંતિ એ સર્વ સૃષ્ટિના ક્રમમાંજ નથી રહેલાં લાગતાં ? કાલે કાલે સૃષ્ટિયે એવાં बहुदंष्ट्राकरालम કરાલ ઉગ્ર સ્વરૂપો

ધારણ કર્યા છે. વેદ કાલના આર્યોના દસ્યુપરના વિજયમાં, રામ રાવણના રામાયણમાં, પાંડવ કૌરવના મહાભારતમાં,× સિકંદરની સવારીમાં, જુલીયસ સીઝરના વિજયમાં, નેપોલીયનના આક્રમણમાં કે વર્તમાનમાં પૂરો થયેલ મન.તા મહા દાવાનલમાં—કયસર સાથેના મહા વિગ્રહમાં, એજ નિયમ પ્રવર્તે છે. કાલે કાલે આવાં મહા યુધ્ધો થયાં હતાં અને હજી સ્થિતિ તેજ છે. એટલુંજ નહી પણ જગત્ એને, આ રણવીરોને, મહારથીઓને વંદનીય ગણી પૂજે છે. જગત્ જેમ વસિષ્ઠ, યાજ્ઞવલ્કય, કણાદ, પતંજલિ, ગૌતમ, બુદ્ધ, કૉન્ફ્યુશીયસ, ક્રાઇસ્ટને પૂજે છે, તેમ રામ, કૃષ્ણને પ્રભુ તરીકે સ્મરે છે, સિકંદર, પ્રતાપ, નેપોલિયન, શિવાજી, ગોવિંદસિંહ વિગેરે સર્વને માન અર્પે છે. સંસાર સૌન્દર્યના આ અદ્ભૂત આત્માઓ સુંદર આભુષણો છે. સૃષ્ટિની સંસાર લીલામાં આ એક વિચિત્ર ઘટના છે. સવિશેષ મહાભારત, રામાયણ એ એમાં રહેલા મહા કાવ્યોની કલાના અંશો માટે નહી, એમાં રહેલા ઐતિહાસિક સાહિત્યની દષ્ટિયે નહી, પણ ધર્મગ્રંથો

---

×મહાભારત અને રામાયણના યુદ્ધકાળ સમયે આવીજ અશાંત સ્થિતિ હોવાનો સંભવ છે. અશાંતિ શિવાય શારીરિક યુદ્ધ સંભવતા નથી. વર્તમાન મ્હોટાં શહેરો અને અલકાપુરીસમ સુંદર નગરોના દ્રશ્યો એ દ્રષ્ટિયે જોતાં એમ થાય છે કે સુવર્ણની લંકા અને સર્વ વૈભવના મોહક વર્ણનો પ્રવૃત્તિવાદી રજોગુણમૂલક સંસ્કૃતિની શોભા હશે. એ સંસ્કૃતિ વધુ નીતિમૂલક ક્રમમાં પ્રવેશ્યા પછી, સર્વ અશાંતિ શમ્યા પછી, નીતિભાવનાના ઉચ્ચ આદર્શો વિજયી થયા પછી, અમુક કાલે મહાભારત, રામાયણના કાવ્યો લખાયાં હોય. વર્તમાન યુદ્ધ, ત્યાર પછી ચાલુ રહેલી અશાંતિ–કહો કે એ યુદ્ધ હજી પરિણામ વગરનું છે, એશિયાનું ભવિષ્ય નિશ્ચિત નથી થયું. એશિયા અને તેમાં આર્યાવર્ત સાથે યૂરોપના મહારાજ્યને સંબન્ધ હોવાથી, આર્યાવર્તની ભવિષ્યની સ્થિતિ યૂરોપપર અસર કરશે. ભૂગોળની રાજકીય મર્યાદા તે સમયની પરિસ્થિતિ મુજબ અંકાશે.

વિજ્ઞાનમાં વિદ્યુત પછીના અક્ષુણ્ણ પ્રદેશમાં નવીન પ્રકાશ પડતાં, વિચાર શોધના નવીન પ્રદેશો વૈજ્ઞાનિકો અને તત્વચિંતકો માટે

તરીકે, ધર્મ પ્રમાણ પુસ્તકો તરીકે પણ માનવામાં આવે છે. આર્યોના જીવનમાં કયાં તત્વો વણાયલાં હોય છે, કયાં તત્વો વધુ અસર કરે છે, એ દૃષ્ટિથી આપણે અત્યારે વિચાર નથી કરતા. આ યુધ્ધો નીતિ-પ્રેરિત ધર્મ ભાવનાથી પ્રેરિત હતાં એવું માની પણ વિચાર નથી કરતા. આ મહાયુદ્ધના પરિણામ એથી ઉલટાં જગતના ક્રમમાં આવી શકે કે કેમ, અગર આવ્યાં હત તો જગત્ કયે માર્ગે ગયું હત, એનો વિચાર પણ નથી કરતા. આવાજ પરિણામથી ધર્મરક્ષા, લોકરક્ષા થઇ અને જગત બન્યું રહ્યું એ ચર્ચાને પણ સ્પર્શ નથી કરતા. વિજયશાલી પ્રજાના યશ શરીરમાંથી તેમની દૃષ્ટિયે એ ઇતિહાસ ઉદ્‌ભવ પામે છે અને તેટલાં અંશો જીવન્ત રહે છે; પણ એ યુધ્ધો થયાં હતાં એ વસ્તુસ્થિતિને સ્વીકારી આગળ ચાલીશું. તો પ્રશ્ન એ થાય છે કે સંસારનો નિયમ ક્રમ શું હશે? કલેશ કે શાંતિ? સુખ કે દુઃખ? જીવન કે મરણ? કલહ એ જો વિશ્વનિયમ હોય તો જીવન જ ન બન્યું રહે. અસ્તીત્વપણું જીવન્તપણું હોયજ નહિ. સર્વ કોઇ આત્મરક્ષા માટે પ્રયત્ન કરી રહે છે તે ઇચ્છાજ ન હોય. જો શાંતિ એ વિશ્વ નિયમ હોય તો કલેશો, દુઃખો,

---

ખુલે. સાથે સામાજિક પરિસ્થિતિ તેમજ જ્ઞાન વિજ્ઞાનના પ્રત્યેક અંગોમાં થતા વિચારોના ફેરફાર, સમાજવિદ્યા (સોશીયોલોજી) બોલ્શીવીઝમ પછીની સ્થિતિ. આ સર્વ સ્થિતિ ને બલોને લીધે માનવ સમાજની ભાવનામાં થતા ફેરફારને લીધે શાંતિ સંભવે, તો તે શાંતિ યુગની નૈતિક ઘટનાની દ્રષ્ટિ મુજબ રૂપક કલ્પીને વર્તમાન યુદ્ધ, કહોકે હજીયે ચાલીજ રહેલા યુદ્ધનો ઇતિહાસ કાંઇ નવીન રીતેજ, કેવળ નવીન દૃષ્ટિબિંદુઓવાળો લખાય. આજે મિત્ર રાજયો કે જર્મન કહે તેવો એ દ્રષ્ટિ મુજબનો કે એવી જ નીતિભાવનાવાળો નહીં. આજના ઇતિહાસમાં ને તે ઇતિહાસમાં બહુ ફેરબ્પડે. આજે તો વિજયડંકા શિવાય બીજું હોયજ નહીં, એજ વંચાય. જ્યારે શાંતિયુગના આ ઇતિહાસમાં તો શાંતિપર્વ, વનપર્વ ને વિરાટપર્વ અંકાય. શાંતિપર્વના ભિષ્મના બોધનું દૃષ્ટાંત જડે એમ નથી. પણ વર્તમાન યુદ્ધ પછી પશ્ચિમમાં આવું શાંતિ સ્થાન આવશે? આ કલ્પના ક્ષેત્રનો પ્રશ્નજ બીજો છે.

મરણુ (જીવનની અંતિમ શાંતિ નહીં પણુ જીવનના જીવન્તપણાંને બાધક એવું કલેશનું અંતિમ પરિણામ અગર ચેતનનો આવિર્ભાવ એ અપવાદ)* મૃત્યુસ્થિતિ ન હોય. પ્રકૃતિની ક્રૂરતા, સંહારિણિ મહાશક્તિ સર્વને ભક્ષ કરી જતી જોઇએ છીએ, ત્યારે આમાં ક્રમ શો હશે?

લૌકીક તેમજ શાસ્ત્રીય દષ્ટિએ વિચારતાં આ સર્વ દ્વંદ્વો છે, સર્વ સાપેક્ષ છે, એક વગર બીજું હોઇ શકતું નથી. સકલ સંસારની આ ઘટના વિચિત્ર છે. આ પ્રશ્નો અમુક સ્થિતિને પહોંચી શકે છે. છેક મૂળને સ્પર્શ કરતા નથી. ત્યાં સર્વ તુલ્ય છે, માત્ર કર્મ, ધર્મયોગ બની રહે છે. એટલુંજ નહીં પણ આગળ જતાં જ્યાં દ્વદ્વંજ નથી તો તુલ્યના તો કયાં? છે તેજ છે. નિજ સ્વરૂપનું કેવળ અસ્તીત્વજ બની રહે છે. ત્યાં સર્વ વાદો, સર્વ સાપેક્ષો, સર્વ વિચાર ભેદો, સર્વ મતાંતરો, પર્યવસાન પામે છે. માત્ર એકજ 'સરિતના વ્હેણુ' તુલ્ય સર્વ સ્થિતિ બની જાય છે. મક્ષિકાના ગણુગણાટ અને ભ્રમરના ગુંજારવ જ્યાંસુધી પુષ્પ નથી મલ્યું ત્યાંસુધી બન્યાં રહે છે. જે ક્ષણે મધુરસનું પાન થાય છે કે એ સર્વ શાંત થાય છે, કેવળ બાહ્ય સૃષ્ટિથી અનાસક્ત બની તન્મય, તલ્લીન બની જાય છે.. મનુષ્યને પણ પરમ સત્યનો અનુભવ થતાં, નિજસ્વરૂપ પ્રાપ્ત થતાં સર્વ વાદો, સર્વ દ્વંદ્વો, સર્વ દષ્ટિ ભેદો શમી જાય છે. **रसो वै सः रसंह्येवायं लब्ध्वाऽऽनन्दी भवति ॥** ઉપનિષદોક્ત સ્વરૂપાનન્દ, રસાત્મકતા પ્રાપ્ત થતાં સર્વ કલેશો શમે છે. **छिद्यंते सर्व संशयाः** સંશય માત્રનો ઉચ્છેદ થાય છે. તાત્પર્ય કે જીવન શું? મરણુ શું? સુખ શું? દુઃખ શું? દુઃખમાંથી શી રીતે મુક્ત થઇ શકાય? મનુષ્ય જીવનની એવી કોઇ સ્થિતિ છે કે જ્યાં દુઃખ ભેદી શકતું નથી? હોય તો ત્હેના માર્ગો કયા? આ અને આથી અધિક ફૂટ પ્રશ્નોનું સ્ફોટન કરી આર્યશાસ્ત્રો જે પ્રમાણે નિરાકરણુ કરે છે તે માટે ત્હેની અન્ય ધર્મ કરતા વિશેષતા છે. એ તો **'मनएव मनुष्याणां कारणं बंध मोक्षयोः'** કહી મનુષ્યના મનની સાથેજ સુખ દુઃખના સંબન્ધોને

---

* અહીં વધારે સૂક્ષ્મ ચર્ચા કરવાની જરૂર નથી.

સાંધે છે, અને સર્વનું કારણ અવિદ્યા જણાવે છે. ધર્મ, અર્થ, કામનું યથાયોગ્ય સેવન કરી અંતિમ સ્થિતિ મોક્ષ, આ દ્વંદ્વોથી મુક્ત થવાનું, નિજ સ્વરૂપમય થવાનું ઉપદેશે છે. આખું જીવન એ ઉચ્ચતર સ્થિતિને અવલંબી રચવાનું હોય છે. આખું જીવન એક ધર્મકલાવત્ બન્યું હોય છે. એમાં વ્યવહારને અને પરમાર્થને વિરોધ નથી. ઐહિક અને આમુષ્મિકને વિરોધ નથી. પ્રેયને અને શ્રેયને વિરોધ નથી. વિશ્વ વ્યવસ્થાને અને મનુષ્ય જીવનના હેતુને સુયોગે સાંધનારી આર્યોની આવી ધાર્મિક વ્યવસ્થા દીર્ઘ અનુભવ અને મન્થન પછી ઘડાઇ હોવાની પ્રતીતિ થાય છે.

તો હવે અહીં આપણે વિચારીએ કે આવું છે તો આર્યાવર્તની વર્તમાન સ્થિતિ આટલી બધી દુઃખજનક અધોગતિને કેમ પામી? સર્વ સ્વાધિન સંપતિથી ભરપૂર આર્યાવર્તના સંતાનો પોતાનું સઘળું જાણે ઘરેણે મુકી ભાડુતો જેવા પરવશ કેમ બની ગયા હશે? આનો* વિચાર કરતાં જણાશે કે જીવનમાં જે ઉચ્ચ શુદ્ધ ધાર્મિકતા હોવી જોઇએ તે રહી નથી. ધર્મનું જે સાચું બળ તે તેજહીન થઇ ગયું.

૧ ધર્મ જે અનાદિ ચક્રને અનુસરી સકલ માનવ સમાજ માટે એક હોય તેવી વ્યાપકતાના ગુણવાળા પ્રાચીન આર્યોના ધર્મને ઠેકાણે વર્તમાનમાં અનેક ન્હાના ન્હાના મત, પંથ, સંપ્રદાય આર્યાવર્તમાં ઉભરાઇ ગયા છે. અનેક સંકુચિત ભેદોમાં સર્વ પ્રવૃત્તિઓ ઠીંગરાઇ ગઇ છે.

૨ ઘણી ખરી પ્રવૃત્તિના નેતાઓ, આચાર્યો, ઉપદેશકો, સામાન્ય જનસમાજની શારીરિક, માનસિક, ને આત્મિક શક્તિઓનો વિકાસ થાય એ દૃષ્ટિયે સાંગોપાંગ પરિસ્થિતિનો વિચાર નહીં કરતાં, મુખ્ય કરી પોતાના સ્વાર્થ પ્રતિષ્ઠા, ખોટી કીર્તિને અવલંબી પ્રવૃત્તિ કરતા જોવામાં આવે છે.

---

* બાહ્ય કારણની દૃષ્ટિયે પરિસ્થિતિનો વિચાર કરવો અહીં યોગ્ય નથી ધાર્યો.

૩ પ્રચાલત ભિન્ન ભિન્ન મતોના સ્થાપકો શ્રી શંકરાચાર્ય, વલ્લભાચાર્ય, રામાનુજાચાર્ય, મધ્વાચાર્ય વિગેરેના સિદ્ધાંતોમાં જે ભેદ જોવામાં આવે છે તે જીવ, બ્રહ્મ, માયાના સ્વરૂપ અને સંબન્ધને લક્ષીને વેદાન્ત વિષયક જુદા જુદા દષ્ટિ બિન્દુઓનો છે. ભિન્ન દ્રષ્ટિબિંદુના પાશ્ચાત્ય વિચારકો સ્પેન્સર, કાંટ, હીગલની માફક એ માત્ર ભિન્ન ભિન્ન દ્રષ્ટિ બિંદુના વેદાન્ત સૂત્રના વિચારકો તરીકે જુદાં જુદાં ચરણોના પ્રતિનિધી છે. મૂલ પરમ તત્વ એ તો અનુભવનો વિષય છે. છતાં આ ભિન્ન ભિન્ન દષ્ટિ બિંદુઓની પાંડિત્ય ચર્ચા તે જુદા જુદા ધર્મ ને સંપ્રદાય તરીકે રૂપાંતર પામી. સ્વતંત્ર વિચાર શક્તિ જતી રહેતાં અંધશ્રદ્ધાળુ અનુયાયિઓએ તેમ સ્વીકાર્યું. અનેક આક્ષેપાત્મક ચર્ચાઓ ને કલેશ વધ્યા. સંકુચિત ન્હાના ક્ષેત્રોમાં વ્હેંચાઇ ગયા. અજ્ઞાન અને અંધશ્રદ્ધા વધ્યાં. ધર્મમાંથી ચેતન ગયું. જ્ઞાનના સજીવ અંશો જતાં રહેતા માત્ર રૂઢિને ચિલાના પ્રવાહવશ જીવન બન્યાં.

૪ માનસિક વર્તુલ સંકુચિત, મર્યાદિત થતાં દુનિયા ક્યાં જાય છે તે.જોવાની શક્તિ રહી નહીં, એ દષ્ટિપર પડદો પડયો.

૫ ધર્મનું કંઇ એવું વિચિત્ર બ્હીઆમણું સ્વરૂપ કલ્પ્યું કે એ અમુક મનુષ્ય માટેજ છે, અન્યને એનો અધિકારજ નથી. આમ અસ્પર્શ્ય રાખવામાં પોતે અસ્પર્શિત બની વંચિત થયા.

૬ પોતાના ધર્મપુસ્તકો અને શાસ્ત્રો અને તે પણ અમુક પ્રકારના સ્વીકૃત અર્થો મુજબના એટલાંજ સત્ય, આપણી પોતાની બુદ્ધિને કે અન્યની બુદ્ધિપૂર્વક વિચારશક્તિને એમાં સ્થાન જ નથી. શબ્દ પ્રમાણને અતિ મહત્વતા આપવાથી અન્ય પ્રમાણશકિત મૃત્યુ પામી, અને અંધશ્રદ્ધા વધી.

૭ વર્ણાશ્રમ ધર્મો લુપ્ત થયા. બ્રાહ્મણો કર્તવ્યનિષ્ઠ રહ્યા નહીં. તેઓમાંથી તપના તેજ ગયાં, જ્ઞાનાગ્નિ કજળાયો ! નહિ, કેવળ હોલવાયો. તેઓમાં માત્ર શુદ્રોનું, દાસત્વ રહ્યું. ક્ષત્રિઓમાંથી શૌર્ય ગયું, ક્ષાત્ર તેજ પરવાર્યું. વૈશ્યોમાંથી વાણિજ્ય ને પ્રેમ ગયાં, કલેશ, ઇર્ષા ને સ્વાર્થ વધ્યાં.

૮ આશ્રમ વ્યવસ્થાનો સમૂલ ઉચ્છેદ થયો. એ ઉચ્છેદ થતાં નીતિ બલ શિથિલ થયું, એ શિથિલ થતાં નિર્બલતા આવી, જીવનના સર્વ તેજો ક્ષિણ થયાં, અને સર્વ●વ હણાયું.

૯ ધર્મ એટલે માત્ર રૂઢિ, અને થોડી ક્રિયા— તે પણ અવાક્રયા. કોઇ પણ સામાન્ય રીતે સમજે છે કે ત્હેને એ ક્રિયાઓથી ધર્મલાભ કે ઇષ્ટ હેતુ પ્રાપ્ત થતો નથી. આ રૂઢિઓ ચાલે છે તે માત્ર દંભ છે, છતાં માત્ર અમુક બંધન ખાતર તે બંધનમાં રહેલા સ્વાર્થ ખાતર રૂઢિવશ થાય છે, ઉપરાંત સાંસારિક જીવનના અનિષ્ટ અંશો બાલલગ્ન, વિધવાઓની દુઃખદ કરૂણ સ્થિતિ, અનેક ક્રિયાઓમાં તેમજ ધર્મને નામે પ્રવર્તતી અનેક અનિષ્ટ રૂઢિઓમાં થતો મિથ્યા અનિષ્ટ વ્યય, વર્ણોને સ્થળે થયલી અનેક જ્ઞાતિઓ ને પેટા જ્ઞાતિઓ. આથી સંકુચિત ક્ષેત્રોના સંકુચિત સ્વાર્થો પ્રગતિને બાધક થાય છે.

૧૦. અનેક પ્રકારના વ્હેમ, અંધશ્રદ્ધા, અજ્ઞાન આદિ ઘર કરી બેઠા છે—વર્તમાન જગતની પરિસ્થિતિના વિચાર વગર, આપણી વર્તમાન દશાના વિચાર વગર, આપણામાં બધુંજ છે, આપણે નવીન જ્ઞાન પ્રાપ્ત કરવાનું છેજ નહીં આવી મિથ્યા આત્મસ્તુતિ ને ગર્વોક્તિ આપણી ઉન્નતિને અંતરાય રૂપ છે. વિગેરે અનેક કારણોને લીધે બહુધા આપણી વર્તમાન દુર્દશા જોવામાં આવે છે.

સૃષ્ટિક્રમનો વિચાર કરીશું તો જણાશે કે એમાં અનેક પ્રકારના ફેરફારો થતા રહે છે. જે વસ્તુ એક દેશ, કાલ, પરિસ્થિતિમાં અનુકૂલ છે, તે અન્ય દેશ, કાલ, પરિસ્થિતિમાં પ્રતિકુલ બને છે. શરદના વસ્ત્ર પરિધાન ગ્રીષ્મમાં કામ લાગતાં નથી. બાલ કાલના ક્રીડાસાધનો, યૌવનના ઉપવન વિનોદ વૃદ્ધાવસ્થામાં અનુકૂલ થતાં નથી. અમુક સ્થિતિમાં જે ઔષધ ઉપયોગી હોય છે તે અન્ય સ્થિતિમાં પ્રતિકૂલ બને છે. એકને જે પથ્ય હોય છે તે અન્યને અહિતકર્તા બને છે. આવી રીતે દેશ, કાળ, વસ્તુસ્થિતિને લઇને ધર્મમાં ભેદ પડે છે. ધર્મના મુખ્ય ભેદ તો બેજ છે સામાન્ય અને વિશેષ. સામાન્ય ધર્મ સર્વ મનુષ્યો માટે સરખો હોય છે. અર્થાત્ જગતના શાશ્વત સત્યો સંબન્ધમાં મત

ભેદ હોતો નથી. વિશેષ ધર્મમાં દેશ, કાલ, વસ્તુ, સ્થિતિને લઇને ભેદ પડે છે. આર્યોના આચારવિચાર માટે પ્રમાણ ભૂત ગણાતી સ્મૃતિઓમાં જે સમ્મતિ, ભેદ કે વિરોધ જોવામાં આવે છે તે આ વસ્તુ સ્થિતિનું દર્શન કરાવે છે. સમય ભેદ, પાત્ર ભેદ, અધિકાર ભેદ, સ્થિતિ ભેદ, સાધનભેદ ઇત્યાદિ અનેક પ્રકારની ભેદ દષ્ટિને લક્ષીને ભિન્ન ભિન્ન ઋષિઓએ કર્તવ્ય અકર્તવ્ય સંબન્ધી પોતાના વિચારો ઉપદેશ્યા છે. સ્મૃતિઓમાં કાલે કાલે ફેરફારો થતા રહેલા છે. ભિન્ન ભિન્ન ટીકાકારોએ કેટલાક શ્લોકોની ટીકા કરી નથી. તેમજ, એકજ સ્મૃતિમાં પરસ્પર વિરોધી આશયના શ્લોકો પણ મળી આવે છે આ હકીકત તેવા શ્લોકો ક્ષેપક હોવાનું સિદ્ધ કરે છે. 'અહિંસા, સત્ય, ચોરીનો ત્યાગ, પવિત્રતા, ઇન્દ્રિય દમન' ઇત્યાદિ સદ્ગુણો ચારે વર્ણો માટે સેવન કરવા યોગ્ય છે, એમ મનુ મહારાજ એક સ્થળે કહે, અને અન્ય સ્થળે હિંસાથી પ્રાપ્ત થતા માંસાહારનું વિધાન કરે, એ સંભવિત નથી. વળી બીજો પણ વિચાર કરવાનો રહે છે. સનાતન ધર્મોનો અને આપત્કાલના ધર્મોનો. આ આપદ્ધર્મનું વિધાન જ દેશ, કાલ, પરિસ્થિતિના ભેદને લઇને સંભવી શકે છે. આટલાં વિવેચનપરથી એટલું તો સમજી શકાશે કે આપણો ધર્મ વર્તમાન, દેશ, કાલ પરિસ્થિતિને અનુકૂલ, વ્યાપક હોવો જોઇએ. આ ધર્મના અનુપાલનમાંજ આપણી ઉન્નતિ સંભવી શકે છે. કેવળ શબ્દ પ્રમાણના વિવાદ કે વિતંડાવાદમાં કાળક્ષેપ કરવો કે તેટલાથી સંતોષ માનવો એ યુક્ત નથી. સત્ય, સૃષ્ટિક્રમને અનુકૂલ તેમજ બુદ્ધિને અને હૃદયને ગ્રાહ્ય હોવું જોઇએ. મનુ ભગવાન કહે છે यस्तर्केणानुसंघ-त्ते सधर्म वेद नेतरः તર્ક પૂર્વક અનુસંધાન કરવાથી ધર્મના કર્તવ્ય અકર્તવ્યનો બોધ થાય છે. વળી કહે છે કેઃ—

केवलं शास्त्रमाश्रित्य न कर्तव्यो विनिर्णयः
युक्तिहीनविचारे तु धर्महानिः प्रजायते।

કેવલ પુસ્તકોથી ધર્મ નિર્ણય ન કરવો, જે નિર્ણય યુક્તિથી વિરૂદ્ધ છે તેનાથી ધર્મની હાનિ થાય છે. મનુષ્યની જ્ઞાન

પાત્રતાના અધિકાર ભેદ રાખીને સકલ માનવ સમાજ માટે ધર્મ એકજ હોઇ શકે. અસહિષ્ણુતાનો ત્યાગ કરી સર્વ માટે સમતાની દૃષ્ટિ કેળવાવી જોઇએ. કેવલ જન્મથી વર્ણવિભાગ માનનાર માટે મહાભારત વનપર્વમાં યક્ષ યુધિષ્ટરનો સંવાદ તેમજ શાંતિપર્વ મોક્ષ ધર્મ અ૦ ૧૮૮, માં ભૃગુ ભરદ્વાજનો સંવાદ વાંચવા યોગ્ય છે. ત્યાં ભરદ્વાજ કહે છેઃ—कामः क्रोधो भयं लोभः शोकश्चिन्ता क्षुधा श्रमः ઇત્યાદિ. અર્થાત—કામ, ક્રોધ, ભય, લોભ, શોક, ચિંતા, ક્ષુધા, શ્રમ, સર્વને સરખાં અસર કરે છે, પરસેવો–મૂત્ર–વિષ્ટા–કફ, પિત, આદિ સર્વ શરીરમાં સરખાં હોય છે તો વર્ણ ભેદનું શું કારણ? ભૃગુ કહે છેઃ—

न विशेषोऽस्ति वर्णानां सर्वं ब्राह्ममिदं जगत,
ब्राह्मणापूर्वं सृष्टं हि कर्मभिर्वर्णतां गतम्.

સૃષ્ટિના આરંભમાં વર્ણ ભિન્ન ભિન્ન ન્હોતા, પણ કર્મ ભેદથી ભિન્ન ભિન્ન વર્ણ પાડવામાં આવ્યા. આમ કહી પછીના શ્લોકોમાં બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય, અને શુદ્ર પ્રત્યેક વર્ણના કર્મ લક્ષણનું વર્ગીકરણ કરે છે. તેમ કરતાં કહે છે કેઃ—

शौच परिभ्रष्टास्ते द्विजाः शूद्रतां गताः

શુદ્ધિ પવિત્રતા રહિત ભૃષ્ટાચારી થવાથી બ્રાહ્મણ કર્માનુસાર શુદ્ર થયા વળી સ્પષ્ટ કહે છે કેઃ—

इत्येतैः कर्मभिर्व्यस्ता द्विजा वर्णान्तरंगताः
धर्मो यज्ञक्रिया तेषां नित्यं न प्रतिषिध्यते.

પૂર્વોક્ત ભિન્ન ભિન્ન કર્મભેદને લઇને બ્રાહ્મણોમાંથી ચાર વર્ણ બન્યા. આ ચારે વર્ણને કર્મ–આદ ક્રિયાનો પ્રતિબંધ નથી.

इत्येते चतुरो वर्णा येषां ब्राह्मि सरस्वती ।

ચારે વર્ણને માટે સૃષ્ટિના આરંભમાં પરમાત્માએ સર્વના હિતાર્થે વેદવિદ્યા પ્રચરિત કરી.

આજના આર્યાવર્તની સ્થિતિ કેવળ ભિન્ન છે. પરસ્પર અનેક બળોનું સંઘટન થઇ રહ્યું છે. આર્યાવર્ત એકલું જુદું પડી ઉન્નતિ કરી શકે એમ નથી. નવાં સાધન, નવી સ્થિતિ અને નવા સંજોગ

ઉત્પન્ન થયાં છે. જુનું તેને તે રૂપમાં પુનઃસજીવન કરી શકાય એમ નથી. નવીનનું અંધ અનુકરણ અસ્મિતાનું ભાન ભુલાવે છે. પૂર્વની સંસ્કૃતિના પાયાપર નવીન પરિસ્થિતિને અનુકૂળ ઇમારત બાંધવી જોઇશે. એ બેના સમન્યોગમાંજ સિદ્ધિ છે.

વિજ્ઞાન, વિદ્યા, કલા, હુન્નર સર્વનો વિકાસ થવો જોઇએ. વિચારનું સ્વાતંત્ર્ય હોવું જોઇએ. અંધશ્રદ્ધાને સ્થળે બુદ્ધિપૂર્વક વિચાર કરવો જોઇએ. ઉપનિષદ કાલના મનુષ્ય જીવનના નિર્માણના પ્રશ્નો 'હું કોણ ને કયાંથી' એ પ્રશ્નો વિચારના સ્વાતંત્ર્ય વગર ન ઉદ્દભવે, સાંખ્ય દર્શન તત્વોના વિજ્ઞાન વગર ન સંભવી શકે, વેદાંતની પર્યેષણા માત્ર વલ્કલ ધારી જંગલીઓને ન સંભવી શકે, યોગની પ્રક્રિયા શારીરિક વિજ્ઞાન ને તત્વજ્ઞાનના પ્રચાર વગર કલ્પનામાં ન આવે, આર્યોના અતિથિ ધર્મો ને ભૂત દયાના સિદ્ધાંત પહેલા સોશીયોલોજી–(સમાજ વિદ્યા) ના પુષ્કલ મંથનો થયા હશે. મેક્ષમુલર કહે છે કે

'What I admire in the Indian philosophers is that they never try to deceive us as to their principles and the consequences of their theories. If they are idealist even to the verge of nihilism, they say...... They do not allow themselves to be driven one inch from their self chosen position.' આમાં મેક્ષમુલર આર્યદર્શનકારોના સ્પષ્ટ વકતત્વ જે પ્રશંસા કરે છે તે ત્હેમના વિચાર સ્વાતંત્ર્ય વિના ન સંભવી શકે. કાલે કાલે થયલા વિચાર વિગ્રહની વિજયપ્રાપ્તિના આ સર્વ શુભ ફલ છે.

વિચારમાં સ્વાતંત્ર્ય અને ચેતનતા શિવાય ધર્મ જ્ઞાનયુક્ત ચેતનતાવાળો હોતો નથી. અને જ્યાં સુધી મનુષ્યના હૃદયમાં ધર્મના ચેતન અંશો નથી ત્યાં સુધી ઉન્નતિ નથી.

આ ગ્રંથ મુખ્ય કરીને ઉક્ત સ્વતંત્ર દૃષ્ટિએ લખયલો છે, તેમ છતાં એ આર્યોના પ્રાચીન વેદ ધર્મને અનુકૂલ લાગે તો એનું કારણ એ ધર્મની વ્યાપકતા *છે. વિશેષમાં તે તો જયઘોષજ

* यथेमां वाचं कल्याणीमावदानी जनेभ्यः ब्रह्म राजन्याभ्या शूद्राय चार्य्याय च स्वाय चारणाय । ० ४. સર્વને સત્ય ધર્મનો અધિકાર છે

તદનુસાર અમુકજ પંથ સંપ્રદાય કે ધર્મ માટે નહીં, પણ મનુષ્ય માત્રની હિત દષ્ટિયે ધર્મ લાભ પ્રાપ્ત કરી પ્રજા નિર્ભય સ્વાશ્રયી, સત્યાશ્રય, સ્વમાનવાળી બને અને ભ્રાતૃભાવ, શાંતિ સ્થપાય એ હેતુથી લખાયલો છે.

આ બુદ્ધિવાદના કાર્ય કારણવાદના જમાનામાં સર્વ કોઇ શબ્દ પ્રમાણને સ્વીકારે એમ નથી. ગમે એવી શબ્દ કે અર્થ જાળથી સત્યને બાંધી શકાતું નથી, દુનિયામાં એવી કોઇ શકિત નથી કે સત્યને અટકાવી શકે, સત્યને સંતાડતા તે વ્યવહારમાં દ્વિગુણ બળથી બદલો લે છે. આ માટે માત્ર શબ્દ પ્રમાણપરજ મિથ્યા આગ્રહ નથી કર્યો. સામાન્ય વાચક ને જીવન નિર્માણના લક્ષ્યબિંદુ માટે યોગ્ય અધિકારની પાત્રતા સંપાદન કરવાને માર્ગદર્શક થાય એ હેતુથી લખાયો છે, બાકી જેઓ શુદ્ધ અધિકારી છે તેમને માટે આનો ઉત્તરાર્દ્ધ મનન કરવા યોગ્ય છે.

એક જ વાત વિચારવાની રહી છે. વર્તમાનમાં રાજકિયાદિ બાહ્ય બનાવોની અસરને લીધે આર્યાવર્તના સુપ્ત આત્મબળમાં જાગૃતિ આવી છે. લોકના અંતર્વૃત્તમાં મ્હોટા વિવર્ત થઇ રહ્યા છે. બાહ્ય બલોના આક્રમણ અને આત્મશક્તિ એક બીજાપર વિજય મેળવવા યત્ન કરી રહ્યાં છે, આવે સમયે અંતર્શોધન વિસરાવું ન જોઇએ. બાહ્યને પરાસ્ત કરવાના પ્રયત્નની સાથે સાથે આપણી નિર્બળતાનું શોધન થાય એ તેને સવિશેષ ઉપયોગી અને સહાયક થાય છે. આત્મશક્તિના વિકાસમાં ત્રુટીઓ હોય તે જોતાં રહેવું જોઇએ. આર્યાવર્તની સમગ્ર શક્તિઓ શુદ્ધ બની સંચિત થાય, એમાં એની ઉન્નતિ અને ઇષ્ટ સિદ્ધની સત્વર સફળતા છે.

ઉકત કારણોને લીધે શેઠ વલ્લભદાસના આ પુસ્તક પ્રકાશનનો પ્રયત્ન સમયાનુચિત લેખી ગુર્જર પ્રજા ધન્યવાદને પાત્ર ગણશે. અને સુહૃદ ગુજરાતી વાંચકો ઉત્સાહથી વધાવી લેશે એવી આશા ઉચિત ગણાશે.

નેત્રમણિ રાજારામ શ્રોફ.

ૐ

# ભૂમિકા.

આ બ્રહ્માંડરૂપી ભૂમિપર સમસ્ત માનવસૃષ્ટિમાં પ્રત્યેક દેહધારી જીવોની પરિસ્થિતિમાં પરિવર્તન થતું રહે છે. બાલ, કૌમાર, કિશોર, યુવા, જરા વિગેરે અવસ્થાઓનાં રૂપાંતર થતાં રહે છે. આચાર વિચાર, રહેણી કરણી, નીતિરીતિ, ભાષા ઇત્યાદિ સર્વમાં આ નિયમ પ્રવર્તે છે. આર્યાવર્તમાં મૂલ વેદકાલથી માંડી અત્યાર સુધીમાં અનેક ફેરફારો થયા છે, થતા રહ્યા છે. અંગ્રેજી રાજ્યની પૂર્વની સ્થિતિમાં અને વર્તમાન સ્થિતિમાં અનેક ફેરફારો થયલા જોવામાં આવે છે. પ્રકૃતિની ચંચલતાનો આ નિયમ સર્વત્ર વ્યાપક છે.

આ નિયમને વશ થઇ દેશ, કાલ, સ્થિતિ, સંસ્કારના વિવિધ અનુભવ કરતે કરતે સં૦ ૧૯૪૦ થી ૧૯૪૮ સુધીના આઠ વર્ષોમાં આ લેખકના એકાન્ત વનનિવાસી જીવનનો પરિત્યાગ થયો; અને મુંબઇ ઇલાકાના લોકોની સાથે સહવાસમાં આવવું થયું. તે સમયે ઘણાક સામાન્ય તેમ સાક્ષર બંધુઓ સાથે ગ્રંથ નિરૂપિત લૌકીક તેમજ શાસ્ત્રીય વિષયો સંબન્ધી પ્રશ્નોતર રૂપે વાર્તાલાપના પ્રસંગો થતા. આ પૃચ્છક બંધુજનોના પ્રશ્નોના યથાશકિત, યથામતિ, યથાનિશ્ચય ઉત્તર આપવામાં આવતા તેની નોંધ કરી લેવામાં આવતી. આ નોંધને એકત્રિત કરી બોધ તરીકે સંગ્રહિત કરવામાં આવી.

આ પ્રમાણે ત્રણ ચાર વર્ષો વીત્યાં, દરમ્યાનમાં જ્યારે જ્યારે પ્રશ્નોત્તરકાલે પ્રશ્નોની પુનરૂકિત થતી, કે વિષયગત્ પ્રશ્નોનું રૂપાંતર થતું ત્યારે ત્યારે આ લિખિત નોંધસમૂહમાંથી પૃચ્છકને ઉત્તરનું શ્રવણ કરાવવામાં આવતું.

દૈવયોગે પુન: એકાન્તવાસમાં જવું થયું. ત્યાં કેટલાક જીજ્ઞાસુ મર્મશોધકો સાથે સંસર્ગમાં આવતાં તત્વવિચાર અને તદ્વિષયક સ્મરણો–અર્થાત પૂર્વોકત શ્રવણ, મનનનું આલેખન

કરવાનો પ્રસંગ પ્રાપ્ત થયો. ત્હેની પણ નોંધ કરી લેવામાં આવી. પૂર્વોક્ત દ્રષ્ટિ અનુસાર ત્હેને પણ બોધ રૂપ સમજી સંગ્રહિત કરવામાં આવી.

કેટલાક સજ્જનોની પ્રેરણાને લીધે તેમજ આ સંસારમાં આયુષ્યની અલ્પ મર્યાદા સમજી, આ નોંધોની જેવા તેવા રૂપમાં પરસ્પર સંગતિ મેળવવાનો પ્રયત્ન કરી જેવી તેવી ગુજરાતી ભાષામાં આ લેખન કરવામાં આવ્યું. કારણકે ઉપરોક્ત પ્રશ્નોતરના પ્રસંગો જો કે બહુધા ગુજરાતીને મળતી શૈલીમાં થયા હતા, તોપણ મ્હારૂં ગુજરાતી જ્ઞાન બહુ અલ્પ હતું, બલ્કે નહીં સરખું હતું. આ પ્રમાણે આ લિખિત નોંધના સમગ્ર સમૂહાત્મક બોધનું નામ 'ભ્રમનાશક' રાખવામાં આવ્યું; કારણકે દેશ, કાલ, વસ્તુ, સ્થિતિનો વિચાર કરતાં તેમજ જે બોધ વિષયોને ગ્રથિત કરવામાં આવ્યા હતા ત્હેનો વિચાર કરતાં આ નામાભિધાનથી અંકિત કરવાનું યોગ્ય ધાર્યું. આ પ્રમાણે આ મૂલ ગ્રંથની ઉત્પત્તિનું કારણ છે.*

---

*૧ સામાન્ય જ્ઞાન, ભ્રમણા, સંશયનું બાધક નથી થતું બલ્કે સાધક થાય છે; પરંતુ વિશેષ જ્ઞાનજ ભ્રાંતિનિવારક સંશય બાધક થઇ શકે છે.

૨. ઘણી વખત એવું બને છે પ્રથમ અધિષ્ટાનનું (પરમાર્થ દર્શન) જ્ઞાન થાય છે. ત્હેની ઉત્તર ક્ષણમાં અધ્યસ્ત (ભ્રમ) નો અભાવ થાય છે. દૃષ્ટાંત તરીકે અધિષ્ટાનનું જ્ઞાન થયા પછી—સત્યાર્થ પ્રાપ્તિ પછી, મૃગજલ તૃષ્ણાના જલનો—ત્હેના જ્ઞાનનો અભાવ થાય છે. (માટે પરમાર્થદર્શન તે ભ્રમનાશક છે.)

૩. કેટલીક વખત એવું પણ થાય છે કે પ્રથમ માત્ર ભ્રમનો અભાવ થાય છે. તત્પશ્ચાત ત્હેના અધિષ્ટાનનું જ્ઞાન થાય છે. દૃષ્ટાંત તરીકે કાળા રંગની લાકડીને જોવાથી અજાણ્યા માણસને સર્પની ભ્રાંતિ થાય છે અને ભય ઉત્પન્ન થાય છે, પછી જ્યારે દૂરથી કંઇ લાકડી કે કાંકરાવતી છેડવામાં આવે ત્યારે એવો નિશ્ચય થાય કે એ પ્રાણી સર્પ નથી, સર્પથી ઇતર કંઇ બીજુંજ હશે. આ પ્રમાણે સર્પભ્રમની નિવૃત્તિ થયા પછી ત્હેને સ્પર્શ કરી જોવાથી નિશ્ચય થાય છે કે એ લાકડી છે.

વાચકની અધિકાર દષ્ટિથી આ સમૂહાત્મક વિષય વિવેચનને પૂર્વાર્દ્ધ અને ઉતરાર્દ્ધ આવા બે વિભાગમાં યોજવાનું યોગ્ય ધાર્યું. આમાં પ્રથમના પૂર્વાર્દ્ધમાં ત્રણ પ્રકરણોનો સમાવેશ કરવામાં આવ્યો છે.

૧. **નિર્ણય પ્રકરણ** (જ્યારે જ્યારે અને જે ભાવથી પ્રશ્નોત્તરો થયા હતા ત્હેનો ખાસ સંગતિક્રમની દષ્ટિ વિનાનો સમૂહ.) આ પ્રકરણમાં જીવ, ઇશ્વર, પ્રકૃતિ, બંધ, પુનર્જન્મ, શ્રેય, સાધન, ધર્મ, અર્થ, કામ, મોક્ષ, રૂઢિ, વ્યવહાર, પ્રમાણ, દેશોન્નતિ ઇત્યાદિ અનેક વિષયોનું નિરૂપણ પશ્નોત્તર રૂપે કરવામાં આવ્યું છે.

૨. **લક્ષણ પ્રકરણ** (જેમણે જે જે પદાર્થોનાં લક્ષણો સંબન્ધી પ્રશ્નો પૂછેલા ત્હેનો ક્રમસમૂહ.)

આ પૂર્વાર્દ્ધમાં આસરે ત્રણસો પદાર્થોનાં લક્ષણ આપવામાં આવ્યાં છે. ત્હેમાંના ૧૮૦ પ્રથમના નિર્ણય પ્રકરણમાં, આસરે ૧૧૦ પદાર્થો લક્ષણ પ્રકરણમાં, અને ૧૪ ઉપદેશ પ્રકરણમાં વિવિધ

---

૪. કેટલીક વખત એવું બને છે કે (અધ્યસ્ત) ભ્રમનો અભાવ અને ત્હેના અધિષ્ટાનનું જ્ઞાન એટલું તો સમીપકાલીન હોય છે કે ત્હેને સમકાલીન માનવું પડે છે. યથા શરીર અને જીવાત્માનો તાદાત્મ્ય સંબન્ધ હોવાથી જે સ્વત્વ (અહંત્વ) રૂપ ભ્રમ થાય છે, તે ભ્રમ અને જીવાત્માનું ભાન એકકાલેજ થતું જણાય છે.

ઉપરોકત વિવિધ દષ્ટિબિંદુઓમાંથી એકાદનો સ્વીકાર કરી પૂર્વોકત બોધરૂપ નોંધના ભ્રમનાશક અને પરમાર્થદર્શન એમ બે વિભાગ કર્યા. પરંતુ માત્ર બોધ ત્હેના બોધ્ય વગર શ્રોતાને ઉપયોગી નથી થઇ શકતો. આથી ભ્રમનાશક અને પરમાર્થદર્શન આ બે નામ યોગ્ય ધાર્યાં. અર્થાત એકજ બોધ ગ્રંથ છે, જાણે કે (ભ્રમનાશક, પરમાર્થદર્શન) બે જુદા ગ્રંથ રૂપ હોયજ નહીં પરંતુ પુરસ્પરમાં સંબન્ધ હોવાથી બોધ પદ સામાન્ય રાખીને બે વિભાગો યોજ્યા છે.

સ્થળે પ્રસંગવશાત્ લખવામાં આવ્યાં છે. એ એવા રીતે તે તે સ્થળે યોજવામાં આવ્યાં છે કે જેથી વાચક, જીજ્ઞાસુ ચિન્તક પ્રચલિત ધર્મ, પંથ અને મતમતાંતરોની સીમા અને મર્યાદા બન્ધનના સંકુચિત ભાવમાં ન ફસાતાં વ્યવહારમાં યોગ્ય પ્રવૃત્તિ નિવૃત્તિ કરે.

૩. ઉપદેશ પ્રકરણ (જેને જેવી રીતે ઉપદેશ કરવામાં આવ્યો એવી નોંધનો સમૂહ.)

આ પ્રકરણમાં વર્ણાશ્રમ, વ્યવહાર અને અધિકાર પ્રાપ્તિ એ બન્ને વિષયોનો ઉપદેશ કરવામાં આવ્યો છે, અને સામાન્ય વ્યવહારમાં ઉપયોગી થાય એવાં આસરે ૩૨૫ શિક્ષા વચનો લખવામાં આવ્યાં છે.

આ પુસ્તકના દ્વિતીય ભાગ પરમાર્થ દર્શનનું ઉત્તરાર્દ્ધ નામ રાખવામાં આવ્યું છે. તેમાં બીજાં ચાર પ્રકરણો સમાય છે.

૧. નિયમ પ્રકરણ—(ધર્મનાં મૂલ તત્વો અને સત્ નિર્ણાયક સામગ્રી.)

---

૧. ફલિતાર્થ એ કે ભ્રમનાશક અને પરમાર્થદર્શન એક બન્ને જુદા જુદા ગ્રંથ તુલ્ય છે. પરંતુ એકબીજાનો એકબીજા સાથે સંબન્ધ છે એવું માનવામાં આવે તોયે હરકત નથી.

૨. જો બન્નેને બોધના વિભાગ માનવામાં આવે તો તે પણ યોગ્યજ છે કારણકે તેમ તો થયુંજ છે. મૂલ નોંધમાના બોધનું વિષય પૃથક્કરણ થવાથી ત્હેના બે વિભાગ પાડવામાં આવ્યા છે.

૩. ધર્મ, પંથ, મત, રૂઢિ, પ્રકૃતિ, પુરૂષ, જીવ, મોક્ષ વિગેરે વિષયો સંબન્ધી લોકોમાં જે ભ્રમ, ભ્રાંતિ, સંશય વગેરે જોવામાં આવે છે ત્હેનો નાશકારક હોવાથી પણ એક રીતે ભ્રમનાશક એ નામ યોગ્ય છે.

૪. પરમાર્થ (મુખ્ય ઇષ્ટ) રૂપ જે ઇશ્વર, પ્રકૃતિ, જીવ આ ત્રણેનું જ્ઞાન તથા ત્હેનું ફળ જે મોક્ષ—ત્હેનું દર્શન, પ્રાપ્તિ આ ગ્રંથદ્વારા થઇ શકે છે (અર્થાત આ ગ્રંથ ત્હેના સ્વરૂપને દર્શાવનારો છે) તેથી પણ ત્હેનું નામ પરમાર્થદર્શન ઉચિત ગણ્યું છે.

કોઇ સ્થળે એને માત્ર ભ્રમનાશક એટલા નામથીજ સંબોધવામાં આવ્યો હોય તે લોકવર્તાવને લઇને સમજવું. કારણકે લાઘવ દષ્ટિથી એ નામ લોક પ્રચરિત જોવામાં આવે છે.

તત્વ દર્શન નામના લખેલા ગ્રંથના દ્વિતીય પ્રકરણમાં લગભગ ૬૫૮ મૂલ સૂત્રો છે. ત્હેનો સાર ઉપજાવી આસરે ૩૦૦ સૂત્રોને આ નિયમ પ્રકરણમાં આપવામાં આવ્યા છે, એનો સંપૂર્ણ વિસ્તાર (ઉદ્દેશ, લક્ષણ, પરીક્ષા, હેતુ, દષ્ટાંત, પરિણામ, ફ્લ વિગેરેનું સંપૂર્ણ વિવેચન) તે મૂલ ગ્રંથમાં કરવામાં આવ્યું છે.

૨. પુરૂષ વિવેક ખ્યાતી પ્રકરણ—(ચિત્ત જડનું વિવેક કરનારૂં તથા જીવ તેમજ આત્મસ્વરૂપ બોધક) જીવાત્મા તથા પરમાત્માના સ્વરૂપનું અધિકારીને સુગમતાથી બોધ થાય એવી યોજનાનું નિરૂપણ આમાં કરવામાં આવ્યું છે.

૩. પ્રકૃતિ વિવેક ખ્યાતી પ્રકરણ—(જડ ચેતનનું વિવેક કરનારૂં તથા માયાના સ્વરૂપ અને તેના કાર્યનું બોધક) માયાના સ્વરૂપનું સુખેન બોધ થાય એવી દષ્ટિથી પ્રકૃત વિષયનું નિરૂપણ કરવામાં આવ્યું છે.

૪. વિલક્ષણ પ્રકરણ—જડ ચેતન અર્થાત પ્રકૃતિ પુરૂષની વિલક્ષણતા (બ્રહ્મ માયાની વિલક્ષણતા) આ બન્નેનો વિલક્ષણ સંબન્ધ, વિલક્ષણ ભેદ, અભેદ, અને વિલક્ષણ વ્યાપારનું બોધક તથા જ્ઞાનફ્લ અને મુક્તિનું પરીક્ષા સૂચક.

ઉપરોક્ત ચાર પ્રકરણના નિરૂપિત વિષયોને સ્પર્શ કરનારા તત્વ વિચારોનું આ ઉત્તરાર્દ્ધમાં અધિકાર ભેદની દષ્ટિ રાખીને વિવેચન કરવામાં આવ્યું છે. ત્હેની અનુભૂમિકા ત્હેની સાથે યોજવામાં આવી છે. ભિન્ન ભિન્ન પાત્રોના અધિકાર ભેદને લક્ષીને આ બન્ને ભાગોને જુદા જુદા પુસ્તક રૂપે પ્રગટ કરવામાં આવ્યા છે.

આ પૂર્વાર્દ્ધમાંના કેટલાક શંકા સમાધાનના પ્રસંગો કેટલેક અંશે જો કે વિદ્વાનોને પણ ઉપયોગી થાય એવા છે, છતાં મુખ્ય કરી સામાન્ય જનમંડળને ઉપયોગી થાય એવા ઉદ્દેશથી લખવામાં આવ્યા છે. અને ઉત્તરાર્દ્ધની રચના મુમુક્ષુ, શોધક જીજ્ઞાસુ જન વિશેષને તત્વ બોધનું જ્ઞાન થાય એ દષ્ટિથી કરવામા આવી છે.

સારાંશ કે મતમતાંતરના નિર્ણય માટે પ્રીતિ ધરાવનારા, ધર્મવીર, સત્કર્માભિલાષી, ઇશ્વરમાં શ્રદ્ધા રાખનારા, આસ્તિક

દેશહિતૈષી સજ્જનો આ પૂર્વાર્દ્ધના અધિકારી છે. અને કર્મ ઉપાસના સિદ્ધ, વિવેક વૈરાગ્ય સંપન્ન અને મુખ્ય સત્ય તત્વ પ્રાપ્તિની ઉત્કટ જીજ્ઞાસાવાળા એવા મુમુક્ષુ ઉત્તરાર્દ્ધના અધિકારી છે.

આ પરથી સુજ્ઞ વાચકો સમજી શકશે કે આ ગ્રંથ, મુકત, જ્ઞાની, વિદ્વાન પંડ્તિો માટે અથવા તો કેવળ અજ્ઞાની, હીન બુદ્ધિ બાળકો માટે નથી.

અત્રે એક બાબત જણાવવાની અગત્યતા છે. નિયમ પ્રકરણ બન્ને વિભાગોને આધારરૂપે સંબન્ધ ધરાવનારૂં છે. કારણકે એ ગ્રંથનું મૂલ એ પ્રકરણને અવલંબે છે. એ માટે જો આ પ્રકરણને પૂર્વ ભાગનું અંગ ગણવામાં આવે તો પૂર્વાર્દ્ધના ચાર અને ઉત્તરાર્દ્ધના ત્રણ પ્રકરણ માનવામાં હરકત નથી. તાત્પર્ય કે હરકોઇ ભાગના વાચકને એ પ્રકરણ અવસ્ય વિચારણીય છે. અને આ હેતુથી નિયમ પ્રકરણમાંનાં ૧૩૩ સૂત્રો આ પૂર્વાર્દ્ધમાં પ્રસંગે પ્રસંગે પરોવાઇ ગયાં છે. (આવી ગયાં છે.)

ગ્રંથનો આરંભ ૐ અક્ષરથી કરવામાં આવ્યો છે, અને પૂર્ણાહુતિ પણ ૐ અક્ષરથી થઇ છે, આ બેની મધ્યમાં સ્વપ્ન-તુલ્ય (હીસ્ટીરીયાની ઉન્માદ અવસ્થા સમી સ્વપ્ન સ્થિતિ) સ્થિતિમાં જાણે આ ગ્રંથની સમાપ્તિ થઇ હોય? એટલે સમગ્ર ગ્રંથ માત્ર એક વાકય સરખો છે એવું માનવું ઉચિત ગણાશે. આ વાત સામાન્ય રીતે માનવામાં આવે એવી નથી, પણ ગ્રંથના સંપૂર્ણ રહસ્યનો તત્વાનુભવ થતાં, તદાત્મકતા પ્રાપ્ત થતાં આ વાતની સહજે પ્રતીતિ થઇ જશે.

દૈવવશાત્ ભાષાની સંપૂર્ણ અભિજ્ઞતા ન હોવાથી જેવી તેવી શૈલીમાં વિષયોનું ગુંથણ કરવામાં આવ્યું છે. તોપણ આથીય મૂલ આશય સચવાશે અને એ ઇચ્છા કોઇ કાલે સફલ થશે એમ સમજી પ્રગટ કરવાનું યોગ્ય ધાર્યું છે. વાચક વર્ગ તેહેનો યથાશકિત લાભ લઇ આ અલ્પ પ્રયત્ન ફલપ્રદ કરશે એવી આશા છે.

આ શિવાય આ ગ્રંથની આગળની આવૃત્તિમાં જે મૂલ ગ્રંથકારની ભૂમિકા છે તે લખવાનું અત્રે પ્રયોજન નથી.

ग्रं. क.

# વિજ્ઞપ્તિ.

આ સમગ્ર ગ્રંથના સંબન્ધમાં મુખ્ય કરીને આ પૂર્વાર્દ્ધના પ્રસંગમાં વાચકવૃંદને નમ્રતાપુર્વક એક વિનંતી કરવાની છે. તે એ કે આ પૂર્વાર્દ્ધમાં કોઇ સામાન્ય વર્ગ (મંડળી, જાતિ, મત, પંથ, સંપ્રદાય વિગેરે) ના સંબન્ધમાં પ્રસંગવશાત્ કોઇ દોષાભાસની કલ્પના કરે તો, તે કોઇ પણ નિર્દોષ (પૂજ્ય, માન્ય, પવિત્ર, પ્રતિષ્ઠિત, બ્રાહ્મણ, સાધુચરિત, આચાર્ય, પેગંબર, સુધારક, પાદરી, ધર્મગુરૂ, ગૃહસ્થ, વિદ્વાન, પંડિત, રાજા, શ્રીમંત અગર હરકોઇ યોગ્ય પુરૂષ કે સમાજ) ને ઉદ્દેશીને નથી એ વાત તો સ્પષ્ટજ છે; તથાપિ જો ઉક્ત પ્રકારનું કોઇ વાક્ય અગર પદ, યા મર્મ કોઇ અયોગ્યને સ્પર્શ કે સંબન્ધ કરતું જણાય, તો ત્હેના સંબન્ધમાં હિત દષ્ટિથી સામાન્ય સૂચના એ કરવાની છે કે, પ્રશ્નોત્તર કાલે યથા અધિકારી, યથા પ્રશ્ન, યથા પ્રસંગ ઉત્તર આપવાનું યોગ્ય ધારવામાં આવ્યું હતું. તેમ છતાં આ ગ્રંથમાં જે જે વિષય જે જે રૂપમાં ગ્રથિત કરવામાં આવ્યા છે, તે તે વિષયને તે તે રૂપમાં સ્વીકારવો કે ન સ્વીકારવો, ગ્રહણ કે ત્યાગ કરવો, અગર સમગ્ર માન્ય રાખવો કે અમુક અંશમાંજ માન્ય રાખવો એ સૌ પ્રત્યેક જીજ્ઞાસુ વાચકની ઇચ્છાને આધિન છે. એ સંબન્ધમાં અમારો કોઇ પણ પ્રકારનો લેશ પણ આગ્રહ કે બલાત્કાર નથી. આ ગ્રંથમાં કે ગ્રંથકારની એ પ્રકારની ઇચ્છા સરખી નથી. બલ્કે સ્વતંત્ર વિચારશક્તિ જાગ્રત થઇ પ્રત્યેક મનુષ્ય શુદ્ધવૃત્તિથી સત્ય મર્મ પ્રાપ્ત કરે એ માટે પ્રેરણા રૂપ છે. મનુષ્ય માત્ર પોતપોતાની અધિકાર મર્યાદામાં સ્વતંત્ર છે. સર્વ કોઇ પોતપોતાના વિચારના અધિકારી છે, એટલે સૌ કોઇ પોતપોતાના હિતાહિત અને લાભાલાભની દષ્ટિયે યોગ્ય તુલના કરી તદ્દનુસાર યથોચિત પોતાની યોગ્યતાનુસાર વિચાર, અગર વર્તન રાખવાને અધિકારી છે.

તાત્પર્ય કે ગ્રંથ લેખન અને પ્રકાશનમાં કોઇનું પણ યત્કિંચિત પણ દિલ દુભાવવાનો આશય નથી. વાસ્તવિક રીતે તો એ મિત્રોના પરસ્પર સંવાદ રૂપે અથવા તો વિનોદ રૂપેજ છે.

"The faith that stands on authority is not faith."—EMERSON.

निन्दन्तु नीति निपुणा यदि वा स्तुवन्तु,
लक्ष्मी: समाविशतु गच्छतु वा यथेष्टम्;
अद्यैव वा मरणमस्तु युगान्तरे वा,
न्याय्यात्पथ: प्रविचलंति पदं न धिरा: ॥ १ ॥ भर्तृहरि

"Mere belief is a confession of ignorance; true faith is based on conviction."—DR. HARTMAN.




विद्या यस्य सनातनी सुविमला, दुःखौघविध्वंसिनी ।
वेदाख्या, प्रार्थितार्थधर्मसुगमा कामस्य विज्ञापिका ॥
मुक्तानामुपकारिणी सुगतिदा, निर्बाधमानन्ददा ।
तस्यैवानुदिनं वयं सुखमयं भर्गः परं धीमहि ॥ १.

સર્વ દુઃખોના ઓઘનો ધ્વંસ કરવા વાળી, ધર્માનુકૂલ કામનું વિજ્ઞાપન કરી ધર્મ અને અર્થ સુગમતાપૂર્વક પ્રાપ્ત કરાવનારી, મુક્તોને ઉપકારિણી તથા સંસારીઓને જન્માન્તરમાં શુભ માર્ગે સંચલન કરાવનારી, સર્વ પ્રકારના વિક્ષેપ રહિત આનન્દને અર્પનારી, નિર્મલ, શુધ્ધ સનાતન વિદ્યા વેદાર્થમાં જેની પ્રતીત થઇ છે તેના, સુખ સ્વરૂપ, સર્વોત્તમ, જ્ઞાનમય તેજને નિરંતર ધારણ કરીએ. ૧

यस्माज्जातमिदं विश्वं यस्मिंश्च प्रतिलीयते ।
यत्रेदं चेष्टते नित्यं तमानन्दमुपास्महे ॥ २.

સર્વ નિયન્તા પરમાત્મા જેનાથી આ અનેક પ્રકારનું ચિત્ર વિચિત્ર જગત ઉત્પન્ન થયું છે, જેની (સ્વાભાવિક સત્તા માત્રથી) નિયમ પૂર્વક સ્થિતિ બની રહેવાથી સર્વ ચેષ્ટા થઇ રહે છે, અને જેમાં સર્વ પાછું લય પામે છે એવા, આનન્દ સ્વરૂપ બ્રહ્મની સદા ઉપાસના કરીએ. ૨

दिकाळाकाशभेदेषु परिच्छेदो न विद्यते
यस्य चिन्मात्ररूपस्य नमस्तस्मै महात्मने ॥ ३.

દિશા, કાલ અને આકાશના ભેદોથી જે અપરિચ્છિન્ન છે, જેને દિશા કાલ ને અવકાશ સ્પર્શ કરી શકતાં નથી, છતાં સર્વ દિશા, કાલમાં સર્વત્ર સર્વ કાલે વિદ્યમાન છે એવા સર્વ વ્યાપ્ત પરમાત્માને નિત્ય નમસ્કાર હો. ૩

× × × × ×

ॐ द्यौः शान्तिरन्तरिक्ष ॐ शान्तिः पृथिवी शान्तिरापः
शान्तिरोषधयः शान्तिः सर्व ॐ शान्तिः शान्तिरेवः शान्तिः
सामाशान्तिरेधि—ॐ शान्तिः शान्तिः शान्तिर्ब्रह्मशान्तिः

ૐ આકાશ શાન્ત થાઓ, અંતરિક્ષ શાંત થાઓ, પૃથ્વી શાંત થાઓ, જલ શાંત થાઓ, ઔષધિઓ શાંત થાઓ, સર્વત્ર શાંતિજ શાંતિ થાઓ, ૐ શાંતિ થાઓ, શાંતિ થાઓ, શાંતિ થાઓ, હે બ્રહ્મ! શાંત થાઓ ૐ!



॥ ૐ ॥

# ભ્રમનાશક—પરમાર્થ દર્શન.

## पूर्वार्द्ध प्रारंभ.

## નિર્ણય પ્રકરણ ૧ લું.

ॐ भू र्भुवः स्वः तत् सवितुर्वरेण्यं भर्गो देवस्य धी महि ॥ धियो यो नः प्रचोदयात् ॥ ગાયત્રી મંત્ર.

ॐ સર્વ પ્રાણીઓને પાલન કરવાવાળો.

अ {
- विराट...જે વિવિધ જગતનો પ્રકાશ કરવાવાળો છે.
- अग्निः...જે જ્ઞાન સ્વરૂપ અને સર્વત્ર વ્યાપક છે.
- विश्वः...જેમાં સર્વ જગત પ્રવેશ કરી રહ્યું છે અને સર્વત્ર વ્યાપક છે.

ह {
- हिरण्य गर्भः જેના ગર્ભમાં પ્રકાશ કરવાવાળા સૂર્યાદિ લોક છે અને જે પ્રકાશવાળા સૂર્યલોકનો ઉત્પન્ન કરવાવાળો છે.
- वायुः.........જે અનંત બલવાન અને સર્વ જગત ધારણ કરવાવાળો છે.
- तैजसः........જે પ્રકાશ સ્વરૂપ અને સર્વ જગતનો પ્રકાશ છે.

म {
- ईश्वरः.......જે સર્વ જગતનો ઉત્પાદક, સર્વ શકિતમાન અને ન્યાયકારી છે.
- आदित्यः....જે નાશ રહિત છે.
- प्राज्ञः.......જે જ્ઞાન સ્વરૂપ અને સર્વજ્ઞ છે.

भूरितिवैप्राणः.........જે સર્વ જગતના જીવનનો હેતુ અને પ્રાણથી પણ પણ પ્રિય છે એટલા માટે પરમેશ્વનું નામ 'भू' છે.

भवरित्य पान.........જે મુકિતની ઇચ્છા કરવાવાળા મુક્ત અને પોતાના સેવકજનોને દુઃખ દૂર કરી સુખમાં રાખે છે એટલા માટે પરમેશ્વરનું નામ 'भुवः' છે.

स्वरित्यव्यान ........જે સર્વ જગતમાં વ્યાપીને સર્વને નિયમમાં રાખે છે, અને સર્વનું નિવાસ સ્થાન તથા સુખરૂપ છે એટલાજ માટે પરમેશ્વરનું નામ 'स्वः' છે.

सवितुः........જે સર્વ જગતનો ઉત્પન્ન કરવાવાળો અને ઐશ્વર્યનો દાતા છે.

देवस्य........જે સર્વના આત્માનો પ્રકાશક અને સર્વ સુખનો દાતા છે.

वरेण्यं........જે અત્યન્ત ગ્રહણ કરવા યોગ્ય, સ્તુત્ય, સર્વથી શ્રેષ્ઠ અને આકાશવત્ આચ્છાદનીય છે.

भर्गः.........જે શુદ્ધ વિજ્ઞાન સ્વરૂપ છે.

तत्.........ત્હેને.

धीमहि :......અમે સદા પ્રેમ ભક્તિથી નિશ્ચય કરીને પોતાના આત્મામાં ધારણ કરીએ કારણ કે,

यः...........જે પૂર્વોક્ત સવિતા દેવ પરમેશ્વર છે તે.

नः..........:અમારી,

धियः.........બુદ્ધિને,

प्रचोदयात्..........કૃપા કરી સર્વ કુકર્મોમાંથી દૂર કરી સદા ઉત્તમ કામમાં પ્રવૃત્ત કરો.

એટલા માટે સર્વ લોકોને ઉચિત છે કે જે સત્ ચિત્ આનન્દ સ્વરૂપ, નિત્ય જ્ઞાની, નિત્ય મુક્ત, અજન્મા, નિરાકાર, સર્વ શક્તિમાન, ન્યાયકારી, વ્યાપક, કૃપાળુ, સર્વ જગતનો ઉત્પન્ન કરવાવાળો તથા પાલન કરવાવાળો એવો જે પરમાત્મા છે ત્હેની ઉપાસના સદા કરવી. જેથીં ધર્મ, અર્થ કામ અને મોક્ષ એ જે મનુષ્યરૂપ દેહવૃક્ષના ચાર ફળ છે, તે ત્હેની કૃપાથી સર્વદા સર્વ મનુષ્યોને પ્રાપ્ત થાય.

૧ પ્રશ્ન–ગુરૂવર્ય? આપ ઈશ્વરની ઉપાસના કરવાનું કહો છો પણ ઈશ્વર છે એની ખાતરી શી? ઈશ્વરનું અસ્તિત્વજ ન હોય તો પછી ઉપાસના શા માટે કરવી? જો ઈશ્વર હોય તો ત્હેની પ્રતીતિ કેમ થતી નથી?

૧ ઉત્તર–ભાઇ સાંભળો, ઇશ્વરનું અસ્તિત્વ તો નિશ્ચયજ છે, કારણ કે વેદાદિ શાસ્ત્રીય ગ્રંથોમાં ત્હેનું પ્રતિપાદન કરવામાં આવેલું છે. એટલુંજ નહિં પણ માત્ર તેજ સ્વપ્રકાશ હોવાથી અન્ય પ્રમાણોથી પણ અપરોક્ષ રીતે ત્હેની સિદ્ધી થઇ શકે છે. વળી અનુમાનદ્વારા એમજ ફલિત થાય છે કે પંચતત્વ, આકર્ષણ અને કુદરત (જે જડ છે તે) એ, જેની સત્તાવડે નિયંત્રણમાં રહી વ્યવસ્થિતપણે નિયમપૂર્વક પ્રવૃત્તિ કર્યાં જાય છે, અને આ વિશ્વમાં જે સર્વનું પ્રેરક, ચાલક અને શાસક છે તેવું કોઇ ત્હેમનાથી મહાન શક્તિવાળું ચૈતન્ય હોવુંજ જોઇએ. અને તેજ મહાન શક્તિવાળો સર્વાધાર ચૈતન્ય–ઇશ્વર, સર્વનો ઇષ્ટ ઉપાસ્ય છે. (વિશષ ઉ–૬૪ માં વાંચશો.)

અહીં એ ધ્યાનમાં રાખવાનું છે કે તે ચૈતન્ય ઇન્દ્રિયાતીત છે. અર્થાત ઇંદ્રિયોદ્વારા ત્હેનું જ્ઞાન થઇ શકે એવું નથી. આવી પ્રવૃત્તિનું દર્શન અન્યત્ર પણ ઘણા દ્દષ્ટાંતોમાં જોવામાં આવે છે. જેમકે કેટલીક જાતની પીડાનું આપણને અનુભવથી ભાન થાય છે છતાં ઇંદ્રિયોથી જાણી કે જોઇ શકતા નથી, તેવુંજ આમાં પણ બને છે. વળી જેવી રીતે મન બુદ્ધિનું મૂળ સ્વરૂપ શું છે તે બુદ્ધિદ્વારા જાણી શકાતું નથી, તેમ તે ચૈતન્ય પણ મન બુદ્ધિદ્વારા જાણી શકાતું નથી, એવું તે મન વાણીથી પર છે. તોપણ જેમ અગોચર શૃંગારરસ વિષયક આનંદ બાહ્યેન્દ્રિયયનો વિષય નથી છતાં, ત્હેના ભોકતા યોગ્ય અધિકારી (નિરોગી યુવાન સ્ત્રી પુરૂષ) અનુભવી શકે છે, અને અનધિકારી મનુષ્ય (બાળક, રોગી વિગેરે) અનુભવી શકતો નથી, તેમ આ અગોચર, બુદ્ધિથી પર અને જડ પ્રકાશક તેમજ વિલક્ષણ પ્રકારના અલૌકીક ઇશ્વર સ્વરૂપને યોગ્ય અધિકારી મનુષ્ય વિષયાનંદથી કેવળ ભિન્ન પ્રકારે અકથ્ય રીતે અનુભવી શકે છે, અને અનધિકારી મનુષ્ય અનુભવી શકતો નથી. તાત્પર્ય એ છે કે યોગ્ય અધિકારી થયા શિવાય એનું સ્વરૂપ કદી અનુભવી શકાતું નથી એ ખાસ ધ્યાનમાં રાખવાનું છે.

૨ પ્રશ્ન–તમે જે અધિકારી વિષે કહોછો તે અધિકારી કોણ અને ત્હેનામાં કેવાં લક્ષણ હોવાં જોઇએ?

૨: ઉત્તર—હા, સત્ય છે, અધિકાર ઘણા પ્રકારના હોય છે; પણ આમાં અધિકારી એટલે ઇશ્વર પ્રાપ્તિ અર્થાત મોક્ષ માટે પ્રયત્ન કરી યોગ્ય થનારા મનુષ્યને અધિકારી કહેવામાં આવે છે. અને ત્હેનામાં નીચેનાં લક્ષણ હોવાની આવશ્યકતા છે.

૧ કર્મસિદ્ધિ—અર્થાત શાસ્ત્રાનુસાર વિધિપૂર્વક સંધ્યા, યજ્ઞાદિક સત્કર્મ ધર્મનું જ્ઞાન પ્રાપ્ત કરી સત્કર્મ કરવા તરફ અભિરૂચી રાખી ત્હેનો અભ્યાસ પાડવો, અને નિરંતર દૃઢતાપૂર્વક નિષ્કામ વૃત્તિથી કાર્યો કરવાં. આમ કરવાથી ચિત્તવૃત્તિ શુદ્ધ નિર્મળ અને પાપ રહિત થાય છે. જે મનુષ્ય આ પ્રમાણે કર્મ કરે છે ત્હેના મનમાં દુષ્ટ કર્મની વાસના સ્ફુરતી નથી, તેમજ મન હલકું અને બન્ધભાર રહિત બને છે.

૨ ઉપાસના સિદ્ધિ—પરમાત્માને, સર્વ વ્યાપક તથા અંતર્યામિ હોવાથી ત્હેની અચીંત્ય શક્તિદ્વારા મનુષ્યને કર્મફલ પ્રાપ્ત થાય છે એવો સમજીને દુષ્ટ આચાર વિચારથી હમેશાં દુર રહેવું, અને આપણા ગુણ કર્મને ત્હેનામાં નિયોજી પવિત્ર કરવાની પ્રવૃત્તિ કરવી એનું નામ ઉપાસના છે. આમ પરમાત્માને પ્રકાશવત્ પરિપૂર્ણ સમજનારી ભાવનાવાળી વૃત્તિને વારંવાર તદાકાર કરી સ્થિર કરવી કારણ કે તેથી મહાન સુખ પ્રાપ્ત થાય છે. એનો અભ્યાસ ચાલુ રાખ્યાથી મનની ચંચલતા અને વિક્ષેપ નષ્ટ થાય છે, અને મનુષ્ય ઇચ્છાનુસાર મનને સંકલ્પ રહિત એકાગ્ર અથવા ઇષ્ટાકાર સ્થિત રાખી શકે છે. ઉપર જણાવેલા બે પ્રકારની સિદ્ધિ પ્રાપ્ત કર્યા પછી અન્ય **સાધનચતુષ્ટયની** આવશ્યકતા છે, ત્હેનો ક્રમ નીચે પ્રમાણે છે.

૧ વિવેક—આમાં વિજ્ઞાનશાસ્ત્રાનુસાર દરેક પદાર્થની ઉત્પત્તિ, મુળ સ્વરૂપ ત્હેના ગુણ અને સ્વભાવને બુદ્ધિપૂર્વક પ્રત્યક્ષાદિ પ્રમાણોથી સમજી સત્યાસત્ય નો નિર્ણય કરવો. અર્થાત ચેતન ઇશ્વરથી માંડી જડ પૃથ્વી પર્યંતના સર્વ પદાર્થોના સ્વરૂપનો નિર્ણય કરી જડ શું, ચેતન શું, સંયોગ શું વિયોગ શું, શરીર શું, આત્મા શું, પંચકોષ શું, વિગેરે યોગ્ય રીતે

સમજવાં, પછી નિર્ણય કરેલા પદાર્થોમાં અનિત્ય, દુષ્ટ, દુ:ખદાયી કયા અને નિત્ય, શાશ્વત, સુખદાયી કયા એનો એનો વિવેક કરવો. આમ બુદ્ધ વિવેકી થવાથી નિર્ણીત કરેલા વિષય સંબંધી મનમાં શંકા રહેતી નથી.

૨ વૈરાગ્ય–ઉપર પ્રમાણે વિવેકપૂર્વક નિર્ણય કર્યા પછી અનિત્ય, પરિણામે દુ:ખદાયક, અસત્ય, અને દુષ્ટ આચાર વિચારનો મન, વાણી, અને કર્મોથી ત્યાગ કરવો, તથા સાંસારિક મોહ માયાના પ્રલોભની તરફ અરૂચી અને અનાસક્તિ રાખવી આનું નામ **અપર વૈરાગ્ય.**

૩ **શમાદિ ષટ સંપત્તી**–(૧) **શમ**–ચંચલ એવા મનને દુષ્ટ વાસના રહિત બનાવી પૂર્વોક્ત વિવેક વૈરાગ્ય સંપન્ન કરી કાબુમાં રાખવું તે (૨) **દમ**–પંચ કર્મેન્દ્રિય તથા પંચ જ્ઞાનેન્દ્રિય એ ત્યાજ્ય અને દુષ્ટ વિષયમાં ન જાય એવી રીતે સદ્‌ગુણ સંપન્ન મનને સ્વાધિન રાખવું તે.-(૩) **ઉપરતિ** જે પદાર્થોને આપણે વિવેક-પૂર્વક સદોષ, અનિત્ય અને અનિષ્ટ જાણીએ છીએ તે સુલભ થતાં પણ તેમાં આસકત ન થવું અને ગ્રહણ ન કરવું તે. (૪) **તિતિક્ષા,** સુખ દુ:ખ, માન અપમાન, નિંદા સ્તુતિ ઇત્યાદિ દ્વંદ્વોનો હર્ષ કે શોક ન કરી તુલ્ય વૃત્તિ રાખી વર્તન રાખવું તે (૫) **શ્રદ્ધા,** સદ્‌ગુરૂ, સત્પુરૂષ અને સત્શાસ્ત્રના વચનમાં યથાયોગ્ય શ્રદ્ધા રાખવી તે. (અત્રે જણાવવાની જરૂર છે કે ગુરૂ ઘણા પ્રકારના હોય છે. માટે વિવેકપૂર્વક યોગ્ય વિચાર કરી જ્ઞાન પ્રાપ્ત કરવા પ્રયત્ન કરવો, નહીં તો અનર્થ થવાના સંભવ હોય છે. બુદ્ધિપૂર્વક સમજણ સિવાય શ્રદ્ધા તે અંધશ્રદ્ધા કહેવાય છે, અને તેનાથી સુફલ પ્રાપ્ત થતું નથી. જડમાં ચેતનની શ્રદ્ધા રાખવી કે સોમલમાં અમૃતની શ્રદ્ધા રાખવી એમાં અયોગ્ય કે અંધશ્રદ્ધા હોય છે. આ અસાર નીવડે છે એટલુંજ નહીં પણ દુ:ખદાયક પણ થઇ પડે છે. માટે ગુરૂની યોગ્યતા માટે વિવેક બુદ્ધિ વાપરવાની પરમ આવશ્યકતા છે. (૬) **સમાધાન** આવી રીતે શ્રદ્ધા યોગ્ય શુદ્ધ વિષયમાં જે શંકાઓ થાય તેનો વિવેક-

પૂર્વક નિર્ણય કરી તે શંકા રહિત વિષયને હૃદયમાં ધારણ કરવો તે સમાધાન.

૪ **મુમુક્ષતા**—કામ રાગાદિથી રહિત થઇ તેમજ ત્રણ પ્રકારની ઇષણા (પુત્ર—સ્ત્રી, વિત્ત, લોકમાં કીર્તી, માન મેળવવાની ઇચ્છા) નો ત્યાગ કરી વિષય માત્રથી પૂર્ણ વિરાગ રાખી ઇષ્ટ પ્રાપ્તિના સર્વ પ્રતિબંધોનું નિવારણ કરી બંધન (આવા ગમન) થી મુક્ત થવાની તથા પરોક્ષ નિશ્ચય કરેલા પરમ સત્ય અર્થાત સચ્ચિદાનન્દ સ્વરૂપ પરમાત્માનીજ પ્રાપ્તિ માટે જીજ્ઞાસા માત્ર હોય. અને તે આનન્દ સ્વરૂપ ઇષ્ટ પ્રાપ્તિ માટેનીજ સર્વ પ્રવૃત્તિમાં ઉદ્યુક્ત રહેવું તે. આપરથી જણાશે કે ઉપર કહેલાં સાધન લક્ષણથી જે મનુષ્ય સંપન્ન હોય તેજ ઇશ્વર પ્રાપ્તિનો યોગ્ય અધિકારી કહેવાય છે. અને આવો અધિકારી જો બ્રહ્મનિષ્ઠ અને વેદપરાયણ કર્તવ્યનિષ્ઠ ધર્મજ્ઞાની ગુરૂપાસે જઇને યથાવિધિ યમ, નિયમનું પાલન કરી શ્રવણ, મનન, અને નિદિધ્યાસન કરે તો ત્હેને પરમાત્માની પ્રાપ્તિ થાય છે.

૩ **પ્રશ્ન**—ત્હમે જે ઉપર યમ નિયમનું પાલન કરવાનું કહો છો, તે શું? તેમજ શ્રવણ, મનન, અને નિદિધ્યાસન કરવાનું કહ્યું તે શું? ત્હેનાં વિશેષ લક્ષણ સંબન્ધી થોડુંક વર્ણન કરો તો ઠીક.

૩ ઉત્તર—તો સાંભળો, ત્હેનાં લક્ષણ નીચે દર્શાવ્યા પ્રમાણે પૃથક પૃથક છે.

૧ શ્રવણ—ગુરૂમુખથી કે સત્પુરૂષોના સત્સંગથી અથવા તો સત્ય, શાસ્ત્રીય ગ્રંથોને ધ્યાનપૂર્વક વાંચવાથી કે સાંભળવાથી વાંચન વિષયનો પ્રમાણપૂર્વક નિશ્ચય કરવો તે શ્રવણ.

૨ **મનન**—શ્રવણ કરેલા વિષયનો એકાંતમાં બેસી ધ્યાનપૂર્વક વિચાર કરવો અને બુદ્ધિપૂર્વક તર્કદ્વારા સિદ્ધ કરી હૃદયમાં સ્થાપિત કરવો ત્હેનું નામ મનન.

૩ **નિદિધ્યાસન**—જે ઇષ્ટવિષયનું મનન કરવામાં આવે છે તે શ્રુત વસ્તુના સ્વરૂપ ને અભ્યાસદ્વારા દૃઢ કરી યોગશાસ્ત્રાનુસાર ચિત્તવૃત્તિનો નિરોધ કરી અન્ય સાંસારિક વિષયો પ્રતિ ઉદાસીનતા ઉપજાવી કેવળ તન્મય તદાકાર થવું તે નિદિધ્યાસન.

આ સ્થિતિમાં પરમાત્માનો અકથ્ય રીતે સાક્ષાત્કાર થાય છે અને સર્વ સંશય માત્રનો ઉચ્છેદ થઇ ચિદ્દગ્રંથીછૂટી જાય છે.

૪ યમ—આ યમ પાંચ પ્રકારના છે. ઉપર આપણે આ યમ નિયમનું વિધિપૂર્વક પાલન કરવા સંબન્ધી જણાવી ગયા. વાસ્તવિક તો એજ છે કે આ યમ નિયમના પાલનથીજ મનોવૃત્ત અને હૃદય શુદ્ધ અને સુદૃઢ બને છે, અને શ્રવણાદિ કરવા તરફ આકર્ષાય છે. એ માટે યમ નિયમોની ઉપયોગીતા શ્રવણાદિની પહેલાંજ છે.

(૧) અહિંસા—નિરપરાધી ઉપયોગી જીવોને મન, વાણી અને કર્મથી દુઃખ ન દેવું, અર્થાત પ્રાણીમાત્ર સાથે દ્વેષ ભાવ ન રાખતાં આત્મભાવ રાખવો તે. (૨) સત્ય. જેવું જોયું, વાંચ્યું, સાંભળ્યું હોય, અને પોતાના હૃદયમાં જાણ્યું હોય તેવુંજ કહેવું, વર્તવું, જાણવું, કરવું, અને કરાવવું. તે (૩) બ્રહ્મચર્ય સ્વપત્ની શિવાય સ્ત્રી માત્રને માતા બ્હેન તુલ્ય સમજી અષ્ટ પ્રકારના જે ભોગ (પરદારાનું દોષ દ્રષ્ટિથી દર્શન. ત્હેની કથા કરવી કે સાંભળવી ત્હેનું ચિંતન કે ત્હેની સાથે અયોગ્ય ભાષણ કરવું, ત્હેનો સ્પર્શ કરવો ત્હેનું ધ્યાન કરવું કે ત્હેની સાથે સંગમ કરવો,) ત્હેનો સર્વથા ત્યાગ કરી વીર્યરક્ષા કરવી તે બ્રહ્મચર્ય. (૪) અસ્તેય—પર વસ્તુ અધિકાર વિના અસ્વીકાર્ય સમજવી, તેમજ આપવી કે અપાવવી નહીં (ચોરી ન કરવી) તે.

(૫) અપરિગ્રહ—પોતાના શરીરના નિર્વાહ અર્થે જેટલું આવશ્યક હોય તેટલાં ને ઉપયોગી સમજી તે શિવાય વિશેષ ગ્રહણ કે સંગ્રહ ન કરવું તે અપરિગ્રહ. *

(૫) નિયમ—એ પણ પાંચ પ્રકારના છે, અને તે પણ મુખ્ય કરી યમની સાથે પાળવાના છે.

(૧) શૌચ—શૌચ અર્થાત શુદ્ધતા. એ બાહ્ય અને આંતર એમ બન્ને પ્રકારે રાખવાની છે. બાહ્ય—શરીર, વસ્ત્ર ઇત્યાદિ સર્વ શુદ્ધ રાખવું તે; તેમજ વાણી અનુચિત દુષ્ટ કે કટુ ન રાખતાં સત્યપ્રીય અને જ્ઞાનપ્રદ મધુરવાણી દ્વારા વ્યવહરવું તે. આંતર—મનને છલ, કપટ કે મલિનતા રહીત કરીને નિર્મળ, પવિત્ર અને શુભ વૃત્તિયુકત રાખવું તે.

---

* ગૃહસ્થાશ્રમી અને ત્યાગીના યમ નિયમોમાં કાંઇક અંતર પણ હોય છે. માટે યથા પ્રસંગ યથોચિત વ્યાખ્યા કરી લેવી જોઇએ.

(૨) સંતોષ–ધર્મ અને નીતિ પૂર્વક યોગ્ય પુરૂષાર્થ દ્વારા મનુષ્યને જે પ્રાપ્ત થાય તેથી અધિક લોભ તેમજ તૃષ્ણા ન રાખતાં આગંતુક સુખ દુઃખાદિ પોતાના કર્માનુસાર ભોગવવાં પડે છે. એમ સમજી હર્ષ શોક કે વિષાદની લાગણી ન થવાં દેતાં સંતુષ્ટ રહેવું તે (૩) તપ–યોગ્ય આગ્રહ અને અભ્યાસદ્વારા મન તેમજ ઇંદ્રિઓને દુષ્ટ આચાર, વિચાર અને વિષયમાંથી વાળી લેવાં અને સ્વાધીન રાખવાં તે. (૪) સ્વાધ્યાય–તત્વચિંતન અને સત્ય ધર્મગ્રંથોનું પઠન પાઠન કરવું તે.

૫ પ્રણિધાન–જે કામ કરવું તે નિષ્કામ વૃત્તિ રાખી પ્રભુમય અર્પણ બુદ્ધિથી કરવું. પ્રત્યેક કર્મને ઇશ્વરમાં યોજી વૃત્તિની કામુકતા છોડી નિષ્કામતા અને શુધ્ધતા ધારણ કરી પુરૂષાર્થ સેવી થવું તે.

ઉપર જે આપણે યમ નિયમાદિના દસ પ્રકારના સત્કર્મોનું સંક્ષેપમાં વિવેચન કરી ગયા એ પ્રત્યેક મનુષ્યને બહુ ઉપયોગી છે. એ વિવેચન પરથી એવું નથી સમજવાનું કે માત્ર વનવિહારી બ્રહ્મનિષ્ટ કે યોગનિષ્ઠ તત્વચિંતક માટેજ એ નિયમો છે. જીવનને સુંદર ગુણ યુકત બનાવી હેને સોહાવનારી આશ્રમ વ્યવસ્થાનો આર્ય શાસ્ત્ર અંગીકાર કરે છે અને ગૃહસ્થાશ્રમની મહત્તા આમાંજ છે, માટે જે કોઇ મનુષ્ય વ્યવહાર વર્તનમાં ઉકત નિયમોનું પાલન કરે તે સંસારમાં સરલતાથી સુલભ, અને પરિણામે સુખમય જીવન જીવે છે.

૪ પ્રશ્ન–હમે જે સદ્ગુરૂ કહ્યા હતા હેના લક્ષણ શું ?

૪ ઉત્તર–જીતેંદ્રિય, દુરાચરણ રાહત સદાચારી, કામ્યકર્મથી રહિત નિષ્કામ, સંશયવિપર્યથી મુકત, સત્યવકતા, સત્ય શાસ્ત્ર દયાળુ, બ્રહ્મવિત, અને સ્થિતપ્રજ્ઞ (ગીતા અ. ૨ જુઓ) એવા જે હોય તે ગુરૂ થવાને યોગ્ય છે. પછી તે ગૃહસ્થ (વશિષ્ઠ, જનકાદિ જેવા) અગર ત્યાગી (શુક, અષ્ટાવક્ર, યાજ્ઞવલ્કય, ઇ. યોગી જેવા) હોય સંક્ષેપમાં બ્રહ્મનિષ્ટ, શ્રોત્રિય હોવા જોઇએ.

અહીં સુધી આપણે અધિકારી થવા માટે કેવાં કર્તવ્યો આવશ્યક છે, અને હેનાં લક્ષણો શું છે તેમજ સદ્ગુરૂ કેવા શુભ ગુણોથી અલંકૃત હોવા જોઇએ અને હેનામાં કયા લક્ષણો હોય છે, તે સંબન્ધી વિવેચન કર્યું.

**૫ પ્રશ્ન**–પરમાત્માનું સ્વરૂપ સાક્ષાત્કાર કરવા માટે મુખ્ય શું કરવાની અગત્યતા છે તે કૃપા કરી સમજાવો.

**૫ ઉત્તર**–એમાં પ્રથમ તો મનની શુદ્ધિ અને મનોનિગ્રહ એ ખાસ આવશ્યક અંગ છે. મનમાં ત્રણ પ્રકારના વિકાર હોય છે. મળ, (પાપ) વિક્ષેપ, (ચંચલતા) અને આવરણ (યથાર્ત જ્ઞાનનું આચ્છાદન થવું–અજ્ઞાન).

સત્કર્મના અભ્યાસથી પાપ બુદ્ધિનો નાશ થાય છે અને મન શુદ્ધ થઈ જાય છે, ઉપાસના અને યોગથી વિક્ષેપ વૃત્તિ જતી રહે છે તથા એકનિષ્ઠ, થવાય છે, અને જીવ ઇશ્વર, અને પ્રકૃતિના સ્વરૂપના જ્ઞાનથી આવરણ દોષ–અજ્ઞાનનું નિવારણ થાય છે.

હવે નિગ્રહ બે પ્રકારના છે. **હઠનિગ્રહ** અને **ક્રમનિગ્રહ.** સત્પુરૂષ કે સત્શાસ્ત્રના વાકયાનુસાર ન વર્તી મનમુખી થઇ બલાત્કારપૂર્વક મનને વશ કરવા જ્યાં પ્રયત્ન કરવામાં આવે તે હઠનિગ્રહ કહેવાય છે. આ માર્ગ અસંભવ જેવો તેમજ દુષ્કર અને દુઃખ દાતા હોવાથી સ્વીકાર્ય નથી, અન્ય માર્ગ તે ક્રમનિગ્રહનો છે. એનો આશય એવો છે કે ક્રમાનુસાર સત્સંગ કરવો, સત્કર્મો કરી ઇશ્વરપ્રતિ ધ્યાન વૃત્તિ રાખી–ત્હેની ઉપાસના કરવી, વિવેક વૈરાગ્ય શમાદિ સંપત્તિ વડે વિષયાસક્તિનો ત્યાગ કરવો. પ્રાણાયમાદિ યોગ ક્રીયાનો અભ્યાસ કરવો વિગેરે. તેમજ પ્રત્યેક પળે સત્યાસત્યના નિર્ણય માટેની વિવેકવૃત્તિને જાગૃત રાખી, સત્યને સંગ્રહી અજ્ઞાન ઓછું કરતા જવું. આમ કરવાથી ધીમે ધીમે ઉપરોક્ત સાધન પ્રાપ્ત થતાં જાય છે, દુઃખ ભેદી શકતું નથી અને મન સર્વથા શુદ્ધ બળવાન બને છે, અને સર્વ વૃત્તિઓ નિયંત્રિત થાય છે.

**૬ પ્રશ્ન**–કૃપા કરી ઉપરોક્ત સાધનો સંબન્ધી વિસ્તારપૂર્વક વિવેચન કરી ત્હેની પદ્ધતિ સમજાવો.

૬ ઉત્તર–પ્રથમ જે સત્સંગ રાખવા જણાવ્યું તે એવી રીતે કે સદ્ગુરૂ, આચાર્ય, જ્ઞાની, મહાત્મા, સત્પુરૂષ, કે સજ્જન સાથે જ્ઞાન વિષયક શાસ્ત્રો વિચારવાં. તેમજ તેઓ સાથે વાર્તાલાપ, પ્રેમયુક્ત સંવાદ કે પ્રશ્નોતર કરી સત્ય રહસ્ય પ્રાપ્ત કરવા પ્રયત્ન કરવો. (૨) દુર્જન કુટિલજનનો સહવાસ તજી મનન પૂર્વક જ્ઞાનનો મર્મ સમજી મનનો નિગ્રહ કરવો. આ શિવાય સત્કર્મ વિવેક વૈરાગ્યાદિ સંબન્ધી વિવેચન આપણે આગળ કરી ગયા છીએ.

વળી અજપા જપની સાધન ક્રિયા પણ ઉપયોગી છે. તે આવી રીતે બને છે. પ્રથમ પદ્માસને બેસીને નાસિકાને રસ્તે જે શ્વાસ આવજાવ કરે છે ત્હેના ધ્વનિમાં ધ્યાન રાખવું. એટલે સ અને હ એમ બે ધ્વનિ પ્રાણમાં થાય છે તેમાં મન લગાડવું. વળી બન્નેની સંધિ કે જે હૃદય અને શરીરની બ્હાર થાય છે. ત્હેને વારંવાર ઓળખવી, ત્હેનું નામ સોંહ–સાધન અગર અજપા ગાયત્રિ કહેવાય છે. આ સાધન ગમે તે વખતે ગમે ત્યાં બોલ્યા શિવાય થઇ શકે છે. એ ક્રિયા સાધવાથી મન સૂક્ષ્મ બની વશ થાય છે અને વાસનાનો ક્ષય છે. આવી ક્રિયાઓ યોગ્ય ગુરૂ વિના સુલભ નથી થતી. અને યોગ્ય સદ્ગુરૂ હોય તો આ ક્રિયાથી પરમાત્માનું સ્વરૂપ સુદ્ધાં સરલતાથી સમજાય છે. કેટલાક ઓહં સોહં નો ઉપદેશ કરે છે પણ તે વાસ્તવિક શાસ્ત્રોક્ત સત્ય નથી. કેમકે ઓહં (અશુદ્ધ) અને સોહં એ ઉભય પદ પ્રાણના ધ્વનિથી જુદાં પદ છે એટલે કે ઓહં નહીં પણ ઓમ એ ઇશ્વરનું નામ છે. સોહંનું વાચ્ય પ્રાણનો ધ્વનિ છે; માટે તેટલી ભિન્નતા રહે છે. અને આ શબ્દાર્થબોધ જીવના સ્વરૂપને લક્ષ્ય કરતો હોવાથી, સ્વરૂપજ્ઞાન થતાં આ સાંકેતિક ભિન્નતા માલમ પડશે. વળી ત્રાટક મુદ્રા બે પ્રકારની છે, બાહ્ય અને આંતર. (૧) બાહ્ય ત્રાટક–પ્રથમ આપણી દૃષ્ટિ સન્મુખ કોઇ લીલા રંગનો પદાર્થ કે ચળકતો ગોળ પત્થર લેવો, અથવા તો એક રંગી કંઇ ફુલ લેવું વા તો બદામ જેવા પીળા કાગળપર ગોળ કાળું બિંદુ કરવું અને પછી ત્હેના ઉપર દૃષ્ટિ સ્થિર કરવી. આવી રીતે અભ્યાસ કરતા તે પદાર્થ ઉપર હાલતી ચંદ્રકળાની પ્રતીત

થાય છે તે સ્થિર કરી લેવાય ત્યારે બાહ્ય ત્રાટક મુદ્રા સિદ્ધ થઇ એમ સમજવું. આ શિવાય બાહ્ય ત્રાટકનો એક અન્ય પ્રકાર છે. તેહેની રીત એવી છે કે આપણી નાસિકાના અગ્ર ભાગપર દૃષ્ટિ જમાવી સ્થિર કરવી. પ્રથમ ત્યાં અનેક પ્રકારના રંગો અને ચમત્કારો જોવામાં આવશે. આ વાતપર બહુ લક્ષ નહીં આપવું અને મનને સ્થિરજ રાખવું જોઇએ. તે માટે આંતર ત્રાટકમાં આ પ્રમાણે કરવામાં આવે છે. પોતાના સદ્ગુરૂ કે ધારેલા પ્રિય ઇષ્ટની મૂર્તિને હૃદયમાં ભાવનાથી તાદૃશ્ય કરી ધ્યાન ધરવું. અથવા આ રીતે પોતાની મૂર્તિ પણ હૃદયમાં ભાવનાથી તાદૃશ્ય કરવાથી આંતર ત્રાટક થાય છે. આ સાધન અતિ ઉપયોગી અને ફલદાયી છે. આ શિવાય એક ત્રીજી રીત છે તેમાં શરીરના અંદરના ચક્રોમાં દૃષ્ટિ જમાવી ત્યાં જે વિદ્યુત પ્રકાશ છે તેહેમાં મનને સ્થિર કરવાનું હોય છે, આ પણ આંતર ત્રાટક કહેવાય છે. આ ત્રાટક ક્રિયાઓથી ક્રમશઃ મન નિયંત્રિત બની કાબુમાં રહે છે અને કામનાઓનો ક્ષય થવા માંડે છે. ત્રાટક મુદ્રાનો ખરો લાભ બાળ બ્રહ્મચારી પ્રાપ્ત કરી શકે છે. ગૃહસ્થોએ અડધા કલાકથી વિશેષ આ સાધન કરવું નહીં, જો કે શાસ્ત્રીયમર્મના રહસ્યને સમજી આશ્રમનું યોગ્ય પાલન કરનાર ગૃહસ્થબ્રહ્મચારી પણ ધીમે ધીમે મન અને ઇન્દ્રિયોને વશ કરી શકે છે એ નિઃસંશય છે. તથાપિ વસ્તુતઃ ઉપર કહેલાં કર્મ, ઉપાસના અને યોગના સાધનો કરવાથી અંતઃકરણના સર્વ દોષ નષ્ટ થાય છે અને મનુષ્ય મનોવૃત્તિ ઉપર વિજય પ્રાપ્ત કરી શકે છે અને તેહેના સતત અભ્યાસથી ઇશ્વર પ્રાપ્તિ પર્યંતના અધિકારની ઉત્તમ યોગ્યતા પ્રાપ્ત કરી શકાય છે.

૭ પ્રશ્ન—હવે કર્મ તે શું? ઉપાસના એટલે શું? એનું રહસ્ય સમજાવો.

૭ ઉત્તર—સામાન્ય રીતે તો કર્મ એટલે ગતિ. પણ પ્રસ્તુત વિષયમાં ગતિયુક્ત ક્રિયા વિશેષનું નામ કર્મ છે. જેમકે ઇશ્વર સ્મરણ અને યજ્ઞયાગાદિની ક્રિયા વિગેરે. ઉપાસના એટલે સમીપસ્થ સ્થિતિ પણ આ પ્રસંગે સ્થિતિ વિશેષમાં એનો અર્થ ઘટે છે. એટલે જ્ઞાનના વિષયભૂત પદાર્થ સાથે મનને સંલગ્નિત

કરવું ત્હેનું નામ ઉપાસના અથવા ધ્યાન કે ભક્તિયોગ છે. દ્રષ્ટાંત તરીકે ધારો કે આપણે ઘટનું જ્ઞાન કરવાનું છે તો તે સમયે આપણી મનોવૃત્તિ ઘટરૂપી પદાર્થ સાથે જોડી તાદાત્મ્ય રૂપે સ્થિત કરવાથી ઘટનું જ્ઞાન થાય છે, ત્યાં વૃત્તિની ઘટાકાર જે સ્થિતિ એનું નામ તે ઉપાસના. અપરોક્ષ રીતે ઇષ્ટ વિષયની પ્રતીતિ એજ જ્ઞાન. ઘડાની સાથે વૃત્તિ સંસર્ગ પામતાં ઘટનું જ્ઞાન થાય છે. "આ ઘટ" છે એવી પ્રતીતિ થાય છે. આ જ્ઞાનદ્વારા ત્હેના સાધર્મ્ય વૈધર્મ્યનો વિવેક બોધ થાય છે, અને નામ રૂપાદિની અમુક સંજ્ઞા સંકેતોથી ત્હેને વ્યવહરિત કરવામાં આવે છે. આવા રીતે સાધર્મ્ય વૈધર્મ્ય સમજી ઇષ્ટ વિષયના ત્યાગ કે ગ્રહણને, અર્થાત ત્હેના યથાવત્ ઉપયોગને વિજ્ઞાન કહેવામાં આવે છે. આપરથી જણાશે કે વ્યવહાર માત્રમાં, ત્હેની પ્રત્યેક ક્રિયામાં કર્મ ઉપાસના અને જ્ઞાન એ ત્રણેની અપેક્ષા છે. તે શિવાય (એ ત્રણે વિના) કંઇ પણ પ્રવૃત્તિ થઇ શકતી નથી.

હવે આપણે અન્ય રીતે વિચારશું. નિષ્કામ વૃત્તિથી ફલેચ્છાનો ત્યાગ કરી કર્મ કરવાં તે કર્મયોગ છે. મનોવૃત્તિને ધ્યેયાકાર કરવી તે ધ્યાનયોગ—કે ભક્તિયોગ છે. અને મનનો નિગ્રહ કરવાને માટે અને ચિત્તવૃત્તિના નિરોધ માટે જે પ્રકાર અને સાધન યોજવામાં આવે છે તે ક્રિયાયોગ છે, અને વિવેક વિચારાદિદ્વારા જે રીતે યથાર્થ જ્ઞાન થાય તે જ્ઞાનયોગ અથવા સાંખ્યયોગ કહેવાય છે. પારમાર્થિક વિષયમાં યમનિયમનું પાલન અને સંધ્યોપાસનાદિક કર્મો કરવાં તે સત્કર્મ કહેવાય છે. અને તે નિષ્કામ વૃત્તિથી ફળની ઇચ્છા આકાંક્ષા રાખ્યા વિના કરવામાં આવે તો તેથી અંતઃકરણ શુદ્ધ થઇ અધિકારી થઇ શકાય છે; પરિણામે આગળ જે કર્મસિદ્ધિ વિષે વર્ણન કરવામાં આવ્યું છે તે સ્થિતિ પ્રાપ્ત થઇ શકે છે. પરમાત્માને આકાશવત પરિપૂર્ણ વ્યાપક જાણી ભાવના વડે ચિદાકાશ ઉપર મનોવૃત્તિ સ્થિર કરવી એનું નામ તે ઉપાસના છે. અને આવી રીતે સતત અભ્યાસ રાખવાથી ઇશ્વરના સ્વરૂપજ્ઞાનના

અધિકારી થઇ શકાય છે. આપણે જે ઉપાસનાસિદ્ધિ સંબન્ધી વિવેચન કરી ગયા તેની સિદ્ધિ આ અભ્યાસથી થાય છે. ટુંકમાં તાત્પર્ય એ છે કે મનુષ્ય જીવનને સફળ કરવા કર્મ અને ઉપાસના એ પ્રથમ આવશ્યક કર્ત્તવ્ય છે. અહીં માત્ર અલ્પ વિવેચન કરવામાં આવ્યું છે જેઓ આ સંબન્ધી બહુ વિસ્તારથી જાણવા ઇચ્છા રાખતા હોય તેમણે તો આર્યોના દર્શન શાસ્ત્રોના જ્ઞાનગ્રંથો, તેમજ પંચમહાયજ્ઞ, મનુસ્મૃતિ, ગીતા, વ્યવહાર દર્શન, કર્મમીમાંસા વિગેરેનું મનન કરી ગુરૂદ્વારા વિચારી તદનુસાર વર્ત્તન રાખવું એજ ઇષ્ટ છે.

૮ પ્રશ્ન–હવે સાંખ્યયોગ કે જ્ઞાનયોગનું રહસ્ય જાણવાની જીજ્ઞાસા થાય છે માટે તે સંબંધી કાંઇક વિવેચન કરો.

૮ ઉત્તર–જે વિદ્યાજ્ઞાનદ્વારા ઇશ્વરનો સાક્ષાત્કાર સુલભ થાય તે સાંખ્યયોગ (જ્ઞાનયોગ) કહેવાય છે. આની પ્રાપ્તિ માટે મનુષ્ય યોગ્ય સાધનસંપન્ન અધિકારી હોવો જોઇએ, તેમજ ગુરૂપણ યોગ્ય હોવા જોઇએ. તે માટે પ્રથમ યોગ્ય અધિકારીના લક્ષણ, સત્ અસત્ની તુલના કરવાની યોગ્યતા, જ્ઞાનની ઇચ્છાનું સ્વરૂપ, જ્ઞાનનું સ્વરૂપ, ગુરૂના લક્ષણ, ગુરૂની સેવાના પ્રકાર, ગુરૂ પરીક્ષા વિગેરેનું જ્ઞાન થવાની જરૂર છે.

૯ પ્રશ્ન–ત્યારે એ સત્ અને અસત્નો નિર્ણય શી રીતે થઇ શકે ?

૯ ઉત્તર–સત્ અને અસત્ નો નિર્ણય સત્સંગ, સત્શાસ્ત્ર અને સદ્ગુરૂનું સેવન કરવાથી થઇ શકે છે. છતાં સામાન્ય રીતે એક વિધિ ઉપયોગી સમજી સંક્ષેપથી લખીએ છીએ. ઉદ્દેશ (વિષય કે વસ્તુનું નામ કથન), લક્ષણ (વસ્તુનું ચિન્હ), અને પરીક્ષા (તેની તુલના અગર વિવેકદ્વારા નિશ્ચય અથવા અનુભવ કરવો તે.) દ્વારા નિર્ણય થાય છે. આ પ્રત્યેકના લક્ષણ સંબન્ધી થોડુંક સ્પષ્ટતાથી વિવેચન કરીશું, ૧ ઉદ્દેશ–જેનો નિર્ણય કરવો હોય અગર જેના સંબન્ધી જાણવું હોય એવા વિષયનું પ્રથમ લેખદ્વારા અગર વાણીદ્વારા કથન કરવું તે ઉદ્દેશ કહેવાય છે.

૨ લક્ષણ એટલે જે ધર્મ (ચિન્હ) થી વસ્તુ કે વિષય (લક્ષ્ય વિષય) ઓળખાય અને તે તેમાં વર્તતું હોય એવા અસાધારણ જ્ઞાપક

ધર્મનું નામ લક્ષણ કહેવાય છે. પણ આ લક્ષણ અતિવ્યાપ્તિ, અવ્યાપ્તિ, અને અસંભવ એ ત્રણ દોષોથી રહિત હોવું જોઇએ. માટે પ્રથમ આ દૂષણનું સ્વરૂપ વિચારએ. (ક) અતિવ્યાપ્તિ—એનું લક્ષણ એ છે કે જે વસ્તુમાં અમુક લક્ષણ કહેવામાં આવે છે તે અન્ય વસ્તુમાં પણ વર્તતાં હોય. દ્રષ્ટાંત તરીકે કોઇ ગાયને ઉદ્દેશીને કહે કે "ગાય શીંગડા વાળી હોય છે" તો શીંગડાનું નામ લક્ષણ તો ગાય શિવાય અન્ય પ્રાણીઓમાં પણ જોવામાં આવે છે. માટે ગાયનું શુધ્ધ જ્ઞાન આટલા-લક્ષણથી થતું નથી. આ લક્ષણમાં જે દોષ (અન્યત્રવર્તન) છે તેને અતિવ્યપ્તિ કહેવામાં આવે છે. કોઇ કહે "ઇશ્વર સાકાર છે" તો આકારિત મનુષ્ય, પશુ, પક્ષી વિગેરે ઘણી વસ્તુઓ ચક્ષુએ દ્રષ્ટિગોચર થાય છે, માટે કેવળ ઇશ્વરનું જ્ઞાન કે સ્વરૂપ આ લક્ષણથી સમજી શકાય નહીં.

(ખ) અવ્યાપ્તિ—જે લક્ષણ વડે વસ્તુનો નિર્દેશ કરવામાં આવ્યો હોય છે તે લક્ષણ—ધર્મ વસ્તુ કે લક્ષ્યમાં પૂર્ણપણે વ્યાપ્ત કે પ્રવર્તતા નહીં હોય, તો તે લક્ષણ અપૂર્ણ હોવાથી અમાન્ય થઇ જાય છે. અને એવું જે લક્ષણ તે અવ્યાપ્તિ દોષવાળું કહેવાય છે. જેમકે કોઇ કહે કે "ગાય લાલ રંગની થાય છે" પણ તે તો ધોળા અને કાળા રંગની પણ હોય છે. માટે ગૌ વ્યક્તિજાતિના રંગ તરીકે સર્વત્ર એ લક્ષણ પ્રવર્તતું ન હોવાથી આ લક્ષણ અવ્યાપ્તિ દોષવાળું છે, અને એથી વસ્તુની શુદ્ધ પરીક્ષા થતી ન હોવાથી નિરૂપયોગી છે.

(ગ) અસંભવ—પ્રત્યક્ષ, અનુમાન ઇત્યાદી પ્રમાણોદ્વારા જે લક્ષણ સિદ્ધ થતું ન હોય, અને સૃષ્ટિ ક્રમના નિયમથી વિરૂદ્ધ હોય અગર લક્ષ્યમાં (વસ્તુમાં) વર્તતુંજ નહોય તેવું લક્ષણ તે અસંભવ દોષ વાળું કહી શકાય. ઉદાહરણ તરીકે કોઇ કહે કે ગાયને સૂંઢ થાય છે તો તે તરતજ આપણને હાસ્યાસ્પદ અને સૃષ્ટિક્રમ વિરૂદ્ધ લાગે છે માટે અસંભવ દોષ વાળું હોવાથી અમાન્ય છે.

લક્ષણ સ્વરૂપનો વિચાર કરતાં આ બાબતો ક્લિષ્ટ અને ગુંચવણ ભરી દેખીતી રીતે જણાશે પણ વધુ વિચાર કરતાં જણાશે કે સત્ય જ્ઞાન પ્રાપ્તિના આ નિયમો દીર્ઘ કાળના મનન અને અનુભવ પરથી યોજાયલા છે. વ્યવહારમાં વસ્તુનું સત્ય જ્ઞાન થયા પહેલાં એ નિયમોનો વિવેક અને પાલન થયાં વગર રહેતું નથી. આજે તો સૃષ્ટિક્રમથી વિરૂદ્ધ અનેક વાતો વ્યવહારમાં પ્રચલિત જોવામાં આવે છે. માટે સારાસારની તુલના કરી પ્રત્યેક મનુષ્યે ઉક્ત નિયમ પૂર્વક વિચારતા થવું જોઇએ. આવી રીતે યોગ્ય પ્રમાણોદ્વારા વિચાર કરવામાં આવશે તો રાવણને દશ માથાં હતાં અને વીસ ભુજા હતી, સસલાંને શીંગડાં હતાં, અને ઇશ્વરને ચાર હાથ હતા, વ્યાસ, અશ્વત્થામાં વિગેરેના જડ શરીર પણ હજી અમર છે, અને નિરાકાર સર્વવ્યાપક પરમાત્મા તે મનુષ્ય સરખો દેહધારી બની અવતાર ધારણ કરે છે વિગેરે બાબતોનું આપોઆપ નિરાકરણ થઇ જશે. માટે સત્યના અન્વેષણ માટે પ્રયત્ન કરનાર પ્રત્યેક જીજ્ઞાસુ જને હમેશાં આ બાબત લક્ષપૂર્વક વિચારવી જોઇએ.

જે લક્ષણ સંપૂર્ણ અને દોષ રહિત હોય તો તે માનવા યોગ્ય છે. ગાયને માટે કોઇ કહે કે "ગાય ગલોથરવાલી, ફાટેલી ખરી તેમજ શીંગડાં અને ચાર પગવાળી રંગ બેરંગી" હોય છે તો તે યુક્ત ગણાય. કારણ ગલોથર માત્ર ગાયનેજ હોય છે. ઇશ્વર સંબંધમાં કોઇ કહે કે વ્યાપક, ચૈતન્ય, જગતનો સ્વામિ, ઉત્પત્તિ, સ્થિતિ, અને લયનું નિમિત્ત કારણ એવો તે છે, તો તે વાસ્તવિક ગણાય. આ લક્ષણમાં અસાધારણતા અને નિર્દોષતા છે. યથા—આકાશ પણ વ્યાપક છે પરંતુ તે ચૈતન્ય નથી. વળી જે વસ્તુ વ્યાપક હોય તે સક્રિય કે સાકાર અને ઇન્દ્રિય ગોચર હોઇ શકે નહી. માટે આ જગતનું નિમિત્ત કારણ ઇશ્વર તે રામકૃષ્ણાદક કે ઇસુ જેવો શરીરધારી કદી ન હોઇ શકે, એટલે તે નિરાકારજ છે.

૩ **પરીક્ષા**—લક્ષણની જે તપાસ તેનું નામ પરીક્ષા. પરીક્ષા કરતાં લક્ષ્યમાં (લક્ષીભૂત વસ્તુમાં) કહેલાં લક્ષણ યથાવત્ પ્રવર્તતાં હોય તો તે પરીક્ષા સિદ્ધ લક્ષણો કહેવાય. લક્ષણોની પરીક્ષા

અનેક પ્રકારે થાય છે તો પણ મુખ્ય કરીને નીચેના પ્રમાણાનુસાર તે થવી જોઇએ.

૧ **પ્રત્યક્ષ**–મન, ઇન્દ્રિયે કરીને પ્રતીત થવું ત્હેનું નામ પ્રત્યક્ષ, અને જેની પ્રતીતિ થાય તે પ્રત્યક્ષ વિષય. આથી સત્યની પરીક્ષા થાય છે ખરી, તોપણ સંસારમાં કોઇ કોઇ વાર દૃષ્ટ વિષયનું કેટલુંક પ્રત્યક્ષ જ્ઞાન પણ અસત્ય નીકળે છે માટે અન્ય પ્રમાણુની પણ અપેક્ષા રહે છે.

૨ **અનુમાન**–વ્યાપ્તિ જ્ઞાનદ્વારા વિદ્યા, તર્ક, અને અન્ય પરિસ્થિતિને આધારે કે ઐતિહાસિક અગર કોઇ પણ, પ્રકારના સંબન્ધ દ્વારા વિષયને સિદ્ધ કરવો તે. આ અનુમાન પણ કેટલીક વખત એક તર્કથી અન્ય તર્ક પ્રબળ હોય તો અસત્ય ઠરે તેથી તે માટે અન્ય પ્રમાણુની અપેક્ષા છે માટે—

૩ **અનુભવ**–પોતાના અંતઃકરણમાં લક્ષણ પ્રમાણેજ તુલના થવી જોઇએ અને ત્હેનો ઉપયોગ થવો જોઇએ તે.

આ ગુંચવણ ભરી દેખાતી બાબત સહજ સ્પષ્ટ કરીશું. કેટલાક વિષય એવા હોય છે કે પ્રત્યક્ષ હોય છતાં વિદ્યાબળ દ્વારા ત્હેના સત્ય સ્વરૂપની સિદ્ધિ થતી નથી. જેમકે કાચમાં વસ્તુનું પ્રતિબિંબ દેખાય છે છતાં ત્હેનું ઉપાદાન કારણ શું અને કેવું એ ફક્ત વિદ્યાથી જણાતું નથી. વળી કેટલાક વિષય એવા હોય છે કે વિદ્યાથી સિદ્ધ થાય છતાં પ્રત્યક્ષમાં આવી શકતા નથી. જેમકે લોહચુમ્બકમાં રહેલું આકર્ષણ કે વિજળી, વિજ્ઞાનથી સિદ્ધ થાય છે છતાં તે અણુ કે મધ્યમ કે શું તે પ્રત્યક્ષમાં આવી શકે એવું નથી. તેમજ શરીરમાંની જ્ઞાનેન્દ્રિયો પણ વ્યવહારમાં વિદ્યા અને ઉપયોગથી સિદ્ધ થાય છે પરંતુ ગોચર નથી. ઇત્યાદિ.

આટલું લખવાનું તાત્પર્ય એજ કે વસ્તુની યથાર્થ સિદ્ધિ માટે પ્રત્યક્ષ, અનુમાન, અનુભવ ઇત્યાદિ પ્રમાણોની અપેક્ષા છે. અને કંઇ નહી તો વિષયનું સિદ્ધિકરણ તો થવુંજ જોઇએ. કારણ કે ઇષ્ટ વિષય જ્યાં સુધી પરીક્ષાદ્વારા સિદ્ધ ન થાય ત્યાંસુધી તે માટે રાખવામાં આવતો વિશ્વાસ, સંશય ગ્રસ્તજ રહે છે.

આવી રીતે ઉદ્દેશ, લક્ષણ અને પરીક્ષા દ્વારા દરેક વસ્તુ વિચારના સત્યાસત્યનો યોગ્ય નિર્ણય થઇ શકે છે. કહેવું જરૂરનું નથી કે સત્યશોધનની આ પ્રવૃત્તિમાં હઠ, સ્વાર્થ, મૂઢતા, ઇત્યાદિ વૃત્તિઓ હમેશાં વર્જ્ય છે એટલુંજ નહીં પણ જે મનુષ્ય પ્રમાણિકપણે શુદ્ધાંતઃકરણપૂર્વક ઉપર્યુક્ત પ્રમાણો દ્વારા વસ્તુ કે વિચારનું શોધન કરે છે તેજ સત્ય રહસ્ય ને જ્ઞાન પ્રાપ્ત કરી શકે છે.

## પુરૂષ, પ્રકૃતિ અને જીવ વિચાર.

૧૦ પ્રશ્ન—હે ગુરૂવર્ય! પરમાત્મા તે શું? પ્રકૃતિ (માયા) તે શું? જીવ તે શું? અને એ પ્રત્યેક ને ઓળખવાનાં સાધન શું? એ સંબન્ધી જાણવા જીજ્ઞાસા છે માટે તે સંબન્ધી કાંઇક વિવેચન કરો.

૧૦ ઉત્તર—પરમાત્મા અથવા શુદ્ધબ્રહ્મનું સચ્ચિદાનંદ * એ સ્વરૂપ લક્ષણ છે. એ પરમાત્મા નિત્ય, શુદ્ધ, અબદ્ધ, નિર્દોષ મુકત, વ્યાપક અનંત, અખંડ, અજર, અમર, એકરસ, અનાદિ, રાગાદિરહિત, સર્વજ્ઞ, અદ્વિતીય, સૂક્ષ્મત્તમ, સર્વાધાર છે. એ નિર્ગુણ છતાં અન્ય રીતે (વિલક્ષણ)† સૃષ્ટિ કર્ત્તા, હર્ત્તા અને ધર્ત્તા છે અર્થાત ઉત્પત્તિ, સ્થિતિ અને સંહારની યોગ્યતા વાળો ન્યાયી દયાળુ, રૂપ રંગ વગરનો નિરાકાર છે. તે મહાન—પરમાત્મા—બ્રહ્મ, મન અને બુદ્ધિથી પર છે. ત્હેને આંખ નથી છતાં સર્વત્ર જુએ છે, ત્હેને કર્ણ નથી છતાં સર્વત્ર સાંભળે છે. તે મહાન બ્રહ્મ સર્વનું આદિ કારણ છે. તે સર્વ શક્તિમાન‡ છે; કેમકે ત્હેનાથી ઇતર જે પદાર્થ છે ત્હેની

---

* સત, ચિત અને આનન્દ મળી સચ્ચિદાનંદ સત અસ્તિ, ચિત, ચેતન પ્રકાશ પ્રતિત સ્વરૂપ ભાતિ, અને આનંદ—દુઃખ રહિત, દુઃખથી વિલક્ષણ પ્રિય.

† આક્રિય અને નિર્ગુણ છતાં કર્તા હર્તા કહેવો એ દેખીતો વિરોધ છે છતાં ગ્રંથકારે આ પ્રસંગમાં એવું રહસ્ય સમાવેલું છે કે, જે બ્રહ્મના યથાર્થ અનુભવી અથવા ઉપનિષદોના રહસ્ય જાણનાર પાસેથી જાણવા યોગ્ય છે.

‡ આ ગ્રંથકારનો ઈશ્વર નૈયાયિકાદિ, ખ્રીસ્તી, કુરાની પૌરાણિ આર્ય સમાજી જેવો નથી. પરંતુ અપરિચ્છિન્ન અકાન, ને અચલ છે. સંક્ષેપમાં સ્વપ્ન ગત શરીર કે સ્વપ્નાભિમાન રહિત સ્વપ્નુ સૃષ્ટિ વિશિષ્ટ જે સ્વપ્ન દૃષ્ટા છે, તેવો હોય નહીં! આવો અને અકથ્ય સ્વરૂપ છે. ઉતરાર્ધમાં વિશેષ સ્પષ્ટીકરણ વાંચવામાં આવશે.

સત્તા અને શકિતના ઉપયોગ માટે ત્હેની સત્તાની અપેક્ષા છે. ત્હેનું સ્વરૂપ આવું અદ્ભુત, અલૌકીક હોવાથી આધકારી શિવાય અન્યને સાક્ષાત્ થતું નથી. આથી ઇતર રીતે જ્યાં પ્રભુપદનો આરોપ કરવામાં આવે તે અશાસ્રીય અને મિથ્યા ભ્રમજનક છે. કારણ કે ઇન્દ્રિય મન બુદ્ધિનો વિષય બને એવો લૌકીક પ્રભુ તે સાચો પ્રભુ કદી ન હોઇ શકે.

(૨) હવે આપણે પ્રકૃતિના સ્વરૂપનો વિચાર કરીએ. (૧) આ સકલ દ્રશ્ય જગત્ રૂપી કાર્ય—મહા બ્રહ્માંડ, જેમાં જીવ જે જે કંઇ જુએ, સાંભળે, એ કાર્યનું જે ઉપાદાન તે પ્રકૃતિ. (જેમ ઘડાનું માટી) (૨) આ ત્રિગુણાત્મક (સત્વ, રજ અને તમ) પ્રકૃતિ, જેનો સકલ સંસાર બનેલો છે એ બધાનું સમુચ્ચય સ્વરૂપ તે પ્રકૃતિ અર્થાત બધાને ભેગા કરીને એક સ્વરૂપ કરીએ તેનું નામ પ્રકૃતિ. (૩) પંચ તત્વો અને ત્હેની પંચતન્માત્રા (પૃથ્વી, જળ, તેજ, વાયુ અને આકાશ અને ત્હેના સૂક્ષ્મગુણો શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ) એ બધાને એકત્ર કરતાં જે સ્વરૂપ થાય તેમાં મૂળ બીજરૂપ તે પ્રકૃતિ (૪) જે જડ છે તે પ્રકૃતિ, અર્થાત પ્રકૃતિમાં પોતે પોતાને કે બીજાને જાણવાનો ગુણ નથી, અને જડ હોવાથી અન્ય ચેતનના આધાર વિના એનું અસ્તિત્વ બની શકતું નથી વળી સ્વતંત્ર ન હોવાથી ગતિ કરવામાં અસમર્થ છે; તેથી તે પ્રકૃતિ પરમાત્માને આશ્રયે નિત્ય રહેલી છે. (૫) જેવી રીતે પુરૂષની શક્તિ પુરૂષ વિના ઉપયોગમાં આવી શકતી નથી તેમ આ જગતની જે મૂળ વસ્તુ છે તે, ચેતન ઇશ્વરની સત્તા વિના ઉપયોગમાં આવી શકે નહી. આ હેતુથી ત્હેને ઇશ્વરની શકિત કહેવામાં આવે છે અને તે સદા ઇશ્વરને આધીનજ રહે છે. (૬) તે અજા એટલે જન્મ વગરની, અને અનાદિ એટલે આદિ રહિત છે. (૭) ત્હેનું રૂપાંતર થવું એ સહજ સ્વાભાવિક ધર્મ છે અને તે ઇશ્વરી વ્યસ્થાના નિયમાનુસાર પરિણામ પામતી રહે છે. (૮) તે મૂળ સૂક્ષ્મ હોવા છતાં સ્થૂલ

રૂપે બને છે. મૂલ અવ્યક્ત સ્વરૂપ ઇંદ્રિઓને દ્રશ્ય રૂપે પ્રતીત નથી થતું છતાં રૂપ સ્વરૂપ છે તે ત્હેનું જ કાર્ય છે. (૯) પરમાત્માના વ્યાપક એકરસ અને અખંડ સ્વરૂપને બાધ ન કરતાં ત્હેમાં તે રહેલી * છે, (૧૦) સર્વ શક્તિમાન ઇશ્વરને શક્તિને લીધે, પ્રકૃતિ ઉપાદાન કારણ હોવાથી તેમાંથી અનેક આશ્ચર્યકારક, અને બુદ્ધિમાં ન આવે એવાં કાર્યો પરિણામ પામે છે. (૧૧) તે અંત રહિત છે, પ્રવાહ રૂપે અનેક નામ રૂપ ધારે છે અને નામ રૂપ નાશ પામે છે. પ્રકૃતિનું આવું અદ્દ્ભુત સ્વરૂપ હોવાથી માયાના એ વિચીત્ર કાર્ય દર્શનને લીધે ભિન્ન ભિન્ન કાર્ય પરત્વે વ્યવહારિક જગતમાં માયા, કુદરત, નૈચર, શક્તિ, યોની, અવ્યકત, આદ્યશક્તિ સ્વભાવ, શૂન્ય ઇત્યાદિ અનેક નામથી સંબોધવામાં આવે છે.

૩ જીવ—હવે જીવ શું તે જોઇએ. જીવના સ્વરૂપ વિષે અનેક પ્રકારના મતમતાંતરો છે. કેટલાક એને અણુ એટલે સૂક્ષ્મમાં સૂક્ષ્મ બુદ્ધિથી પણ વિભાગ ન થાય એવો માને છે, કેટલાક એને મધ્યમ પરિમાણીરૂપ એટલે અણુ અને વિભુથી વિલક્ષણ આકારવાળો માને છે. કોઇ એને સ્થિતિ સ્થાપક એટલે રબરના જેવા ગુણવાળો માને છે, કેટલાક સ્થિતિ સ્થાપકતા રહિત માને છે, કોઇ જડ માને છે, કોઇ ચૈતન્ય માને છે, કોઇ જડ અને ચૈતન્ય એમ ઉભય પ્રકારનો માને છે કોઇ વળી મિશ્રિત માને છે, કોઇ વળી તત્વરૂપે માને છે, કોઇ પ્રતિબિંબરૂપે માને છે, કોઇ દેહાત્મવાદીઓ પંચતત્વના સંયોગનું, પરિણામ તરીકે સંયોગજન્યગુણ માને છે, કોઇ વળી "અનુપાદાન, નવીનોત્પન્ન, અભાવજન્ય" માને છે. વળી કોઇ એને સંખ્યાત્મક માને છે, કોઇ અસંખ્યાત્મક માને છે,

---

* આંહિં દ્રષ્ટાંતમાં કાચમાં કાચને આધારે પ્રતિબિંબો એક સાથે પડે છે. તે કેવી રીતે પડે છે અને પ્રતિબિંબના ઉર્પાદાન કિરણો શું દર્શાવે છે તથા આકાશમાંની લતા શું છે અને કેવી રીતે રહે છે ત્હેનો વિચાર કરશો તો પ્રકાશવિદ્યા વડે તે રહસ્ય સમજી શકશો, અને દ્રષ્ટાંત જ્ઞાનથી પુરૂષ પ્રકૃતિના સહવાસ સંબન્ધની સમજણ આવી શકશે. (વિશેષ ઉત્તરાર્દ્ધમાં)

કોઇ કર્ત્તા નહિ પણ ભોક્તા માને છે, કોઇ કર્ત્તા અને ભોકતા માને છે, એવા એવા અનેક પ્રકારના જીવના સ્વરૂપ સંબંધી ભિન્ન ભિન્ન મતો પ્રચલિત છે. વિશેષ આશ્ચર્યજનક તો એ છે કે મનુષ્ય પોતાના શરીરથી અતિ દૂર જે અનેક પદાર્થો રહેલા છે ત્હેનું જ્ઞાન પ્રાપ્ત કરવા અનેક પ્રકારના પ્રયત્નો કરે છે, અને ત્હેના નિર્ણય માટે અનેક પ્રકારના શ્રમ ઉઠાવે છે, છતાં પોતાના શરીરમાં જે નિકટમાં નિકટ અને અત્યંત સમીપ રહેલો પદાર્થ જીવ–પોતે છે, ત્હેને ઓળખવા અને ત્હેના સ્વરૂપનું જ્ઞાન પ્રાપ્ત કરવા કેટલો અલ્પ શ્રમ કરે છે? અનુમાન દ્વારા અનેક પ્રકારની કલ્પનાના ઘોડા દોડાવે છે, અનેક પ્રકારના વાદો કરે છે, છતાં "સત્ય વાત તો એકજ હોય છે;" અને તે દૃષ્ટિથી વિચારશું તો જણાશે કે પ્રચલિત સર્વ મત મતાંતરો તે એક સત્ય શિવાય મિથ્યા વાદવિવાદની કોટિ છે, અને અંતિમ પરિણામ રૂપ નથી. વાસ્તવિક રીતે તો એ અનુભવનો વિષય છે. તેમજ એનું સત્ય જ્ઞાન પ્રાપ્ત કરવા માટે અધિકારી જનની જરૂર છે. માત્ર-યોગ્ય અધિકારી મનુષ્યોજ પ્રકૃતિ (માયા), જીવ, ઇશ્વર, મોક્ષ અને ત્હેના સ્વરૂપનું વાસ્તવિક જ્ઞાન બ્રહ્મવિદ્યાદ્વારા પ્રાપ્ત કરી શકે છે. ગમે એટલી વિદ્વત્તાથી નિરૂપણ કરવામાં આવે, અને મનુષ્ય ગમે એવો બુદ્ધિમાન હોય છતાં ગ્રંથ કે શબ્દદ્વારા વિષયભોગના સ્વરૂપનો કોઇ અનુભવ કરાવી શકે નહિ, તેવી રીતે ઇશ્વર, જીવ, અને મોક્ષના સ્વરૂપનો પણ અનુભવદ્વારાજ સાક્ષાત્કાર થઇ શકે છે. એટલે અહીં જીવ સંબન્ધી જે કાંઇ ઉલ્લેખ કરવામાં આવશે તે અમુક વ્યવહાર મર્યાદાની દૃષ્ટિથી કરવામાં આવશે.

જીવ એ મધ્યમ પરિમાણવાળો સ્થિતિ સ્થાપક ગુણવાળો કુદરતી પદાર્થ છે. રાગ, દ્વેષ, ઇચ્છા, પ્રયત્ન, સુખ, દુઃખ બુદ્ધિ અને સંસ્કાર એ ત્હેના ગુણ, ધર્મ, અથવા પરિણામ વિશેષ છે. તે અલ્પજ્ઞ છે, તેમજ પોતાની મર્યાદામાં રહીને સામર્થ્યાનુસાર કર્મ કરવામાં સ્વતંત્ર, અને ફળ ભોગવવામાં પરતંત્ર છે. આથી કર્માનુસાર જન્મ ગ્રહણ કરી વિવિધ શરીરો

અંગીકાર કરે છે. સર્વ વ્યાપક પરમાત્માની સત્તામાં તે વ્યાપ્યં, ત્હેને આશ્રયે રહે છે, અને પરમાત્માની સત્તા જે વિશિષ્ટ છે, તે સત્તા સાથે (શરીરમાં) વ્યાપક છે અને તે અનેક છે.

## જીવ સંબંધી અન્ય મતોની અસમીચીનતા.

(૧) જો કોઇ જીવને અણુ પરિણામવાળો માને તો શરીરના પ્રત્યેક અંગોમાં, સમગ્ર શરીરમાં, સચેતનતાની પ્રતીતિ નહીં થવી જોઇએ પણ આખું શરીર સચેત પ્રતીત થાય છે. (૨) જીવ જો અણુ રૂપ હોયતો તે એકદેશી હોઇ શકે છે, એટલે ગ્રીષ્મ ઋતુમાં જો કોઇ માણસ જળમાં ઉભો રહે તો ઉપર તાપ અને નીચે જળના સ્પર્શથી સીતળતા એવા બે પ્રકારના અનુભવ નહીં થવા જોઇએ, પણ બન્ને પ્રકારના અનુભવ થાય છે. (૩) જો કંઇ પીડા વિગેરેનું જ્ઞાન, જ્ઞાનતંતુદ્વારા જીવને પહોંચે છે એમ માનીએ તો પગના દરદની પીડા પગથી મગજ સુધી (જીવ પાસે પ્હોંચતાં સુધી) પ્રતીત થવી જોઇએ અને જીવની આજ્ઞાથી ક્રાન હાલવા જોઇએ. (૪) જો પીડાસ્થાન પર જઇને જીવ જ્ઞાન કરે છે એમ માનીએ તો વ્યાકુલતા રૂદન વિગેરે ન થવાં જોઇએ, કારણ વાળની માફક પીડા પણ જીવથી ભિન્ન છે, પણ એમ થતું નથી. (૫) કોઇ એમ કહેશે કે શરીરમાં જીવ એક સ્થાન પર રહીને તેની સત્તા આખા શરીરમાં રહેલી છે. પણ આ વિચારથી પણ અણુવાદનો નિર્વાહ થઇ શકે એમ નથી. એમાં અસંભવ દોષ આવે છે. જીવની શક્તિ, જીવદેશને છોડી અન્ય દેશમાં જઇ શકતી નથી. કારણ "શક્તિ પોતાનાં આધાર શકિતવાનને મુકીને બીજા દેશમાં રહી શકતી નથી" એટલે 'શકિતવાન દેશમાંજ શકિત રહે છે' આ નિયમ છે. જેવી રીતે અગ્નિની દાહક શકિત અગ્નિદેશથી ઇતર દેશમાં રહેતી નથી તેવીજ રીતે જીવના ગુણ, શકિત, જીવપ્રદેશ છોડી અન્ય દેશમાં ન જઇ શકે. અણુતત્વમાં ફેરફાર નહોઇ શકવાથી તેની દુઃખ સુખરૂપ અવસ્થા (કંડીશન) હોઇ શકે નહી, પણ દુઃખ સુખ થતાં તો જોઇએ છીએ અને તેમ થવું મધ્યમમાંજ ઘટે છે. ઉપરના હેતુઓ જોતાં અણુવાદથી જ્ઞાન અને સઘળી ક્રિયાનો નિર્વાહ થઇ શકતો નથી.

(૨) હવે કેટલાકો જીવને વિભુ પરિમાણી માને છે પણ તે પણ અયથાર્થ જણાય છે. જીવનું જો વિભુ (વ્યાપક) પરિમાણ માનવામાં આવે તો એક જીવના સુખ દુઃખનું જ્ઞાન અન્ય જીવને પણ થવું જોઇએ, કારણકે જીવના સાધન, મન અને ઇંદ્રિયો જીવને આશ્રયેજ રહેલા છે. એટલે જયારે ચક્ષુ ઇંદ્રિય બ્હાર નીકળે અથવા રૂપના કિરણો ચક્ષુ અથવા શરીરમાં પ્રવેશે ત્યારે પોતાના જીવને મળી અન્યની સ્થિતિ જોઇ શકે, પણ આમ થતું નથી. વળી સ્વર્ગ, નર્ક અને જીવનું જે આવાગમન વિગેરે થાય છે તે શી રીતે સંભવી શકે? કારણ કે જેનુ પરિમાણ વિભુ અને વ્યાપક છે ત્હેની ગમનાગમન ક્રિયા કે ગતિ સંભવી શકતી નથી, પરંતુ જીવનું તો યોનીઓમાં આવાગમન વિગેરે થાય છે.

(૩) હવે જીવને સ્થિતિસ્થાપકતા વિનાનો મધ્યમ પરિમાણ ગુણ વાળો માનીએ તો કીડીની યોની શરીરમાં રહેલો જીવ, હાથીની યોનીમાં જાય ત્યારે હાથીના એક ભાગમાં રહેવો જોઇએ અને શરીરના બીજા અવ્યવો નિર્જીવ હોવા જોઇએ, પણ આમ થતું નથી. વળી જો હાથીના શરીરમાંનો જીવ કીડીના યોનીમાં આવે તો કીડીના શરીરની બહાર તેટલો નિરર્થક રહેશે અને વિભુ પક્ષમાં જેજે દોષ દુષણો આવે છે તે આમાંયે આવશે માટે આવું સ્વરૂપ પણ જીવનું બને નહી. વિસ્તાર ભયથી વધુ વિવેચન ન કરતાં એટલુંજ જણાવી શું કે અધિકારી થઇને સદ્ગુરૂદ્વારા નિર્ણય કરવો એજ સર્વથી યોગ્ય માર્ગ છે.

## અન્ય શંકાઓનું નિરસન.

ઉપર આપણે જે પ્રકારે જીવ, ઇશ્વર, અને પ્રકૃતિના સ્વરૂપનું દર્શન કરી ગયા ત્હેને જડવાદી તેમજ દેહાત્મકવાદીઓ અંગીકાર કરતા નથી. તેઓના મતમાં પ્રકૃતિ શિવાય જીવ અને ઇશ્વરને તત્વ રૂપે સ્વતંત્ર અસ્તીત્વજ નથી. જીવને તેઓ પ્રકૃતિ અગર દ્રવ્યનો સંયોગજન્ય ગુણ માને છે. વળી કેટલાક જીવ અને પ્રકૃતિને અનાદિ માને છે પણ એ સર્વનું નિમિત્ત કારણ ઇશ્વર જેવી મહા ચૈતન્ય શકિત છે એવું સ્વીકારતા નથી. માટે તે સંબંધમાં કાંઇક વિચાર કરીએ.

૧૧ પ્રશ્ન–પંચતત્વ વાદિ કહે છે કે આકાશાદિ પંચતત્વો છે ત્હેનાથીજ આ સકલ સંસાર સ્વાભાવિક "પોતાની મેળે" બન્યો છે, એનો કોઇ સૃજનહાર નથી; જ્યારે ત્હમે ઇશ્વર સંબંધી જે વર્ણન કર્યું ત્હેમાં ત્હેના લક્ષણોમાં એ સર્વના આદિકારણ તરીકે જગન્નિયંતૃક પરમાત્માને સ્વીકાર્યા છે, તો એ બેમાં સત્ય શું ?

૧૧ ઉત્તર–પ્રથમ તો પંચતત્વ અગર તો પ્રકૃતિ પોતે જડ છે. અને જે જડ છે ત્હેનામાં હલન ચલન ઇત્યાદિ ક્રિયા આપો આપ સંભવી શકે નહીં. બીજું નિમિત્ત કારણ સહાયક હોવાને લીધે તે ગતિ કરી શકે છે. વળી જડ પ્રકૃતિ એ અંધ તુલ્ય જ્ઞાન રહિત હોવાથી તે અન્ય નિમિત્ત કારણને લીધે ક્રિયાના પરિણામથી વસ્તુરૂપે બને છે, પણ બનાવી શકવાનું જ્ઞાન ત્હેનામાં નથી. એ માટે પંચતત્વનું નિયામક, અને ત્હેના સંયોગ વિયોગનાં નિમિત્ત કારણરૂપે કોઇ અન્ય જ્ઞાનવાત ચૈતન્ય શક્તિ હોવી જોઇએ. તેમજ તે ચૈતન્ય શક્તિ સર્વત્ર વ્યાપક હોવી જોઇએ; એટલે કે જયાં જયાં પંચતત્વ છે ત્યાં ત્યાં ત્હેની "આસપાસ અને ત્હેનાથી મોટું" એ ચૈતન્ય હોવું જોઇએ. વળી પંચતત્વની સ્વાભાવિક શક્તિથી વિશેષ શકિતમાન તે હોવું જોઇએ; અર્થાત એ ચૈતન્ય સર્વ વ્યાપક, સર્વ શક્તિમાન, સર્વજ્ઞ એવું હોવું જોઇએ, નહીંતર ત્હેનામાં બુદ્ધિપૂર્વક નિયામકત્વ શી રીતે સંભવી શકે ? તેમ જીવને સંયોગ જન્ય ગુણ તરીકે અથવા પંચતત્વોનો અમુક પ્રમાણમાં સંયોગ થવાથી એક નવીન શક્તિ ઉત્પન્ન થાય છે એમ જે કેટલાક માને છે તેમ પણ નથી કારણકે પંચતત્વોના સંયોગનું નિમિત્ત અન્ય ચૈતન્ય હોવું જોઇએ. સૃષ્ટિ ક્રમનો નિયમ તો એ છે કે "જે ગુણ કારણમાં હોય તેથી વિશેષ કાર્યમાં હોતો નથી" માટીનો ગુણજ ઘડામાં હોય અન્ય ગુણ હોઇ શકતો નથી. જળનો ગુણજ બરફમાં હોય તેથી અન્ય ગુણ સંભવી શકતો નથી માટે જડથી જડ જ બને, ચૈતન્ય નહીં. અત્રે કોઇ કહે કે "કોઇ બે વસ્તુના સંયોગથી ત્રીજી વિલક્ષણ વસ્તુ બને છે, જેમકે હળધર અને ખારાના સંયોગથી રાતો રંગ

બને છે, તેમ પંચતત્વના સંયોગથી નવીન ચૈતન્ય ઉત્પન્ન થાય છે." પણ સૂક્ષ્મ રીતે વિચારતાં આ શંકાની નિવૃત્તિ સહજમાં થઇ શકે છે. હળદરમાં રાતો, પીળો, અને આસ્માની એ રંગ પ્રથમથીજ રહેલા હોય છે, અને ખારાનો સંયોગ થવાથી બે રંગ તિરોહિત થઇ લાલ રંગ ઉત્તેજન પામે છે. નવીન કશું ઉત્પન્ન નથી થતું. જેનો ભાવ નથી ત્હેની ઉત્પત્તી જ હોઇ શક્તી નથી. અભાવમાંથી ભાવ સંભવીજ શકે નહીં. પંચતત્વ એ જડ હોવાથી ત્હેનો ગમે એ પ્રમાણમાં સંયોગ થવાથી ચૈતન્ય કદી નિષ્પન્ન ન થાય.

તાત્પર્ય એ છે કે જડના સંયોગથી ચૈતન્ય કદી ન થઇ શકે. જે ગુણ મૂળ સ્વરૂપમાં સૂક્ષ્મરૂપે રહેલો હોય તેજ સંયોગદ્વારા આવિર્ભાવ પામે છે. જળમાંથી હિમજ બની શકે અગ્નિ નહીં. વિશેષ પંચતત્વો અને દ્રવ્યોનું અસ્તિત્વજ ચૈતન્ય ને લીધે બને છે. ત્હેની સિદ્ધિજ ચૈતન્યથી થાય છે. વળી એક વાત ધ્યાનમાં રાખવાની છે કે "દૃષ્ટાથી દૃષ્ય અને દૃષ્યથી દૃષ્ટા, જ્ઞાતાથી જ્ઞેય અને જ્ઞેયથી જ્ઞાતા ભિન્નજ હોય છે" એ નિયમ છે. વિષય અને વિષયી ભિન્નજ હોય છે, માટે પંચતત્વનો સાક્ષી, દ્રષ્ટા, જ્ઞાતા, ચૈતન્ય ત્હેનાથી ભિન્નજ હોવો જોઇએ એવું સિદ્ધ થાય છે. આ ટુંક વિવેચનનો સારાંશ એ છે કે પંચતત્વ એ ચૈતન્યથી ભિન્ન છે, અને તે પ્રકૃતિ, ચૈતન્ય ઇશ્વરની શકિતને લીધે ઉપાદાન બની સૃષ્ટિ રચના બને છે.

૧૨ પ્રશ્ન—ત્યારે કેટલાકો એવું કહે છે કે આ દ્રષ્ય જગતને કર્ત્તા કોઇ નથી, પણ અનાદિ કાલથી એનો ક્રમ વિદ્યમાન ચાલ્યો આવે છે, આ માટે ત્હમારો શો મત છે?

૧૨ ઉત્તર—આ સિદ્ધાંત પણ સંમતિ આપવા યોગ્ય નથી. કારણકે જે વસ્તુઓ ક્રમ મુજબ ચાલી જાય છે તે તેમને તેમ રહેવી જોઇએ. ત્હેનાં વિવિધ પરિણામ કે વિલય ન થવાં જોઇએ. અને આપણે નિત્ય અનેક તારાદિ ખરી જતા જોઇએ છીએ. એથી વધુ સબળ વાત તો એ છે કે આ સવ વ્યવસ્થા જ્ઞાન

પૂર્વક તેમજ નિયમ પૂર્વક બને છે. સૂર્ય ચંદ્રાદિ ખગોળ જે આપણા જોવામાં આવે છે તે પરમાણુઓના સંયોગથી બનેલા છે, એટલે ત્હેનું નિમિત્ત કારણ અને નિયામક અન્ય ચૈતન્ય હોવું જોઇએ. જો કર્ત્તા વિના ક્રમ ગમે તેમ ચાલ્યો જતો હોય તો મન્યુષ્યમાંથી પશુ અને પશુમાંથી મનુષ્યનો જન્મ પણ સંભવી શકે પણ તેમ થતું નથી અને વિશ્વની સર્વ વ્યવસ્થા બુદ્ધિપૂર્વક યોજાયલી જોવામાં આવે છે. માટે અણુઅણુએ વ્યાપક એવો વિશ્વકર્ત્તા નિયંતા પરમાત્મા હોવો જ જોઇએ.

૬૩ પ્રશ્ન—સમુદ્રના મોજા અને પાણીના પરપોટાની ઉત્પત્તિ અને નાશ સ્વાભાવિક થાય છે, તેમ વિશ્વના ક્રમમાં એ સર્વ વ્યવસ્થા સ્વભાવથીજ બને છે એમ માનીએ તો કર્તા અને નિયંતા ચૈતન્યની જરૂર નથી રહેતી ત્હેનું શું ?

૬૩ ઉત્તર—નાં, એમ નથી. જળના મોજા અને પરપોટા એ સ્વયં સ્વભાવતઃ નથી થતા પણ વાયુના નિમિત્ત કારણથી થાય છે. તેવી રીતે સૃષ્ટિની ઉત્પત્તિ અને લયમાં અન્ય નિમિત્ત કારણ હોવું જોઇએ. હવે જરા સૂક્ષ્મતાથી અન્ય વિચાર કરશો કે માત્ર સ્વભાવ, એ સૃષ્ટિનું કારણ નહિ બની શકે એમાં કેટલાક દોષ આવે છે. જડ અને ગતિવાન વસ્તુ હોય તે બીજાને આધારે પરતંત્રજ રહે છે, સ્વતંત્ર રહી શકતી નથી (જેમકે શબ્દ, અગ્નિ, આકર્ષણ, ઇ. પરતંત્ર છે) સ્વભાવ પોતે પણ જડ છે, સ્વભાવવાનને આશ્રયે રહી ગમનાગમન કરે છે. માટે સ્વભાવ એ સ્વતંત્ર અને નિયંતા માની શકાય નહિં. એટલે સ્વભાવ તે જડ તેમજ ત્હેનાથી અતિરિક્ત સ્વભાવવાનને આશ્રયે પરતંત્ર છે. અંતે આ તર્ક, પરંપરા રૂપે વધુ લંબાવતા ત્હેનો આધાર, નિમિત્ત કારણ વ્યાપક ચેતન સ્વીકાર્યા શિવાય ચાલે તેમ નથી જો પંચતત્વ અને દ્રવ્યના સ્વભાવથીજ સૃષ્ટિ રચના થતી હોય તો બે ચંદ્ર અને બે પૃથ્વી પણ તે કલ્પનામાં સંભવી શકે. મનુષ્યને ચાર આંખ, આઠ કાન ને સોળ મન પણ હોઇ શકે, વિગેરે અનેક અસંભવિત, સૃષ્ટિક્રમ વિરૂદ્ધ રચનાની કલ્પનાને અવકાશ

મળી શકે.એમ છે. પણ સ્વભાવ એ તત્વરૂપે છેશું ? શું એ સ્વરૂપે કોઇ વસ્તુ છે? જો કોઇ વસ્તુ હોય તો તે અણુ, વિભુ કે મધ્યમ પરિમાણી હોવી જોઇએ. પણ આ ત્રણમાનું કંઇ પણ લક્ષણ ઘટતું નથી. માત્ર પદાર્થોની યોગ્યતા અને ઉપયોગપર એ પદની વ્યાપાર પ્રવૃત્તિ અને શબ્દબોધ, વ્યવહાર દ્રષ્ટિથી વ્યવસ્થા ખાતર કરવામાં આવે છે. એ કાંઇ સ્વરૂપે સ્વતંત્ર વસ્તુ નથી. માટે સૃષ્ટિને સ્વભાવજન્ય માનવી સયુક્ત નથી.

૧૪ પ્રશ્ન—ત્યારે કેટલાક એમ માને છે કે પરમાણુઓમાં આકર્ષણ પ્રમાણે નિયમિત ગતિ થાય છે, તેથી સૂર્ય, ચંદ્રાદિ બને છે અને પદાર્થોની ઉત્પતિ, ઉત્કર્ષ અને અપકર્ષ બન્યાં જાય છે. મૂળતત્વો અને ત્હેનાં કાર્યો, આકર્ષણને આધારે રહી ગતિમાં રહે છે. જો આવું હોય તો જગતકર્ત્તા અને નિયંતા માનવાની જરૂર રહેતી નથી.

૧૪ ઉત્તર—કાર્ય જોતાં આકર્ષણ બે પ્રકારના હોય છે. એક આકર્ષણ એક તત્વનું બીજા તત્વ પ્રતિ (મૂળ દ્રવ્ય પ્રતિ) હોય છે તે અગર એક પદાર્થનું બીજા પદાર્થ પ્રતિ હોય છે તે, આને લીધે દ્રવ્યોનો સંઘાત થાય છે. અને બીજું સર્વ તત્વ અને પદાર્થોને જે આકર્ષે તે. * જે આકર્ષણ, તત્વ કે પદાર્થને આશ્રયે રહેલું હોય છે તે પોતાનું કાર્ય આશ્રયી બનીનેજ કરી શકે છે. જેમકે લોહમાં પૃથ્વી તત્વના જે પરમાણુઓ છે તે લોહનાં સ્વરૂપ છે—એટલે પરસ્પરના આકર્ષણુથી લોહરૂપ પદાર્થ બને છે, તેમજ ચુમ્બક ને પરમાણુના આકર્ષણુથી ચુમ્બક 'રૂપ પદાર્થ બને છે, અને તે આકર્ષણ પરસ્પર લોહ અને ચુમ્બકને આકર્ષે છે. તેમજ જે મૂળ આકર્ષણુપૃથ્વી. મૂર્ય અને ચંદ્ર વિગેરે સર્વ પદાર્થોને આકર્ષે છે તે આકર્ષણ શકિત પણ કોઇને આધારે હોવી જોઇએ; કારણ કે પોતે જડ છે; આકર્ષણ એ સંકોચ વિકાસવાળું છે તેમજ ત્હેનું ન્યૂનાધિકય થઇ શકે છે. તેથી તે મધ્યમ (અણુઅણુના સમૂહરૂપ લચકવાળું) જન્ય છે, એમ માનવું પડે છે, માટે ત્હેનો

* અત્રે નેગેટીવ, પોઝીટીવ, વિધુતનો પ્રસંગ નથી. જો, વિધુતને પણ, આમાં ભેળી ગણશો તો પણ વક્ષ્યમાણદોષ આવશે.

નિયંતા હોવો જોઇએ. જો આ બીજું આકર્ષણ ન માનો અને એક પદાર્થનું, બીજા પ્રતિના આકર્ષણનેજ નિયંતા માનો તોપણ પૂર્વોક્ત દોષ આવશે. વળી આકર્ષણ જડ હોવાથી તેમાંથી ચૈતન્યની સંભાવના બની શકે નહિં. પ્રત્યક્ષ પ્રમાણુથી આપણે એટલું તો જાણીએ છીએ કે જીવ એક જ્ઞાનવાન તત્ત્વ છે. જીવમાં જ્ઞાનકલાનું દર્શન થાય છે અને તેથી સર્વ પ્રવૃત્તિઓ બને છે. તો પ્રશ્ન એ થાય છે કે એ જ્ઞાન કલા કે જ્ઞાનધર્મની ઉત્પત્તિ શી રીતે બની? આકર્ષણાદિ જડ પદાર્થનેજ માત્ર માનવાથી આ શંકાનું સમાધાન થતું નથી. તેટલા માટે આકર્ષણાદિ જડ શિવાય અન્ય જ્ઞાનગુણવાળું ચેતન તત્વ સ્વીકારવું પડશે અને આમ સ્વીકારવાથી જડથી અતિરિક્ત જીવ એ જ્ઞાનના ગુણવાળો, ઇચ્છા, રાગ દ્વેષાદિ લક્ષણ ધર્મી, કર્તા ભોક્તા તરીકે માની શકાશે. ઉપરાંત તે જીવને ત્હેના કર્માનુસાર સુખ દુઃખાદિ ફળ જેની સત્તાદ્વારા પ્રાપ્ત થઇ શકે એવી કોઇ મહાન શક્તિ હોવી જોઇએ અને તે તે ઇશ્વર, આમ નિર્ણય થાય છે.

હવે બીજું—'પદાર્થ માત્રમાં ગતિ છે' એ વાત તો પ્રસિદ્ધ છે. અને એ ગતિની ક્રિયા થવાને અવકાશ તેમજ આધારની જરૂર છે. દ્રવ્યાદિક અણુ વિગેરેની અને આકર્ષણના સંકોચ વિકાસની ગતિ એ જે અંતરિક્ષ અને અવકાશ છે ત્હેમાં થાય છે, પણ તે ગતિનું આધાર નથી. માટે ત્હેનો આધાર કોઇ બીજો હોવો જોઇએ. નહીં તો ગતિ—ક્રિયા બની શકે નહીં. જેવી રીતે જળમાં ડુબકી મારી જળની અંદર ચલાય છે, ત્યારે શરીરની ગતિ આકાશમાં થાય છે, પણ ગતિવાન શરીરની આજુબાજુ સર્વત્ર સેંકડો મણ જળ છે છતાં શરીર દબાઇ જતું નથી, કારણકે ચારે બાજુથી જળ તે શરીરનો આધાર છે, એટલે પોતાના ભારનો આધાર પોતેજ છે. આવી રીતે પરિચ્છિન્ન, મધ્યમ ગતિવાન, અને સંકોચવિકાસધર્મી પદાર્થ અને પરમાણુથી માંડી સ્થૂળ, સૂર્ય પૃથ્વી અને આકર્ષણ પર્યંત સર્વને આધારની અપેક્ષા છે તે આધારજ પરમાત્મા—શેષ છે. સંક્ષેપમાં અણુઅ-

ણુમાં આંતર બાહ્ય સર્વત્ર તે વ્યાપક છે, અને આ પરિચ્છિન્ન અખિલ બ્રહ્માંડનો મૂલાધાર તે ઇશ્વર પરમ શક્તિરૂપે છે એમ સ્વીકારવું પડે છે. હજી એક બીજો વિચાર કરવાનો છે તે એ કે જો આકર્ષણના સ્વરૂપને તપાસીશું તો તે અણુરૂપ સિદ્ધ થશે. કેમકે જો આકર્ષણને સૂર્યાદિથી પૃથક્ રહીને તે સૂર્યાદિને આકર્ષે છે એમ માનીશું તો સંકોચ વિકાસ ધર્મ વગરનું તેમજ માત્ર એકસરખું હોવું જોઇએ. પરંતુ ચુમ્બક અગર અન્ય પદાર્થને તોડતાં આકર્ષણ શક્તિ ઓછી વધતી થાય છે, માટે તે એક સ્વરૂપ નથી. હેથી આકર્ષણનું સ્વરૂપ સાવયવ મધ્યમ માનવું પડે છે, અને તેથી અણુ રૂપ ઠરવાને લીધે આધેય કે આશ્રયી રૂપે ઠરશે. અને "જો આકર્ષણ શક્તિ દરેક ગ્રહને આશ્રીત રહીને તે પરસ્પરમાં એકબીજાની એકબીજાને (ગ્રહને) ખેંચે છે તેથી સનિયમ ગતિ થાય છે અને આકર્ષણજ આધાર ભૂત થઇ જાય છે," આમ માનીશું તો અન્યોન્યાશ્રય દોષ આવશે તેમજ ઉપર કહ્યા પ્રમાણે અણુ રૂપેજ સિદ્ધ થશે.

હવે આકર્ષણને પદાર્થના ગુણ કે શક્તિ તરીકે ગણવામાં આવે તો ગુણ, ધર્મ, શક્તિ એ સઘળાં હેનાં ગુણી, ધર્મી, કે શક્તિવાનને મુકી હેનાથી અતિરિક્ત, જુદાં રહેતાં નથી. જળથી અતિરિક્ત શીતળપણું રહેતું નથી. અગ્નિથી અતિરિક્ત દાહકપણું રહેતું નથી. તેમ આકર્ષણ પૃથ્વી આદિને છોડી તે દેશથી અતિરિક્ત છૂટું રહી શકે એમ નથી. આ કારણને લીધે પણ આકર્ષણને સર્વાધાર માની શકાય એમ નથી. પણ આકર્ષણ સહિત સર્વ પદાર્થો કોઇ સ્વયંભૂ, સ્વતંત્ર તત્ત્વને આશ્રયે રહેલાં હોવાં જોઇએ. અને તે પરમાત્માજ આ સર્વનો એક મહાન આધાર છે. અને આકર્ષણાદિ ગુણો હેને આશ્રયે રહેલા છે.

૧૫ પ્રશ્ન—તો હવે એક બીજો વિચાર થાય છે કે રજ્જુમાં સર્પનું જે જ્ઞાનથાય છે તે માત્ર ભ્રાંતિજ અને શૂન્ય રૂપ છે, વાસ્તવિક સત્ય નથી. માત્ર દર્શન ક્રિયાને લીધે આવી પ્રતીતિ થાય છે. પ્રતીતિ પહેલાં પણ શૂન્યરૂપ હતું, અને ભ્રાંતિના નિવારણ પછી શૂન્યરૂપ માલમ પડયું; તેથી વર્તમાનમાં પણ હેનું

શૂન્યરૂપ સ્વીકારીયે તો ચાલી શકે એમ છે. તેવી રીતે આ સર્વ દ્રશ્યસંસારપણુ પહેલાં શૂન્યરૂપ હતો, ભવિષ્યમાં શૂન્યરૂપ થશે અને વર્તમાનમાં પણ માત્ર શૂન્યરૂપ ભ્રાંતિ તરીકેજ એની પ્રતીતિ થાય છે એમ માનીએ તો ચાલી શકશે. અર્થાત આવી રીતે શૂન્યમાંથી જગતની ઉત્પત્તિ માનવાથી એનો નિર્વાહ થાય છે તો ઇશ્વરની કલ્પનાની શું જરૂર ?

૧૫ ઉત્તર—રજ્જુમાં જે સર્પની પ્રતીતિ થઇ, તે પહેલાં જોયલા સર્પના સંસ્કાર દ્વારા સૂક્ષ્મામાંથી બનેલો સર્પ છે, શૂન્યરૂપ નથી. એમાં પણ મુખ્ય વાત વિચારવાની તે એ છે કે જેમ સર્પનો દ્રષ્ટા અથવા સાક્ષી સર્પથી ભિન્ન છે. તેમ મૂળ શૂન્યનો દ્રષ્ટા શૂન્યથી ભિન્ન હોવો જોઇએ. શૂન્ય કહેતાંજ શૂન્યનો જ્ઞાતા કોઇ અન્ય આવી ઉભો રહે છે. વળી જે શૂન્ય છે ત્હેની ઉત્પત્તિ બની શકતી નથી. અભાવમાંથી ભાવ કે અસતમાંથી સત્તની ઉત્પત્તિ કદી થઇ શકતી નથી, તેથી આ પ્રત્યક્ષ દેખાતાં દ્રષ્ય જગતને કેવળ શૂન્ય તરીકેજ માનવું એ બુદ્ધિ ગ્રાહ્ય થઇ શકે એમ નથી.

૧૬ પ્રશ્ન—તો હવે ધારો કે જેવી રીતે બીજમાં વૃક્ષનો અભાવ જોવામાં આવે છે; તે અભાવમાંથી અગર તો બીજનો અભાવ થઇ જવાથી વૃક્ષ ઉત્પન્ન થાય છે. તેવી રીતે આ જગત અભાવથી ઉત્પન્ન થાય છે તો પછી ઇશ્વરની જરૂર ક્યાં રહી ?

૧૬ ઉત્તર—ઠીક, ત્યારે હવે જરા સૂક્ષ્મતાપૂર્વક વિચાર કરીએ. જગતના કારણ રૂપે અભાવને એક સ્વતંત્ર પદાર્થ તરીકે સ્વીકારીએ કે તરત તે ભાવરૂપ બને છે. આતો જેમાં કંઇ પણ વસ્તુનો ભાવ નથી એવો નિષેધાત્મક અભાવ તે અસ્તિત્વ વાચક ભાવરૂપ બને છે એમ થયું. એટલે ત્હમારી પોતાનીજ માન્યતાથી વિરૂદ્ધ, ભાવમાંથી આ જગતની ઉત્પત્તિ થઇ એમ થયું. પણ અભાવથી ભાવરૂપ પદાર્થ ઉત્પન્ન થતો નથી. રેતીમાંથી તેલ કદી નીકળી શકતું નથી. માટે સૃષ્ટિ અભાવજન્ય નથી. અભાવ તે અમુક મનોભાવ જણાવવાને ભાષાના અસામર્થ્યપણાને લીધે તે વાચક શબ્દ માત્ર છે, એટલે કંઇ

ખાસ વિશેષ પદાર્થ નથી. જો સ્વતંત્ર પદાર્થ તરીકે માનવામાં આવે તો તે અણુ, મધ્યમ અથવા વિભુ આ ત્રણમાંથી એક પરિમાણુ તરીકે હોવું જોઇએ. પણ ત્હેનું એક પણ પરિમાણુ સિદ્ધ થતું નથી, માટે અભાવ એ સ્વતંત્ર પદાર્થ નથી. હવે રહ્યું વૃક્ષનું દ્રષ્ટાંત. ત્યાં પૃથ્વી, જળ અને ઉષ્ણુતાના સંસર્ગથી બીજમાં સંઘર્ષણ ક્રિયા થતાં ત્હેની સાથે બીજાં પૃથ્વી, જળાદિના પરમાણુનો સંયોગ થવાથી વૃક્ષ થાય છે. (એકલાં બીજથી થતું નથી) તેથી વૃક્ષની ઉત્પત્તિ અભાવમાંથી માનવી એ અયુક્ત છે. કારણ કે પૃથ્વીનાં અન્ય પરમાણુ, અગ્નિ, જળાદિ સામગ્રી નહ્યા શિવાય, માત્ર બીજમાંથીજ અથવા બીજના અત્યંતાભાવ (નાશ) થી વૃક્ષ થઇ જાત તો અભાવથી-ભાવની ઉત્પત્તિ થઇ એમ ગણાતે, પણ આમ થતું નથી. જેમ 'નથી' માંથી 'છે' બનતું નથી, તેમ 'અભાવ' માંથી 'ભાવ' ની ઉત્પત્તિ થઇ શકતી નથી. વળી તે એક વિશેષ પદાર્થ તરીકે નથી એમ આપણે ઉપર જોઇ ગયા, છતાં કોઇ આગ્રહ કરે તો તે જડ હોવાથી ત્હેનું નિયામક અને સાક્ષી બીજું ચૈતન્ય હોવું જોઇએ. માટે ઇશ્વર એ નિમિત્ત કારણ અને પ્રકૃતિ ઉપાદાન કારણ એમ સ્વીકારવું એજ યોગ્ય છે.

૧૭ પ્રશ્ન—આ જગતના આદિકાળે આરંભમાં પ્રથમ એક બ્રહ્મજ હતું, અન્ય કંઇ પણ પદાર્થ ન હતો, ત્હેણે પ્રકૃતિ (માયા, પંચભૂત) ઉત્પન્ન કરી ત્હેમાંથી સૃષ્ટિ રચના કરી; તેમજ જીવો પણ ઉત્પન્ન કર્યાં અને તે જીવોને બુદ્ધિ આપીને યથેચ્છા જન્મ આપ્યો અને આપે છે. આવી ક્રિશ્ચિયન, પારશી, મહોમેદન, બ્રહ્મો ઇત્યાદિ મતાનુયાયિઓની સ્વીકૃત કલ્પના છે અને આપનો સિદ્ધાંત તો એમનાથી ભિન્ન જણાય છે ત્હેનું શું કારણ?

૧૭ ઉત્તર—હા. એ ભિન્નપણું છે તે સત્યજ છે, કારણ કે ઇશ્વરને જો પ્રકૃતિ અને જીવનું ઉપાદાન માનવામાં આવે તો, જેવું ઇશ્વરનું સ્વરૂપ છે તેવુંજ ત્હેનાં ઉપાદેય પ્રકૃતિ અને જીવનું, સ્વરૂપ હોવું જોઇએ. પણ પંચભૂતાત્મક પ્રકૃતિ એ જડ છે.

પરિચ્છિન્ન છે, પરિણામી છે, દુઃખરૂપ અને પ્રત્યક્ષ છે, તેમજ સૃષ્ટિ ઉત્પત્તિ તથા લયના ધર્મવાળી છે, અને જીવ એ કર્ત્તા, ભોક્તા, સુખી, દુઃખી અને પરિચ્છિન્ન છે, જ્યારે ઇશ્વર ત્હેનાથી ભિન્નધર્મી, ચેતન, દુઃખ રહિત આનંદ સ્વરૂપ, વ્યાપક, નિત્ય, એકરસ, અખંડ અને અજ છે, તથા કર્ત્તા અને ભોકતા નથી. માટે ચેતન સત વ્યાપક, એવું જે બ્રહ્મ એ જડ અસત અને પરિચ્છિન્ન એવાં જગતનું ઉપાદાન ન હોઇ શકે.

વળી વસ્તુના ઘાટ, આકાર, ને ત્હેની બનાવટ પહેલાં કર્ત્તાના જ્ઞાનમાં ત્હેનો વિચાર હોવો જોઇએ. જ્યાંસુધી હું આવી બનાવું એમ સ્ફુર્ણા નહિ થાય ત્યાંસુધી વસ્તુ રચના થઇ શકતી નથી. ઉપરાંત આવી રચના કરૂં એમ સ્ફુર્ણા થતાં પહેલાં ત્હેની રચના માટેના પદાર્થોનું અસ્તિત્વ પણ પણ હોવું જોઇએ. જેવી રીતે કુંભારનો ઘડો અગર ઘડા જેવો પદાર્થ બનાવવાને ત્હેનું જ્ઞાન આવશ્યક છે, અને ત્હેણે પ્રથમ જોયો હોય તેપરથી તેવોજ અગર કલ્પના દ્વારા નવીન બનાવવાનો પ્રથમ વિચાર આવે છે; પણ ધારો કે પહેલાં મૃત્તિકા (માટી)જ ન હોય કે તે સંબન્ધીનું જ્ઞાનજ ન હોય તો શી રીતે બનાવી શકે? તેજ પ્રમાણે 'ઇશ્વરે સૃષ્ટિ રચી' એમ કહેતાની સાથે શેમાંથી રચી એ પ્રશ્ન તરતજ ઉદ્ભવે છે. કદાચ એમ કહેવામાં આવે કે પોતાની સર્વ શક્તિમતાને લીધે "ઇશ્વરે પોતાની શક્તિવડે ગમે તેવી બનાવી" તો તરતજ ઉપર આપણે જે મુશ્કેલી વિચારી ગયા તે ખડી થશે. એટલે પોતામાંથી બનાવેલું તે પોતાના જેવુંજ શુદ્ધ પવિત્ર હોવું જોઇએ. અને પ્રકૃતિ વિના કેવળ અભાવમાંથી ઇશ્વરે એ સૃષ્ટિ રચના કરી એ બુદ્ધિમાં ઉતરી શકે એમ નથી. બાજીગર કે વાદિ પણ અમુક ઉપાદાન વગર ખેલ કરી શકતો નથી. એટલે કે પ્રકૃતિ (જગતનું ઉપાદાન) અને જીવ એને પણ અનાદિ સ્વીકારવાંજ પડશે. વળી ધારો કે એ ન્હોતાં અને ઇશ્વરે બનાવ્યાં એમ ક્ષણવાર માની લઇએ, તો પ્રશ્ન ઉઠશે કે બ્રહ્મ તો પૂર્ણકામ છે ત્હેનામાં મનુષ્યવત્ ઇચ્છા સંભવતી નથી. ત્હેને પ્રતિષ્ઠાની આકાંક્ષા નથી કે ત્હેને રચવાની જરૂર પડે?*

---

* ખ્રીસ્તી, કુરાની વિગેરેના સિધ્ધાંત પ્રમાણે એ શંકાનું સમાધાન થતું નથી. આર્ય સિધ્ધાંતાનુસાર થઈ શકે છે. (જુઓ પ્ર૦ ૨૧ નો ઉત્તર.)

સારાંશ એ છે કે ઇશ્વર પોતામાંથીજ કેવળ ઉપાદાન કારણ વિના સૃષ્ટિ રચના કરતો નથી. વળી ઇશ્વરને જીવોનું કર્તૃત્વ આરોપતાં જીવોના સારાં નરસાં કૃત્યોનું આરોપણ, અને જવાબદારી ઇશ્વરને શિર આવે છે. તેમજ ઇષ્ટાનિષ્ટ કર્મો, અને ત્હેનાં ફળ માટે ઇશ્વર જવાબદાર ઠરશે. જો ઇશ્વરની ઇચ્છાને કારણ તરીકે કલ્પવામાં આવે તો ઇશ્વરના ન્યાયીપણામાં વિક્ષેપ આવશે. જો જીવના કર્મ વિગેરે કારણ માનવામાં આવે તો સિદ્ધાંતની હાની થઇ ત્હેના પક્ષની અસિદ્ધિ થશે.

પણ વળી એક બીજો મુખ્ય વિચાર કરવાનો છે કે ઇશ્વર શિવાય બીજું કાંઇજ ન હતું એમ માનીએ તો તે સમયે, આ સૃષ્ટિના પૂર્વ કાળમાં એ કોઇનો સ્વામિ ન હતો અને ત્હેની શક્તિ, ગુણ, વિગેરે સર્વ અનુપયોગી પડી રહેલાં માનવાં પડશે. જો આમ માનવામાં આવે તો એ શક્તિ, એ ગુણ અનંત નહી ઠરતાં ઉત્પત્તિ અને નાશવાળાં માનવા પડશે તો પછી ત્હેના કર્ત્તાપણાને એ વિચાર હાનીકારક થઇ પડશે. આ મુશ્કેલીઓ નિવારનારો વાસ્તવિક સત્ય વિચાર એકજ છે; અને તે એ કે એ ત્રણેના (પ્રકૃતિ જીવ અને ઇશ્વર) મૂળ સ્વરૂપ અનાદિ છે, અને તે એકબીજાના રચેલા નથા, તેમજ ઇશ્વર, પ્રકૃતિ અને મૂળ જીવ* એ ત્રણેનો સંબન્ધ અનાદિ છે, અને ત્હેના ('જીવ, પ્રકૃતિના' ગુણ, કર્મ અને સ્વભાવ પણ અનાદિ છે, ફેર માત્ર એટલોજ છે કે, ત્હેમનું

* અત્રે જીવને અનાદિ કહ્યો, અને આથી પુર્વ વ્યવહાર દૃષ્ટિ લઇને મધ્યમ પરિમાણવાળો દર્શાવ્યો છે, એ બન્ને પક્ષ પરસ્પર વિરુધ્ધ છે; છતાં પણ આ વાતમાં એટલું તો રહસ્ય રહેલું છે કે જીવને અણુવાદિ અને અનાદિ વિગેરે અનેક વિશેષણ આપીએ તોપણ દોષ નહીં આવે. પરંતુ આવું ગુ[illegible] ગૂઢ, અદ્દભુત રહસ્ય વિવેક, વૈરાગ્ય, યોગાભ્યાસ. બ્રહ્મ વિદ્યા જાણ્યા વિના અનુભવાય તેમ નથી, માટે ટુંકામાં અત્રે જૈન મત કે બૌધ્ધમત સમાન જીવ, મધ્યમ અનાદિ નથી, કિંતુ ગ્રંથકાર ઉપનિષદોના રહસ્યને વળગે છે. પ્રસંગોમાં જ્યાં "જીવ અનાદિ" એ પદ આવે ત્યાં એમજ સમજવાનું છે. (એનો વિશેષ ખુલાસો ઉતરાર્ધ્ધમાં વાંચશો.)

સ્વરૂપ અનાદિ છે, અને કર્મ તથા સંયોગ અને વિયોગ પ્રવાહથી અનાદિ છે. એટલે કે જીવ પોતાના પ્રવાહ રૂપે કર્મ કરીને યોનીઓ ભોગવે છે તેમજ પ્રકૃતિદ્વારા કાળે કાળે જગતની ઉત્પત્તિ અને લય બન્યાં જાય છે. પ્રલય કાળે જીવ ક્રિયા રહિત બને છે અને ઇશ્વરને આશ્રયે રહે છે, અને પ્રકૃતિ સૂક્ષ્મરૂપ થઇને ઇશ્વરમાં રહે છે; (અહોનો પ્રલય થાય એતો સ્પષ્ટજ છે, અને આત્યંતિક પ્રલય એ સંભાવના માત્ર અનુમાનજન્ય છે) જયારે જીવનો ભોગકાળ આવે છે ત્યારે ઇશ્વરની સત્તાવડે પ્રકૃતિના પરમાણુદ્વારા જગત રચના થાય છે અને જીવ ભોગવે છે; જીવ કર્મ કરવામાં સ્વતંત્ર છે, પણ ફળ ભોગવવામાં પરતંત્ર છે. આવી રીતની વ્યવસ્થા સ્વીકારવાથી યોગ્ય સમાધાન થઇ શકે છે. વિશેષ એપરથી એમ પણ ફલિત થાય છે કે જીવ એજ બ્રહ્મ નથી કારણકે જીવ કર્તા, ભોકતા, અને રાગ દ્વેષ વિગેરે ગુણવાળો છે અને બ્રહ્મ તેવો નથી.

૧૮ પ્રશ્ન—જ્યારે ત્હમે એમ કહોછો તો અમે એમ માનીએ કે પ્રકૃતિ અને જીવ એ બંને ઇશ્વરના ગુણ અને શક્તિ છે. અથવા જીવ એ ઇશ્વરનો અંશ છે. એટલે જીવો જો કે ઇશ્વરના કરેલા નથી તો પણ તે અનાદિ છે, અને જીવ અને બ્રહ્મ એ એક સ્વરૂપ અને આ દ્રષ્ય જગત પણ ઇશ્વરરૂપ માની શકાય.

૧૮ ઉત્તર—આ માન્યતા પણ સયુકત નથી. કારણકે ગુણી અને શકિતમાન ઇશ્વર, રૂપરહિત હોવાથી ત્હેના ગુણ અને શક્તિ જો સ્વરૂપે કોઇ વસ્તુ હોય તો તે રૂપ રહિત હોવાં જોઇએ. હવે જો ગુણ અને શકિતરૂપ પ્રકૃતિને જગતના ઉપાદાન કારણ તરીકે માનવામાં આવે તો તે સરૂપ ન હોવું જોઇએ. પણ દ્રષ્ય જગત તો સરૂપ છે માટે તે ગુણ અને શકિતનું ઉપાદેય (કાર્ય) નથી, પણ ગુણ શક્તિ વાળુંજ જણાય છે. એટલે સ્વરૂપે ઇશ્વરથી ભિન્ન છે. વળી ઇશ્વરના ગુણ અને શક્તિ, નિર્દોષ, શ્રેષ્ઠ અને પવિત્ર હોવાં જોઇએ અને જગત

તેવું નથી. પણ વિકૃત પરિણામી અને નાશવંત છે, જીવ પણ દુ:ખી અને સદોષ છે, માટે ઇશ્વરના ગુણ અને શકિતરૂપ નથી. જો જીવ, એ ઇશ્વરનો અંશ હોય તો ઇશ્વર અખંડ અને એકરસ ન કહેવાય, તેમજ જીવ પણ ઇશ્વરના જેવો શુદ્ધ હોવો જોઇએ. માટે આં કલ્પના પણ સંભાવ્ય નથી. ગુણ ગુણી, શકિત શકિતમાન એ સ્વરૂપે ભિન્નજ છે માટે જીવ બ્રહ્મની એકતા કે જગત ઇશ્વરરૂપ માની શકાય નહીં.

૧૯ પ્રશ્ન—એમ ધારો કે વાસ્તવમાં સ્વરૂપે કોઇ ઇશ્વર અથવા જીવ નથી. પણ પંચતત્વાત્મક દેહના કોઇ સ્વચ્છ ભાગમાં એક ચૈતન્યપદાર્થનું પ્રતિબિંબ અથવા આભાસ પડે છે અને તે પ્રતિબિંબ અથવા આભાસ, પંચતત્વ (માયા, અવિધા, અને અંત:કરણ) સહિત જીવ અથવા ઇશ્વર તરીકે માનવામાં આવે તો તે સમીચીન ગણાય કે કેમ?

૧૯ ઉત્તર—સૃષ્ટિક્રમ જોતાં ચૈતન્યનું પ્રતિબિંબ પડવું અસંભવિત કારણ કે ત્હેનું એકપણ દૃષ્ટાંત મળે એમ નથી, અને ચૈતન્ય વ્યાપક હોય તો તો કેવળ અસંભવિતજ ગણી શકાય કારણ કે બિંબથી પ્રતિબંબનો પ્રદેશ જુદો હોવો જોઇએ. જળમાં આકાશનો ભાગ પૃથક રહેવાથી પ્રતિબિંબ પડી શકે છે, પરંતુ વ્યાપક ચૈતન્યથી પ્રતિબિંબ પડવા યોગ્ય જુદો દેશ નથી માટે જીવને જે પ્રતિબિંબ તરીકે માનવામાં આવે છે તે આ વાતની યથાર્થ સ્હમજણની વિસ્મૃતિ છે. વળી જીવ એ કર્તા ભોકતા છે, અને પ્રતિબિંબ એ તો જડ હોવાથી ત્હેમાં કર્તા ભોકતાપણું સંભવી શકે નહીં. પ્રતિબિંબ ઉપાદાન (પ્રકૃતિ) જન્ય અને ક્ષણે ક્ષણે બદલાય છે. પણ જીવ તેવો નથી સ્મૃતિ ધરાવાથી ક્ષણિક નથી. તેથી જીવ એ બ્રહ્મનું પ્રતિબિંબ નથી.

૨૦ પ્રશ્ન—અત્યાર સુધી જીવના સ્વરૂપ અને લક્ષણ સંબંન્ધી જે વિસ્તાર પૂર્વક વિવેચન કર્યું તે બહુધા યુકત અને મનન કરવા યોગ્ય છે, તથાપિ હજી એક શંકા ઉપસ્થિત થાય છે, કે જેમ એક અગ્નિજ્વાલામાંથી અનેક દીપકો પ્રગટ થાય છે છતાં અગ્નિમાં ન્યૂનાધિકતા થતી નથી, તેવીજ રીતે એક મહાબ્રહ્મરૂપી અગ્નિમાંથી અનેક જીવ સ્ફુલિંગો ઉત્પન્ન થાય છે છતાં ઇશ્વર તેથી ખંડિત થતો નથી તેમજ ત્હેની સંપૂર્ણતામાં ન્યૂનાધિકય થતું નથી.

૨૦ ઉત્તર—ઠીક પ્રશ્ન કર્યો. જો સ્મરણ કરશો તો આ પ્રશ્નનો ઉત્તર દશમાં પ્રશ્નના ઉત્તરમાં બહુધા સમાયલો જણાશે, તોપણ વિશેષ સરળતા ખાતર વિસ્તારપૂર્વક નિરૂપણ કરીશું. ત્હમારા દીપકના દૃષ્ટાંતમાં જે વિચારવાનું છે તે એ કે દીપક માટેની જોઇતી સામગ્રી તેલ, વાટ પાત્ર વિગેરે અગ્નિથી ભિન્ન પ્રદેશમાં હોય તોજ દીપકનું પ્રકટીકરણ થાય છે. ઘર કે ઓરડાના સર્વ પ્રદેશમાં અગ્નિ કે જવાળા હોય તો બીજો દીપક ત્યાં હોઇ શકે નહી. તેવીજ રીતે ઇશ્વર સર્વવ્યાપક હોવાથી દીપકવત્ ભિન્ન જીવ બની શકે નહીં. હવે જો ઇશ્વરને એકદેશી (સાકાર) માનીને ત્હેમાંથી જીવરૂપી દીપક પ્રગટેલા માનીશું તો તે કલ્પના પણ બંધબેસતી નથી. કારણ કે કાષ્ટમાં ગુપ્ત અગ્નિ રહે છે છતાં તે દાહકગુણ વગરનો હોઇ કાષ્ટને બાળી શકતો નથી, પણ ઘર્ષણાદિ નિમિત્તોથી (અગ્નિનાં બીજા પરમાણુઓનું ઉત્તેજન મળે છે ત્યારે) તે કાષ્ટને બાળી શકે છે. વળી અગ્નિદ્વારા દીપક પ્રગટાવતાં પહેલાં પણ તેલ, વાટ, વગેરેમાં રહેલાં ગુપ્ત અગ્નિ અગર તો આસપાસના બીજા પરમાણુઓ એકઠાં થઇ જાય છે, *અને એમ થતાં વિશેષરૂપે દીપક પ્રગટે છે. આ સવિશેષ પ્રકાશ સમૂહ અગર દીપક તે અગ્નિનો કટકો નથી, પણ અગ્નિના બીજા પરમાણુઓ અને ઓક્ષીજન હાઇડ્રોજનાદિ પદાર્થોના પરમાણુઓનો એકત્રિત થયેલો સમૂહ છે. ઇશ્વર અખંડ એકરસ અચળ છે તેમાં આ રૂપક યથાર્થ ઘટી શકે એવું નથી, કારણ કે ઇશ્વરને અગ્નિવત્ સ્વીકારતાં પ્રકૃતિને તેલ, વાટ, પાત્ર તરીકે સ્વીકારવાંજ પડશે. તેમજ વાટ તે આગ નથી, અગ્નિ સ્વરૂપ તો કેવળ ભિન્ન છે તેમ જડ પ્રકૃતિ તે ચૈતન્ય નથી, પણ ભિન્નજ છે. હવે જો પ્રકૃતિ શિવાય બીજી વસ્તુ માનશો તોપણ તેજ બાધ આવશે. આ દૃષ્ટાંતમાં બીજી એક વાત વિચારવાની છે. જેમ અગ્નિ એ ભિન્ન ભિન્ન સંસર્ગોને લીધે જઠરા, પ્રકાશ, વિજળી, તૈજસ, સૂર્ય, દીપક, રંગ વિગેરે નાનાં પ્રકારનાં રૂપનો ભાસમાન હોવાં

* ઘાસલેટ, ફોસફરસ વિગેરે કેટલાક પદાર્થોમાં અગ્નિ ઉત્તેજક અને અગ્નિના પરમાણુ ઘણાં હોય છે, માટે ત્હેમાં વધારે પ્રકાશ થાય છે એમ જાણવું.

છતાં સર્વ સ્થળે એક સરખો રહે છે, તેમ ઇશ્વર પણ સર્વત્ર સમાન છે. છતાં એમાં ભેદ છે તે એ કે અગ્નિ અણુ અણુ રૂપે, સજાયતીરૂપે સરખું છે અને પરમાત્મા તો આકાશવત્ સજાતીય ભેદરહિત સચ્ચિદાનન્દ સ્વરૂપે એકરસ છે; એટલે અણુ અણુ રૂપે નથી. એવીજ રીતે જીવ અને ઇશ્વરની તુલના થઇ શકતી નથી. કારણ જીવ એ નાના, પરિચ્છિન્ન, કર્ત્તા ભોકતા છે, અને પરમાત્મા એક અખંડ સર્વવ્યાપક છે. તેટલા માટે ગતિવાન જીવ એ અચળ બ્રહ્મનો અંશ માની શકાય નહીં. એક રીતે વિચારીએ તો આવા વિષયમાં સત્યજ્ઞાન અનુભવદ્વારાજ પ્રાપ્ત કરી શકાય છે તર્ક પરંપરાનો કાંઇ પાર આવે એમ નથી, અનેક વિકલ્પો બની શકે છે અને અનેક સમાધાન પણ થઇ શકે છે. તોપણ વિષય નિરૂપણ વધુ સ્પષ્ટ કરવા થોડાંક દૃષ્ટાંતો વિચારીશું.

(૧) કેટલાક જનો એવું માને છે કે આકાશ એકરૂપ અને અંશરહિત તત્વ છે છતાં મહાકાશનો એક ભાગ ઘટ ઇ ઉપાધિને લીધે ઘટાકાશ એવી અંશ સંજ્ઞા બને છે, તેમ બ્રહ્મ, ચેતન, એકરસ છતાં શરીરાદિની ઉપાધિને લીધે તેમાં અંશ ભાવના થાય છે. એટલે તે ઉપાધિયુકત અંશને જીવ સંજ્ઞા આપવામાં આવે છે. વાસ્તવિક રીતે તો બ્રહ્મનો અંશજ છે. પણ અહીં ધ્યાનમાં રાખવાનું છે તે એ કે ઉપાધિ એટલે ઘટ, અને ઉપહિત એટલે આકાશ એ બન્ને સ્વરૂપે ભિન્ન ભિન્ન છે. અર્થાત આકાશ અને ઘટ તે અભિન્ન નથી પણ પણ ભિન્ન છે. વળી જળાકાશ એટલે જળમાં જે આકાશનું પ્રતિબિંબ છે તે એ આકાશથી સ્વરૂપે ભિન્ન હોય છે. તેવીજ રીતે જે ઉપાધિ (પછી તે અંતઃકરણ, અવિદ્યા, શરીરાદિ) કર્ત્તા ભોકતા છે તે, એટલે કે જીવ સંજ્ઞા કહેવામાં આવે છે તે, અને તેમાં વ્યાપ્ત આકાશવત્ બ્રહ્મ, ચેતન એ બન્ને સ્વરૂપે ભિન્નજ છે. જેવી રીતે ઉપાધિ જે ઘટ તેને ઉપહિત આકાશ એમ કહી શકાય નહીં તેમજ ઉપાધિને લીધે કર્ત્તા ભોકતા જીવને બ્રહ્મ ચેતન, અને બ્રહ્મ ચેતનને કર્ત્તા ભોકતા માની શકાય નહીં. માટે જીવ એ બ્રહ્મનો અંશ છે એ માનવું પણ અયુકત નથી તેમજ જીવ એજ બ્રહ્મ કે બ્રહ્મ એજ જીવ એ કહેવું પણ તેવુંજ અયુકત છે.

(૨) વળી કેટલાક એવું માને છે કે જીવરૂપ શકિતતત્વ (આત્મા બુદ્ધિ) એ ઈશ્વરના સ્ફુરણોનો સમૂહ છે. ઇશ્વરેચ્છાધીન અન્ય દ્રવ્યો કે પદાર્થો સાથે સંસર્ગ થતા બન્નેનો આઘાત થાય છે, અને તેથી ત્હેની તિરોહિત શકિત અને ગુણો ઉદ્દભવી નાના પ્રકારના શરીરોને પ્રાપ્ત થાય છે. આ ક્રમ ચાલુ રહેતાં, વિકારોનો પ્રાદુર્ભાવ થાય છે અને ખનિજ દ્રવ્ય, વનસ્પતિ, પ્રાણી અને મનુષ્યો એવી રીતે ઉત્તરોત્તર ઉન્નતિક્રમ બન્યો રહે છે. (મનુષ્યમાં મનસતત્વની વિશેષતા છે.) એવી રીતે પ્રગતિ થતાં તે જીવ અંતે બ્રહ્મમાં લીન થઈ તત્વસ્વરૂપ થઇ રહે છે. આવી રીતે અનાદિથી નવા જીવો ઉત્પન્ન થયા જાય છે અને આ ઉન્નતિક્રમ બન્યો રહે છે. અને તે પ્રવાહથી અનંત છે !

આ કલ્પનાઓ પણ દુષણરહિત નથી. આપણે જ્યાં એક વખત ઇશ્વરના અંશ અથવા સ્ફુરણો સ્વીકારીએ કે તે પણ ઇશ્વરવત્ પૂર્ણ સ્વીકારવાં પડે, આથી ત્હેનો આવો વિકાસક્રમ સંભવી શકે નહીં. ઇશ્વરનું ઐશ્વર્ય સંપૂર્ણ છે. એના અંશ કે સ્ફુરણોનો વિકાસક્રમ બનતો નથી, એમાં વિકાસક્રમની સંભાવના કરવી એ બાળકોના ખેલ જેવું છે. બ્રહ્મ અમર્યાદિત, વિભુ, વ્યાપક અક્રિય છે ત્હેને સક્રિય, સ્ફુર્ણોવાળું માનતાં મર્યાદિત અને અંશવાળું બની જાય; અને આ સર્વ અંશો પણ કોઇ કાળે ઉન્નતિ પામતાં મુકત થઇ જશે અને સૃષ્ટિનો ઉચ્છેદ થઇ જશે. માટે આ કલ્પના પણ અસંભવિત છે. વાસ્તવિક રીતે જે વ્યાપક છે ત્હેના અંશ હોઇ શકે નહીં. હવે બીજી વાત દ્રષ્ટાથી દૃશ્ય ભિન્ન હોય છે એટલે જીવ જયારે બ્રહ્મનું જ્ઞાન કરે છે ત્યારે જીવ તેજ બ્રહ્મનું સ્વરૂપ છે એ કહેવું અનુમાનથી પણ યથાર્થ નથી.

(૩) વળી કેટલાક એવું માને છે કે અનાદિકાળથી પૂર્વના પ્રવાહથી બીજોની ઉત્પતિ નાશ થાય છે એટલે કે પૃથ્વી, પાણી ઇત્યાદિ દ્રવ્યોની સાથે તે બીજનો સંસર્ગ થતાં ત્હેમાં વિકૃતિ થવા માંડે છે, આથી તે બીજ વૃક્ષ બનવાને યોગ્ય પરમાણુઓ સંગ્રહી ત્હેમાં વિભકત થઇ અન્ય નવીન બીજ ઉત્પન્ન કરે છે અને મૂળ બીજ પોતે નષ્ટ થાય છે, તેવીજ રીતે જીવ પૂર્વપ્રવાહના

ક્રમાનુસાર અનેક સંસ્કારવાળા પરમાણુઓનો સંચય કરી ઉત્પન્ન થાય છે અને તે જીવ, વીર્ય અને ગર્ભ તેમજ ત્હેને પોષણ આપનારા તત્વો સાથે સંબન્ધમાં આવી અન્ય શરીર (વૃક્ષવત્) બનવાયોગ્ય પરમાણુઓને આકર્ષી ત્હેમાં વિભક્ત થઇ એક કે અનેક જીવ ઉત્પન્ન કરે છે, અને પોતાનું મૂળસ્વરૂપ આમ વિભક્ત પામતાં નષ્ટ થઇ જાય છે. આવી રીતે પૂર્વનાં સંસ્કારબળથી પશુ, પક્ષી, પ્રાણી એવી અનેક યોની કર્મફળરૂપે ભોગવી અંતે લીન થઇ જાય છે.

પણ વર્તમાન મનુષ્યયોનીનો જીવ બીજાં સંતાન ઉત્પન્ન થતાં ક્ષીણ થતો નથી તથા પોતાના શરીરથી ભિન્ન જીવો (વૃક્ષથી ભિન્ન બીજો) ઉત્પન્ન કરે છે એ બાબતો ઉપરોક્ત વિચારનું સમૂલ ખંડન કરે છે.

(૪) કેટલાએક કહે છે કે જેવી રીતે એક દીપક અન્ય અનેક દીપકોને પ્રગટાવે છે છતાં હોલવાઇ જતો નથી તેવી રીતે એક જીવ બીજા જીવ–શક્તિતત્વના સજાતીય દ્રવ્યોને સંગ્રહી ઉત્પન્ન કરે છે છતાં ક્ષય પામતો નથી અને કર્માનુસાર યોનીદ્વારા આવાગમન કરે છે. આ કાળ દરમ્યાન તે સંસ્કાર તેમજ વાસના વશ હોવાથી જીવગ્રંથી છુટતી નથી અને નવીન સંસ્કારનો સંગ્રહ કર્યાં કરતો હોવાથી આવાગમનની પ્રવૃત્તિ બની રહે છે. આવી રીતે અનાદિથી પ્રવાહ ચાલ્યો આવે છે. ઉક્ત સિદ્ધાંતમાં જીવને સાદિસાંત માનવો પડે છે.

(૫) વળી કેટલાક એમ માને છે કે જેમ એક છોડની શાખા, (ગુલાબ, ગળો કે એવી) કાપી અન્ય સ્થળે રોપવાથી તે વૃદ્ધિ પામે છે અને મૂળ છોડને હાની થતી નથી. તેવીજ રીતે જીવ સંબન્ધમાં પણ બની શકે છે. એક જીવમાંથી અનેક જીવો અળગા પડી અનેક યોનીદ્વારા કર્માનુસાર ફળ ભોગવી આવાગમન કરી શકે, પણ ત્હેનો ઉત્પત્તિ કે ક્ષય કહી શકાય નહીં. હા, જે બાળીને ભસ્મસાત કરવામાં આવે ત્હેના પરમાણુઓ ઉત્પાત્ત ધર્મ માટે નિરૂપયોગી બને છે, તેમ જો જીવ વાસના ઇત્યાદિનો ત્યાગ કરી બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરી મોક્ષ પામે તો ત્હેમાં પણ ઉત્પત્તિ

ધર્મ સંભવતો નથી. તોપણ ત્હેનું મૂળ કારણરૂપ દ્રવ્ય તત્વ–મુખ્ય પરમાણુઓ, પુનઃ સંચિત થઇ નવીન જીવસ્વરૂપ ધારણ કરે છે, અને ત્હેમાંથી નવા જીવો ઉત્પન્ન થયા જાય છે. આવી રીતે અનાદિ અનંત પ્રવાહ છે.

વળી એ શિવાય અન્ય કેટલાક વિચારકો એવું સ્વીકારે છે કે આ સૃષ્ટિમાં અનેક પરમાણુઓ છે, જેમાંના કેટલાંક ભોગ્ય છે, તે પ્રકૃતિ કહેવાય છે, અને કેટલાંક એવાં છે કે જે ભોકતા કહેવાય છે, છતાં તે પરમાણુરૂપે ત્હેનો વિશેષ ઉપયોગ થયલો ન હોવાથી જીવ સંજ્ઞા આપી શકાતી નથી. તે પરમાણુ જ્યારે બ્રહ્મના ચેતન તત્વના અધિકાર વિશેષને ગ્રહણ કરવા યોગ્ય બને ત્યારે તે ચિત્તસ્વરૂપ ધારણ કરે અને અપૂર્વ સ્વત્વ પ્રાપ્ત કરે છે. 'હું કરૂં છું' 'હું ભોગવું છું' એવું જ્ઞાન કરવા યોગ્ય આ સ્વરૂપ હોય છે. જડ એવી જે ભોગ્ય પ્રકૃત્તિ ત્હેના પરમાણુમાં આ પાત્રતા હોતી નથી, પણ આ પરમાણુઓમાં બ્રહ્મની ચેતનસત્તા વિશેષને ગ્રહણ કરી અપૂર્વ ઉપયોગ થવાની પાત્રતા હોય છે, માટે તે પરમાણુઓ અચિદ્ અજડ એવાં જડપ્રકૃતિથી વિલક્ષણ પ્રકારનાં હોય છે, અને ઉત્ક્રાંત થતે થતે જ્યારે આ યોગ્યતા ઉપયોગમાં આવે, અથવા ચેતનની સત્તા વિશેષથી પાત્રતાને યોગ્ય બની અધિષ્ઠિત થાય ત્યારે તે અવસ્થાંમાં જીવ એ સંજ્ઞા આપવામાં આવે છે.

આપણા વર્તમાન શરીરમાં જે જીવ તત્ત્વ રહેલું છે–તે જીવ, આવાં પરમાણુઓનો અમુકરૂપે સમૂહ છે, તેમજ પૂર્વકાલના અનેક જન્મોનાં તેમજ આ જન્મના અનેક કર્મ સંસ્કારની અસરથી આચ્છાદિત થયલો છે. જેવી રીતે અમુક ધાતુની ભસ્મ ગુલાબ કે કેવડામાં કરવામાં આવે તો તે ભસ્મનાં દરેક પરમાણુઓમાં ગુલાબ કે કેવડાનો સુવાસ રહેલો હોય છે તેવી રીતે જીવતત્વના પ્રત્યેક પરમાણુઓમાં આ સંસ્કારો રહેલા હોય છે. યથા સંસ્કાર એમાં વધ ઘટ કે તુલ્યતા પ્રાપ્ત થયલાં હોય છે, તદ્નુસાર જન્મ ગ્રહણ કરે છે, અને વિવિધ યોની પ્રાપ્ત કરે છે. અનુમાનથી સમજાશે કે આ જીવમાંથી

જે પરમાણુ ઓછાં થાય તે અન્ય જીવો પ્રતિ આકર્ષાય છે, અને જે જીવ તે સંગ્રહે છે તે જીવમાં પૂર્વકાળના અનેક જન્મોના સંસ્કાર વાળા પરમાણુઓ છે ત્હેમાં આ પરમાણુઓનો સંયોગ થાય છે, એટલે જે પરમાણુઓનું પ્રમાણ વિશેષ થાય છે તેવા સંસ્કારનો વિશેષ ઉપયોગ થાય છે અને બીજાનો ઓછો ઉપયોગ થાય છે. જે કોઇ પરમાણુ છુટું પડે અને કારણવશાત્ અન્ય જીવ સાથે જો ત્હેનો સંયોગ થઇ શકયો નથી, તોપણ તે અનેક સંસ્કારવાળું પરમાણુ હોવાથી કોઇપણ કાળે પોતાના સજાતીય તત્વ પ્રતિ આકર્ષાઇ, સજાયતીય તત્વ સાથે સંયોગ પામીને ત્હેના સંસ્કારનો ઉપયોગ થશે, એટલે પુંજ સાથે જીવ સંજ્ઞાનો વાચ્ય થાય છે. આવી રીતે જીવો ના પરમાણુઓમાં ન્યૂનાધિકય બન્યું રહે છે, અને પૂર્વના તેમજ નવીન સંસ્કારોને અનુસરીને સર્વ વ્યવસ્થા થાય છે. એ જીવ સંસ્કાર અને શકિત પ્રમાણે કર્મ કરવામાં સ્વતંત્ર અને ફળ ભોગવવામાં પરતંત્ર હોય છે. એવી રીતે અનાદિ અનન્ત પ્રવાહથી જીવનો ઉપચય અપચય થયો રહે છે. સૃષ્ટિક્રમની વ્યવસ્થામાં ઉત્પત્તિ અને નાશ જેવું કંઇ છેજ નહીં. ઉપર કહેલા કર્મ વ્યવસ્થાને અનુસરી જીવ અનેક દેશ અને યોનીભેદે સ્વર્ગ, બંધ ઇત્યાદિ અનેક અવસ્થાઓમાં ભ્રમણ કરે છે.

પ્રકૃતિના વિકારોની અસર જ્યારે જીવને ન થાય ત્યારે તે મુકત સ્વરૂપ પ્રાપ્ત કરે છે. આ પુંજ જીવમાં જ્યારે વિવેક ખ્યાતિ ઉદય પામે છે અને મોક્ષ પર્યંતની વાસનાનો અભાવ થાય છે, ત્યારે એનું ગમન થતું અટકે છે; કારણ કે તે સમયે જો કે પ્રકૃતિ તત્વનું આકર્ષણ રહે છે છતાં વિષય ભોગની ઇચ્છાની સંસ્કારવૃત્તિ ત્હેને હોતી નથી. અને ચૈતન્યના આનન્દ સ્વરૂપનું જ્ઞાન થતાં ત્હેના પ્રતિ ઇચ્છાશકિતનું વલણ થાય છે, આથી પ્રકૃતિના વિકારોની અસર થતી નથી અને શરીર સાથે તે ચિદગ્રંથી છિન્ન ભિન્ન થઇ જીવના પરમાણુ છૂટાં પડી જાય છે; એટલે તે જીવ પુનઃ બદ્ધ થતો નથી.

આ છૂટાં પડેલાં પરમાણુઓમાં અસંખ્ય પ્રકારના સંસ્કાર રહેલા હોય છે. તે પરમાણુઓ અન્ય જીવોમાં આકર્ષાઇ ત્હેનો સંગ્રહ બને છે, અને તે ઉપર આપણે વર્ણવી ગયા તે મુજબ જેવો

પરમાણુઓનો પુંજ તેવો કર્માનુસાર જન્મ ધારણ કરે છે. જો કોઈ પરમાણુ છુટું રહી જાય તો તે સંબંધી આપણે ઉપર વિચારી ગયા તે મુજબ વ્યવસ્થા બને છે. આવી રીતે અનાદિ અનન્ત પ્રવાહરૂપે સંસાર વ્યવસ્થા ચાલી રહેલી છે. જીવતત્ત્વ સ્વરૂપે અણુ અનાદિ અનન્ત છે. અને વ્યવસ્થાક્રમની ઉપયોગ દ્રષ્ટિયે મધ્યમ પરિમાણવાળું જણાય છે.

બીજા સિદ્ધાન્તો કરતા આ માન્યતા ઉત્તમ લાગે છે. સ્થળ સંકોચને લીધે વિસ્તારપૂર્વક વિવેચન અહીં કરાયું નથી. તત્વદર્શન નામના પુસ્તકમાં આ પ્રસંગનું વિસ્તારપૂર્વક વિવેચન કર્યું છે. (કોઇ ઉકત પરમાણુને પ્રકૃતિની અંતરગત ગણી લે છે.)

આ શિવાય અનેક કલ્પના છે પણ તે સર્વનું અત્રે વિસ્તારથી વિવેચન કરવું બની શકે એમ નથી. તેમ ઉપરની ત્રણ કલ્પનાઓ (દીપક, છોડની શાખા, અને પરમાણુઓના દ્રષ્ટાંતવાળું)નું વિસ્તાર ભયને લીધે અયથાર્થપણું દર્શાવાયું નથી, તોપણ આ ગ્રંથના નિયમ પ્રકરણને વાંચક જો મનનપૂર્વક વિચારશે તો ઘણી શંકાઓનું સમાધાન આપોઆપ થશે.

વાસ્તવિક રીતે તો આ અનુભવનો વિષય છે. વિવધ કલ્પનાઓમાં માત્ર બુદ્ધિવિલાસ અને ચાતુર્ય છે. જીજ્ઞાસુઓને એ બહુ ઉપયોગી પણ નથી. જીવનું સ્વરૂપ જો અણુ હોય અથવા વિભુ હોય તો એ તત્વ હોવાને લીધે તેને માટે કંઇપણ વિકલ્પ કરવો એ વ્યર્થ છે, કારણ કે તે સર્વથા જેમનો તેમ રહે છે, એમ માનવું પડે છે. તે સંબંધી નિર્ણય આપણે ઉપર વિચારી ગયા છીએ. બાકીના સર્વ વિકલ્પો મધ્યમ પરિમાણને સ્પર્શે છે. તેનું જે પરિણામ આવે તે સ્પષ્ટજ છે. આ વિષયનું વિશેષ નિરૂપણ ઉત્તરાર્દ્ધમાં કરવાનું યોગ્ય ધારી આટલેથીજ વિરમીએ છીએ. વસ્તુતઃ તો ઉપર જેમ જણાવ્યું તેમ મનુષ્ય સ્વાધ્યાય તપ, ઇશ્વરપ્રણીધાન ઇત્યાદીદ્વારા અધીકારી બની શુદ્ધ, સ્વરૂપનો આનન્દ અનુભવી શકે ત્યારેજ જીવ અને બ્રહ્મના યથાર્થ સ્વરૂપ સંબન્ધી સર્વ શંકાઓનું તે અનુભવમાં શમન થશે.

૨૧ પ્રશ્ન—ઠીક વારૂ, આપણે જીવનું અસ્તિત્વ સ્વીકારીએ તોપણ કર્મફલ નિયન્તૃક ઇશ્વર માનવાની શી અગત્યતા? જેવી રીતે મદિરાનું પાન કરવાથી મનુષ્યને નિશો ચ્હડે છે, અને અગ્નિ પર પગ મૂકવાથી દાઝે છે તેવી રીતે સુકૃત દુષ્કૃત કર્મના ફલ આપવાની શકિત, કર્મમાંજ સ્વભાવિક રહેલી હોય છે, એમ માનવામાં શો બાધ? અને પંચતત્ત્વ અને સૃષ્ટિ અનાદિ છે ત્હેની સાથે જીવનો સંસર્ગ થવાથી જીવ કર્મ કરે છે અને ફલ પ્રાપ્ત કરે છે. એટલે સ્વતંત્ર ઇશ્વર માનવાની અગત્યતા રહેતી નથી.

૨૧ ઉત્તર—ના, એમ ન બને. કર્મફલનો નિયામક માનવાની તો ખાસ અગત્યતા છે. કારણ કે કર્મ એ તો જડ છે, તે પોતાની મેળે ફલ આપી શકે નહીં. ચોરને ચોરી રૂપ કર્મનું ફલ બંધીખાનું આપોઆપ પ્રાપ્ત થતું નથી. દુઃખની ઇચ્છા કોઇ કરતું નથી. માટે દુઃખને પ્રાપ્ત કરાવી આપનાર કોઇ નિમિત્ત, પ્રેરક શકિતની જરૂર છે. મદિરાના દૃષ્ટાંતમાં ચૈતન્ય જીવવાળા શરીરને નિશો ચ્હડે છે. પત્થર ઉપર નાંખીએ તો ત્હેને નિશો ચ્હડતો નથી. તેમ મદિરાનું પાન પોતાની મેળે મ્હોમાં નથી થતું પણ જીવિત મનુષ્ય હાથે વતી લઇ મુખદ્વારા પાન કરે છે ત્યારે પાન કરી શકાય છે. તેમજ અગ્નિ પણ જડ છે, ત્હેનો સ્વભાવ બાળવાનો છે પણ જયાં સુધી મનુષ્ય સ્પર્શ ન કરે ત્યાં સુધી તે બાળી શકતો નથી. આવી રીતે કર્મ જડ હોવાથી તે જીવને (ચૈતન્ય) કર્મફલ આપી શકે નહીં. માટે ચૈતન્ય ઇશ્વરને નિયામક તરીકે સ્વીકારવો એજ ઉચિત છે.

૨૨ પ્રશ્ન—આપ જયારે આમ કહો છો તો બીજો પ્રશ્ન ઉઠે છે કે ઇશ્વર પ્રકૃતિ અને જીવ એ સર્વ અનાદિ તરીકે સ્વીકારવામાં આવે તો ઇશ્વરને શી જરૂર કે તેઓના ભોગ માટે જગત રચે અને શ્રમમાં પડે?

૨૨ ઉત્તર–જેવી રીતે ઇશ્વર, જીવનું મૂળ, અને પ્રકૃતિ સ્વરૂપથી અનાદિ અને ભિન્ન છે તેવીજ રીતે હેમનો સ્વામિ સેવક ભાવસંબન્ધ અને વ્યાપ્ય વ્યાપક ભાવસંબન્ધ પણ સ્વભાવત: અનાદિ છે. અર્થાત સ્વભાવથીજ કરીને જીવ કર્મ કરે અને ફલ ભોગવવામાં પરતંત્ર રહે અને પ્રકૃતિદ્વારા સૃષ્ટિ રચના બનવાની યોગ્યતા પણ પ્રકૃતિમાં અનાદિજ છે. આ બધા હેતુનું સાફલ્ય થવું આવશ્યકજ છે. કારણકે સૃષ્ટિમાં કોઇ પણ વસ્તુ નિષ્ફળ નથી. જે ધ્યાનમાં રાખવાનું તે એકે હેને ખાસ પ્રયોજન કુંઇ નથી. સૃષ્ટિનાં ઉત્પતિ અને લય થવા માટે શ્રમ, ઇચ્છા, કે સહાયતાની અપેક્ષા નથી, પણ ઇશ્વરનો સ્વભાવ, યોગ્યતા અને જીવના પ્રવાહિક કર્મો તથા પ્રકૃતિનું સફલ થવા પણું આ સર્વ નિમિત્તોને લઇને સ્વાભાવિક બન્યું જાય છે.

૨૩ પ્રશ્ન–ત્યારે હવે આમાં પ્રશ્ન એ થાય છે કે જ્યારે જીવ, ઇશ્વર અને પ્રકૃતિ એ ત્રણેના સંબન્ધને આપણે અનાદિમાનીએ તો આદિકાલે પ્રથમ જે સૃષ્ટિ રચના થઇ તેમાં શો હેતૂ રહેલો છે ?

૨૩ ઉત્તર–આ હમારો પ્રશ્નજ અયુકત છે, કારણ કે ઉપર આપણે જણાવી ગયા છીએ કે જીવનું મૂળ, પ્રકૃતિ, અને ઇશ્વર એ સ્વરૂપથી અનાદિ છે, પણ જીવના કર્મ અને પ્રકૃતિના વિકારો અને પરિણામો સ્વરૂપથી નહીં, પણ પ્રવાહથી અનાદિ છે.

દૃષ્ટાંત તરીકે આપણે એક એવું ચક્ર (સ્વરૂપથી નિત્ય અનાદિ એવું કે જે છે અને છેજ) લઇએ કે જે નિત્ય ફરતુંજ રહે છે. તો આ ફરતા ચક્રના કયા ભાગથી પ્રથમ શરૂઆત થઇ અને હેણે કેટલાક આંટા લીધા, એ કહેવું કદી બની શકે નહી. કારણ કે હેની ફરવાની ગતિ નિત્ય અનાદિ છે. વળી હેણે જે એક ગોળ આંટો લીધો તેનો તેજ આંટો પાછો લેવાતો નથી (તે શક્તી કે ગતિ તો વ્યય થઇજ) પણ તેવો અગર બીજા પ્રકારનો આંટો લેશે માટે તે પ્રવાહ રૂપ અનાદિ કહેવાય છે. અર્થાત હેનો ફરવાનો પ્રવાહ નિત્ય બન્યોજ રહે છે.

નદીના જળનો જે પ્રવાહ વહે છે તેમાં પણ આવુંજ બને છે. જે જળ પ્રવાહમાં વહી ગયું હોય છે તે તો ગયુંજ પણ વહન ક્રિયાનો ક્રમ ચાલુ રહેલો હોવાથી બીજું જળ વહેતું રહે છે, અને પ્રવાહ ચાલુ રહેલો હોય છે. આમાં પણ આદિ અંત નથી એટલે પ્રવાહ રૂપે અનાદિ એમ કહી શકાય.*

એવીજ રીતે જીવત્વ સ્વરૂપથી અનાદિ છે, અને કર્મો તેમજ ક્રિયા પ્રવાહ રૂપે આદિ અંત વગરના અનાદિ છે.†

જેવી રીતે જાગ્રત પછી સ્વપ્ન અને સ્વપ્ન પછી સુષુપ્તિ અને સુષુપ્તિ પછી વળી જાગ્રત એમ થયા કરે છે, જેવી રીતે રાત પછી દિવસ અને દિવસ પછી રાત એ ક્રમ નિત્ય બન્યો રહે છે, જેવી રીતે પુર્વ ક્ષણ ને વર્તમાન ક્ષણથી ભવિષ્યની ક્ષણ ભિન્ન છે તેવીજ રીતે જીવોના કર્મો પ્રવાહ રૂપે અનાદિથી ચાલ્યાં આવે છે. તેમજ ઇશ્વરની સત્તાના પ્રભાવથી આ સૃષ્ટિ રચના થઇ, અને એવી અગર અન્ય પ્રકારની અનેક સૃષ્ટિઓ બનશે, એ પ્રકારની તેની યોગ્યતાની કલ્પનાની યથાર્થતા પણ સમજી લેવી. તેમજ પ્રકૃતિના પરમાણુઓનો સંયોગ વિયોગ પણ પ્રવાહથી અનાદિ જાણવો.

હવે એક બીજો વિચાર કરવાનો રહે છે કે જેમ કોઇ કાલાંતરે જીવ પોતાના પ્રવાહના નિયામાનુસાર સુષુપ્તિ કાળમાં સ્થિર થાય છે, તેવીજ રીતે પ્રલય કાળમાં પ્રવાહના નિયામાનુસાર જીવ અને પ્રકૃતિ સ્થિરતાને પામે છે એમ સંભાવના થઇ શકે છે. અને પુનઃ જીવોનાં કર્મ ઉદય થતા પુનઃ ક્રમ ચાલુ થતાં સૃષ્ટિ રચના થાય છે, માટે સર્વથી પહેલી કયી સૃષ્ટિ, એ પ્રશ્નજ અનુચિત છે. કારણ કે ત્રણેના સ્વરૂપ, સંબન્ધ ગુણ, કર્મ, અને સ્વભાવ અનાદિ છે.¶

---

* ચકકર અને જળનું દષ્ટાંત માત્ર સમજાવવાના હેતુથી આપ્યું છે.

† કેવળ ઇશ્વરમાંથી જીવ કે પ્રકૃતિ, પ્રકૃતિમાંથી બ્રહ્મ કે જીવાત્મા, કેવળ જીવમાંથી ઈશ્વર કે પ્રકૃતિ બનેલા નથી.

¶ ઈશ્વરમાં–બ્રહ્મમાં ગતિ નથી, માટે 'બ્રહ્મનાં કર્મ પ્રવાહથી અનાદિ' એવો અર્થ કરશો નહિં.

૨૪ પ્રશ્ન—અત્યાર સુધી આપે જે વિવેચન કર્યું એ સર્વ યથાર્થ અને મનન કરવા યોગ્ય છે. તથાપિ સહેજ શંકા થાય છે કે કંઇ પણ કાર્ય કર્ત્તા વિના થતું નથી, અને કર્તા ઉપાદાન વિના કાર્ય કરી શકતો નથી, એટલે જગતનું નિમિત્ત કારણ ઇશ્વર ખરો અને ઉપાદાન કારણ પ્રકૃતિ પણ ખરીજ તેમજ એ બ્રહ્મ પૂર્ણકામ હોવાથી જીવોના શુભાશુભ કર્મફળ ભોગવવાના હેતુથી તેહેની સહજ સત્તા વડે સૃષ્ટિ રચના બને છે. પણ જેમ દરેક કાર્યનો કર્ત્તા હોય છે તેમ ઇશ્વર, જીવ, અને પ્રકૃતિનો કર્ત્તા કોણ ?

૨૪ ઉત્તર—ઉપર આપણે એટલું તો જણાવી ગયા કે ત્રણે ભિન્ન* અને સ્વરૂપથી અનાદિ છે. તો હવે એ ત્રણેનું કારણ બીજું કોઇ હશે કે નહીં, એટલું શેષ વિચારવાનું રહે છે. હવે જો તે ત્રણેનું કંઇ કારણ હોય તો તે જડ અને ચેતન હોવું જોઇએ; કારણ ઇશ્વર ચૈતન્ય અને પ્રકૃતિ જડ છે; માટે એ બન્નેનું ઉપાદાન કારણ જડ અને ચૈતન્ય હોવું જોઇએ, તેમજ એ ત્રણેનું નિમિત્ત કારણ કોઇ બીજું ચેતન્ય હોવું જોઇએ. આમ થતાં, જે કારણ રૂપે માનવામાં આવ્યું તેહેનું પણ વળી ચોથું, આ પ્રકારે પરંપરા થતાં અનવસ્થા×દોષ પ્રાપ્ત થશે. અનાદિમાં અનવસ્થા સંભવે નહીં.

જો એક બીજાને એક બીજાનું નિમિત્ત અથવા ઉપાદાન બનાવશો તો ચક્રિકા અને અન્યોન્યાશ્રય† દોષ આવશે. અને જો પોતાનાથીજ પોતે ઉત્પન્ન થાય છે આવું સ્વીકારશો તો આત્માશ્રય દોષ પ્રાપ્ત થશે. કારણ કર્તા કર્મથી ભિન્નજ હોય છે. અને પ્રત્યેક કાર્ય થવા માટે ત્રણ કારણો હોય છે.

---

* ઉત્તરાંક ૨૩ નું ટિપ્પણ જુઓ.

× જેની અવસ્થા નથી એનુંજ નામ ધારા દોષ છે.

† અન્યોન્યાશ્રમનું, વર્ણન દૃષ્ટાંત સહિત ઉત્તરાર્ધમાં જોવામાં આવશે.

૧ ઉપાદાન—જે પોતાના ઉપાદેય કાર્યમાં અનુગમ-હોય. ઘટનું ઉપાદાન તે મૃત્તિકા છે.

૨ નિમિત્ત—કાર્યથી ભિન્ન રહીને જેના વડે કાર્ય થાય, તે વિના ન થાય. કુંભાર એ ઘટનું નિમિત્ત કારણ છે.

૩ સાધારણ કારણ—જેની સર્વ કાર્યમાં જરૂર પડે તે. ઘટ વિગેરે થવામાં દેશ, કાળ, ઇશ્વર ઇત્યાદિ.

હવે કારણ રૂપ જે પોતે હોય ત્હેનું કાર્યરૂપ પણ પોતેજ હોય, અર્થાત પોતાનામાંથીજ પોતે ઉત્પન્ન થાય એમ હોય તો એકજ કારણ ઉકત ત્રણ સ્વરૂપ ધારણ કરી શકે નહીં, માટે પોતે પોતાનું કારણ થઇ શકતું નથી. એટલે આ ત્રણેનું કોઇ અન્ય કારણ સિધ્ધ થઇ શકે એમ નથી. વળી કોઇ 'મૂળ કારણનું કારણ હોતું નથી' એ નિયમ છે; માટે ઇશ્વરાદિને અનાદિ માનવાં એજ વધુ ઘટિત છે.

૨૫ પ્રશ્ન—આપના સિધ્ધાંતમાં પ્રકૃતિ (માયા), જીવનું મૂળ સ્વરૂપ અને ઇશ્વર એ ત્રણ અનાદિ સ્વીકારો છો, પણ અન્ય મતાનુયાયિ શાસ્ત્રકારો ઘણા પદાર્થો અનાદિ માને છે તો કયો પક્ષ શાસ્ત્રીય અને ઉચિત છે?

૨૫ ઉત્તર—આ શંકાનું વિસ્તારપૂર્વક સમાધાન કરવામાં આવે તો એક સ્વતંત્ર ગ્રંથ લખી શકાય પરંતુ અહીં તો ત્હેનો ઉદ્દેશ માત્ર લખીશું.

૧ ત્રિગુણાત્મક પ્રકૃતિ અથવા પંચતન્માત્રા અગર પંચતત્વ, કે જેનું આ સર્વ દ્રસ્ય જગત્ બનેલું છે તે. એના દ્રવ્ય ગુણાદિ આ પ્રમાણે છે. પૃથ્વી, જળ, વાયુ, આકાશ, મન, કાળ, દિશા, પ્રકાશ, તમ, સત્યત્વ, મિથ્યાત્વ, કર્મ—ગતિ, સામાન્ય, વિશેષ, અભાવ, સમવાય, શકિત, સ્વભાવ, સાદ્દસ્ય, આકર્ષણ, અજ્ઞાન, ભ્રમ, અવિદ્યા, ઇંદ્રિય, (૧૦) રૂપ, રસ, ગંધ, સ્પર્શ શબ્દ, સંખ્યા, પરિમાણ, પૃથકત્વ, સંયોગ, વિભાગ, પરત્વ, અપરત્વ, ગુરૂત્વ, દ્રવત્વ, સ્નેહ, બુદ્ધિ, સુખ, દુઃખ, ઇચ્છા, દ્વેષ, પ્રયત્ન, ધર્મ, અધર્મ, સંસ્કાર, વિરોધ, વિસ્તાર, જ્ઞાન, બંધ, મોક્ષ, એ સર્વ, (૫૩) પદાર્થો જડ છે. (ત્હેમાંથી કોઇ દ્રવ્ય, કોઇ ગુણ, કોઇ શકિત, કોઇ પરિણામ અથવા અવસ્થા કહેવાય છે.)

૨ ચૈતન્ય એમાં ઇશ્વર એક અને જીવ અનેક છે.

ઉપર લખેલા પદાર્થોમાં યુરોપીઅન વૈજ્ઞાનિકો ૬૪ અગર ૭૨ તત્ત્વો માને છે તે, અગર જૈનો પૌરાણિકો કે બૌધ્ધ ધર્મીઓ જે જે પદાર્થો માને છે તે અગર ખ્રીસ્તી કે મોહમેદનો જે પદાર્થો માને છે તે ઉક્ત ત્રણની અંતર્ગત છે. આ શૃંખલાને અતિ ટુંકી કરતાં માત્ર જડ અને ચેતન, જીવ અને અજીવ, ભાવ અને અભાવ, પુરૂષ અને પ્રકૃતિ એવા બે પ્રકારના તત્વોમાં સકલ સંસારનું સ્વરૂપ અને સૃષ્ટિ રચનાનો સમાવેશ કરી શકાય છે. આ બધાનું સ્વરૂપ, લક્ષણ, પરીક્ષા વગેરેનું વર્ણન જુદા ગ્રંથમાં છે ત્યાં જોવાં*

૨૬ પ્રશ્ન—હવે આપણે ગ્રંથ સંબન્ધી વિચાર કરીયે. પ્રત્યેક ધર્મવાળા પોતપોતાના ધર્મ પુસ્તકોને ઇશ્વરરચિત માને છે, તો એમાં શંકા થાય છે કે વેદ, પુરાણ, ગીતા, બાઇબલ, તોરેત, ઝબુર, ઇન્જીલ, કુરાન, ફુરકાન, જરથોસ્તિ અવસ્તા, વંદીદાદ, વિગેરે ગ્રંથોમાં કયો ગ્રંથ ઇશ્વરરચિત છે?

૨૬ ઉત્તર—નિરાકાર સર્વશકિતમાન ઇશ્વરને ખાસ ગ્રંથ રચવાની જરૂર નથી અને રચ્યોએ નથી. તે હરકોઇ પ્રકારે પોતાનું કાર્ય કરી શકે છે. અને જ્ઞાન પ્રેરી શકે છે. એમ થવાથી ત્હેની સત્તાનો સ્વાભાવિક ઉપયોગ થાય છે. માટે અમુક ગ્રંથ ઇશ્વરકૃત છે, એમ કહેવું એ માત્ર અવિધા કે મોહનું પરિણામ છે. અંહી આપણને વિચાર એ થશે કે ઇશ્વરપ્રેરિત ગ્રંથમાં કયાં તત્વો હોવાની ખાસ જરૂર છે? તો પ્રથમતો એજ જે નિયમ ઇશ્વરી હોય તેના સિધ્ધાન્ત મનુષ્ય માત્રને સકલ સૃષ્ટિમાં સમાન રીતે લાગુ પડે છે. બીજુ ત્હેના નિયમ (કે પ્રેરણા કે ગ્રંથમાં) કોઇની સાક્ષી કે ઇતિહાસ હોવાની જરૂર નથી. ત્રીજું ત્હેમાં કોઇ એવો જ્ઞાન વિષય ન હોવો જોઇએ કે તે ગ્રંથની પૂર્વે

---

* જુઓ તત્વદર્શન અને ન્યાય દર્શન.

કોઇની જાણમાં હોય. ચોથું તેઓમાંની વિષયચર્ચા સર્વથા સૃષ્ટિક્રમાનુસાર તેમજ પરસ્પર વિરોધ લક્ષણ શિવાયની હોવી જોઇએ. આ દ્રષ્ટીએ સર્વતત્વોને લઇ સૂક્ષ્મ રીતે વીચારીશું તો ઉકત પુરાણાદિ પુસ્તકો ઇશ્વર પ્રેરિત છે એમ કદી ન કહેવાશે.

૨૭ પ્રશ્ન—જે આ દશ્ય જગત જોવામાં આવે છે તે ઇશ્વરની સ્વાભાવીક સત્તાથી રચાયું છે એમ સ્વીકારીએ ત્યારે તેણે કેવા પ્રકારના ક્રમાનુસાર એ રચ્યું ? પ્રથમ સૂર્ય કે પૃથ્વી, દીવસ કે રાત બીજ કે વૃક્ષ, પુરૂષ કે સ્ત્રી કે ઉભય સાથે, યુવાન કે બાળક, જ્ઞાની કે અજ્ઞાની, તાત્પર્ય એ છે કે જે રૂપ, રંગ વીનાનો નીરાકાર ઇશ્વર છે તેણે શી રીતે રચ્યાં ? અર્થાત તેના વડે આ બધું શી રીતે રચાયું ?

૨૭ ઉત્તર—આ પ્રશ્ન કેવળ ઐતિહાસિક બાબતોને સ્પર્શ કરનારો છે અને તે દ્રષ્ટિએ વિચારવાથીજ વાસ્તવિક રીતે સ્હમજી શકાશે. આ સૃષ્ટિ રચનાનો વિચાર કહીશું તો જણાશે કે એ વર્ત્તમાન સ્થિતિપર આવતાં પહેલાં એના પર અનેક પ્રકારનાં પરિવર્તનો થયેલાં જણાશે. મનુષ્ય કે કોઇ પણ પ્રાણી પોતાના જન્મના પૂર્વકાળનો કે અતિ દીર્ઘ ભુતકાળનો ઇતિહાસ જાણી શકતું નથી. તેમ સકળ સૃષ્ટિનું સંપૂર્ણ જ્ઞાન પ્રાપ્ત કરવાનાં સાધન કે સામગ્રી પણ નથી. પૂર્વજોના જ્ઞાનના શબ્દ પ્રમાણ કે અનુમાનને આધારે તર્કો કરી શકીએ. અન્ય પ્રકારે જે થોડું ઘણું જાણી શકીએ અથવા આ વિષય સંબંધી જે કાંઇ વિવેચન થઇ શકે તે માત્ર સૃષ્ટિ નિયમ, કાર્યોની વ્યાપ્તિ તથા સૃષ્ટિની વ્યવસ્થાને લઇનેજ થઇ શકે. તો તે તપાસિયે. મનુષ્યનું અંતઃકરણ* એ અતી સૂક્ષ્મ, તત્વ પદાર્થ છે. અનેક પ્રકારના સંસ્કારવાળું તેમજ રૂપ રંગ વગરનું છતાં અનેક આકારો શરીરમાં રચ-

* આ સ્થળે ધ્યાન રાખવું કે અંતઃકરણ એટલે માંસનો લોચો નથી, પણ આખા શરીરમાં વ્યાપક એક સુક્ષ્મ પદાર્થ છે, અને તે સ્થૂળ શરીર બાળ્યા પછી અન્ય શરીર વિષે પ્રવેશ કરે છે.

નારૂં તેમજ પ્રકૃતિએ ઘડેલાં અનેક દ્રશ્યોને અંદર જોઇ શકે છે. ઉદાહરણ તરીકે આપણે સ્વપ્ન સૃષ્ટિને જોશું તો જણાશે કે સ્વપ્નમાં જાગ્રત જેવી જે રચના જણાય છે ત્હેના મુખ્ય કારણ ત્રણ છે. પ્રથમ તો ગોચર થયલા પદાર્થો (દષ્ટ કે શ્રુત વિષયો)ના સંસ્કાર હોય છે. બીજું મનવડે ગોઠવાય એવી સ્વાભાવિક શકિત મનમાં રહેલી હોય છે અને ત્રીજું સૂક્ષ્મ પ્રકૃતિમાં ઇથરમાં આકારો થાય એવી યોગ્યતા છે, આ કારણોને લીધે સ્વપ્ન સૃષ્ટિ અનિશ્ચિત રચાય છે. આ કલ્પનાને આગળ લઇ જતાં સહજ અનુમાન થઇ શકશે કે અંતઃકરણ, મન, કરતાં અનન્ત શકિતવાન અને સૂક્ષ્મ એવા આ નિરાકાર પરમેશ્વરના સહજ સ્વભાવથી પૂર્વ સંસ્કારાનુસાર, પ્રકૃતિમાંથી આ સૃષ્ટિ રચના થાય કે ત્હેમાં ફેરફાર થઇ અન્ય રચાય એમાં શું આશ્ચર્ય? એ રચના સમયે પ્રકૃતિના તત્વોના સંયોગથી એક સાથે કે ક્રમે ક્રમે રાત, દિવસ, સૂર્ય, ચંદ્ર વિગેરે આવિર્ભાવ પામ્યાં, તેમજ સર્વ ઔષધિઓ જે છે ત્હેના મૂળ કારણ રૂપે બીજોત્પત્તિ પણ થઇ. એજ નિયમાનુસાર ક્રમશઃ પુરૂષમાં પુંસતત્વ અને સ્ત્રીમાં જનન શકિતનું પ્રકૃતિતત્વ એનાં સૂક્ષ્મ કારણ તત્વો ઉત્પન્ન થયાં કે જે તે પડેલાં અજ્ઞાનાવસ્થામાં હોય છે; ત્હેને મનોમય સૃષ્ટિ કહે છે. આ પછી પદાર્થો, સૃષ્ટિ ને પ્રકૃતિના સ્વાભાવિક નિયમાનુસાર વિસ્તાર તેમજ ઉન્નતીને પામ્યા. આ પ્રમાણે અનાદિકાળથી સ્વાભાવિક થતું આવે છે.

આહાર, વિહાર ઇત્યાદિ સામાન્ય જ્ઞાનધર્મો જીવ સાથે સામાન્ય રૂપે રહેલા હોય છે પણ પ્રગતિ થતે થતે વિશેષ જ્ઞાન થવા માંડે છે. શબ્દની પદ રચના કરવી, ત્હેના સંબંધને નિર્ધારવો, સાંકેતિક ચિન્હોને સંજ્ઞારૂપ આપી નામ રૂપ આપવાં, પદાર્થો ઓળખતાં થવું, ત્હેનો વિવેક કરવો, તે સંબન્ધી વિશેષ જ્ઞાન પ્રાપ્ત કરવું વિગેરે ધીમે ધીમે બને છે. જો કોઇ બાળકને પંદરેક વર્ષ સુધી અતિ એકાંતમાં રાખ્યું હોય તો તે માત્ર પશુ-

વત્ ઉચ્ચાર કરશે. વિશેષ જ્ઞાન ત્હેનામાં આવશે નહી. આ ઉપ-રથી અલબત એવું અનુમાન થઇ શકે કે સૃષ્ટિના આરંભ કાળે પ્રથમ જે મનુષ્યોની ઉત્પત્તિ થઇ ત્હેમને ઇશ્વરી પ્રેરણાથી વિશેષ જ્ઞાન થયું હશે. કેટલા માણસોને એ વિશેષ જ્ઞાન થયું હશે એ કહી શકાય એમ નથી પણ પૃથ્વીપર જ્યાં મનોમય (મનુષ્ય સૃષ્ટિ) થઇ હશે ત્યાં વિશેષ જ્ઞાન પ્રાપ્ત થયું હશે એટલું તો કહી શકાય ખરૂં. અને પ્રચરિત થતાં ધીમે ધીમે વૃદ્ધિને પામ્યું હશે. આવી રીતે આદિકાળથી ચાલ્યું આવે છે અને પરસ્પરના સંબન્ધથી આ નિયમાનુસાર એ ઉન્નતીક્રમ ચાલ્યો આવે છે. માટે આરંભની માફક માનસિક સૃષ્ટિ થવાનું આ કાલમાં પ્રયોજન નથી એ અનુમાન છે.

૨૮ પ્રશ્ન—આપ આ વિવેચનથી એમ કહો છો કે વિશેષ જ્ઞાન બીજા તરફથી મળ્યું હોવું જોઇએ. જો એમ હોય તો પ્રથમ જ્ઞાન કોને, કેવી રીતે, અને કેવા પ્રકારનું મળ્યું ?

૨૮ ઉત્તર—આ સંબંધમાં વિચાર કરતાં આપણે વિજ્ઞાન શાસ્ત્રોનો આધાર લેવો પડશે. આ પૃથ્વીપર ભૂકંપ,* જ્વાળામુખી, હિમ-પ્રલય ઇત્યાદિ કારણોને લીધે અનેક ચક્રપરિવર્તનો થયાં છે.

જળ ત્યાં સ્થળ અને સ્થળ ત્યાં જળ બન્યાં છે. અનેક ખંડો સમુદ્રના ઉદરમાં સમાયા છે. અનેક ખંડો નવીન બન્યા છે. ત્રણ હજાર વર્ષપર આસ્ટ્રેલીઆથી આફ્રીકા સુધીના પ્રદેશો મનુષ્યોથી વસાયલા હતા. હિંદી મહાસાગર વસ્તીથી વિભૂષિત હતો. ભૂસ્તર શાસ્ત્રીઓ એવા અનુમાનપર આવ્યા છે કે હિમાલયને સ્થાને એક કાળે સમુદ્ર હતો. આવી રીતે અનેક પ્રકારના ફેરફારો થાય ત્યાં વાસ્તવિક પ્રથમ જ્ઞાન કયારે, કોને, અને કેવે પ્રકારે વિશેષ રૂપે

---

* જેમકે હમણાં થોડા સમયપર ફ્રાંસના તાબાના માર્ટનિક ટાપુમાં ભુકંપ અને જ્વાળામુખીથી ચાલીસ હજાર મનુષ્યો મરણ પામ્યાં અને ત્હેનો ઇતિહાસ નષ્ટ થયો છે.

થયું એ કળી શકાવું અતિ મુસ્કેલ છે, છતાં યૂરોપ અમેરિકા આદિ દેશોના પાશ્ચાત્ય વિદ્વાનોને તેમજ ભરતખંડના વિદ્વાનોને એમ લાગે છે કે જે સૌથી જુનો ગ્રંથ મનુષ્યોને વર્તમાનમાં ઉપલબ્ધ થાય છે તે પ્રાચીન આર્યોનો વેદ છે. અને એ ચાર સંહિતાથી અધિક પ્રાચીન ગ્રંથ અત્યારે અન્ય કોઇ પણ જોવામાં આવતો નથી. તે ગ્રંથ તથા અન્ય પ્રમાણોને આધારે એમ મનાય છે કે સૂર્ય, અંગિરા, વાયુ, અને અગ્નિ વા બ્રહ્માઋષિ એ નામના મનુષ્યોએ સૌથી પહેલાં વિશેષ જ્ઞાન પ્રાપ્ત કર્યું હતું. જેવી રીતે ગ્રામોફોન સરખાં કોઇ વાજીંત્રને કુંચી આપી મૂકી દેવાથી આપો આપ સ્વરબંધ ગાન ચાલ્યું જાય, તેમ આ મનુષ્યોના હૃદયમાં ઇશ્વરની અનાદિ નિયામક શકિતથી પૂર્વના શુદ્ધ અભ્યાસિત સંસ્કારાનુસાર પદ, પદાર્થો અને તત્સંબન્ધી વિશેપ જ્ઞાન પ્રકાસ્યું, ને ત્હેમના મુખદ્વારા વાણી રૂપે વ્યકત થયું; પછી તે પરંપરાએ શ્રુત થતું ગયું. તત્પશ્રાત કાલાંતરે મનુષ્યોએ અક્ષરરૂપી સાંકેતિક ચિન્હો બનાવી તે દ્વારા પુસ્તકાકારે સંગ્રહિત કર્યું. અર્થાત (વેદ) એ શ્રુત થયલું હોવાથી શ્રુતી તરીકે ઓળખાય છે તેમ એના કર્તાનું નામ પણ નથી. આવી કલ્પના છે, આ પરથી હું એમ ન કહી શકું કે "જે વીશેપ જ્ઞાન આદ્યમાં ઇશ્વર તરફથી પ્રેરાએલું હોય અગર બીજા કોઇપણ પ્રકારે એકદમ અથવા શને શને સંપાદન થયું તેટલુંજ આ વેદ ગ્રંથમાં છે" પણ એટલું તો ખરૂં કે વેદ એકજ મનુષ્ય બનાવી શકે એવો ગ્રંથ નથી, તેમજ ત્હેમાંના વીષયો વ્યાપક અને સંસારના સર્વ મનુષ્યોને મ્હોટે ભાગે લક્ષનારા દેખાય છે. વળી જે વિદ્યાદ્વારા મનુષ્ય પોતાનું હિત સાધી શકે તે વિદ્યાઓના મલજ્ઞાનવાળા તેમજ સૃષ્ટિ નિયમાનુકૂલ એ હોય એમ લાગે છે. અને આર્ય (શ્રેષ્ઠ) પ્રજાનો મૂળ પાયો વા જીવન એજ છે. ત્હેના અનેક અર્થો થતા હોવાને લીધે વર્તમાનકાળમાં અનેક વિવાદાસ્પદ ચર્ચાઓ થતી જોવામાં આવે છે તેથી અનેક મતભેદ દ્રષ્ટિગોચર થાય છે, છતાં નીષ્પક્ષ દ્રષ્ટિથી અને સત્ય શોધન વૃત્તિથી વિચારવામાં આવશે તો સત્ય શું તે તરી આવશે. અત્રે કોઇ એવી કલ્પના કરે કે "તે ગ્રંથો મનુષ્ય માત્રને ઉપયોગી છે, કોઇને પણ અનુપયોગી નથી, તથા ત્હેમાં અનેક વિદ્યાઓ છે માટે તે ઇશ્વર પ્રેરિત

નથી પણ એકથી વધુ વિદ્વાનોની સહકારી પ્રવૃત્તીનું એકત્ર પુસ્તકરૂપી ફળ છે" તો તે સંભવીત છે. તોપણ આર્યસમાજ એમ માને છે કે એમાં ઇતિહાસ નથી, વિજ્ઞાનના મૂળ તત્વો ને જ્ઞાન એમાં છે, તે પહેલાંનો કોઇ ગ્રંથ હજી જાણવામાં નથી, કેટલાક દેશોનું વીશેષ જ્ઞાન એજ ભાષામાં છે, સર્વથી પહેલું જ્ઞાન અન્ય તરફથીજ થવુંજ જોઇએ, ઇત્યાદી કારણોપરથી એટલું તો અનુમાન થઇ શકે કે જ્ઞાન વીશેષનો સમૂહ વેદજ છે. અને જયાં સુધી અન્ય પુસ્તક પ્રમાણસિદ્ધ એનાથી પ્રાચીન છે એવું સ્થાપિત નહી થાય, ત્યાં સુધી આ વિચારની (પરંપરાથી શ્રુતિ છે એની) યોગ્યતા વાંધા ભરેલી નથીજ.

૨૯ પ્રશ્ન—જે વેદગ્રન્થ સંબન્ધી આપણે વિચારીએ છીએ તેની ભાષા સંસ્કૃત છે અને એનો પ્રચાર ખાસ કરી આર્યાવર્ત-માંજ છે, અને જ્ઞાન વિજ્ઞાન વિષયક શોધો તેમજ વીશેષ જ્ઞાન તો અન્ય દેશોમાં બહુધા વીસ્તરેલું જોવામાં આવે છે. તો તે ક્યાંથી આવ્યું ?

૨૯ ઉત્તર—આનો ઉત્તર સહજજ છે. ઉત્તર ધ્રુવના પ્રદેશ તરફ અતિ પ્રાચીન કાળે એક સમયે મનુષ્યો વસતા હતા અને વિજ્ઞાન શાસ્ત્રાનુસાર આ પૃથ્વીપર જે પરીવર્તનો થતાં ગયાં તેમ તેમ અનેક કારણોને લીધે તે મનુષ્ય સમાજ વીખેરાતો ગયો અને દક્ષિણના પ્રદેશોમાં મનુષ્યો આવી વસ્યા. કાલાંતરે ભાષામાં પણ ફેરફાર થતો ગયો. આ ફેરફાર જોવામાં આવેછે ખરો પણ ઝન્દ, લેટીન, ફારસી ઇત્યાદી ભાષાનું સ્વરૂપ બંધારણ તપાસતાં સર્વ ભાષાઓનું મૂળ એકજ છે, એવા અનુમાન પર ભાષાશાસ્ત્રીઓ એકમત છે. તેમજ આર્યોના વેદની પ્રાચીન ભાષાને સર્વ ભાષા બહુ અંશે મળતી આવે છે પણ મૂળ

* વિદ્વાનોએ પ્રથમ આ સર્વ ભાષાઓની ઉત્પતિ મુળ સાત ભાષામાંથી માની હતી. ૧ આર્ય (સંસ્કૃત) ૨ તુરાનીયન, ૩ શીરો-અર્વાયન, ૪ આફ્રીકન, ૫ મલાહી, ૬ ચીનાઈ, ૭ અમેરીકન.

પાછળથી શોધ અપુર્ણ જણાવવાથી વિદ્વાનોએ વધુ પ્રમાણો દ્વારા એમ સિધ્ધ કર્યું કે બધાનું મુળ માત્ર બે ભાષામાં છે (૧) આર્યન, (૨) સેમેટીક. અને અન્ય સર્વ ભાષાઓ ત્હેનાં સંતાન રૂપે છે આ પછી શોધના પરિણામે વિદ્વાનોનો ઝોક માત્ર મુળ એક આર્યન ભાષા તરફ છે, અને તે ભાષા સર્વની જનની હોવા તરફની માન્યતા તરફ વલણ છે. યુરોપમાં પ્રચરિત લેટીન, ત્હેની માતા ગ્રીક, અને ન્હેની માતા ઝિંદ (ઝિન્દ) ભાષા છે. ઝીંદમાંથી છે. વ્હેના ધાતુ, ક્રિયાપદ, અને પ્રત્યય સંસ્કૃત સાથે બહુધા મળતાં આવે છે એ ચાર દષ્ટાંતથી જણાશે-

* સં. કૃ (ધા) કુરૂ, કરોતિ, કરોમિ.
ફા. કર (ધા) કુન, મેકુનદ, કુનમ.
સં. તપ (ધા) તપન્તિ, તપન્નિ, તપસિ.
ફા તપ (ધા) મેતપદ, મેતપંદ, તપી,
સં. તપામિ, તપામે.
ફા. તપમ, તપેમ.

ઈત્યાદિ ધાતુ, ક્રિયાપદ. તથા પ્રત્યયોના સેંકડો દ્રષ્ટાંત મળી આવે છે. વિશેષ કેટલાંક પદના ઉદાહરણ સરખામણી માટે જોશું,

સંસ્કૃત, ઝિંદ, ફારસી, ગ્રીક, લેટીન, જર્મન, અંગ્રેજી. પિતા, પઈતર, પેદર. પટર પિટર, ફાદર, ફાધરઃ માતૃ, મતર, માદર, મિટર, મિતર, મટર,, અંગ્રેજીમાં મધર, ફ્રેંચમાં પેઅર. પાલીમાં પિતા, ગુજરાતીમાં સંસ્કૃતમાં દેવ, દિવસ. ફારસીમાં વિ. ગ્રીકમાં ડીઓસ, લેટીનમાં ડિયુસ, પાલીમાં દેવ, ગુજરાતીમાં દેવતા વિગેરે સમાનતાના દૃષ્ટાંતો અનેક છે. આવીજ રીતે સ્ટેવોનિક, ગાથિક, લોજર્મન, હાઈજર્મન, પોર્ટુગિઝ, માગધી, પિશાચી, પ્રાકુતિ, મરાઠી, બંગાલી, લ્યુથેનિયન વિગેરે ભાષાના શબ્દો સરખાવતા સામાન્યતાના અનેક દ્રષ્ટાંતો મળી આવે છે- આર્યભાષામાં સાત વાર છે તેમ ઝંદ, ફારસી, વગેરે ભાષાઓમાં પણ છે, આ બધાં દૃષ્ટાંતો પરથી ફલિત થાય છે એ કે, મનુષ્ય સૃષ્ટિની આદ્ય ઉત્પતિ કોઈ એક ભાગમાં થયેલી છે, તેથી સર્વ ભાષાઓનું મુળ એકજ છે ભાષાની ઉત્પત્તિ પૃથવીના જુદા ભાગમાં થઈ હોય તો ભાષાની સરખામણીમાં સામ્યતાના અંશો ન મળતે.

બીજું મળ ભાષા સંસ્કૃત છે, કારણકે ભાષાથી વ્યાકરણ થાય છે, એટલે ભાષા પુર્વે વ્યાકરણ હોતું નથી. સંસ્કૃતનુ. વ્યાકરણ એક વ્યાકરણ છે કે તેમાં આખા મનુષ્ય મંડળની ભાષાના પદોની વ્યુતપતિ થઈ શકે છે, પણ બીજી ભાષાના આવાં વ્યાકરણ નથી, આ ઉપરથી એમ માની શકાય કે પ્રથમ જે ભાષા બની તે પ્રથમ ખેડાઇને તમામ ભાષામાં તે વ્યાપ્ત હોવાથી ત્હેનું વ્યાકરણ વ્યાપક થઇ શકયું; અને અન્ય કરતાં સંસ્કાર પામેલી તેથી સંસ્કૃત કહેવાઈ.

મનુષ્ય મંડળને પ્રથમ ભાષા કેમ આવડી (પક્ષી, પશુ, વૃક્ષ, ગ્રહ, જળ, વાયુ, સૂર્ય, અગ્નિ વિગેરે પદાર્થોને જોઇને ભાવો ત્પતિમાંથી કે કોઈગુપ્ત, અદૃષ્ટ શિક્ષકથી એ સંબન્ધી વિવેચન ટુંકમાં થઈ શકે એમ ન હોવાથી વિસ્તાર ભયથી અહીં આપ્યું નથી.

જ્ઞાન વિષયક ચર્ચામાં આ પ્રશ્નની મહત્વતા અધિક ન સમજી એટલુંજ કહીશું કે વેદમાં જો દુષણ રહિત સર્વમાન્ય થઇ શકે એવા હિતકારક જ્ઞાનનું નિરૂપણ કરવામાં આવ્યું છે તો તેટલે અંશે ત્હેની ઉપયોગિતા સિદ્ધ છે.

૩૦ પ્રશ્ન—જેમ ત્હમે વેદમાં શ્રદ્ધા રાખો છો તેમ અન્ય ધર્મીઓ ત્હેમના પુસ્તકોમાં રાખે છે, પણ અન્ય ધર્મીઓના બાયબલ આદિ સ્વીકૃત ધર્મ ગ્રંથોમાં ત્હમે શ્રદ્ધા રાખતા હો એમ લાગતું નથી ત્હેનું શું કારણ?

૩૦ ઉત્તર—સત્ય વાત તો એ છે કે મ્હને અમુક માનવું અને અમુક ન માનવું એવો ખાસ આગ્રહજ નથી. કારણ આપણે આગળ વિચારી ગયા છીએ કે કોઇ પણ ધર્મગ્રંથ કે પુસ્તકનું કર્તૃત્વ ઇશ્વરને આરોપી શકાય નહિ. ઇશ્વર કંઇ કાગળ ખડીયો કે તાડપત્ર લઇ લખવા બેસતો નથી. પણ તે જ્ઞાન સ્વરૂપ હોવાથી ત્હેની સ્વાભાવિક સત્તાથી મનુષ્યને જ્ઞાન પ્રાપ્ત કરવાની શકિત આવે છે. અને આદિકાળે અમુક યોગ્ય મનુષ્યને યથા સંસ્કાર જ્ઞાન સંસ્કાર સ્ફુરે અને બીજરૂપે રહેલા વિસ્તરે તો વ્યવસ્થા સુઘટિતજ છે. સૃષ્ટિ રચનાની સાથે ત્હેનો હેતુ, ત્હેની વ્યવસ્થા, પદાર્થ વિગેરે સંબન્ધી તેમજ સકળ જીવનના અંતિમ સ્વરૂપ (તત્વફિલોસોફી) સંબન્ધી ત્હેનો રચયિતા જ્ઞાન-પ્રેરક બની જ્ઞાન પ્રદાન કરે તો તે કલ્પના વ્યર્થ નથી. અલ્બત તે જ્ઞાન સૃષ્ટિ ક્રમના જે શાશ્વત તત્ત્વો છે ત્હેને અનુકૂળ હોવું જોઇએ. જોકે ઉકત બાબત અતિ ગુંચવણ ભરી છે, તોપણ એટલું તો ખરૂં કે જે ધર્મ ગ્રંથોમાં વિશ્વ નિયમના અનાદિચક્રને અનુસરનારા સામાન્ય સિદ્ધાંતોથી પ્રતિકૂળ બાબતો હોય તેવા ગ્રંથોમાં શ્રદ્ધા રાખવામાં ફળ કશું મળતું નથી.

ઉદાહરણ તરીકે બાઇબલમાં કહે છે કે આ સૃષ્ટિ પ્રથમ બેડોળ હતી ત્હેને પ્રભુએ સાત દિવસમાં યોગ્ય ઘાટવાળી બનાવી, વિગેરે કલ્પના તેમજ લુત પેગંબર અને ત્હેની પુત્રીઓની કથા, તોરેત ઉત્પત્તિ પ્રકરણની આયત ૩૨ થી ૩૬ જો વાંચવામાં આવશે તો કેવળ આશ્ચર્ય પામશો.

વળી કુરાન અને બાઇબલમાં લખ્યું છે કે પ્રથમ ઇશ્વરે શેતાન અને મનુષ્યને સૃજ્યાં અને મનુષ્યની પાંસળીમાંથી સ્ત્રીને બનાવી; પછી શેતાને અને મનુષ્યે ઇશ્વરની આજ્ઞા માની નહિં.

વળી કુરાનમાં એક સ્થળે લખ્યું છે કે 'જે મતવાળાઓએ અમારી આજ્ઞા નથી માની ત્હેને (ફીરઉન વિગેરેને) મ્હેં ડુબાડી દીધા' સામાન્ય દ્રષ્ટિથી વિચારતાં જણાશે કે આવું કશું જોવામાં આવતું નથી.

મહમદ સાહેબ પોતાની પત્નીથી નારાજ થયા હતા ત્યારે ઇશ્વરે કુરાનમાં કહ્યું 'જો તું ત્હારી પત્નીથી નારાજ હોય તો ત્હેને બીજી પત્ની કરવાંની રજા અપાય' ઇત્યાદિ.

પુરાણોમાં અનેક અસંબન્ધ કલ્પિત વાતો, અઘટિત, સૃષ્ટિ નિયમોથી વિરૂદ્ધ પ્રસંગોનું વર્ણન જોવામાં આવશે અને તે જગપ્રસિદ્ધ છે. જરથોસ્તિઓના સ્વીકૃત ધર્મ પુસ્તકોમાં પણ સૂર્ય, અગ્નિ વિગેરેને ચૈતન્ય સ્વીકારવામાં આવ્યા છે. મનુષ્યોની ઉમર લાખ લાખ વર્ષની જણાવવામાં આવી છે વીગેરે કેટલીક વિચિત્ર હકીકતો જણાવવામાં આવી છે.

આટલા વિસ્તારી નિરૂપણનો સાર માત્ર એટલોજ છે કે કોઇ પણ ઉક્ત સ્વીકૃત પુસ્તકનું કર્તૃત્વ ઇશ્વરને આરોપી શકાય નહિં. તેમજ જે કંઇ યથાર્થ, સૃષ્ટિ ક્રમાનુસાર સત્ય હોય એવું જે હોય તે ગમે તો બાળક કહે તોયે તે પક્ષપાત રાગ દ્વેષ મૂકી સ્વીકારવું જોઇએ. અને બુદ્ધિ વિરૂદ્ધ, શાશ્વત સત્યોથી વિરૂદ્ધ જે કંઇ હોય પછી તે ગમે તે ગ્રંથમાં હોય તે અમાન્ય ગણાવું જોઇએ.

૩૧ પ્રશ્ન—એ વાત તો ઠીક, પણ જેઓ વેદને સ્વીકૃત પ્રમાણ તરીકે ન ગણતા હોય અને વેદમાં અશ્રદ્ધા રાખતા હોય ત્હેમણે શું કરવું અને કયું પ્રમાણ માનવું ?

૩૧ ઉત્તર—હા એતો હું યે કહું છું કે વેદમાંય સૃષ્ટિ ક્રમાનુસાર બુદ્ધિ સ્વીકારી શકે એવું હોય તોજ માનવું; અને બહુધા વેદમાં જે જ્ઞાનનો ઉપદેશ કરવામાં આવેલો છે ત્હેને તેવું સમજીનેજ વેદનું ગૌરવ દર્શાવ્યું છે. તોપણ હજી એક વાત વિચારવાની છે, એટલે કે અનુભવ સમાન નિશ્ચય પ્રાપ્તિનું અન્ય સાધન નથી. પ્રત્યેક મનુષ્યના હૃદયમાં એથી તુલના થાય છે, અને જ્યાં સુધી કોઇ પણ વિષયનું જ્ઞાન યોગ્ય સમન્વયદ્વારા બુદ્ધિમાં ઉતરતું નથી, ત્યાંસુધી ત્હેનો ઉપયોગ અને જોઇતું ફળ પ્રાપ્ત થતું નથી. કેવળ અંધશ્રદ્ધા પર આધાર રાખવો એ ધૃષ્ટતા ને અજ્ઞાનતાનું પરિણામ છે. એટલા માટે શબ્દ પ્રમાણ શિવાય અન્ય પમાણની પણ અપેક્ષા છે. જેઓ શબ્દ પ્રમાણમાં શ્રદ્ધા ન રાખતા હોય ત્હેમણે આગળ દર્શાવાયલા પ્રત્યક્ષાદિ અન્ય પ્રમાણો તેમજ સૃષ્ટિક્રમ ઇત્યાદિ દ્વારા વિચાર વિષયનું અપક્ષ દષ્ટિયે અવલોકન કરવું, એથી શુદ્ધ સ્વરૂપ જ્ઞાન અને રહસ્ય પ્રાપ્ત થઇ શકે છે.

૩૨ પ્રશ્ન—આ કાલમાં આશ્રમ વ્યવસ્થાનું બરાબર પાલન થતું ન હોવાથી વેદનો અભ્યાસ થવો અસંભવ લાગે છે માટે એવ કયા ગ્રંથો છે કે સામાન્ય રીતે સત્કર્મ, ઉપાસના, અને જ્ઞાન પ્રાપ્ત થઇ શકે ?

૩૨ ઉત્તર—વેદાભ્યાસ ન થઇ શકે એમ કહેવું યથાર્થ નથી. બ્રહ્મચર્યાદિ પાલન કરવાથી તે થઇ શકે એમ છે. બાળકોને તે પ્રમાણેજ સંસ્કારો પાડવા જોઇએ. તેમજ વેદના ભાષાંતરો પણ થઇ ગયાં છે, છતાં સામાન્ય જ્ઞાન અને ઉપયોગ માટે કેટલાક પુસ્તકો છે; જેવાં કે (૧) ન્યાય, વૈશિષક શાસ્ત્રનુ ભાષાંતર (૨) શુદ્ધ મનુસ્મૃતિ,* મિતાક્ષરા (૩) ચિદ્ઘનાનંદ

---

* લંકા અને જાપાન વચ્ચે આવેલો બાલી ટાપુ છે. ત્હેમાં આર્ય સંતાનનુ સ્વતંત્ર રાજ્ય છે, ત્યાંની મનુસ્મૃતિ તપાસવી જોઈએ.

કૃત ગીતા, (સટીક)[1] (૪) સત્યાર્થ પ્રકાશ. સ્વામિ દયાનંદ કૃત (૫) વેદ ભાષ્ય ભૂમિકા, નિશ્ચલદાસ કૃત વૃત્તિ પ્રભાકર રસાયન શાસ્ત્ર, (શ્રૃંગાર શિવાય) ભર્તૃહરિના શતક વિદુરનીતિ, આર્યોદ્ધાર,[2] યવન ગ્રંથ કિમિયાય સઆદત, "પારસ ભાગ હિંદી ભાષાનો" ૮ યોગદર્શનાદિ ષડદર્શન (સટીક),[3] બ્રહ્મસુત્રપર થયલાં ભાષ્યોમાં શંકરભાષ્ય, શ્રીભાષ્ય, આર્ય-ભાષ્ય વિગેરે. પંડિત શ્રદ્ધારામકૃત સત્યામૃત પ્રવાહ, જૈનતત્વાદર્શ, સાયન્સના અર્વાચીન ગ્રંથો, બુદ્ધદેવ રચિત ધમ્મગ્રંથ વિગેરેનું સારગ્રાહી દૃષ્ટિથી અવલોકન, મનન કરવાથી બહુ ઉપયોગી જ્ઞાન પ્રાપ્ત થાય છે[4]

૩૩ પ્રશ્ન—આપના મંતવ્ય મુજબ પ્રામાણિક ગ્રંથો કયા છે?

૩૩ ઉત્તર—મ્હારા કહ્યા મુજબ સર્વ સ્વીકારે એવો આગ્રહ મ્હને નથી, તથાપિ મ્હારી માન્યતા એ સંબંધમાં આવી છે. ૧ ઋગ્વેદાદિ ચાર સંહિતા ગ્રંથો મ્હારી દ્રષ્ટિમાં સૃષ્ટિ નિયમાનુકૂલ, તેમજ વિવાદ રહિત લાગે છે, એટલે તે સ્વીકારવા યોગ્ય ગણાશે. ત્હેમાના ત્હેનાથી ઇતર જે વિવાદિત વિષયો હોય, તે વિષયોને નિર્ણય માટે બુદ્ધિમાન, વિદ્વાન અને આપ્તો કે અન્ય યુક્તિ પ્રમાણ, તથા સૃષ્ટિ નિયામાનુકૂળ સિદ્ધ કરી એકમત થઇ જે રૂપે સ્વીકારે તેવા પુસ્તકો. (૨) બ્રાહ્મણ ગ્રંથો* (૩) ષડ દર્શન (૪) વેદના છ અંગ (૫) ઉપવેદ (૬) મનુસ્મૃતિ વિગેરે સૃષ્ટિ ક્રમાનુકૂળ હોય તે ભાગ. ક્ષેપક ભાગની ઉપેક્ષા ઉચિત છે, કારણ કે પરખંડથી આવેલા અન્ય પ્રજાને તેમજ અહીંના કેટલાક મનુષ્યોએ અનેક કારણે કેટલાક અસંબન્ધ વાતોનું મૂળમાં મિશ્રણ કરેલું હોવાથી ત્હેની ઉપેક્ષાજ ઉચિત છે. વળી કેટલાક ગ્રંથો

---

૧ બાલગંગાધર તિલક કૃત ગીતા રહસ્ય.

૨ આનું ભાષાંતર સાંભળવામાં આવ્યું નથી.

૩ પુર્વ મીમાંસાની ભાષા ટીકા જોવામાં આવી નથી.

૪ વ્યવહાર દર્શન, અદ્વૈતાદર્શતત્વદર્શન, ષડદર્શન સમુચ્ચય, સર્વ દર્શન સંગ્રહ, બ્રહ્મસૂત્ર, તથા ધર્મસૂત્ર, સટીક, તથા બાઇબલ અને કુરાનના ભાષાંતરોનું પણ અવલોકન કરવું.

આર્ય ઋષિઓ રચિત ન હોવા છતાં ઋષિકૃત સ્વીકારાયાં છે માટે સંહિતામાં આવું મિશ્રણ થયલું હોવાનું લાગતું ન હોવાથી, ત્હેની અપેક્ષાએ અન્ય સર્વ ગ્રંથો માટે પ્રમાણ પદ વાપરવું યોગ્ય જણાતું નથી.

આર્ય ગ્રંથ ઓળખવાનાં લક્ષણ આ પ્રસંગે જણાવવા જરૂરના છે.

૧ જે ગ્રંથમાં આર્ય ઋષિ મુનિયોની કોઇ પ્રકારે નિંદા ન હોય, વેદ તેમજ સૃષ્ટિ નિયમ વિરૂદ્ધ વિષયચર્ચા ન હોય કિંતુ સયુક્ત હોય ત્હેને આર્ય ગ્રંથ જાણવા.

૨ જે ગ્રંથમાં આર્ય ઋષિઓ અથવા પ્રતિષ્ઠિત મહાત્માઓની કોઇ પ્રકારે (સ્પષ્ટ અથવા વ્યાજ સ્તુતિ રૂપે) નિંદા હોય અને સૃષ્ટિક્રમ વિરૂદ્ધ પ્રસંગ નિરૂપણ કરવામાં આવ્યું હોય તે આર્ય ગ્રંથ તરીકે ન મનાય.

સાયન્સ એટલે પદાર્થ વિદ્યાને વ્યાવહારિક ઉપયોગ સંબંધમાં વિશેષતઃ માનું છું.

કુરાન, ઇન્જીલ, પુરાણાદિ પુસ્તકોમાં સૃષ્ટિક્રમાનુસાર જે કાંઇ સત્ય હોય તેટલા અંશમાં તે પણ સ્વીકારવું એ યોગ્ય છે.

૩૪ પ્રશ્ન—ઉપર જણાવેલા પુસ્તકો સંશય યુક્ત હોવાથી પ્રામાણિક પુસ્તક તરીકે કોને સ્વીકારવું. ?

૩૪ ઉત્તર—વર્તમાન કાળમાં વિલક્ષણ વ્યવસ્થા થવાથી એટલું લખ્યું છે; કારણ કે વેદ મંત્રોના અનેક અર્થો થયા છે, અને ત્હેમાં પણ અનેક મતમતાંતરો છે. શાસ્ત્રોમાં પણ પરસ્પર ભેદ જોવામાં આવે છે. સ્મૃતિઓમાં પણ એક એકથી વિરૂદ્ધ દૃષ્ટિથી વિષય પ્રતિપાદન કરવામાં આવ્યું છે. આવી આવી અનેક બાબતો હોવાથી જે કંઇ સૃષ્ટિ નિયમાનુસાર તેમજ પ્રત્યક્ષાદિ પ્રમાણો દ્વારા અનુકૂલ અને સર્વ હિતકારી ઉપયોગી હોય તેટલુંજ સ્વીકારવું એ વ્યવસ્થા ઉત્તમ છે.

૩૫ પ્રશ્ન—કયા ધર્મમતને આપ ઉત્તમ ગણો છો ?

૩૫ ઉ-તર—મતનો સામાન્ય અર્થ તો એવો છે કે બુદ્ધિ અગર મતિ જે વિચારનું અવલોકન કરી જીવનના સુખ અને શ્રેય માટે ગ્રહણ કરવા યોગ્ય ધારે એવો સિદ્ધાંત તે મત. એનો આધાર બુદ્ધિપર રચાયલો હોય છે. એનો જવાબદાર માનનાર પોતે હોય છે. અને કોઇવ્યક્તિ અગર પુરુષ અમુક રીત, ક્રિયાને આચાર કલ્પી અન્ય પરત્વે આકર્ષીને વિશ્વાસ પ્રાપ્ત કરી ઉપદેશદ્વારા તે પ્રમાણે ચાલે ચલાવે એવી રીત *તેહેને **પંથ, મજહબ, રીલીજીઅન, સંપ્રદાય** એવું કહેવામાં આવે છે. બુદ્ધિ કરતાં શ્રદ્ધા અને વિશ્વાસપર એનો આધાર બહુધા હોય છે. એના જવાબદાર ઉભય (ઉપદેશક અને ઉપદેશ પ્રમાણે વર્તનાર હોય છે. જેનાવડે (જે ગુણ કર્મવડે) તનમનનું ધારણ પોષણ (રક્ષા ઉન્નતી) થતા હોય તેને કર્તવ્ય અથવા ધર્મ (ડયુટી) કહે છે અથવા આમ કહો કે જે સાધન વડે પરિણામમાં પોતાને સુખ થાય અને બીજાને દુઃખ ન થાય તથા પોતાના આત્માથી અને સૃષ્ટિક્રમથી પ્રતિકુલ ન હોય કિંતુ આત્મા ને અનુકૂળ હોય એવા સદાચાર અગર કર્તવ્યને ધર્મ કહે છે. હવે આ કર્તવ્ય કોઇ માન્ય ગ્રંથના ઉપદેશ પ્રમાણે હોય તો ભલે હોય. જેમકે સત્ય બોલવું, પરની વસ્તુ અધિકાર વિના નહી લેવી (જેમકે ચોરી ન કરવી, લાંચ ન લેવી) શૌચ (ઉપર જણાવેલ છે), ઇંદ્રિઓ અને મનને પોતાને સ્વાધીન રાખવા, બુદ્ધિ અને વિદ્યા વધારવી, ક્રોધ ન કરવો, ધીરજ રાખવી વગેરે એ સામાન્ય ધર્મ કહેવાય છે દરેક મનુષ્યને કર્તવ્ય છે— સર્વને સામાન્ય છે. પરંતુ વિશેષ ધર્મ વ્યકિતના અધિકાર અને દેશકાળ સ્થિતિ મહત્વ જુદા જુદા હોય છે. છતાં સામાન્ય ધર્મથી પ્રતિકુળ હોતા નથી જેમકે વર્ણ એટલે બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય અને શૂદ્રના તથા આશ્રમ એટલે બ્રહ્મચારી, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સંન્યાસિના વિશેષ ધર્મ

---

* ન્યાય, વૈશેષિક વિગેરેના મંતવ્ય મત કહેવાય છે. કિરાની, જઇની, ઈસાઇ વિગેરે વિશ્વાસુઓના મંતવ્ય તે પંથ કહેવાય છે.

જુદા જુદા હોય છે. એકજ બાબત એક વ્યક્તિને ક્યારે કર્તવ્ય અને ક્યારે અકર્તવ્ય હોય છે, એકને તે કર્તવ્ય અને બીજાને અકર્તવ્ય હોય છે ૪૦ એ ધર્મનો જવાબદાર (ફળ ભોગવનાર) પોતે વાળનારજ હોય. કર્મ કે ધર્મનો આધાર પોતેજ હોય છે. ધર્મથી વિરૂદ્ધ આચરણને અધર્મ કહે છે. દરેક મનુષ્યની ઇચ્છા દુ:ખથી છૂટી સુખ પ્રાપ્ત કરવાની હોય છે. ઉક્ત સત્ય **ધર્મથી** †પુરૂષાર્થ અને કર્તવ્ય પરાયણ બની સુખ સાધન પ્રાપ્ત કરી શકાય છે. આ સત્યાદિ સાધનો મનુષ્ય માત્ર અંગીકાર કરી શકે એવાં, તેમજ આત્મા અને તજ્જનિત જ્ઞાનની સાથે સાનુકૂલતા રાખી સૃષ્ટિ નિયમાનુકુલ હોય છે. આ પ્રમાણે મત, સંપ્રદાય કે પંથ અને ધર્મ એ ત્રણેનું સ્વરૂપ ભિન્ન છે.

આમાં ધર્મ તો મનુષ્ય માત્ર માટે એકજ હોવો સંભવી શકે છે પણ અજ્ઞાનતાને લીધે ભિન્ન ભિન્ન મતમતાંતરો થયલા જોવામાં આવે છે. અને તેથી જુદા જુદા પંથ પ્રચલિત થયલા હોય એમ જણાય છે.

---

†જે સાધનો વડે, શરીર, લોહી વીર્યનું રક્ષણ થાય, અને પુર્ણપણે આરોગ્ય રહેવાય તે સાધનોનું નામ **શારીરિક ધર્મ**. જે સાધનો વડે અધમ અનાચાર, કુવિચાર નષ્ટ થઈ ઉતમ આચાર વિચાર પ્રાપ્ત થાય તે **માનસિક ધર્મ**.

જે સાધનો વડે આત્મિક બળ વધે, પરમાર્થ પ્રાપ્તિ થાય તે **આત્મિક ધર્મ** કહેવાય છે.

જે સાધનો વડે દરેક વ્યક્તિના શારીરિક, માનસિક, અને આત્મિક કર્તવ્ય પાળવાની સામગ્રી મળે, અને જેનાથી ઉન્નતિ થાય એવા સાધનોનું નામ **સામાજિક ધર્મ**.

ધર્મ કેવળ બુધ્ધિ કે કેવળ વિશ્વાસપર નથી વિશ્વાસનું ફળ સુખ કે દુ:ખ ઉભય હોય છે. ધર્મનું ફલ પરિણામે શુભજ હોય છે.

કોઇ આકર્ષણવાદિ, કોઇ પંચતત્વવાદી, કોઇ સ્વભાવવાદી, કોઇ ઇશ્વરવાદી, કોઇ નિરીશ્વરવાદી, કોઇ કર્મવાદી, કોઇ કુરાની, કોઇ ખ્રીસ્તી, કોઇ જૈની, કોઇ વૈષ્ણવી, કોઇ શાક્ત, કોઇ ગાણપત્ય, કોઇ બૌદ્ધી, કોઇ સ્માર્ત સાંખ્ય માર્ગી, બીજ માર્ગી, વામ માર્ગી, નાનકપંથી, સહજાનંદી, ગોરખપંથી, કબીરપંથી, આગાખાની, એવા અનેક મત મતાંતરો અને પંથો ઉદભવેલા જોવામાં આવે છે. આ સર્વના મંતવ્યોમાં દુષણ અને ભુષણ એમ બન્ને પ્રકારના અંશો રહેલા છે. તેટલા માટે કોઇ પણ મત અગર પંથ સ્વતઃ સિદ્ધ સત્ય તરીકે સ્વીકારી શકાય એમ નથી. ધર્મનું સ્વરૂપ વ્યાપક હોય છે. ત્હેના સિદ્ધાંત સામાન્ય રીતે સર્વ માન્ય બની શકે છે. એવું ધર્મતત્વ એતો કંઇ દિવ્ય સ્વરૂપ દ્રષ્ટ કરાવનારૂં અલૌકીક પ્રેરક બળ છે. તદનુસાર અનુસરવાથીજ ઇષ્ટની પ્રાપ્તિ થઇ શકે છે. એનું પ્રત્યક્ષ ફળ શ્રેયજ મળે છે. તન, મન, અને ધનનો પણ નીતિપૂર્વક ઉપયોગ થઇ સુખ પ્રાપ્ત કરી શકાય છે. જગતની સામાન્ય નીતિના જે શાશ્વત ધોરણ છે તેને અનુસરી વર્તન રાખવાનું બને છે અંતિમ એજ કહેવાનું કે સારગ્રાહિ દ્રષ્ટિ રાખી હંસક્ષીરન્યાયે વિવેક પૂર્વક પ્રત્યેક સિદ્ધાંતમાંથી ભુષણ સ્વીકારી દૂષણ ત્યાગ કરવાથી જીવનનો હેતુ સફલ થાય છે. (૩) અને અંતે ભ્રાન્તિ દોષ નિવારણ પામી ધર્મ, અર્થ, કામ એ પુરૂષાર્થત્રયના યોગ્ય સેવનદ્વારા મોક્ષ પ્રાપ્તિ સુદ્ધાં થઇ શકે છે.

## પુનર્જન્મ વિચાર.

૩૬ પ્રશ્ન—મહારાજ હવે થોડીક બીજી બાબતોનો શાસ્ત્રીય વિચાર પુછવાનો છે કે જેથી કેટલીક અન્ય શંકાઓનું સમાધાન થાય. આગળ આપ વર્ણન કરી ગયા છો કે આપણા દેહમાં જીવ એક

ભિન્ન, સ્વતંત્ર પૃથકતત્ત્વ રૂપે છે. તો દેહના મૃત્યુ બાદ તે જીવનો પુનર્જન્મ થાય છે કે કેમ ? તેમજ ત્હેને કર્માનુસાર સ્વર્ગ નર્ક ફળ મળે છે કે નહિં ?

૩૭—ઉ-ત્તર—સ્વર્ગ એ વિશેષ સુખવાચક શબ્દ છે, જે પરિવેષ્ટનો અને જે વાતાવરણોમાં જીવ—વિશેષ સુખ અને આનન્દ પ્રાપ્ત કરી શકે તે સ્થાનનું નામ સ્વર્ગ અને તેથી વિપરીત ધર્મવાળું એટલે દુઃખ પ્રાપ્તિ થાય એવું જે સ્થાન હોય તે નર્ક કહેવાય છે. પણ સ્વર્ગ કે નર્ક એવા નામની સ્વતંત્ર અસ્તિત્વ ધરાવનારી કોઇ ભિન્ન સૃષ્ટિ નથી. જીવને શુભાશુભ કર્મફળ ભોગવવાને અનેક જન્મ ધારણ કરવા પડે છે અને જે કર્મફળ સુખ દુઃખાત્મક હોય છે એટલામાંજ સ્વર્ગ નર્કની કલ્પનાની ભાવના છે. સ્વર્ગ કે નર્ક નામની ખાસ સવિશેષ દુનિયા નથી. થોડાં વિવેચનથી એ વિચાર સરલ કરશું. દેહ એ જડ છે. મૃત્યુ સમયે એ ચેતના રહિત હોય છે અને વિકૃતિ પામી એના બધાં તત્વોનું રૂપાંતર થઇ એ પ્રકૃતિમય બને છે. પણ ત્યારે જીવનો અભાવ નથી થતો. આગળ આપણે કર્મના સ્વરૂપ સબંધી વિચાર કરી ગયા છે તે પરથી સમજાયું હશે કે આ જગતમાં જ્ઞાત કે અજ્ઞાત, સૂક્ષ્મ કે સ્થૂળ દ્રષ્ટ કે અદ્રષ્ટ એવી એક પણ ક્રિયા કે કર્મ નથી કે જે ફલહીન બને. મનુષ્યના વિચાર માત્રનું, સંકલ્પ માત્રનું, કે ક્રિયાનું જ્ઞાત કે અજ્ઞાત ફળ મળે છે. રાગ દ્વેષાદિ એનાં ફલ નિવડે છે. એ કર્મો પણ કારણ વિના હોતાં નથી. અદ્રષ્ટ ક્રિયાદ્વારા પરિણામ પામે તે પ્હેલાં ઇચ્છા થાય પણ તે ઇચ્છા પણ કોઇ કારણ—સંસ્કારને લીધે થાય છે. આ નિત્યના વ્યવહારની વાત છે. વિશેષ વિસ્તારની જરૂર નથી, પણ હજી એક મુખ્ય પ્રશ્નનો વિચાર કરવો બાકી રહે છે; કે નહીં ભોગવાયલાં અપૂર્વ અદ્રષ્ટ (કર્મ સંસ્કાર દેહના મૃત્યુ સમયે સઘળાં સમાપ્ત—નષ્ટ થઇ જાય છે કે મૃત્યુ બાદ શેષ—બાકી પણ રહે છે અને ત્હેનું ફળ અન્ય જન્મમાં અને અન્ય જન્મનું પાછું ઉત્તર જન્મમાં એમ પરંપરાએ ભોગવવું પડે છે ? પ્રથમ તો પૂર્વ જન્મનો નિર્ણય કરવાની

જરૂર છે. કારણ કે જે કર્મોનું ફળ ભોગવાયું ન હોય તેવાં કર્મો વિનાં પૂનર્જન્મનું અસ્તિત્વજ બનતું નથી એમ સિદ્ધ કરવામાં આવશે, તેટલા માટે બન્નેનો સાથેજ નિર્ણય થશે.*

પ્રથમ પૂર્વ જન્મનો નિર્ણય કરીએ. ૧—જે કોઇ મનુષ્ય ચેતન જીવને પ્રકૃતિથી ભિન્ન પૃથકતત્વ તરીકે આપુણી માફક સ્વીકારે છે, (જીવનું અસ્તિત્વ આગળ સિદ્ધ કરાયું છે.) ત્હેને હવે આપણે પૂછીએ કે જીવ આ શરીરની પૂર્વે તો હતો અને વર્ત્તમાન શરીર દ્વારા એનો જન્મ પણ સ્વીકારો છો તો પૂર્વ કાળમાં એનો શરીર સાથે સંબન્ધ ન્હોતો, અને વર્તમાન શરીરના લય પામ્યા પછી પાછો શરીર સાથે સંબન્ધ ન પામે એ વાત શા આધારે કહી શકો ? જીવને પૃથક–દેહથી ભિન્ન સ્વીકાર્યો તો પછી ત્હેનો વર્તમાનમાંજ શરીર સાથે સંબન્ધ છે અને ભૂતકાળમાં ન્હોતો અને ભવિષ્યમાં ન થશે એમ શા આધારે કહી શકાય ? અપુનર્જન્મવાદીને આ સાધ્યની સિદ્ધ કરવાની વ્યાપ્તિ મળતી નથી.

૨ અમુક વિષયના જ્ઞાનના અભાવમાં તે વિષય સંબન્ધી વિવેચન • બનતું નથી, તેમજ જ્યાં સુધી અમુક વિષય કે વસ્તુ અગોચર હોય ત્યાં સુધી તે સબન્ધી કંઇ પણ આપણે કહી શકીએ નહિં. અમુક માણસને આપણે પૂછીએ કે ' ત્હમે છો '! તો ઉત્તર આપશે કે 'હા, હું છું અને સુષુપ્તિમાં પણ હતો; ત્હેના અસ્તિત્વનું જ્ઞાન હોવાથી તે આવો ઉત્તર આપી શકે છે, પણ ત્હેને પૂછીએ કે ત્હમારો અભાવ જોયો છે ' તો તે ઉત્તર આપશે ' ના, નથી જોયો ' અર્થાત ત્હેના અભાવનું જ્ઞાનજ નથી થતું. કોઇ કાલે પણ અભાવ ત્હેણે દીઠોજ નથી. ત્હેનું અસ્તિત્વ ન્હોતું એ પ્રકારનું જીવનું અભાવાત્મક જ્ઞાનજ ત્હેને નથી હોતું. આ

---

* ભુત, (પૂર્વ જન્મ) સિદ્ધ સુખે થાય છે. ભવિય ઉતર જન્મની સિદ્ધિનો આધાર ભુત, વર્તમાન હોઈ શકે તે વિના ભવિસ્યની સિદ્ધ થઇ શકે નહિં. માટે ઉભય વિષય સાથે લીધા છે. આ પ્રસંગ જડવાદી જે જીવને સ્વતંત્ર પ્રથક તત્વ તરીકે દેહથી ભિન્ન માનતા નથી ત્હેને અનુલક્ષી નથી લખ્યું, પણ જે શરીરથી ભિન્ન જીવનું અસ્તિવ સ્વીકારે છે ત્હેને લક્ષીને લખ્યું છે.

આમાંથી દેહનું મૃત્યુ થતા જીવત્વનો નાશ નથી થતો એમ લાગે છે. અત્રે કોઇ કહે કે જીવનું જ્ઞાન પરિમિત હોવાથી ત્હેના અભાવનું જ્ઞાન હોવું સંભવિત નથી, પણ ઇશ્વરને જીવના અભાવનું જ્ઞાન હોવું સંભવિત છે. પરંતુ એમ માનવાથી જીવનું અનાદિ પણું જતું રહેશે. જીવનો અભાવ જો ઇશ્વરના જ્ઞાનમાં હોય તો ભાવ સમયેજ ત્હેની ઉત્પત્તિ થયલી એ સ્વીકારવી પડશે. તો ત્હેની પ્રથમ ઉત્પત્તિ શા માટે થઇ! શેમાંથી થઇ વિગેરે અનેક પ્રશ્નો ઉભા થશે, અને ત્હેના ઉત્તરમાં અનેક આગળ જણાવેલા બાધ આવશે. એટલા માટે મૂળ જીવનો જન્મ પહેલાં અભાવ હોય તેમ કહી શકાતું નથી.

૪ જીવિત દેહાદિકનું પ્રત્યક્ષ જ્ઞાન થતાં 'જીવ છે'' એમ કહેવામાં આવે છે, અને ત્હેના અભાવની સંભાવના ઉપર કહ્યા પ્રમાણે સિદ્ધ થતી નથી તો અર્થાપત્તિથી જન્મ પહેલાં પણ ત્હેનું અસ્તિત્વ સ્વીકારવુંજ પડશે. કેમકે ઉત્પન્ન થાય તેનો નાશ થાયજ અને જે ઉત્પન્ન ન થાય તેનું નાશ થતો નથી એ નિયમ છે.

૫ ગોચરપણાના જ્ઞાન જન્ય સંસ્કાર પ્રવૃત્તિ અને નિવૃત્તિના હેતૂ કારણ છે. દર્શન અને શ્રવણના સંસ્કાર શિવાય પ્રવૃત્તિ અને નિવૃત્તિ બની શકિત નથી. પ્રવૃત્તિ નિવૃત્તિનું હેતુ–કારણ એ ત્હેની પૂર્વના સંસ્કારજ છે. બાળક ઉત્પન્ન થવા બાદ માતા ત્હેના મ્હોમાં સ્તન મૂકે કે તે તરત હોઠને હલાવી સ્તનપાન કરવા માંડે છે. આ ક્રિયામાં 'કુદરતી નિયમજ એવો છે' એમ કહી શકાશે નહીં કારણ કે માતાના મૃત્યુ બાદ કે દૂધની ગેરહાજરીમાં બાળક તેમ કરતું નથી. 'ઇશ્વર તેને શીખવે છે, એમ પણ માની શકાય નહીં કારણ કે તે પૂર્ણકામ હેવાથી તેને શીખવવાની જરૂર પડતી નથી. 'પૂર્વજન્મના કર્મ પ્રમાણે ઇશ્વર શીખવે છે' એમ કહેતા અપુનર્જન્મવાદિ શંકાકારના સિદ્ધાંતની હાની થાય છે. તેમ એ પણ ખરૂં કે સ્તનને ઠેકાણે કંઇ અન્ય આંગળી કે એવું રાખતાં સ્તનપાનની ક્રિયાથી તે નિવૃત્ત થશે, હોઠ હલાવશે નહીં. માટે પૂર્વના સંસ્કાર સ્વીકારવા એજ ઉચિત અને સત્ય છે. અત્રે શંકા થશે કે જીવમાં તો એ શિવાય ઘણા સંસ્કાર રહેલા હોય છે તો તે કેમ ઉદય પામતા નથી? આનું નિરસન સહજ છે. સાધન વિના સંસ્કાર ઉદય પામતા નથી અને ક્રિયામાં પરિણામતા નથી. જો ૭ માસનું બાળક ગર્ભમાં પકવ થયા શિવાયનું બ્હાર પતન થયું,

હોય તો તેમાં સાધન ન હોવાથી ઉક્ત સંસ્કાર સ્ફુરતા નથી. જો જન્મથી અંધ હોય તો રૂપના સંસ્કાર ઉદય પામતા નથી અને સંસ્કાર ઉદય પામે તો પણ ચક્ષુ ઇંદ્રિયનું યંત્રરૂપ સાધનને અભાવે રૂપદર્શન થતું નથી. વળી અંધારામાં રજ્જુમાં સર્પ કે લાકડીની ભ્રાંતિ થાય, અર્થાત રજ્જુના જેવા લાંબા રૂપવાળા પદાર્થના સંસ્કાર ઉદય પામે પણ મ્હોટાં ઝાડ જેવા પહોળા પદાર્થના ઉદય પામતા નથી. તેમ જન્મતાંને વાર ઇંદ્રિયોનું પૂરેપૂરૂં પ્રાબલ્ય ન હોવાથી, તે સાધન તરીકે સહાયક નથી, હોતી. માત્ર જઠરાગ્નિ ઉત્પન્ન થયલા હોવાથીં તેમજ સ્તનમાંથી દૂધ નીકળે છે માટે તેટલા પૂરતી પ્રવૃત્તિ કરે છે, અને અન્ય પ્રવૃત્તિ થઇ શકિત નથી. કારણ કે સંસ્કાર ઉદય પામવાના અને ઉપયોગ થવાના સાધન અને હેતુ ઉત્પન્ન થયા નથી. આ રીતે સંસ્કાર ઉદય પામવા માટે ઉપયોગાદિ હેતુ પણ હોવા જોઇએ. જેવી રીતે સર્પ અને પક્ષી વિગેરેમાં સાધન અને ઉપયોગ પ્રમાણે સંસ્કાર ઉદ્ભવ થાય છે, નહીં તો અનુદ્ભવ રૂપેજ રહે છે, તેમજ મનુષ્ય માટે સમજવું. આ પ્રકારના સંસ્કાર બાબત પશુ પક્ષીઓના ઘણા દ્રષ્ટાંતો મળી શકે છે.

૬. મરઘી અને મરી ગયેલા બતકનાં ઇંડાં મરઘી સેવે તોપણ જયારે ઇંડાં ફુટી બચ્ચાં નિકળશે તો શિખવા વિના બતકનાં બચ્ચાં પાણી તરફ દોડીને તરશે પણ મરઘીના બચ્ચાં તે તરફ જશે નહીં એ પૂર્વના સંસ્કારની સિદ્ધિ છે.

ગાય અગર ભેંસને જ્યારે જંગલમાં પ્રસૂતિ કાળ આવે છે ત્યારે તેનું બચ્ચું પણ માતાના સ્તનને જઇને વળગે છે અને દુધ પીએ છે. આ કોઇ શીખવતું નથી પણ પૂર્વના સંસ્કારથીજ સંસ્કાર ઉદય પામે છે. બચ્ચાંમાં સ્તનપાન કરવા માટે, અને માતામાં દુધ પીવરાવવા માટેના સંસ્કાર સ્ફુરે છે. પક્ષીઓના બચ્ચાં બાજને જોતાંને વાર બ્હીએ છે. બીજા પક્ષીથી બીતા નથી.

સંગીતની મધુરતાની હરણના બચ્ચાંપર અને મનુષ્યના બાળકપર ચમત્કારિક અસર થાય છે. ગાયન કે વાદ્ય સાંભળતાને વાર તે સાંભળવામાં રૂચિ કરે છે. એનું કારણ પણ પૂર્વનાં સસ્કાર છે.

૭ આપણે આ સંસારમાં જોઇએ છીએ કે દરેક મનુષ્ય સુખની ઇચ્છા કરે છે. તે દુઃખ પ્રાપ્ત કરવા માટે પ્રયત્ન પણ કરતો નથી, છતાં અનિચ્છાએ અતિ પુરૂષાર્થ કર્યા છતાં, દુઃખ આવે છે. આનુ કારણ શું હશે? સૂક્ષ્મ દ્રષ્ટિએ વિચારતાં આનું કારણ પૂર્વના સંસ્કારજ સ્વીકારવા પડશે. વિશેષ વિચારતાં જણાશે કે જીવ એ કંઇ પ્રકૃતિ તત્વમાંથી ઉદ્‌ભવેલો નથી કે પરમાત્મા નથી તો પછી અનેક યોનીદ્વારા શરીર ધારણ કરવાની ત્હેને શી જરૂર? દુઃખ પ્રાપ્તિની ત્હેને કે કોઇને ઇચ્છાજ નથી થતી કે જેથી ત્હેને કીટ પતંગાદિ ક્ષુદ્રયોનીદ્વારા જન્મ ગ્રહણ કરવો પડે. 'પોતાની મેળે ધારણ કરે' કે કેટલાક મતાનુયાયિઓ કહે તેમ ઇશ્વર પોતાની સ્વેચ્છાથી યોની આપે છે' એમ કહીયે તો તે કલ્પના કેવળ અસંભવિત અન્યાયી છે. કારણ વિના ફળનું વૈવિધ્ય તે ભોગવાવે નહી. ત્હેને કશી જરૂર નથી કે કોઇને સુખ આપે અને કોઇને દુઃખ આપે. આથી તો ત્હેની વ્યવસ્થા અનેક પ્રકારે અન્યાયી ઠરશે. પરમાત્માનું પરમાત્મ તત્વ આ આરોપ સ્વીકારી શકે નહીં. વળી પ્રકૃતિ પોતે જડ હોવાથી નિયમપૂર્વક તે જીવનો સંબન્ધ કરી શકે નહિ એટલે પ્રકૃતિ અને ત્હેનાથી ઘડાયલા સંજોગો સાથે જીવ સંસર્ગમાં આવતાં કે પ્રકૃતિ વ્યવસ્થાનો જીવનો સંબન્ધ થતાં એવું થાય છે એમ પણ કહી શકાય નહી કારણકે પ્રકૃતિ અંધ અને જડ છે. ચૈતન્યને જડ વશ કરી શકે નહિં. માટે જીવના પૂર્વ કર્માનુસાર ઇશ્વરી સત્તાના અનાદિ નિયમાનુસાર જીવોને વિવિધ યોની પ્રાપ્ત થાય છે એમ સિદ્ધ થાય છે અને એ વ્યવસ્થાજ સુઘડ અને ઉચિત છે.

એકજ કુટુમ્બમાં સર્વ સંજોગ સરખા હોય છતાં ગુણ સંસ્કારની વિવિધતા અને ભિન્નતા જોવામા આવે છે.

રાજાના પુત્રોમાં કોઇ વિદ્વાન અને બુદ્ધિવાન હોય છતાં રાજ્ય સુખ ન પ્રાપ્ત કરતાં કંગાળપણામાં રહે છે, અને મુર્ખ હોય છતાં રાજ્ય ચલાવે છે. કેટલાંક કુટુમ્બોમાં સદાચરણ અને શુભ ગુણ પ્રવર્તતાં હોય છતાં સંતાનમાં અન્ય પ્રકારના વિરૂદ્ધ ગુણ હોય છે.

કેટલાક કહે છે કે પુરૂષાર્થની ન્યુનતાને લીધેજ દુઃખ આવે છે, પણ આપણે કેટલીક વખતે જોઇએ છીએ કે અધિકારી

હકદાર છતાં ખુશીથી ત્યાગ કરે છે. કોઇ આને 'મૂર્ખતા' કહેશે પણ એમ કરે ત્હેનો શો હેતુ અને આવી વૃત્તિ શા માટે થાય છે આ પ્રશ્નો વિચારવા જેવા છે.

રોગી કુપથ્યને હાનીકારક જાણે છે, છતાં તે સેવવા પ્રવૃતિ કરે છે. વિગેરેઃ—

૮ જીવ, એ અણુ, વિભુ કે મધ્યમ એ ત્રણ પરિમાણ પૈકી એક પ્રકારનો અવશ્ય હોવો જોઇએ. હવે જો જીવ અણુ અગર વિભુ હશે તો અનાદિ અનંતજ સ્વીકારવો પડશે.† એટલે અવિનાશી માનવો પડશે. જ્યારે આમ છે તો આ જન્મ પૂર્વ ભુત કાળમાં પણ તે કોઇ ઔપાધિક સ્થિતિમાં હતો અને વર્તમાન શરીરના લય પામ્યા પછી પણ ભવિષ્યમાં–ઉતર કાળમાં અન્ય ઔપાધિક સ્થિતિમાં આવશે. કારણ કે પરિચ્છિન્ન ગતિવાન પદાર્થ એક સ્થિતિમાં રહેજ નહીં. વળી એ ગતિવાન પરિચ્છિન્ન ચેતન પદાર્થ જીવ એ એક સ્થિતિમાં નથી રહેતો એનો ચોખ્ખો પુરાવો જોઇતો હોય તો વર્તમાન શરીરજ છે. આ શરીર સાથે જીવનો સંયોગ અને એજ શરીર સાથે વિયોગ. એવી રીતે એક ખોળીયું છોડી અન્ય ખોળીયામાં પ્રવેશ કરે છે, અને જો જીવ મધ્યમ હશે તો સ્થિત્યંતર થતુંજ રહે છે એ ચોખ્ખો પુરાવો છે. બીજી દશામાં સ્થિતિ ભેદ બનતોજ રહે છે.

૯ અહીં હવે પ્રશ્ન એ થાય છે કે જો જીવનો પુનર્જન્મ થાય છે તો ખ્રીસ્તી, મહોમેદન, બ્રહ્મસમાજી ઇત્યાદિ કહે છે કે પૂર્વજન્મની વાતનું સ્મરણ કેમ રહેલું નથી ?

આનું સમાધાન એ છે. કે (क) એક કાળમાં એકજ જ્ઞાન અને ત્હેના સંસ્કાર સ્ફુરે છે અનેકના નહિ.

બીજું સંસ્કારનો ઉપયોગ ક્રમાનુસાર થાય છે એક સાથે નથી થતો.

ત્રીજું જીવમાં સાધનોના પ્રમાણમાં ત્હેને અભ્યાસ થાય છે. તેમજ ત્હેના ઉપયોગનો આધાર આ સાધનોપર છે. પરિણામે એવું થાય છે કે જીવ પૂર્વ પૂર્વ સંસ્કારોથી ઉત્તર ઉત્તર કાળમાં અળગો પડે છે, એટલે કાળાંતરે ભોગવાઇ સ્મરણપટપરથી ભુસાઇ જાય છે અથવા બદલાય છે.

(† આ ગ્રંથના ઉત્તરાર્ધનું નિયમ પ્રકરણ વાંચો)

એટલે સંસ્કાર બદલાતાં કે ભુસાતાં વિસ્મૃતિ થાય છે. આમાં જો સંસ્કારની પ્રબળતા હોય તો તે સંસ્કારો દીર્ઘકાળ પર્યંત ભુસાતાં નથી, ને સ્મરણ બન્યું રહે છે. જીવ જ્યારે સુષુપ્તિ, સ્વપ્ન અને જાગૃત વ્યવહારની સ્થિતિમાં, સ્થિતિ ફેર થતાં ભુલી જાય છે, તો શરીર, ઇન્દ્રિય, દેશ, કાળ વિગેરે પરિશિષ્ટનોની સંસ્કારોદ્ભાવિક સામગ્રીનું જ્યારે સદંતર પરિવર્તન થાય છે તો વિસ્મૃતિ થાય એમાં શી નવાઇ ?

(ખ) બીજું જીવનનું ખુદ અસ્તિત્વ વિસ્મૃતિવશતાથી બન્યું રહે છે. એ વિસ્મૃત્તિ જીવની અલ્પજ્ઞતાને સાધક છે, કારણ કે નહીં તો પૂર્વ અને વર્તમાનના સારા અને નબળા, પૂણ્ય અને પાપના, કર્મભોગના ચિંતવનમાં રહીને વિક્ષિપ્ત રહેત. આ હેતુથી વિસ્મૃતિ થાય અને સંસ્કાર અને સાધનના ક્રમાનુસાર સ્મરણશક્તિની યોગ્યતા પ્રાપ્ત કરે એ વ્યસ્થામાંજ કુદરતનું ડહાપણ છે.

(ગ) એક અન્ય ઉદાહરણ લેશું. ધારો કે કોઇ મનુષ્ય મદ્ય-પાનની અતિ ઉન્મત અવસ્થામાં અનેક પ્રકારનો અસભ્ય અણુ-છાજતો વ્યવહાર કરે અને ઘેનમાં અને ઘેનમાં નિદ્રાધીન થઇ જાય છે. આખરે તે જ્યારે જાગ્રત થાય છે ત્યારે ત્હેને તેણે કરેલા આવા વ્યવહારનું લેશ પણ સ્મરણ હોતું નથી. એવીજ રીતે આ અલ્પજ્ઞ જીવ અજ્ઞાનરૂપી આવરણમાં જે કૃત્ય કરે છે તે મૃત્યુ રૂપી નિદ્રા પ્રાપ્ત કર્યાં પછી અન્ય જન્મની નવીન સ્થિતિ પ્રાપ્ત કરતાં, પૂર્વના કૃત્યોની વિસ્મૃતિ થાય છે. હવે જો મદ્યપાન ઓછા પ્રમાણમાં કર્યું હોય અને નિશો ઓછો ચઢયો હોય તો નિશો ઉતર્યા પછી પણ ત્હેને થોડાં ઘણાં કૃત્યોનું સ્મરણ રહે છે, તેવી રીતે મનુષ્ય જો પ્રકૃતિના બંધન અને અજ્ઞાનના આવરણને આધીન ન રહેતાં જ્ઞાનયુક્ત સાવધ થઇને સંસારમાં જીવન નિર્વાહ કરે તો એવા વિવેકી યોગી પુરૂષોને પોતાનાં તેમજ અન્યના પણ પૂર્વજન્મનાં કેટલાક કૃત્યોનું જ્ઞાન થઇ શકે છે. જેમ કોઇ મનુષ્ય કલોરોફોર્મનો નાસિકા વાટે સંચાર કરવાથી ભાન રહિત સ્થિતિમાં વાણીનું ઉચ્ચારણ કરે તેનું ત્હેને શ્રવણ કે જ્ઞાન થતું નથી પણ અન્યને થાય છે, તેવીજ રીતે અલ્પજ્ઞ જીવને પ્રકૃતિની સાથે અમુક પ્રકારના સંબન્ધમાં આવતા–મૃત્યુ પામતાં તેમજ દેહ

મ્હલતાં—પૂર્વના કર્મોનું સ્મરણ રહેતું નથી, પણ યોગાભ્યાસદ્વારા મનોનિગ્રહ કરી ત્હેને શુદ્ધ કરે અને સંસ્કારોમાં સંયમ કરે તો પૂર્વજન્મના કેટલાંક કૃત્યોનો નિશ્ચય થઇ શકે છે.

(ઘ) હવે મેસમેરીઝમ અથવા પ્રાણ વિનિમય (તૈજસ વિદ્યા)ના પ્રયોગ સમયે શું થાય છે તે જોઇએ.

જેના ઉપર * પ્રાણ વિનિમયનો પ્રયોગ કરવામાં આવે છે, તે વિધેયને જ્યારે વિશ્વદ્રષ્ટિ થાય તે સમયે જે કંઇ જુએ અને શરીર વિના કૃત્યો કરે એ સર્વની પાછી મૂળ અવસ્થામાં આવતાં વિસ્મૃતિ થાય છે. તેમ તેજ વિધેયપર જો અનુવૃત્તિ અવસ્થા કરાય, તો પણ તે અવસ્થા ઉતરતાં અનુવૃતિ સમયના કૃત્યો ભૂલી જાય છે. આનું કારણ? સૂક્ષ્મ સૃષ્ટિનો આવો નિયમ છે કે ઉપરોક્ત અવસ્થામાં મનુષ્યના અંતઃકરણપર જેટલાં આવરણો છે, તેટલાં આવરણોમાંથી કેટલાક આવરણો તિરોધિત થતાં, દૂર દેશના, ગુપ્ત દેશના સૂક્ષ્મ સૃષ્ટિના તથા ભૂત વર્તમાનના પદાર્થોને વિષય કરી ત્હેનું દર્શન કરી શકે છે, તેમજ તે સંબન્ધી જ્ઞાન પ્રાપ્ત કરી શકે છે, પણ જ્યારે વિધાયક પોતાની ઓરા પાછી ખેંચી લે છે ત્યારે દૂર થયલાં આવરણો પાછા ઉદ્દભવે છે અને મૂળ સ્થિતિ પ્રાપ્ત કરે છે. * એટલે વિશ્વદ્રષ્ટિના દર્શનની કે અનુવૃત્તિ સમયના કૃત્યોની—એ સર્વની વિસ્મૃતિ થઇ જાય છે. આવું છે છતાં જો વિધાયક વિધેયને થોડા સંસ્કારોનું સ્મરણ રાખવા કહે તો તે રહી શકે છે. તેથી થોડા કાળ માટે આવરણથી, અનુવૃત્તિ કાળનો સંસ્કાર તદ્દન દબાતાં નથી, ને તેટલો સમય અનુવૃત્તિ કાળનું સ્મરણ રહે છે. વળી સર્વને અનુભવ છે કે ઘણી વખત એવું પણ બને છે કે કોઇ નિદ્રાધીન બાળકને ઉઠાડી ત્હેને પગથી ચાલતો ઘેર લાવી દૂધ પીવરાવી સૂવાડી મૂકીએ, અને સવ્હારે જાગ્યા પછી પૂછશું તો ત્હેને આ બનાવની ખબર નથી એમ કહેશે,† તેવી રીતે અજ્ઞાન, નિર્બળતા,

---

*વિશ્વ દ્રષ્ટિ—અનુવૃત્તિ કરવા અને ત્હેની પરીક્ષાની રીતિ પ્રસિધ્ધ માનસિક યોગ ગ્રંથમાં છે, ત્યાં જોવી.

† અનુવૃત્તિના વિવિધ દષ્ટાંતો ઉતરાર્ધ્ધમાં વાંચવામાં આવશે.

આવરણ, પૂર્વ શરીર ત્યાગ, નવીન દેહ ધારણ, ઇત્યાદિ કારણોને લીધે પૂર્વજન્મના કૃત્યોની સ્મૃતિ રહેતી નથી. આ શિવાય એ સંબંધે અન્ય ઘણા પ્રકારના ઉદાહરણો આપી શકાય એમ છે. પણ વધુ વિવેચન ન કરતાં માત્ર એકજ લખીશું. જ્યારે ૮૦ વર્ષનો અનુભવી જીજ્ઞાસુ ઓક્ષીજન નામનો જે પ્રાણવાયુ થાય છે ત્હેનાથી સંચરિત ઓરડીમાં પાંચ મિનિટ માટે દાખલ થાય છે, ત્યારે ત્હેને બાળપણથી માંડી વર્તમાન વય પર્યંતના તમામ સુખોત્પાદક કર્મ અને ભોગનું સુખ જાણે સાક્ષાત ભોગવતો હોય એવું લાગે છે અને બ્હાર નીકળ્યા પછી તે અવસ્થા સ્થિર રહેતી નથી, પણ ત્હેની સ્મૃતિ રહે છે.* એવી રીતે વિદ્યેયપર જ્યારે પ્રાણ વિનિમયનો પ્રયોગ કરવામાં આવે છે ત્યારે, અથવા તો યોગી જ્યારે યોગવૃત્તિ ધારણ કરે છે ત્યારે આ ઓરડી રૂપ વિલક્ષણ અલૌકીક સામગ્રી સાથે જીવનો સંબન્ધ થાય છે, તથા જીવની શકિતઓનો ઉદ્દભવ થાય છે, તેથી વર્તમાન જન્મથી પૂર્વજન્મના જે સંસ્કારો પ્રબળ છે ત્હેનો ઉદ્દભવ થતાં પ્રબળ સંસ્કારવાળા પ્રસંગોનું સ્મરણ થાય છે.

આ સર્વ વિવેચનનું તાત્પર્ય એટલુંજ કે વર્તમાન કાળમાં જીવનમાં આ પ્રકારની ધાર્મિકતા ન હોવાથી તેમજ યોગવિદ્યા, તત્વવિદ્યા, તેમજ બ્રહ્મવિદ્યાની અભિરૂચી લુપ્ત થવાથી આ વિચારનું મર્મ રહસ્ય સમજવામાં સર્વ કોઇ સમર્થ થઇ શકે એમ નથી. વળી પશ્ચિમમાં તો એ સંસ્કાર ન હોવાથી તેઓ શંકાશીલ હોય એ સંભવિતજ છે, પણ આટલા સામાન્ય ચર્ચા અને દષ્ટાંતોપર શાંતિથી વિચાર કરશો તો સમજાશે કે પૂર્વજન્મ એ નિશ્ચય છે. અને પૂર્વજંન્મ છે તો પછી પુનર્જન્મ માન્યા શિવાય છૂટકોજ નથી.

બાકી આનું ખરૂં રહસ્ય વિરલ યોગીઓને સમજાય છે અલબત, હું પોતે યોગી હોવાનો દાવો નથી કરતો, છતાં તૈજસવિદ્યાના અભ્યાસ અને પરિચયથી જેટલું જાણી શકયો છું તે પરથી મ્હારા મનને પૂનર્જન્મ સંબન્ધી લેશ પણ સંશય નથીજ.

* આવા પ્રકારના અખતરા વિલાયતમાં કરી બતાવવામાં આવે છે.

અંતિમ એક વાત કહેવાની હજી રહે છે કે પૂર્વજન્મ ન માનનારાના પક્ષમાં એક મોટો દોષ રહે છે જેનું સમાધાન થવું બહુ દુર્ઘટ છે. ધારો કે બે મનુષ્યો છે. એક પૂનર્જન્મ સ્વીકારે છે અને નર્કયાતનાના દુઃખાદિની કલ્પના કરી સત્કર્મો, સદાચરણ, અને નીતિયુક્ત જીવન જીવે છે, અને અન્ય મનુષ્ય જે પૂનર્જન્માદિ, સ્વીકારતો નથી તેને આવી ભીતિ નહોવાથી મનમુખી થઇ અનેક પ્રકારના સ્વેચ્છાપૂર્વક નિદીંત કુઆચરણ કરે છે. હવે જો પૂનર્જન્મ ન હોય તો બન્નેના કર્મોની વ્યવસ્થા ન બનવાની અને નિરૂપયોગી થવાના. તેમજ સત્કર્મોનું સુખફલ અને દુરાચારનું દુઃખ તેમને ન પ્રાપ્ત થતાં બન્ને સરખી સ્થિતિમાં રહેશે અને અનેક અવ્યવસ્થા બનશે, પણ ફુલનું ફલ તો થવુંજ જોઇએ. જો ઇશ્વર, પૂનર્જન્મ હોયતોજ જે સુખ દુઃખની વ્યવસ્થા જોવામાં આવે છે તે બને. માટે પ્રત્યેક મનુષ્યનો ધર્મ છે કે વિવાદ ને સંશયથી ગ્રસ્ત ન થતાં સત્ય મંતવ્ય*નો સ્વીકાર કરી હિતકારક કર્ત્તવ્ય માર્ગે પ્રેરાઇ તદનુસાર વર્તન રાખવું.

૩૮ પ્રશ્ન—ઠીક મહારાજ, તો પુનર્જન્મ સંબંધી તો આપે જોઇતું વિવેચન કર્યું પણ દેહના ક્ષય પછી મૃત્યુ બાદ, પુનર્જન્મ કેવી રીતે થાય છે. અને જીવનો સ્થિતિક્રમ કેવા પ્રકારનો થાય છે?

૩૮ ઉત્તર—ભાઇ સાંભળો આ પ્રશ્નમાં આપણે એક વાતનો વિચાર કરવાનો છે કે જન્મ મરણ એટલે શું? વાસ્તવિક રીતે વિચારતાં જન્મ અને મૃત્યુ આ જગતમાં કોઇપણ પદાર્થનું થતુંજ નથી. માત્ર રૂપાંતર થાય છે. એટલે માત્ર લૌકીક વ્યવહારની દ્રષ્ટિએજ જન્મ મરણ સ્વીકારી આપણે આગળ ચાલવાનું છે.

(૧) જન્મ એટલે ન થઇને થાય, અને મૃત્યુ એટલે થઇને ન રહે. જોકે આવી વસ્તુ સંસારમાં છેજ નહીં પણ સમજણની સરળતા ખાતર આ પ્રકારે લખ્યું છે. જરા વધુ વિગતમાં ઉતરતાં (૧) જન્મ—પરમાણુઓના સંયોગ, અથવા શરીર અને જીવના સંયોગને જન્મ કહે છે.

---

* અથવા હું કોણ, અને શા માટે છું, એ બે વાતો પરીક્ષા પૂર્વક જાણવાથી ઈષ્ટ પ્રાપ્તિ થશે.

(૨) મૃત્યુ—સંયોગ પામેલાં પરમાણુઓનો વિયોગ અથવા જીવ અને દેહના વિયોગને મૃત્યુ કહે છે. આ વિચારને લક્ષ્યમાં રાખવાથી ત્હમારા પ્રશ્નનો ઉત્તર સુગમ બની શકશે.

જ્યારે આ શરીરદ્વારા જીવ પોતાનાં પ્રારબ્ધ કર્મભોગ પૂર્ણ કરે છે તે સમયે આ શરીરમાં કુદરતી ફેરફારો થાય છે, અને અનેક રોગાદિ નિમિત્તદ્વારા જીવ આ શરીરનો ત્યાગ કરે છે. તે સમયે વર્તમાન જીવનમાં જે પ્રમાણે ઇષ્ટાનિષ્ટ કર્મો કરી ચારિત્ર દૃઢ કર્યું હોય છે તે અભ્યાસની પ્રબળતાને લીધે ઇષ્ટ કે અનિષ્ટ સંસ્કાર સ્ફુરે છે. કર્મફળ તરીકે વિશ્વવ્યવસ્થામાં જે યોની પ્રાપ્ત થવાની હોય છે તેવા સંસ્કારનું દૃઢિકરણ થાય છે, અને દેહત્યાગ પછી ચંદ્ર અને સૂર્યના કિરણદ્વારા કે વાયુ અને વરસાદદ્વારા, પરમેશ્વરની અનંત શક્તિ અને અનાદિ નિયમવડે ઔષધિ અથવા જળાદિદ્વારા પોતાનાં કર્મજન્ય વાસના આધીન થઇને યોનીઓના રજ વીર્યના સંબન્ધમાં આવે છે. આ રીતે દેહ સાથે સંયોગી બની—જન્મ ધારણ કરી, કર્માનુસાર જે સાધન મળ્યા હોય છે ત્હેના પ્રમાણમાં વિશેષ જ્ઞાન પ્રાપ્ત કરે છે અને જીવન નિર્ગમન કરે છે. એ જીવ અતિશય સૂક્ષ્મ હોવાથી ત્હેનું ગમન અને પુનરાગમન આપણી ઇંદ્રિયોથી અતીત છે. આ ઉપરથી એટલી વાત તો સિદ્ધ થાય છે કે સત્કર્મના અભ્યાસથી ઇષ્ટફળ પ્રાપ્ત થાય છે 'मरणे या मति सा गतिः' એમ જે વિદ્વાનો કહે છે તે સત્ય છે.

૩૯ પ્રશ્ન—આપે પ્રથમ નિયમ જણાવ્યા છે કે 'એક કાળમાં એકજ જ્ઞાન થાય છે' તો અનેક જીવો એક ક્ષણમાં મૃત્યુ પામે છે ત્હેના કર્મભોગની વ્યવસ્થા એકજ કાળમાં ઇશ્વર શી રીતે કરતો હશે ?

૩૯ ઉત્તર—આનું શુદ્ધ રહસ્ય તો બ્રહ્મવિદ્યા જાણવાથીજ અનુભવી શકાય. સ્થૂળ દૃષ્ટિએ કહી શકાય તે એજ કે ઇશ્વરનું સામર્થ્ય અગાધ અને અગમ્ય છે. મનનું સ્વરૂપ અને તેના સંકલ્પો તથા વિદ્યુત આકર્ષણ તથા બિમ્બના પ્રતિબિમ્બો વિગેરે સાક્ષાત વસ્તુઓનું શંકારહિત યોગ્ય જ્ઞાન પામવાને પણ આપણી બુદ્ધિ કુંઠિત થઇ જાય છે તો ઇશ્વરની એ અદ્દભૂત અપાર શક્તિમતા

અને ત્હેના ઉપયોગના અનેક પ્રકારનું જ્ઞાન કેમ કરી શકીએ ? જીવ દ્રષ્ટિએ પરમાત્મા અનંત સર્વજ્ઞ, અને સર્વ શક્તિમાન છે. એટલે આપણી પરિમિત બુદ્ધિથી એનો ઉતર અપૂર્ણજ બનશે, છતાં અનુમાનદ્વારા કાંઇક વિચારીશું. કેટલીક વખત સ્વપ્નમાં સૂક્ષ્મપ્રકૃતિજન્ય કેવડી મોટી સૃષ્ટિનું ભાન થાય છે ? એક અલ્પજ્ઞ જીવને ક્ષણભરમાં આ જ્ઞાન કેવી રીતે થતું હશે ? ઉતરમાં મૌનજ રાખવું પડશે; તો ઇશ્વરના અગાધ સામર્થ્યયુક્ત રચનાક્રમનું જ્ઞાન આપણે શી રીતે પામીશું ? આ સંબન્ધી વિશેષ સ્પષ્ટિકરણ આ પુસ્તકના ઉતરાર્ધ્ધમાં કરીશું, પણ એટલું જણાવવું આવશ્યક છે કે ઇશ્વર કંઇ નિત્ય હિસાબ ગણવા બેસતો નથી, કિંતુ તદાશ્રિત અનાદિ નિયમોવડે આ સર્વ વ્યવસ્થા બની રહે છે.

૪૦ પ્રશ્ન—પ્રારબ્ધ કર્મ કોને કહે છે ? સંચિત અને ક્રિયમાણ કર્મો કોને કહેવામાં આવે છે ? તથા ત્હેનું સ્વરૂપ શું છે ?

૪૦ ઉ-તર—ફળરૂપે જેનો આરંભ થઇ ગયલો છે એવાં કર્મો તે પ્રારબ્ધ. પૂર્વ જન્મના કર્માનુસાર જે વર્તમાન દેહપ્રાપ્ત થયો છે, ત્હેના પોષણાદિ તથા સુખદુઃખનું જે કારણ તે પ્રારબ્ધ કર્મ. જેમ પ્રથમ પહેલાં ક્રિયમાણ (પુરૂષાર્થ) રૂપ કર્મથી સંચિત અને તેનાથી પ્રારબ્ધ બંધાયું તેવીજ રીતે વર્તમાન જન્મમાં પણ અંધપંગુ* ન્યાયવત આ વ્યવહાર ચાલે છે. એટલે પ્રારબ્ધાનુસાર જે રીતે થનાર છે તેજ પ્રમાણે શરીર સંબન્ધી સુખ દુઃખ થવાની પ્રવૃત્તિ બનતી રહે છે. (પ્રારબ્ધ ફક્ત શરીરના ભાગમાં વિષયક સમજવું).

તોપણ પૂર્વના પ્રારબ્ધ કર્મ અને વર્તમાનના ક્રિયમાણ એ ઉભયની સત્તા વડે વર્તમાન વ્યવહાર ચાલે છે. સંચિત—જેનું ફલ આ જન્મમાં તથા ઉત્તર જન્મમાં પ્રાપ્ત કરવાનું હોય તેમજ જેનો પુરૂષાર્થ વિશેષ વડે ક્ષય થઇ શકે છે એવાં જે પૂર્વજન્મનાં કાચા કર્મો તેને સંચિત કર્મ કહેવામાં આવે છે.

---

* એક સ્થળે એક આંધળો અને બીજો પાંગળો એમ બે સાથે વસેલાં હોય તો તે અન્યોન્યને આધારે નિવાહ ચલાવે છે, આને અંધ પંગુ ન્યાય કહે છે.

વાસના બલાત્કારે સ્ફુરે, અને પુરૂષપ્રયત્ન કર્યા છતાં પણ ઇષ્ટ ફલની સિદ્ધિ ન થાય અથવા પુરૂષાર્થ શીવાય પણ અનિચ્છાએ ઇષ્ટ કે અનીષ્ટ ફલ પ્રાપ્ત થાય તો તેને સંચિત કર્મનું ફળ જાણવું. યદ્યાપિ શરીરના સુખ દુઃખાદિમાં આં કર્મનો યોગ નહીં મનાય તેનાથી એ ભીન્ન છે તોપણ અંધપગુ ન્યાય તો આ પ્રસંગને પણ લાગુ કરી શકાય તેમ છે.

૩ **ક્રિયમાણ**—વર્તમાન જન્મમાં પોતાની ઇચ્છા વડે જે કર્મ કરીએ છીએ, અને જે પુરૂષાર્થ કરતા ઇષ્ટ પ્રાપ્તિ અને કર્મની ગતી સમાપ્ત થાય છે તેવાં કર્મોને **ક્રિયમાણ** કહે છે.

પણ જો એ કર્મ કરતાં કર્મનું ફળ પ્રાપ્ત નહી થયું હશે તો એ કર્મ ઉત્તર જન્મનો હેતુ પ્રારબ્ધરૂપે અને સંચિત રૂપે બનશે.

આ મુખ્ય વીભાગ છે, એ શીવાય કર્મના અનેક સૂક્ષ્મ ભેદો છે. ઉકત ત્રણે પ્રકારના કર્મોના યથાયોગ્ય વીભાગનું જ્ઞાન મનુષ્ય બુદ્ધીના સામર્થ્યની બ્હાર છે. ખરી રીતે તો અચિંત્ય નિયામક શકિત જે પરમાત્મા છે ત્હેનોજ એ વીષય છે, ત્હેની અગાધ લીલામાંજ એ જ્ઞાન વ્યવસ્થા રહી શકે. કોઇએ આત્મહત્યા કરી હોય, કોઇ શાહુકારનો ઋણમુકત થઇ શકયો ન હોય, કોઇ પોતાના એકના એક યુવાન પુત્રની માંદગી સમય હજારો રૂપીયાનો ખર્ચ કરે છતાં નીષ્ફલ જાય, કોઇની મૈત્રીમાં દગાથી વૈમનસ્ય થાય છે, કોઇના અજ્ઞાન કર્મોથી નિરપરાધી વીના અપરાધ માર્યો જાય છે, કોઇ વખત ઇષ્ટનું અનીષ્ટ અને અનીષ્ટનું ઇષ્ટ ફળ મળે છે, કેટલાક માત પીતાના દુષ્ટ રોગો નિરપરાધી બાળકોને પણ વારસામાં પ્રાપ્ત થાય છે, વીગેરે વીગેરે અનેક ગુંચવણભર્યા કર્મોમાં તે નવીન કર્મો છે કે કોઇ કર્મના ફળરૂપે છે, એટલે પૂર્વના સંચિત અથવા પ્રારબ્ધરૂપી ફળ છે કે વર્તમાન જન્મના પુરૂષાર્થરૂપ કર્મો છે, કે એ ત્રણેથી ભીન્ન કોઇ સમષ્ટિ* કર્મ વીગેરેના નિમિત્તથી બળાત્કારે થયા છે, વીગેરે પ્રશ્નોનો યથાર્થ નિર્ણય

---

* જનસમુહના કર્મફલ નષ્ટ તથા તત્સંતથીજ કર્મ તે સમાંધ્ધ છે.

કરવો અતી કઠીન અને ગુંચવણ ભર્યું એમ છે. પ્રાયઃ મનુષ્યની બુદ્ધી માત્ર અસમર્થ થઇ પડે છે. એટલાજ માટે શાસ્ત્રમાં કહ્યું છે કે, कर्मणो गहनागतिः*

'કર્મની ગતી ગહન છે,' એ અટપટી જાળનું કોકડું પરમાત્માજ ઉકેલી શકે. ત્હેનીજ અતીમાં અતી સૂક્ષ્મ વ્યવસ્થામાં એનો નિર્ણય થઇ શકે. સામાન્ય રીતે એવું માનવામાં આવે છે ખરૂં કે શરીર સંબન્ધી સુખ દુઃખ અને અકસ્માતો, તથા રોકવાનો પ્રયત્ન કર્યા છતાં પણ બળાત્કારે જે સ્ફુર્ણ થાય અથવા વાસના ઉઠે એ પ્રારબ્ધ અને સંચીત કર્મનુંજ પરીણામ સમજવું.

૧ પુરૂષાર્થ વડેજ સંચિત અને પ્રારબ્ધ બને છે અને ત્યારેજ સુખ દુઃખાદી ફલ પ્રાપ્ત થાય છે.

૨ સાધન (ઇંદ્રીયો વીગેરે) અને જ્ઞાન બન્ને હોય છતાં કોઇ મનુષ્ય પોતાના કર્તવ્યનું પાલન ન કરે તો ત્હેને ત્હેની અજ્ઞાનતા પ્રમાદ, ગફલતનું ફલ મળેજ છે. એમાંથી તેની રક્ષા થઇ શકે નહીં.

૩ જ્યારે યોગ્ય સાધન, તેમજ યોગ્ય બુધ્ધી કે જ્ઞાન ન હોય તે અવસ્થામાં કોઇ કર્મ કરે તો તે ભોગ્યરૂપ કહેવાય છે. (જેમકે કોઇ ન્હાનું બાળક કૃતિ કરે તે, વિગેરે)

૪ પરમાત્માની અદ્દભુત રચનાક્રમમાં, અનાદિ સૃષ્ટિચક્રની વ્યવસ્થામાં-(કુદરતની દ્રષ્ટિએ) જે સત્કર્મ અને ફળ હશે તેવાં ઇષ્ટ કર્મોનું ફળ ઇષ્ટ અને જે અનિષ્ટ હશે તેવું ફળ અનિષ્ટજ મળે છે. 'કરે તેવું ભરે' આ બધા સિદ્ધાંતો સંશય રહિત સ્થાપિત છે. તેટલા માટે જેમાં સાધન અને જ્ઞાન હોય તે પ્રમાણે કર્તવ્ય

---

* ઈશ્વરની દ્રષ્ટિમાં ઈષ્ટ અને અનિષટ છે કે નહિ ! અથવા તેની દ્રષ્ટિએ કયા કર્મો સારાં અને કયા નબળાં એનું તેવુંજ શુદ્ધ જ્ઞાન મનુષય બુધ્ધીની બ્હાર હોય. છતાં વ્યવહારમાં માનવ સમાજે પોતાની અનુકુલતા પ્રતિકુલતા પ્રમાણે વિશ્વવ્યવસ્થામાં પ્રવર્તતા નિયમોમાંથી આ જ્ઞાન પ્રાપ્ત કર્યું છે અને ઘણે અંશે તો એ કલ્પનાઓ સામાન્ય શાશ્વત નીતિના નિયમોની સ્થાપક તથા સુખદ છે. માટે એ ચર્ચાની અપ્રયોજનતા સમજી કુદરતની, દ્રષ્ટિયે સારૂં નરસું કે ઈષ્ટ, અનિષ્ટ પદો વાપર્યા છે

કરી, યોગ્યતા સંપાદન કરી સર્વદા પુરૂષાર્થ કરવા પ્રયત્ન કરવો. કર્મ વિના વ્યકિત માત્રનું જીવન બની શકે એમ નથી અથવા ક્ષણુ-વાર પણ નિર્વાહ થઈ શકે એમ નથી માટે ધર્મપૂર્વક નિષ્કામ દૃષ્ટિથી કર્મ કરવાં એ સર્વોતમ છે.

સંચિત અને પ્રારબ્ધને આધારે આલસ્યમાં મિથ્યા કાળક્ષેપ કરવો નહીં, કારણકે પૂર્વના ક્રિયમાણ જન્ય સંચિત કર્મ પણ રહેલાં હોય છે. માત્ર પ્રારબ્ધાનુસારજ થવાનું છે અને પૂર્વના ક્રિયમાણ જન્ય કોઇ સંચિત કર્મ છેજ નહીં એમ કહેવું એ બની શકે એમ નથી, કારણ કે (૧) ત્યારે વર્તમાનપુરૂષાર્થ (ક્રિયમાણ) ના અભાવને લીધે ઉતર જન્મ નહીં થશે. (૨) પૂર્વ જન્મમાં પણ કોઇ ક્રિયમાણ નથી કીધું એમ સિદ્ધ થશે. (૩) આમ થવાથી પ્રારબ્ધ અને તેનું ફળજ સિદ્ધ નહીં થશે. (૪) ધારો કે બાળક જન્મતાંને વાર મરી ગયું તો, યોગ્ય સાધન પ્રાપ્ત કર્યા વિનાજ ત્હેના ઉતર જન્મનો અભાવ થશે ને મુક્તિ થશે (૫) જો ક્રિયમાણ નહીં મનાય તો પ્રારબ્ધની સિધ્ધિજ ન થઇ શકે. (૬) પ્રારબ્ધ અને સંચિત એ શું હશે અને શું ફલ આપશે એ આપણે સંપૂર્ણ જાણી શકતા નથી, ઇશ્વરી વ્યવસ્થામાં ફળ મળવું એ જો કે આપણા હાથની વાત નથી તથાપિ એટલું તો જાણી શકીયે છીએ કે પ્રારબ્ધ અને સંચિત આપણાં કરેલાં છે, એટલે એ આપણાં પૂર્વના ક્રિયમાણ અર્થાત પુરૂષાર્થરૂપ છે, માટે સર્વદા શુભ પુરૂષાર્થનું અનુપાલન કરવું. વિશેષ એટલું અવશ્ય ધ્યાનમાં રાખવું કે યોગ્ય પુરૂષાર્થ કર્યાં છતાં ઇષ્ટ ફળ પ્રાપ્તિ ન થાય તો ત્હેને તેટલે અંશે પ્રારબ્ધ કે સંચિતનું ફળ માનીને શોક સંતપ્ત ન થતાં સંતોષ રાખવો. સારાંશ એજ કે પ્રારબ્ધ કે સંચિતને ભરોસે ક્રિયમાણ ત્યજવાં નહીં અને સદૈવ સત્પુરૂષાર્થ કરતા રહેવું.

૪૧ પ્રશ્ન—જીવ આ ત્રણ પ્રકારના કર્મોની વ્યવસ્થાનુસાર પુનર્જન્મ પ્રાપ્ત કરે છે અને દેહ ધારી બને છે, એતો થયું. પણ પુરૂષ તે પુરૂષ અને સ્ત્રી તે સ્ત્રીજ. તેમજ પશુ અને પક્ષી તે રૂપેજ દેહ ધરે છે કે અન્ય રૂપે?

૪૧ ઉત્તર—એવું કશું નથી કે જે રૂપે વર્તમાનમાં જીવે દેહ ધારણ કર્યો હોય તે રૂપેજ પુનઃ તે જન્મે. જીવ અગર આત્મામાં પુરૂષ કે સ્ત્રી, કે કોઇ પણ પ્રકારના ચિન્હ નથી. આત્મા પુરૂષ પણ નથી, સ્ત્રી પણ નથી, બ્રાહ્મણ પણ નથી, ક્ષત્રિય પણ નથી. અમુક યોની પ્રાપ્ત કર્યા પછી, દેહધારી બન્યા પછી અમુક સંજ્ઞાદ્વારા એ વ્યવહાર બને છે. આપણે પ્રત્યક્ષ જોઇએ છે કે બાજરી, જુવાર, અને ઘઉં ઇત્યાદિ ધાન્યોના કણને જુદાં જુદાં ખાંડીને પાણીમાં ભેળાં કરીને નાંખીએ તો પાણીમાં જે પૂર્વના જંતુઓ છે, તેહેનાથી વિલક્ષણ પ્રકારના નવા જીવો ઉત્પન્ન થશે. એવીજ રીતે પુરૂષ અને સ્ત્રી તત્વો પંચતત્વાત્મક શરીરના વિકારો છે, જીવમાં એ ભેદ નથી. કારણ કે એ ભેદો જો આત્મામાં હોત તો પુરૂષના વીર્યથી સ્ત્રીના ગર્ભમાં પુરૂષજ ઉત્પન્ન થાત, અથવા જો સ્ત્રીના વીર્યથીજ જન્મ થતો હોત તો સ્ત્રીજ ઉત્પન્ન થાત; પણ આમ થતું નથી. બીજું જો એક દેડકાને મારીને માટીમાં રાખશો તો વરસાદના પાણીના સ્પર્શથી બન્ને પ્રકારના નર કે માદા જીવો ઉત્પન્ન થશે. જો જીવમાં આવા પ્રકારના ભેદ હોત તો આમ નં થાત. બીજું કર્મ અનેક પ્રકારના છે, અને તે કર્મના ફળ પણ અનેક પ્રકારના હોય છે. પુરૂષથી જે કર્મ થાત તે સ્ત્રીથી ન થાત, માટે પુરૂષ જન્મનાં કૃત્યોથી પુરૂષ રૂપજ ફળ મળતે, પણ આમ જોવામાં આવતું નથી. વળી સ્વપ્નમાં પુરૂષ કેટલીક વખત પોતાના શરીરનું સ્ત્રીરૂપે દર્શન કરે છે તેમ ન થાત. હવે આપણે જો ઉત્ક્રાંતિવાદના સિદ્ધાંતાનુસાર સૃષ્ટિના વિકાસ ક્રમની દ્રષ્ટિયે વિચારીશું તો જણાશે કે જીવને સૃષ્ટિના સર્વ પદાર્થોનો અનુભવ થવો જોઇએ. તેમજ પ્રાચીન આર્ય ધર્મના દ્રષ્ટાઓએ એજ સિદ્ધાંતનું પ્રતિપાદન કરીને જીવને અનેક યોનીદ્વારા કર્મફળ ભોગવવાનું જણાવ્યું છે. એટલુંજ નહીં પણ તૈજસ અને યોગ વિદ્યાદ્વારા આનો નિર્ણય અપરોક્ષ પણ થઇ શકે છે. બ્રહ્મ વિદ્યાનો અનુભવ લેશો તો જીવ નર—માદા રૂપ નથી એમ અનુભવ થશે.

૪૨. પ્રશ્ન—મહારાજ જે કર્મો કરવામાં આવે છે ત્હેની નિવૃત્તિ સુખ દુઃખાદિ ભોગવ્યાથીજ થાય છે કે અન્ય શુભ કર્મો કરવાથી કર્મો કપાઇને નિવૃત્તિ થાય છે ?

૪૨. ઉત્તર—આગળપર આપણે વિચાર્યું કે આ કર્મોના જે અતિ સૂક્ષ્મ નિયમો છે ત્હેની વ્યવસ્થાનું સત્ય જ્ઞાન તો એક પરમાત્માનેજ હોઇ શકે, તોપણ સામાન્ય સિદ્ધાંત એવો છે કે પ્રારબ્ધ કર્મ ભોગવવાંજ પડે છે, પણ પુરૂષાર્થદ્વારા પ્રાપ્ત કરેલી જીવન્મુક્ત સરખી સ્થિતિમાં સંચિત અને ક્રિયમાણ કર્મોની નિવૃત્તિ થઇ શકે છે. અર્થાત્ પ્રારબ્ધ કર્મના ફલ તો ભોગવવાંજ પડે છે પણ પ્રારબ્ધથી અન્ય જે સંચિત અને ક્રિયમાણ કર્મના ફલો છે તે નિવૃત્ત પામે છે. એક મનુષ્યને જો કુસંગને લીધે જુઠું બોલવાની ટેવ હશે તો સત્ય બોલવાની ટેવના પુરૂષાર્થ સેવનથી જુઠું બોલવાની ટેવ નષ્ટ થશે, પણ પહેલાં જે જુઠું બોલાયલું છે ત્હેને લીધે ત્હેને તેમ અન્યને જે સુખ દુઃખાદિ થયાં છે ત્હેનું ફળ તો અવશ્ય જુઠું બોલનારને મળશેજ. અત્રે એક વિવેક કરવો બાકી રહે છે, ચોરને જે ન્યાયાધિશ કે કુદરત દંડ આપે છે તે ઉપરાંત ઇશ્વર તરફથી બીજો મળે છે કે નહીં ? ન્યાયાધિશ તરફથી જે દંડ મળે છે તેજ ઇશ્વર તરફથી ત્હેને પ્રાપ્ત થાય છે કે રાજા તરફથી, કારણ કે ન્યાય વા શિક્ષાના નિયમ સર્વત્ર સરખા નથી. તેમ વખતે દ્રવ્યાદિ ચોરી લઇ જવું એ પૂર્વનાજ ફળરૂપે કેમ ન હોય ? આવી આવી બાબતનું શુદ્ધ સત્ય જ્ઞાન મનુષ્યને થઇ શકેએમ નથી. આવું છે છતાં એટલું તો સત્ય છે કે ચોર કર્મની શિક્ષા અન્યની પ્રેરણાદ્વારા કે ઇશ્વરીય નિયમાનુસારજ પ્રાપ્ત થાય છે.

૪૩ પ્રશ્ન—પશુ તો અજ્ઞ છે અને ઇષ્ટાનિષ્ટ કર્મ સમજવાને યોગ્ય નથી, માટે ત્હેને ક્રિયમાણ કર્મનું ફળ મળેજ કેમ ? તેમ વળી મનુષ્યથી અજ્ઞાનપણામાં જે કર્મ થયું હોય ત્હેનું ફળ મળશે કે કેમ ?

૪૩ ઉત્તર–આના ઉત્તરમાં પ્રથમ એક વાત ધ્યાનમાં રાખવાની છે કે "પશુ પક્ષીના જેવી પરાધીન યોની એ મહાપાપનું ફળ છે, એટલે અજ્ઞ મનુષ્યે પૂર્વે કરેલાં પાપના ફળ પશુ પક્ષીવત્ ભોગવે છે, છતાં ગફલતની જવાબદારીથી મનુષ્ય મુક્ત થઇ શકતો નથી." જ્યાંસુધી મનુષ્યને પોતાના લાભાલાભ, ઇષ્ટાનિષ્ટનુ. જ્ઞાન નથી અને બીજાનાં સુખ દુઃખાદિના હેતુ શો છે, એનુ• ત્હેને જ્ઞાન નથી ત્યાંસુધી ત્હેનાથી જે કર્મો થાય છે ત્હેનું ફળ મળતું નથી, કારણ કે તે પણ પશુ તુલ્યજ છે. ઉપર કહ્યુ· તેમ એ અજ્ઞાનતા પણ પાપનુંજ ફળ છે, માટે બીજા જીવની સ્થિતિ જોઇ ભય પામી સારાં કર્મમાં પ્રવૃત્ત થવું; તોજ આ પ્રકારની અજ્ઞાનયુક્ત પરાધીનપણાથી છૂટાશે. અને આ સારાસારનો વિવેક કરવા મનુષ્યની બુદ્ધિ સમર્થ હોવાથીજ એવા પ્રયત્નો મનુષ્યોજ બુદ્ધિદ્વારા કરી શકે એમ હોવાથી મનુષ્ય દેહ સર્વોત્તમ ગણાય છે. બુદ્ધિભેદે કરીનેજ પશુ અને મનુષ્ય વચ્ચેનો ભેદ બને છે. ખરૂં દુઃખ કે નર્ક તે વારંવાર ગર્ભમાં આવી જન્મ ધારણા કર્યા કરવો એજ છે. માટે સર્વ અસત્ પ્રપંચને મૂકીને સદાગ્રહપૂર્વક નિષ્કામ દ્રષ્ટિથી સત્કર્મો કરવા એજ સર્વ શ્રેયનું મૂળ તેમજ દુઃખથી મુક્ત થવાનો યોગ્ય ધર્મ માર્ગ છે.

આ ઉપરથી નિષ્કર્ષ નીકળે છે તે એકે જ્યારે પૂર્વના નિંદ્ય કર્મથી પશુવત્ થયા, અને તેથી કરીને અજ્ઞાત કર્મ થાય છે, તો તે અજાણ્યે થયલાં હોવાથી ત્હેની વ્યવસ્થા ત્હેનાં કર્માનુસારજ હોવી જોઇએ, અને થશેજ.* પરંતુ જે કર્મો આવી રીતે અજ્ઞાતપણામાં થાય તે તેટલાંજ થાય અને તેવાં કર્મો પુનઃ પ્રારબ્ધ અને સંચિત સાથે સંબન્ધ ધરાવનારાં ન થાય તો ત્હેનું ફળ માત્ર તે વખતે તેટલુંજ મળશે. અર્થાત તે વખતે લજ્જા, શંકા, ભય, પશ્ચાતાપ

* કોઈ અજ્ઞાન બાળક કે મિત્રના હાથથી ભોજન કે ઔષધ વિગેરેમાં અણજાણ્યે, વિના પ્રયોજન વિષ ભેળી જવાય છે, અને તે ખાવામાં આવતાં મૃત્યુ થાય છે ત્હેમની અજ્ઞાનતાને લીધે આ કર્મો થાય છે ત્હેના ફળની કાંઈ વ્યવસ્થા હોવીજ જોઈએ એવો કુદરતી, ઈશ્વરીય નિયમ છે.

કે જે કંઇ હાની લાભ થાય તેટલાંજ થાય છે, ફરીથી ભોગવવું પડશે નહીં, પણ કર્મનું તેટલું ફળ ભોગવ્યા શિવાય તો ચાલે નહીં. માટે અજાણતાં પણ કર્મની ગતિ ગહન સમજી ડરતાં રહી સત્પુરૂષાર્થ કરવા તરફ અભિરૂચી રાખવી. ગફલત કે પ્રમાદથી થયેલા કર્મનું ફળ ન ભોગવવું પડે એવું તો નથી, માટે પ્રમાદ ન થાય એવો પ્રયાસ કરવા પ્રયત્નશીલ રહેવું એજ ઉત્તમ છે.

૪૪ પ્રશ્ન—એક મનુષ્ય પોતાનું પૂણ્ય અન્યને સંકલ્પ કરીને આપે તો તે અન્યને પ્રાપ્ત થાય છે કે નહીં ? રૂદ્રી, ગાયત્રી કરી દ્રવ્ય લઇને બીજાને ત્હેનું ફળ આપીએ તો તે મળે છે કે નહીં ?

૪૪ ઉત્તર—ના, એમ નથી બનતું. એક જણ ઝેર ખાય અને અન્યનું મરણ થાથ એ સંભવિત નથી. પુત્ર જો અસાધ્ય વ્યાધિથી પીડાતો હોય તો પિતાની દુઃખ દૂર કરવાની અનેક ઇચ્છા છતાં તે પોતાનું પૂણ્ય આપી દુઃખ દુર કરી શકતો નથી. એક મનુષ્ય કોઇ પાપ પુણ્ય કરે અને ત્હેનું ફળ અન્ય ભોગવે એ ઇશ્વરીય વ્યવસ્થાથી કેવળ વિરૂદ્ધ છે. એટલે જે કોઇ કર્મ કરે ત્હેનેજ ત્હેનું ફળ પ્રાપ્ત થાય છે અન્યને નહીં.

દ્રવ્ય દેનારને દાનનું તો ફળ મળશે પણ રૂદ્રીમાં જે ઇશ્વરની વિભૂતિ અને ગુણનું વર્ણન કરવામાં આવે છે ત્હેનું જ્ઞાનરૂપ ફળ તો તેને મળશે નહીં. લાંચ લેનારના દ્રવ્યથી અનેક મનુષ્યો લાભ લે છે છતાં શિક્ષા તો લાંચ લેનારનેજ મળે છે, અન્યને મળતી નથી. તેમ વર્ત્તમાન કે પૂર્વજન્મનાં કોઇ કર્મના પાપ પૂણ્ય કોઇ કોઇને આપી શકાતાં નથી. એટલુંજ નહીં પણ બન્નેની પ્રસન્નતાપૂર્વક સુદ્ધાં આમ થઇ શકતું હોય તો સંસારમાં કોઇ દુઃખીજ ન હોય. પરસ્પરના કર્મફળ આવી રીતે આપી શકાતાં હોય તો સપ્તાહ વિગેરેની કથા છાપખાનામાં તેમ અન્યો સ્વાભાવિક રીતે વાંચે છે છતાં ત્હેનું ફળ જે દ્રવ્ય તે પંડિતજીને તો પ્રાપ્ત થતું નથી ? વળી દુરાચારીને કેટલાક દુષ્ટ વ્યાધિઓ થાય છે તે કેમ વારૂ પંચગવ્ય—ચાંદ્રાયણાદિ પ્રાયશ્ચિતવડે નષ્ટ નથી થતાં ? માટે આવી માન્યતાઓ માત્ર યુકિત અનુભવ તેમ ઇશ્વરીય વ્યવસ્થાથી વિરૂદ્ધ છે.

અત્રે કોઇ શંકા કરશે કે ત્યારે માતા પિતાના કર્મનું (ચાંદી શ્વાસ વગેરેનું) ફળ નિરપરાધિ સંતાનને શા સારૂ ભોગવવું પડે છે ? તો ત્હેનું સમાધાન એમ છે જે કર્મ બે પ્રકારનાં છે. વ્યષ્ટિ(પોતાના સંબન્ધી), અને સમષ્ટિ. (જેનો સંબન્ધ અન્યની સાથે હોય તેવાં) એ નિયમાનુસાર તે સંતાનના એવાં સમષ્ટિ કર્મ છે કે, એવાં માત પિતાના રજ વીર્યમાં આવે, અને એવા કુટુંબમાં દેહ ધારણ કરે કે અમુક ઇષ્ટ અગર અનિષ્ટ કર્મનાં અમુક ઇષ્ટ અગર અનિષ્ટ ફળ ભોગવે. એવી રીતે અન્ય પ્રસંગોમાં પણ યથોચિત વિચારી લેવું.

૮૪ પ્રશ્ન—ઉદ્‌ભિજ એ જીવ યોની છે કે નહીં ? વૃક્ષમાં જીવ છે કે નહીં ? જો વૃક્ષમાં જીવ છે એમ સ્વીકારવામાં આવે તો વૃક્ષની કલમ કાપીને ત્હેના જુદા જુદા ટુકડા રોપવામાં આવે તો પ્રત્યેક ઉગે છે, એટલે આવી રીતે એકમાંથી અનેક જીવ થાય છે કે કેમ ? વળી વૃક્ષને ખાવાથી હિંસા દોષ એટલે પાપ થાય છે કે કેમ ?

૮૪ ઉત્તર—બેશક વૃક્ષ, વનસ્પતિમાં પણ જીવ છે. એમાં પણ પ્રાણતત્ત્વ હોવાથી પ્રાણી કહી શકાય છે. વૃક્ષમાં પણ શ્વાસોશ્વાસની ક્રિયા જીવિત અવસ્થામાં નિરંતર ચાલતી હોય છે. ત્વચાદ્વારા જે ક્રિયાઓ થતી જોઇએ તે પણ થતી જોવામાં આવે છે. જે ફેર છે તે એટલોજ કે મનુષ્ય, પશુ, પક્ષી ઇત્યાદિ પ્રાણીઓમાં ઇંદ્રિઓનું પ્રગટીકરણ વિશેષ પ્રમાણમાં થયલું હોય છે. જ્ઞાન થવાનાં આ સાધનો વૃક્ષમાં પૂર્ણ નથી તેમજ ત્હેમનું અંતઃકરણ તિરોધિત હોય છે. આ બધાં સાધનો ત્હેમને હોય તો તેઓ પણ સર્વ ક્રિયાઓ કરી શકે એ સ્વાભાવિક છે. કેટલાક વૃક્ષો સ્પર્શાસ્પર્શ થતાં આઘાત પ્રત્યાઘાતના નિયમાનુસાર પ્રત્યુત્તર આપે છે. લજ્જામણીનો છોડ જે ક્રિયાઓ કરે છે એ સુવિદિત છે. કેટલાક છોડને અગ્નિ પાસે હોય તોજ પોષણ મળે છે. એવા રોપાઓ લાહોરમાં જોવામાં આવ્યા હતા. અમેરિકામાં એક પ્રદેશમાં એવા પ્રકારના છોડવા છે કે ત્હેની પાસે અમુક અંતરે મનુષ્ય જતાં ત્હેની શાખાઓ લંબાય છે, અને ત્હેને આકર્ષીને

ત્હેના શરીરની આસપાસ પોતાની સર્વ લતાઓ વીંટાળી દે છે. આવી રીતે મનુષ્યના શરીરનું મરણ થાય ત્યાં સુધી લોહી ચૂશે છે; અને મૃત્યુ થતાં અમુક સીમાએ દૂર ફેંકી દે છે. કલમો ઉગે છે, તેમાં વૃક્ષનું વીર્ય રહેલું હોય છે. મનુષ્યના શરીરમાંથી વીર્યદ્વારા જીવો પ્રવિષ્ટ થઈ એકમાંથી અનેક શરીરો (પુત્ર, પુત્રી રૂપે) ઉત્પન્ન કરે છે, તેવીજ રીતે વૃક્ષમાં વીર્યદ્વારાએ બીજા જીવ પ્રવેશ કરીને વૃક્ષ શરીરની વૃદ્ધિ કરે છે પણ ત્હેનું ફૂલ કાપીને જો રોપ્યું હોય તો તે ઉગશે નહીં. આ ઉપરથી એટલું તો સ્પષ્ટ થાય છે કે જીવના કટકા થતા નથી, પણ જ્યારે વીર્યદ્વારા બીજો જીવ પ્રવિષ્ટ થાય ત્યારે શાખા વૃદ્ધિને પામે છે. શેરડી વિગેરે વનસ્પતિ સંબંધમાં પણ એ યથોચિત યોજી લેવું.

પાપ પૂણ્યની વ્યવસ્થા આ પ્રમાણે છે. જે જીવ સંસારને ઉપકારી છે ત્હેની તો સર્વથા રક્ષા કરવી એજ ધર્મ છે. જે મનુષ્યો શુદ્ધ, ધાર્મિક ને જગતને કલ્યાણકારી છે ત્હેમની રક્ષા કરવી એ ઉપયોગી છે. તેવીજ રીતે વૃક્ષ વનસ્પતિ માટે પણ સમજવું; પણ જે દુઃખદ હોય અને ઉપયોગી ન હોય અગર ખરવા યોગ્ય બન્યું હોય છે ત્હેને કાપવામાં કાંઇ પાપ નથી. જે વૃક્ષો ફળ, ફુલ, શાંતિ આપે ત્હેનો નાશ કરવો એમાં ધર્મ નથી. વિશ્વના ક્રમમાં મનુષ્ય જીવનની રક્ષા માટે આહારની અગત્યતા છે અને વનસ્પતિ તેમજ ફળ વગેરે પદાર્થો તે માટે ઉપયોગમાં લીધા શિવાય ચાલે નહીં. એટલે જ્ઞાનેન્દ્રિય તત્વની ઉત્ક્રાંતિ થયલી હોવાથી પ્રમાણુમાં સર્વથી વધુ દોષ રહિત એજ આહાર છે. તે વિના જો કામ ચાલે એમ હતે તો સ્વાર્થ ખાતર ઉપયોગમાં લેવામાં પણ પાપ ગણાત. વધુ સૂક્ષ્મતાની જરૂર નથી. વિચારવાથી આ વ્યવસ્થા ઉત્તમ લાગશે.

## ગ્રંથ પ્રામાણ્યાપ્રમાણ વિચાર.

૪૫ પ્રશ્ન—મહારાજ, આપે અત્યાર સુધી મનુષ્ય કર્ત્તવ્ય તેમજ પ્રાર્થનાના રહસ્ય સંબન્ધી જે નિરૂપણ કર્યું તેમજ જીવ, બ્રહ્મ અને પ્રકૃતિના સ્વરૂપ સંબન્ધી જે મનન કરવા યોગ્ય વિવેચન કર્યું, હેમાં વેદ અને સૃષ્ટિક્રમને અનુકૂલ તર્કનું અવલંબન કરવા તરફ આપનો પક્ષપાત જણાય છે, પણ અષ્ટાદશ પુરાણ, તંત્ર ગ્રંથો તેમજ અન્ય દર્શન શાસ્ત્રોને પણ કેટલાક ધર્મમાર્ગીઓ પ્રમાણ ગણેછે તો હેને પ્રમાણ ગણવાં કે નહીં ?

૪૫ ઉત્તર—આનો ઉત્તર વિચારતાં પહેલાં પુરાણ તેમજ પ્રશ્નમાં જણાવેલા અન્ય ગ્રંથોના લક્ષણ સંબન્ધી વિચાર કરીશું.

૧ **પુરાણ**—જે ગ્રંથોમાં સૃષ્ટિની ઉત્પત્તિ, હેનો ક્રમ, તથા સૃષ્ટિ પર બનેલા અનેક, બનાવોનો ભુતકાળનો ઇતિહાસ અને પ્રસંગોનું યથાર્થ રીતે વર્ણન કરવામાં આવ્યું હોય હેને પુરાણ કહેવામાં આવે છે,

૨ **તંત્ર**—અનેક પદાર્થો મિશ્રિત થતાં કંઇ અન્ય વિલક્ષણ પદાર્થ બને, હેનું જેનાથી પરીક્ષાપૂર્વક બોધજ્ઞાન થાય એવા પ્રકારને તંત્ર કહેવામાં આવે છે. એવા પદાર્થના ગુણ, કર્મ સ્વભાવ અને હેના ઉપયોગના વિધિ વર્ણનનું જે ગ્રંથોમાં નિરૂપણ કરવામાં આવ્યું હોય તેવા ગ્રંથોને તંત્ર કહેવામાં આવે છે.

૩ **શાસ્ત્ર**— જે ગ્રંથમાં મૂળ તત્વ પદાર્થોના ગુણ, કર્મ, અને સ્વરૂપનો નિર્ણય, તર્ક યુકિત અને પરીક્ષા પૂર્વક કરવામાં આવ્યો હોય હેને શાસ્ત્ર કહેવામાં આવે છે. હવે આ દ્રષ્ટિયે પુરાણાદિક ગ્રંથમાં પ્રામાણિક તત્વો ઘટે છે કે કેમ તે વિચારશું.

જો ભાગવતાદિક પુરાણોના પ્રચલિત અર્થ સ્વીકારીએ તો હેમાં સૃષ્ટિક્રમ વિરૂદ્ધ કલ્પિત વાતોનો સંગ્રહ થયલો જણાશે. કદાચ કોઇ પ્રસંગો યોગ્ય, ઉપયોગી અને શાસ્ત્રાનુસાર હશે પણ એવા

સારાઅંશ તો બહુધા અનેક પુસ્તકોમાં જોવામાં આવે છે. બાકી મોટે ભાગે તો કલ્પિત વાતોનો ભંડાર છે. એટલુંજ નહિં પણ ઘણા પુરાણોમાં પરસ્પર વિરોધાત્મક વર્ણનો જોવામાં આવે છે; જેથી સમન્વય થઇ શકતો નથી. જે સત્ય હોય તે તો જ્યાં હોય ત્યાં સ્વીકાર્ય છે, પણ ઘણીવાર વિષ અલ્પ પ્રમાણમાં હોય તોયે આખી વસ્તુને (ભોગ્ય વસ્તુ) નિરૂપયોગી અને ત્યાજ્ય બનાવે છે.

વ્યાસ ભગવાન રચિત ગીતા, (વેદાંત) શારીરિક (વેદાંત) સૂત્ર, મહાભારતનો કેટલોક ભાગ તથા પાતંજલ ભાષ્ય વિગેરે હેમનાથી રચિત મનાતા પુસ્તકોની પુરાણો સાથે સરખામણી કરી જોવાથી આ કથનની સત્યતા જણાશે.

ગીતામાં જે પ્રકારનું કૃષ્ણ ભગવાન માટેનું નિરૂપણ કરવામાં આવ્યુંછે તે વિચારો અને ભાગવતાદિક ગ્રંથમાં જે લીલાઓનું* વર્ણન કરવામાં આવ્યું છે તે જુઓ. એકમાં મહાયોગી કૃષ્ણ ભગવાન હેને અન્યસ્થળે માત્ર કામવૃત્તિનો રોગી, અને વિષય ભોગી તરીકે ગણવામાં આવ્યો છે. એ શિવાય ઘણા પ્રસંગોમાં આવાં પરસ્પર વિરોધાત્મક વચનો માલમ પડશે.

હવે આપણે અન્ય પુરાણોમાંથી પણ દ્રષ્ટાંતો લઇએ. વિષ્ણુ પુરાણમાં પરાશર ઋષિને વ્યભિચારી તરીકે જણાવ્યા છે. આ વાત માનવા યોગ્ય નથી, કારણ કે તેઓ સમર્થ વિદ્વાન હતા અને હેમનો બનાવેલો પારાશરી ગ્રંથ પ્રતિષ્ટિત ગણાય છે. શિવપુરાણનાં ૪૦ માં અધ્યાયમાં ગતજ્ઞાન સંહિતા નામના પ્રકરણમાં અત્યંત નીંદનીય અને અસભ્ય વાતો લખવામાં આવી છે. ત્યાં લખેલી શંકરશ્રીની બ્રાહ્મણીઓ સાથેની અસભ્ય ચેષ્ટા તથા વિષ્ણુ અને શંકરનો પરસ્પરમાં નિર્લજ વ્યવહાર થવો વિગેરે વાતો માનવામાં આવે એવી નથી. વળી એજ પુસ્તકમાં અન્યત્ર શિવજીની સ્તુતિ અને મહિમાવાચક અનેક વચનો જડે છે. આ

---

* માખણચોર, ચીરહરણ, રાસવિહાર, છલકાપટયનું.

પ્રમાણે પરસ્પર વિરોધી વૃત્તાંતો આ પુસ્તકમાં છે.* ભાગવતમાં વિષ્ણુનું મોહની સ્વરૂપ ધારણ કરવું તેમજ તે જોઇ શંકરનું વીર્યપાત થવાનું વર્ણન કરવામાં આવેલું છે.

---

વળી જુવો:—

* वासुदेवं परित्यज्य योऽन्य देव मुपासते ॥
तृषितो जाह्नवि तीरे कूपं खनति दुर्मति ॥

पद्मपुराण.

વિષ્ણુને મૂકીને જે અન્યદેવ (શંકર, દેવી વિગેરે)ને ઉપાસે છે તે દુર્મતિ પુરૂષ ગંગાતીરે કૂવો ખોદીને જલપાનની ઇચ્છા કરે છે.

विष्णु दर्शन मात्रेण शिव द्रोहः प्रजायते ।
शिव द्रोहान्नसंदेहो नरकं याति दारुणम् ॥
तस्माद्वै विष्णु नामापि न वक्तव्यं कदाचन ।

વિષ્ણુના દર્શન માત્રથી મનુષ્ય શિવનો દ્રોહી થાય છે, અને શિવના દ્રોહથી નિઃસંદેહ દારૂણ નર્કમાં પડે છે. માટે વિષ્ણુનું નામ કદી પણ ન લેવું.

येतु नारायणं देवं ब्रह्म रुद्रादि दैवतैः
समं मत्वैर्निरीक्षंते तेहि पाखण्डिनो मताः ॥
किमत्र बहु नोक्तेन ब्राह्मणयेच वैष्णवाः ।
न स्प्रष्टव्या न दृष्टव्या न वक्तव्या कदाचन ॥
येहि देवं परत्वेन वदन्त्य ज्ञान मोहिताः ।
नारायणं जगन्नाथं ते वै पाखंडिनो नराः ॥
एष देवो महादेवो विज्ञेयस्तु महेश्वरः ।
न तस्मात्परमं किंचित् पद समधिगम्यते ॥

શિવથી ઇતર દેવોની નિંદા કરે છે લિંગપુરાણ.

भवान कल्प विकल्पेषु ઇત્યાદિ ભાગવતમાં એક સ્થળે તો બ્રહ્માને વિષ્ણુએ વરદાન આપ્યું કે તું મ્હારી માયામાં મોહિત નહિ થશે. અને પાછળથી વત્સહરણ લીલામાં બ્રહ્માને માયા વડે મોહ થયો એમ લખ્યું છે.

न पठे यावनीं भाषां प्राणैः कंठ गतैरपि ।
हस्तिना ताड्यमानोपि न गच्छेज्जैन मंदिरं ॥
मोहा : पूजये दन्यं स पाखंडी भविष्यति. ई.

પદ્મ પુરાણ ઉત્તરખંડ અધ્યાય ૭૮(

• જે મનુષ્ય મોહવશ બની વિષ્ણુને ત્યાગી બીજા દેવતાઓને પૂજે છે તે પાખંડી થઇ જાય છે. વિષ્ણુના ભોગ શિવાય અન્યદેવનો ભોગ જો બ્રાહ્મણુ ખાય તો ત્હેને ચંડાળ ગણવો.

सौरस्य गाणपत्यस्य शैवादेर्नच वैष्णवैः ।

(પદ્મ પુરાણ)

સૂર્ય, ગણેશ, શિવ અને દેવીના ભકતોનું સ્પર્શ કરેલું અન્ન વૈષ્ણવે ન લેવું, તેઓનો સંગ ન કરવો, તેઓ સાથે સહવાસ ન રાખવો, કારણ કે ત્હેનું ધન વિષ્ટાવત્ છે.

तथान्य देवता भक्तिर्ब्राह्मणस्य विगर्हिता ।
अविदूरंहि विप्राणां चांडालत्वं प्रयच्छति ॥

(શિવપુરાણ)

શિવને મૂકી અન્ય દેવતાની ભક્તિ કરવાથી બ્રાહ્મણ ચાંડાલ થઇ જાય છે અને ત્હેનો પિતા નર્કમાં જાય છે.

**પુરાણ ગ્રંથ વ્યાસમુનિકૃત નથી એ સંબન્ધી કેટલાંક પ્રમાણો.**

શ્રી રામાનુજાચાર્ય ઇસ્વીસનના બારમાં સૈકામાં થઇ ગયા. એઓ વૈષ્ણવ ધર્મના સ્થાપક હતા. પણ એ વૈષ્ણવ મતનું ખંડન લિંગ પુરાણમાં પણ છે. તેમાં લખ્યું છે કે,

'શંખચક્ર તપાવી જેના શરીરપર છાપ મારવામાં આવે, તે જીવતો છતાં શબવત્ સમજી સર્વ ધર્મોથી બહિષ્કાર પામેલા તુલ્ય ત્યાજ્ય છે.' બ્રહ્મસૂત્રના કર્તા વ્યાસજીને ૫૦૦૦ વર્ષો થયાં છે, તેથી ઉક્ત શ્લોક-બોધક લિંગપુરાણ વ્યાસ રચિત ન સંભવી શકે.

૨ તુજકેજહાંગીરી નામના ઐતિહાસિક ગ્રંથમાં અકબર બાદશાહનો દીકરો જહાંગીર લખે છે કે "બટેટા, તંબાકુ અને, કોબી એ ત્રણ વસ્તુ હિંદુસ્થાનમાં ન્હોતી તે મ્હારા પિતાના વખતમાં એક પાદરી અમેરિકાથી લાવ્યો હતો" સર્વ ઐતિહાસિકો આ સંબંન્ધમાં એક મત છે. પુરાણોમાં ત્હેનો સ્પષ્ટ નિષેધ છે,

तमालं भक्षितं येन सगच्छेन्नरकार्णवे ॥

'તમાકુ ખાનાર નર્કમાં પડે છે. જે તમાકુ પીનાર બ્રાહ્મણને દાન કરે છે, તે નર્કમાં જાય છે.'

આ પરથી એમ લાગે છે આ બ્રહ્માંડપુરાણ અને પદ્મપુરાણ યા ત્હેનાં અમુક ભાગ અકબરના રાજ્ય પછી રચાયલા હોય.

मायावादमसच्छास्त्रं प्रच्छन्नं बौद्धमेवच।
मयैव कथितं देवि कलौ ब्राह्मण रुपिणा॥

૩ પદ્મપુરાણમાં પાર્વતીના ઉત્તરમાં મહાદેવજી કહે છે કે હે દેવી! કલીયુગમાં મ્હેં બ્રાહ્મણ રૂપે માયાવાદ પ્રવર્તાવી અસચ્છાસ્ત્ર જે બૌદ્ધ મતનું છે તે રચ્યું છે. આ બધા પરથી એટલું સૂચિત થાય છે કે પદ્મ પુરાણ બુદ્ધ, શંકર, તથા રામાનુજાચાર્ય પછી રચાયું હોવું જોઇએ.

૪ જગન્નાથનું મંદિર ત્હેના ઉપર કોતરેલા સંવત પરથી સંવત ૧૨૩૧ માં બંધાયાનું જણાય છે. સ્કંધ પુરાણમાં ત્હેનું મહાત્મ્ય જણાવેલું છે. આપરથી જણાય છે કે સ્કંધ પુરાણ જગન્નાથના મંદિર બંધાયા પછી રચાયું હશે.

૫ મહાભારતનાં શાંતિ પર્વના ૩૩૨ તથા ૩૩૩ અધ્યાય વાંચતાં યુધિષ્ટરે, ભીષ્મપિતામહ પાસે અંત વખતે ઉપદેસ લેવા જવાનું જણાવ્યું છે. તે વખતે ભીષ્મજી બોલ્યા કે શુકદેવજી બહુ કાલ થયાં સ્વધામ ગયા છે તેથી ત્હેના પિતા વ્યાસ શોકાતુર થયા.

હવે આમાં વિચારવાનું તે એ છે કે યુધિષ્ટરે ૩૬ વર્ષ રાજ્ય કર્યું. પછી પરીક્ષિતે ૬૦ વર્ષ રાજ્ય કર્યું તો પરીક્ષિત ગર્ભમાં હતો તે પહેલાં શુકદેવ મરણ પામ્યા હશે, એટલે કે ૯૬ વર્ષ પછી પરીક્ષિતને ભાગવત સંભળાવવા કયાંથી આવ્યા! માટે વ્યાસે રચેલું નથી લાગતુ. દેવી ભાગવતમાં કહે છે કે ભાગવત બોપદેવ કૃત છે. ગમે તેમ હો પણ વ્યાસ રચિત તો લાગતું નથીજ.

ભાગવતાદિ પુરાણોમાં દશ અવતારમાંથી બાૈદ્ધની નિંદા કરવાનો પ્રયાસ કરવામાં આવ્યો છે. પણ બાૈદ્ધ ધર્મના સ્થાપક ભગવાન બુદ્ધની નિંદા કોઇ પણ જોવામાં આવતી નથી. વળી ભવિષ્યમાં થનારા નિઃકલંકી અવતાર સંબન્ધી વિશેષ વર્ણન જોવામાં આવતું નથી. આ પરથી એમ અનુમાન થાય છે કે રામ, કૃષ્ણાદિ દેવોની નિંદા કે વ્યાજ સ્તુતિ કરનાર કોઇ બાૈદ્ધ કે જૈનમતના અનુયાયીએ વ્યાસના નામથી રચ્યાં હશે.

રામાયણના કર્તા તુળસીદાસ સંવત ૧૬૮૪ માં મરણ પામ્યા હતા. ખાખી સાધુઓમાં આ ગ્રંથ પ્રમાણભૂત ગણાય છે તેમજ પુરાણોની પરિપાટી પણ કદાચ ચાલી હશે.

અત્રિની સ્મૃતિમાં નીચેનો શ્લોક ઉપલબ્ધ થાય છે.

वेदैर्विहीनाः प्रपठन्ति शास्त्रं ।
शास्त्रेण हीनाश्च पुराण पाठाः ॥
पुराण हीनाः हलिनो भवन्ति
भ्रष्टास्ततो भागवता भवन्ति ॥

વેદથી હીન થયલા શાસ્ત્ર, શાસ્ત્રથી હીન થયલા પુરાણ વાંચે છે, પુરાણથી હીન થયલા હળ ખેડે છે, અને હળથી પતિત થયલા ભાગવત વાંચે છે.

पुराण संहिता कर्त्ता भवान् वत्स भविष्यति ।

(વિષ્ણુ પુરાણના આરંભમાં વાંચો)

હે મૈત્રેય! જ્યારે મ્હેં મ્હારા દાદા વસિષ્ટના કહેવાથી રાક્ષસ નાશક યજ્ઞ બંધ કર્યા ત્યારે દાદાએ મ્હને વરદાન આપ્યું કે "તું પુરાણ સંહિતાનો કર્તા અને બ્રહ્મવિદ્ થશે" ઇ

આપરથી જણાય છે કે પુરાણજ પોતાને વ્યાસકૃત સિદ્ધ નથી કરતાં.

धर्म धर्म चरंतस्त्वा महाबोध तरंममेत् ।

(પદ્મ પુરાણાંતરગત ગયા મહાત્મ્ય પ્રસંગ જુઓ)

આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે બુદ્ધ શાકય મુનિ પછી પદ્મ પુરાણ થયેલું છે.

गान्धार सिंधु सौवीर कांची काश्मीर मंडलम्
भोक्ष्यंति निन्द्या कृतयः यवनाः कलिदूषिताः ॥

યવન લોક કંદહાર, સિંધ, કાંચી, કાશ્મીર વિગેરેમાં રાજ્ય કરશે.

દેવી ભાગવત સ્કંધ ૯, અધ્યાય ૮. "કલિયુગમાં સર્વ યવન થઇ જશે" આપરથી સ્પષ્ટ જણાય છે કે દેવીભાગવત મુસલમાની રાજ્ય પછી રચાયું હશે.

આ વાત માનવા યોગ્ય નથી. ભાગવતમાં વિષ્ણુની નાભિમાંથી બ્રહ્માની ઉત્પત્તિ માની છે. શિવપુરાણમાં શિવના લિંગથી વિષ્ણુ અને બ્રહ્મા આદિ ઉત્પન્ન થયેલા લખ્યું છે. દેવી પુરાણમાં આ સર્વની ઉત્પત્તિ શક્તિમાંથી માની છે. દેવી ભાગવતમાં લખ્યું છે કે, વિષ્ણુ અને શિવની ઉપાસના કરનાર નર્કમાં જશે. આ દ્રષ્ટાંતોની હકીકત-પરથી વિચાર કરતાં જણાશે કે બ્રહ્મા, વિષ્ણુ, શંકર, શ્રીકૃષ્ણ સરખા મહાત્મા અને યોગેશ્વરોપર આવા નિંદનીય કૃત્યો કર્યાનો આરોપ મૂકવો એ અવિચાર અને ધૃષ્ટતાનું પરિણામ છે. અને વ્યાસ જેવા મુનિવરો આવા મહાન આત્માઓની નિંદા લખે એમ કહેવું એ માત્ર મૂર્ખતા શિવાય બીજું શું હોઇ શકે ?

વિશેષ વિસ્તાર પૂર્વક, વિવેચન માટે "પુરાણ પરીક્ષા" "પુરાણ ઉત્પત્તિ" "પુરાણ પોગળ" એ ગ્રંથ જોવા.

આ શિવાય પુરાણોને અપ્રમાણ ગણવા સંબન્ધી અન્ય ઐતિહાસિક આંતર દ્રષ્ટાંતો જોશું. ભાગવતમાં મહાભારત પછીના રાજાઓની વંશાવલિ આપી છે. ત્હેમાં એકવીશ પેઢીની નામ ગણના કરી છે. બ્રહદ્બળથી અયોધ્યાના રાજા સુમિત્રસુધીની ૩૨ પેઢી લખી છે. વળી શિવપુરાણમાં જૈનમત થવાનું લખ્યું છે. આપરથી એમ અનુમાન થઇ શકે કે ભાગવત અને શિવપુરાણ અયોધ્યાના રાજા સુમિત્રના સમય પછી બન્યાં છે.* કારણ કે 'બુદ્ધ થશે તે પોતાનો ધર્મ ચલાવશે' એમ ભવિષ્ય ભાખ્યું ત્યારે મુસલમાન અને ક્રિશ્ચિયનો આવી ધર્મનો પ્રચાર કરશે અને રાજ્ય સ્થાપન કરશે વિગેરે ભવિષ્યમાં બનનારી હકીકત સંબન્ધી ઉલ્લેખ કેમ ન કર્યો હશે ? આપરથી એમ અનુમાન થઇ શકે કે પૂર્વોક્ત રાજાઓ થઇ ગયા પછી આ પુરાણોની રચના થઇ હશે. વળી મહાભારતમાં ભાગવતનો ઉલ્લેખ કરેલો જોવામાં આવે છે, અને ભાગવતમાં મહાભારતનો ઉલ્લેખ કરેલો દ્રષ્ટિગોચર થાય છે. તો બેમાંથી પ્રથમ શું રચાયું હશે ? યુધિષ્ઠિરના સમયમાં મહાભારતનું યુદ્ધ થયું

* સં. ૧૮૯૬ વ્યાસપ્રોક્ત ભવિષ્યપુરાણની ઇંગ્લીશ આવૃત્તિ મુંબઈના વ્યંકટેશ્વર પ્રેસ તરફથી બ્હાર પડી છે ત્હેમાં આલમગિર, શિવાજી, તથા કબીર સુધીના વૃતાંત જડે છે. પણ વિક્ટોરીઆ, એડવર્ડ, જ્યોર્જ વિગેરે રાજ્યકર્તાઓ થશે એમ નથી ભવિષ્ય ભાખ્યું ! એટલે વ્યાસકૃત નથી.

અને ત્યાર પછી ત્રણ પેઢીએ પરીક્ષિત રાજા થયા, ત્હેના અને શુક-દેવજીના સંવાદ રૂપે આ ભાગવત છે; આમ છે છતાં મહાભારત-તમાં ભાગવતની સાક્ષી આપવામાં આવી છે તે ઐતિહાસિક અસંભવિતતા છે.

વળી મહાભારતના મૂળ શ્લોકોની સંખ્યા સંબન્ધી વિદ્વાનોમાં મતભેદ છે. વ્યાસજીના રચેલા ૪૦૦૦ શ્લોક છે તેમના શિષ્યના ઉમેરાયા ત્યારે ત્હેની ગણના ૫૬૦૦ ની થઇ, તત્પશ્ચાત વિક્રમાદિત્યના સમયમાં ૨૦૦૦૦ ની એ સંખ્યા હતી તે ભોજ રાજાના પિતાના સમયમાં પચીસ હજારની થઇ અને ભોજના સમયમાં ત્રીસ હજારની એ સંખ્યા થઇ. આ પ્રમાણે કાળે કાળે એ ગ્રંથમાં વૃદ્ધિ થઇ હતી એમ ભોજરાજા સંબન્ધના સંજીવની નામના પુસ્તકપરથી જણાય છે. તેમાં વિશેષમાં લખ્યું છે કે–રાજા ભોજ ઉપહાસ કરતા કહે છે કે,–"કોણ જાણે આગળ જતાં એક ઉંટનો ભાર થશે !" આ પ્રમાણે મૂળ વ્યાસકૃત ચાર હજાર શ્લોક શિવાય અન્ય સર્વ ક્ષેપક છે.* હકીકત કેવળ સત્યજ છે કે એ પુસ્તકમાં મૂળ કરતાં વૃદ્ધિ થઇ છે.

ફારસીમાં પણ મહાભારતનું ભાષાંતર થયલું જોવામાં આવે છે. વર્તમાનમાં પ્રચરિત મહાભારતમાં ત્હેનાં કરતાં ઘણું વિશેષ છે. વળી ત્હેમાં લખ્યું છે કે

**अष्टादश पुराणानि कृत्वा सत्यवती सुतः ॥**

ભાગવતાદિ પુરાણો રચાયાં પહેલાં આ શ્લોક મહાભારતમાં કયાંથી આવ્યો ?

વળી ઉકત સંજીવનિ નામના ઇતિહાસમાં ભોજ રાજાના સંબન્ધ-માં એમ લખ્યું છે કે 'વ્યાસના નામથી માર્કંડેય પુરાણ અને બ્રહ્મ વૈવર્ત્ત નામના પુરાણ કોઇએ બનાવ્યાં હતાં, અને તે બનાવનારને મેં દંડ કર્યો હતો. તેમજ મહાભારતના શાંતિપર્વના મોક્ષધર્મમાં શુકદેવજીનું મૃત્યુ થયેલું જણાયું છે, તો પછી ત્રણ પેઢીએ પાછા આવી રાજા પરીક્ષિત સાથે શી રીતે ત્હેમણે સંવાદ કર્યો '

---

* સ્વા૦ દ૦ કૃત સત્યાર્થ પ્રકાશમાંથી.

વળી ભાગવતમાં એકાદશ સ્કંધમાં શ્રીકૃષ્ણ અને ઉદ્ધવના સંવાદમાં પશુ વધ માટે લખ્યું છે, અધ્યાય ૨૧ શ્લોક ૪૯ થી ૫૫ સુધી. અને તેજ સ્કંધમાં બ્રાહ્મણોએ, ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્રોની કન્યાનું ગ્રહણ કરવું એમ લખ્યું છે (અધ્યાય, ૧૭, શ્લોક૫૫) વર્તમાનમાં ધર્મ સિંધુના કર્તાએ આ વાતને અમાન્ય ગણી છે અને નિષેધ કર્યો છે. એટલે દ્વિજાતિ માટે તેમ કરવું નિષેધ માન્યું છે. આ પ્રમાણે વ્યાસજીના વચનને અમાન્ય ગણ્યાં છે. જો કલિકાળ માટે વ્યાસજીના વચનનો અનાદર કરીને આમ અમાન્ય ગણ્યા હોય તો ભાગવતને કળિયુગમાં કેમ પ્રમાણ ગ્રંથ તરીકે સ્વીકારાય ? જો વ્યાસજીના વચનને પ્રામાણિક ગણતા હોય તો તે અનુસાર વર્તવું એ ધર્મ છે. પણ તેમ જોવામાં આવતું નથી. વેદાદિ પ્રતિષ્ટિત ગ્રંથમાં કલિયુગ માટે આમ જુદો ધર્મ નથી દર્શાવ્યો. વેદ એ મૂળ સર્વોપરી ધર્મગ્રંથ છે અને ત્હેમાં શાશ્વત સનાતન સત્ય ધર્મનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે. આ બધું જોતાં એટલું તો સિદ્ધ થાય છે કે આ પુસ્તકો એકજ મનુષ્યના રચેલા નથી પણ જુદે જુદે કાળે જુદા જુદા મનુષ્યોએ રચેલા છે. અને બહુધા જૈનાદિ ધર્મ વિચારોને ક્ષીણ કરવા માટે ત્હેમાં કેટલીક કાલ્પનિક હકીકતો દાખલ કરવામાં આવેલી હોવી જોઇએ. તેમજ વર્તમાનના કેટલાક ધર્મસિંધુ, નિર્ણય સિંધુ ઇત્યાદિ પુસ્તકોમાં પણ જેટલું ગ્રંથકર્તાના વિચારને અનુકૂળ તેટલું માન્ય કરી બાકીનું અમાન્ય ગણ્યું છે. અર્થાત જેવી રીતે જૈન ધર્મ પછી આ પુરાણો રચાયાની સંભાવના થઇ શકે, તેમજ આ ધર્મસિંધુ વિગેરેની હકીકતો પણ મુસલમાની રાજ્ય પછીની છે. માટે આવાં પુસ્તકો તે શાશ્વત ધર્મવિચારોના સંગ્રહ તરીકે આદર આપવા યોગ્ય કે પ્રામાણિક તરીકે ગણાય નહિં.

વળી આ શિવાય કેટલાક મનુષ્યો એમ કહે છે કે "ભાગવતની રાસ મંડળની વાતો, તેમજ મહાત્માઓની નિંદાપરક અને અસંભવિત દેખાતી અન્ય વાતોના જે અર્થો પ્રચરિત છે તેવા નથી, પણ બીજા અલંકારો રૂપકો વિગેરેમાં ઘટાવવાના છે" ત્યારે એટલું તો ખરૂં કે આ પ્રકારના અસત્ય અર્થ યોજનારને અને ત્હેની કથા વાંચનારને

એનું પાપ લાગશે કે નહિં? તેમજ હજી કયા વિદ્વાનોના મંડળોએ એકત્ર થઇને એના સર્વ સંમત બીજા અર્થનો નિર્ણય કર્યો છે? જો રૂપકો ને અલંકારોને સાર્થમાની તેવા અર્થ યોજીએ તો વર્તમાનમાં જે અર્થાનુસાર વ્યવહાર ચાલે છે તે અસત્ય ગણાવો જોઇએ. ધર્મ વિહિત કદી ગણી શકાય નહીં. પણ તેમ તો જોવામાં આવતું નથી.

કેટલાકો ભાગવતને બોપદેવ કૃત અંગીકાર કરે છે. આના સત્યાસત્યનો નિર્ણય કરવાની અહીં ખાસ જરૂર નથી, પણ એના આંતર અને બાહ્ય પ્રમાણોદ્વારા એમ તો લાગે છે કે જૈન મત પ્રચાર પામ્યા પછી ભોજના સમય પહેલાં તે રચાયું હોવું જોઇએ. હવે આટલા હકીકતોનો સાક્ષાત્કાર કરાવી એ ગ્રંથોને પ્રમાણ ગણવા કે કેમ એ ત્હમારીજ મુન્સફી પર રાખવાનું યોગ્ય ગણો છો.

૨ તંત્ર. હવે તંત્રગ્રંથો સંબન્ધી થોડો વિચાર કરીશું. તંત્રવિદ્યાના ગ્રંથો કોને ગણવા અને ત્હેના લક્ષણ શું હોવાં જોઇએ તે આપણે પ્રથમજ વિચારી ગયા છીએ. અતિ પ્રાચીન કાળમાં વિજ્ઞાનાદિ વિષયક પુસ્તકો પ્રચરિત હતાં તેનું સંશોધન જોઇએ તેટલું થયું નથી, અને વર્તમાનમાં તે પુસ્તકો ઉપલબ્ધ નથી. તેથી કરીને પશુપતિ અને વામતંત્ર ઇત્યાદિ પુસ્તકો કોઇએ મહાદેવજીના નામથી રચેલાં છે (એમ કહેવામાં આવે છે) ત્હેને તંત્રશાસ્ત્ર તરીકે માનવામાં આવે છે; પણ ત્હેમાં ઉક્ત શાસ્ત્રનું એક પણ લક્ષણ ઘટતું નથી. મહાન તત્ત્વજ્ઞાની શ્રી શંકરાચાર્યજીએ પણ આ વામમાર્ગીય પુસ્તકોનું ખંડન કરેલું છે. આમાંના એક બે ગ્રંથ* મ્હારા જોવામાં આવ્યા છે અને ત્હેમાં "ભૈરવી ચક્રની" વામતંત્ર ક્રિયામાં **માતૃ યોની પરિત્યજ્ય ભજતં સર્વ યોનિષુ** ઇત્યાદિ વળી પાંચ પ્રકારના—મૈથુન, મદિરા, માંસ, મંત્ર, મુદ્રા એ પંચમકારનું સેવન કરવાનું તેમજ અન્ય અયોગ્ય આચારોનો ઉપદેશ કરવામાં આવ્યો છે. વાંચનારને

---

* સુપ્રસિદ્ધ "સર્વદર્શન સંગ્રહ" જુવો

ગ્લાનિ તેમજ અરૂચિ થાય એવી વિશેષ અસભ્ય વાતો ન લખતાં આટલાં વિવેચનથીજ સંતોષ માનવાનું ઉચિત સમજીએ છીએ.* નારદાદિના નામથી બનાવેલાં 'પંચરાત્રાદિ' નામના ભક્તિમાર્ગવાળા પુસ્તકમાં પણ અનેક અયુક્ત વિચારો જણાવેલા છે. માટે તેમાં જે કોઇ વાત સૃષ્ટિક્રમ તેમજ સત્ય શાસ્ત્રના સિદ્ધાંત વિરૂદ્ધ હોય તો તે માન્ય કરવા યોગ્ય નથી.

૩ હવે ષડદર્શન† સંબન્ધમાં વિચાર કરીશું. આર્યશાસ્ત્રોમાં ષડદર્શનનું સ્થાન બહુ ઉંચું છે. ઋષીઓકૃત મૂળ સૂત્રોના એ બનેલાં છે. તેમાં ફકત પદાર્થોનો નિર્ણય છે. આ લોક અને પરલોકના પદાર્થોનું વર્ણન છે અને સુખની પ્રાપ્તિમાં આનું જ્ઞાન ઉપયોગી થાય છે માટે એને શાસ્ત્ર તરીકે ગણવામાં આવે છે. મોક્ષ પ્રાપ્તિ એ તો વાસનાના ક્ષયથીજ તેમજ ઇશ્વરના જ્ઞાનથીજ થાય છે, છતાં પદાર્થના નિર્ણય માટે તેમજ બુદ્ધિને શુદ્ધ સંસ્કારી કરવા માટે એ શાસ્ત્રો અત્યુપયોગી છે. વિષય પરત્વે એના મંતવ્યમાં જ્યાં પરસ્પર ભેદ દ્દષ્ટિગોચર થાય ત્યાં વેદ તેમજ સૃષ્ટિક્રમાનુકૂલ કેટલું છે ત્હેનો તર્કદ્વારા વિચાર કરતાં જે યોગ્ય જણાય તે ગ્રહણ કરવું. ધર્મ મીમાંસામાં કર્મનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે. વૈશેષિક અને ન્યાયદર્શનમાં તર્કથી પદાર્થોને ભિન્ન ભિન્ન કરીને બતાવ્યા છે, સાંખ્યશાસ્ત્રમાં મૂળ પ્રકૃતિનાં સ્વરૂપ અને ચિત્ત તથા શરીરમાં રહેલાં વસ્તુનું વર્ણન કરેલું છે. પાતંજલ યોગદર્શનમાં ચિત્તવૃત્તિનો નિરોધ કરી પરમાત્મામાંના યોજવાના વિધિનું દર્શન કરાવવામાં આવ્યું છે.

વેદાંતમાં પરમાત્માના સ્વરૂપનું જ્ઞાન પ્રાપ્ત કરી તે દ્વારામુકત થવા માટેના અંતિમ ઉપાયનું દર્શન કરાવ્વામાં આવ્યું છે. આ સર્વનો અંતિમ હેતુ બંધથી મુકત થવું અને નિરતિશય આનંદસ્વરૂપ પ્રાપ્ત કરાવવાનો એકજ છે, છતાં જેમ એક રાજ્યના અનેક વિભાગના ભિન્ન

* ઉપરાંત જે તંત્ર ગ્રંથોમાં કંઈ ઉપયોગી વિષય ચર્ચો હશે તો તે ચર્ચા સંબન્ધી મ્હને કંઇ જ્ઞાન કે અનુભવ નથી એટલે ત્હેનું ખંડન કે મંડન મ્હારા અધિકારની બ્હાર છે એટલે ગ્રહણ કરવા યોગ્ય હોય ત્હેને માટે અનાદર નથી.

† બૌદ્ધ, જૈન, બૃહસ્પતિ વિગેરે મળી ઓછામાં ઓછાં ૨૦ દર્શન હશે, પણ અત્રે તો વેદ સંપ્રદાય પ્રસંગની ચર્ચા છે.

અધિકારી હોવા છતાં ત્હેમનો મુખ્ય હેતુ રાજ્યની શુભ વ્યવસ્થા અને રાજ્યને લાભનોજ હોય છે, તેવીજ રીતે આ ષડ્દર્શન ભિન્ન ભિન્ન શાખાના તેમજ ભિન્ન ભિન્ન દ્રષ્ટિથી લખાયલાં છે છતાં, તે એક મૂલ વેદનેજ અનુકૂલ સ્વીકારી ત્હેનો લાભ પ્રાપ્ત કરાવવાના પ્રયત્ન રૂપ હોઇ અંતિમ એકજ સિદ્ધાંતના પ્રતિપાદક અને પરિપોષક છે. આ માટે ત્હેના સર્વ યોગ્ય અંશો સ્વીકારવા યોગ્ય પ્રમાણ તરીકે ગણી શકાશે.

૪ ગૃહ્ય સૂત્રાદિ અન્ય ગ્રંથો સંબંધી પણ આ દષ્ટિને અનુસરી ઉચિત રીતે યોજી લેવું.

(આમાંયે કહીં કહીં યત્કિંચિત ફેરફાર કે ગોટાળો દેખાય છે ત્હેના કારણ ઉ. અંક ૫૩ માં આપ્યાં છે.)

## સાકાર નિરાકાર પ્રકરણ.

૪૭ પ્રશ્ન—ઇશ્વરનું સ્વરૂપ વર્ણન કરતાં ત્હમે આગળ જણાવ્યું છે કે ઇશ્વર નિરાકાર છે સાકાર નથી, તે શા આધારે ? અને જો એમ હોય તો નિરાકાર પરમાત્મા સૃષ્ટિ, અને વેદ શી રીતે રચે ?

૪૭ ઉત્તર—ઇશ્વરનું સ્વરૂપ નિરાકાર છે, અને આકાર નથી. તે બુદ્ધિ અને ઇન્દ્રિયોથી પર છે. ત્હેના માત્ર સ્વભાવિક નિમિત્ત કારણથી આ સર્વ સૃષ્ટિ રચના થાય છે, એનું વર્ણન વિસ્તારપૂર્વક આગળ કહી ગયા છીએ. ત્હેને સાકાર કહેવાથી ત્હેની સર્વવ્યાપકતામાં વાંધો આવે છે, કારણકે જે વસ્તુ સાકાર હોય છે તે મર્યાદિત અને પરિચ્છેદ વાળી હોય છે. ઇશ્વર સર્વવ્યાપક હોવાથી તે સાકાર હોઇ શકે નહીં. મુસલમાન, ખ્રીસ્તિ વિગેરે અન્ય સર્વ ધર્મીઓ પણ ત્હેને નિરાકાર તેમજ વ્યાપક માને છે. વેદ જેવાં પ્રતિષ્ઠિત પુસ્તકમાં પણ લખ્યું છે કે

**अपाणि पादो जवनो गृहीता पश्यत्य चक्षुः स शृणोत्यकर्णः**
**सवेत्तिविश्वं न चतस्यत्रे-ता तमाहुरव्ययं पुरुषं पुराणम् ॥**

અર્થાત હસ્ત પાદાદિ અવ્યવ રહિત હોવા છતાં ગ્રહણ ચલન ક્રિયા કરે છે. ચક્ષુ શિવાય જુએ છે, કર્ણ વિના સાંભળે છે,સ ર્

વિશ્વનો સાક્ષી છે. ત્હેને મન બુદ્ધિ જાણી શકતાં નથી એવો તે અનાદિ સનાતન અને સર્વ બ્રહ્માંડમાં વ્યાપક છે. કેટલાક વેદાનુયાયી ત્હેને સાકાર માને છે, અને આર્યસમાજી, બ્રહ્મોસમાજી, કિરાની, કુરાની ઇશ્વરને વ્યાપક માનવા છતાં ગતિવાન માને છે. આ બન્ને મંતવ્યો સયુક્ત નથી. સાકારવાદીઓ કહે છે કે

**सहस्र शीर्षा पुरुष : सहस्राक्ष : सहस्रपात् :**

અર્થાત્ 'ત્હેને હજાર આંખ, હજાર પગ છે' ઇત્યાદિ આવી રીતે ત્હેનામાં સવિશેષ પ્રમાણુમાં પણ માનુષી ભાવ કલ્પે છે. વાસ્તવિક રીતે તેઓ જે અર્થ કરે છે તેજ ઠીક નથી. અહીં 'ષષ્ટિ સમાસ' નથી પણ 'સપ્તમિ' છે, તેથી ત્હેમાં હજારો આંખ, હજારો હસ્ત એવી રીતે અસંખ્યાત્મકપણું આ મંત્રમાં દર્શાવાયું છે.* આવી રીતે પૂર્વાપર વિરોધના દોષમાં પડાય છે. છતાં ત્હેનું વિસ્મરણ કરી અન્ય મંત્રોના પણ અયથાર્થ અર્થ થયા હોય એમ જણાય છે. અહીં કોઇને શંકા થશે કે જ્યારે તે મન અને ઇંદ્રિયોનો વિષય નથી અને ત્હેનાથી પર છે ત્યારે ત્હેનું જ્ઞાન વા સિદ્ધિ થાય છે, એ વાત શી રીતે સંભવી શકે? આનો ઉત્તર એજ કે, યોગ સાધન વડે અધિકારી જીવના મન, બુદ્ધિ, જ્યારે શુદ્ધ નિર્મળ થાય છે ત્યારે ઋતંભ્રા પ્રજ્ઞા જાગ્રત થતાં, ચક્ષુમાં જેમ સ્વપ્રકાશ સૂર્ય પ્રકાશે છે તેમ એ સ્વપ્રકાશ પરમાત્માનો પ્રકાશ સ્વતઃ પ્રકાશે છે. આવો લક્ષ્યાલક્ષ્ય, જ્ઞાતાજ્ઞાતથી વિલક્ષણ વિષય છે. એ અદ્‌ભુત અકથ્ય વિષયને અધિકારીજ અકથ્ય પ્રકારે અનુભવી શકે છે એટલે કે એ બાબત યુક્તિ–તર્ક–દ્રશ્યપ્રકૃતિ–અગર કોઇ પ્રકારના પ્રત્યક્ષાદિ (૧૨) પ્રમાણુનો વિષય નથી (વિશેષઉત્તરાર્દ્ધમાં વાંચશો). પછી એવા અનુભવી જ્ઞાની આપ્ત મહાત્માઓ તે બલથી યુક્તિ વગેરેનો આરોપ કરી કરીને લક્ષણાદ્વારા ત્હેની સિદ્ધિ સામાન્ય જનસમૂહમાં લોકહિતાર્થે પ્રચરિત કરે છે.

* જો આ મંત્રનો શબ્દાર્થ લઇએ તો એક હજાર શિર અને બે હજાર ચક્ષુ અને બે હજાર પગ હોવા જોઇએ પણ મંત્રમાં તો હજાર ચક્ષુ અને હજાર પાદ લખ્યા છે, એટલે કાણો, લંગડો એવા ઈશ્વર ઠરશે! માટે ભાવાર્થ સૂચક અર્થ લેવો એજ ઉચિત છે.

૪૮ પ્રશ્ન—ઇશ્વર અવતાર ધારણ કરે છે કે કેમ ? વરાહ, નૃસિંહ, રામચંદ્ર, શ્રીકૃષ્ણ, ઇત્યાદિ ઇશ્વરાવતાર ગણાય કે કેમ ? વળી ત્હેને પુત્ર પ્રાપ્તિ થાય છે કે નહિં ? એટલે જેમ ખ્રિસ્તી મતાનુયાયીઓ ઇસુખ્રિસ્તને પ્રભુના પુત્ર તરીકે સ્વીકારે છે તેમ તે કોઇના પુત્ર તરીકે અવતરે કે ?

૪૮ ઉ-ત્તર—આ ત્હમારા પ્રશ્નમાં દર્શાવેલા મહાપુરૂષોને પરમાત્માદિ તરીકે ગણવા એ યથાર્થ નહીં પણ રોચકભાવ છે.

કેમકે પરિચ્છિન્ન વ્યક્તિને પરમાત્મા તરીકે સ્વીકારવા એ સર્વ શકિતમાન, વિભુ, અથવા ઇચ્છારહિત અક્રિય પરમાત્માનું અપમાન કરવા તુલ્ય છે. સર્વ શકિતમાન પરમાત્માને અવતાર ધરવાની જરૂર નથી. જીવ હોય તે કર્માનુસાર શુભાશુભ કર્મફળ ભોગવવા યોનીદ્વાર જન્મ ધારણ કરે, પરંતુ પરમાત્માના એવાં કોઇ કર્મ નથી કે જેથી તે યોનીદ્વારા જન્મ લે. તેથી તે કોઇના પુત્ર તરીકે દેહધારણ કરતો નથી, તેમજ ત્હેને કંઇ સંસારી જીવની પેઠે સંસાર સુખભોગ ભોગવવાના નથી કે ત્હેને સ્ત્રીદ્વારા પુત્રોત્પત્તિ થાય અને બાપ બને. પાંડુ રાજાની પત્ની કુન્તિને પતિ સિવાય પુત્રોત્પત્તિ થઇ અને અંજનીને કૌમાર અવસ્થામાં પતિ વિના હનુમાન પુત્રરૂપે અવતર્યા વિગેરે માનવામાં આવે છે તેનું મૂળ કારણ બીજુંજ છે, અને વાતનું રૂપાંતર કરવામાં આવ્યું છે.

પ્રાચીન કાળમાં નિયોગ વિગેરે રિવાજો પ્રચરિત હતા એમાં એનું કારણ શોધવું જોઇએ; સૂર્ય, વાયુ વિગેરે ઋષિઓની ઉત્પત્તિ આવીજ રીતે થયેલી છે. આકાશસ્થ જે સૂર્ય અને વાયુ વિગેરે પ્રકૃતિના જડ તત્વો છે ત્હેનો સંભોગ થવો અને તે દ્વારા મનુષ્યોને પુત્ર પ્રાપ્તિ થવી કેવળ અસંભવિત છે. આ રીતે વિચારતાં જણાશે કે ઇસુ ખ્રિસ્ત એ પ્રભુનો પુત્ર ન્હોતો. એથી અધિક ત્હેની ઉત્પત્તિ સંબન્ધમાં લખવું અત્રે જરૂરનું નથી.*

---

* જો પ્રભુનો પુત્ર હત તો દુર્દશા સાથે શૂળી ઉપર ન ચઢાવી શકાત, વળી ઈસુની ઉત્પત્તિ વિષે એક યહુદીએ "સેફલ હલ્લદ ઈસુ" નામના ગ્રંથમાં જે મુળ દેવા વિષે લખ્યું છે તે અત્રે લખવું યોગ્ય નથી (ઈસુના પિતા જોસફે અને ઇસુની માતા મરિયમની જાતિ, ધંધા, આચરણ સંબન્ધી વિષયનું) કોઈ કહે છે કે ઈસુ થયોજ નથી જે જીવનચરિત્ર મળે છે તે પાછળથી ઘડી કાઢેલું છે.

આવીજ રીતે સર્વ અવતારો સંબન્ધી સમજવું. આ સૃષ્ટિમાં એવું કોઇ ઉચિત કાર્ય નથી કે પરમાત્મા પોતાની સર્વ શકિતપણાને કારણે ન કરી શકે. માટે તેને મનુષ્ય માફક અવતાર ધરવાની જરૂર નથી. રાવણની ઉત્પત્તિ અવતાર ધારણ કર્યાં શિવાય કરી શકે તો પછી ત્હેને મારવા શા માટે અવતાર ધારણ કરવો પડે! શાપ વશ થઇને શા માટે ગર્ભમાં આવવાની જરૂર પડે ! શ્રી રામચંદ્રની માતા કૌશલ્યાને શૃંગીઋષિની ખીર શા માટે ખાવી પડે ? શ્રી રામચંદ્રને પરમાત્મા સ્વીકારીએ તો એ પરમાત્માને સીતા માટે શા સારૂ ભટકવું પડે ? શ્રી કૃષ્ણ નંદરાજાને ઘેર શું કામ સંતાય ? વળી ઇશ્વરનું સ્વરૂપ એકરસ, વ્યાપક, અખંડ છે. જેમ આકાશને આધારે ધુમાડો, પાણી વિગેરે રહે છતાં ત્હેને વિકાર કરી શકતાં નથી, તેવીજ રીતે ઇશ્વર અવિકારી છે. ત્હેને કોઇપણ વસ્તુ વિકારી કરી શકે નહિં અથવા કે શાપ લાગી શકે નહિં.

ક્રાઇસ્ટ, રામ કે કૃષ્ણ આ સર્વના શરીરો પ્રત્યક્ષ ભાસમાન હતા, અને ત્હેમને શરીરના જે સામાન્ય ધર્મો જન્મ, મરણ, ઇત્યાદિ છે તે સર્વ સંસ્કારો થયા હતા, તો તેઓ પરમાત્મા શી રીતે કહી શકાય? તેમજ જે વસ્તુ વ્યાપક છે ત્હેનો જન્મ અને અમુકજ સંકુચિત પ્રદેશમાં રહેવું એ સૃષ્ટિક્રમ વિરૂદ્ધ કેવળ અસંભવિત–મિથ્યા કલ્પના છે. વિષ્ણુ અને શંકરે પરસ્પરમાં યુદ્ધ કર્યું તો ત્હેમાં ઇશ્વર કોણ ? તાત્પર્ય એજ કે પરમાત્માના મનુષ્યતુલ્ય, અવતાર હોઇ શકે નહિ, તેમજ તે કોઇનો પિતા કે પુત્ર પણ બની શક નહિ. એટલું તો ખરૂં કે આ સર્વ મનુષ્યો પરોપકારી, અસાધારણ મહા પુરૂષો હતા, અને ભોગી નહિ પણ સમર્થ યોગી હતા, તેથી ત્હેમનું અવતારી વિગેરેની–પદવીથી વ્યવહારમાં કથન કરવામાં આવે છે. *

૪૯—પ્રશ્ન–ત્યારે દુષ્ટોનું તાડન કરવા અને ભકતોની રક્ષા કરવા પરમાત્મા એક અગર અનેક વખતે દેહ ધારણ કરે એવું જે મનાય છે ત્હેનું શું ?

---

* પ્રાચીન કાળમાં એવો ધારો પણ હતો કે રાજા અથવા કોઈ મહાન પરાક્રમી પુરૂષ, ઈશ્વર નામથી ઓળખાતા અગર તે નામથી પોતાને પ્રસિધ્ધ કરતા, જેમકે હિરણ્યકશ્યપુ, મિસરના બાદશાહ ફિરઉન, નમરૂદ વિગેરે.

૪૯—ઉત્તર–પરમાત્મા પોતાની અચિંત્ય શકિતદ્વારા, અનેક રીતે દુષ્ટોનો તો શું પણ સકળ સૃષ્ટિનો લય કે સંહાર કરી શકે છે, તો પછી સર્વ શકિતમાન એટલા ખાતર જન્મ ધારણ કરે એ ત્હેની સર્વ શકિતમત્તાને બાધક છે.

પરમાત્મા વરાહ (ભુંડ, ડુક્કર, સુવર) નું રૂપ ધરે, કે કાચબાનું રૂપ ધરે એ ત્હેની સ્તુતિ નથી પણ નિંદા છે, પાપ છે, નાસ્તિકતાની પરિસીમા. *

તેમજ સ્ત્રીઓમાં આસકત થાય, વિયોગ માટે રૂદન કરે, એવી શૃંગારી લીલા મનુષ્યની હોય, પરમાત્માની નહિ.‡

શ્રી રામચંદ્રજીએ કે શ્રી કૃષ્ણે પોતે પણ પોતાને પરમાત્મા તરીકે ગણી "હું ઇશ્વર છું" એમ કહ્યું નથી. શ્રી કૃષ્ણ ભગવાન અર્જુન પ્રતિ ઉપદેશે છે કે 'ईश्वरः सर्वे भूतानां हृद्देशेऽर्जुन तिष्टति. હે ! અર્જુન જે ઇશ્વર છે તે સર્વના હૃદય વિષે અધિષ્ટિત છે.' વળી શ્રી કૃષ્ણજી વદે છે કે "હે અર્જુન મ્હારા અને ત્હારા અનેક જન્મો થઇ ગયા" છે. આ શ્રીકૃષ્ણથી પરમાત્માની પૃથકતા સૂચવનારાં વચનો છે, અને ભગવાન કૃષ્ણ તેમજ કહે છે. શ્રી રામચંદ્રે તો વસિષ્ટ પાસેથી જ્ઞાન સંપાદન કર્યું હતું, અને માત્ર એક ધોબીના કહેવા પરથી આદર્શ સદાચારિણી પત્ની સીતાજીના ચારિત્ર કરી શંકા વિષે એ પરમાત્માની સર્વજ્ઞતાને બાધક છે. અહીં કોઇને શંકા થશે કે જયારે આમ છે, ત્યારે ગીતામાં "હું" શબ્દનો પ્રયોગ કરી શ્રીકૃષ્ણે ઉપદેશ કર્યો છે કે, "મ્હારે શરણે આવ, હું ત્હારો મોક્ષ કરીશ" તેમજ અન્ય સર્વ વિભૂતિઓ ગણાવી છે, તો તેપરથી એ વાકયો ઇશ્વરપરક કેમ ન ગણવાં? આનું સમાધાન એમ છે કે 'હું' પદનો ભાવાર્થ ઘણોજ ગુહ્ય છે. શબ્દોના અર્થોની યોગ્યતા સમજવા માટે શબ્દોની લક્ષણવૃત્તિના પ્રકાર જાણવાની ખાસ અગત્યતા છે.

---

*વરાહ, મચ્છ, કચ્છ ઈત્યાદિ અવતાર લીલાના પ્રચલિત વર્તાંતો જો કોઇ અન્ય અર્થને લક્ષી રૂપક કે અલંકાર તરીકેના મુલ હેતુથી, લખાયા હોય તો ઈશ્વરને ભુંડ, વિગેરે રૂપ ધારવાનું માનવું એ અજ્ઞાનતા ને અધર્મની પરિસિમા છે.

‡રામ, કૃષ્ણ સરખા પરાક્રમી મહા પુરૂષોમાં આવાં કૃત્યો કે પરાક્રમ સંભવતા નથી.

જ્યાં સુધી આ જાણુવામાં ન આવે ત્યાં સુધી અભિપ્રાય પૂર્ણરૂપે સમજી શકાય નહિ. આ પ્રકાર ચાર છે. ત્હેનો પૂર્વાપર સંબન્ધ વિચારી યથા પ્રસંગ અર્થ યોજવા.

૧ **પારિભાષિક અર્થ**—આમાં સમજણ આપવાના હેતુથી શબ્દની પરિભાષા યોજવામાં આવે છે. જેમકે 'યોગ' શબ્દનો સામાન્ય અર્થ યોજાવું કે જોડાવું એવો છે; પરંતુ પતંજલી ઋષિ "ચિત્તવૃત્તિનો નિરોધ" એમ કરે છે. તેવીજ રીતે 'અસત્' શબ્દનો અર્થ શાસ્ત્રોકારો પોતપોતાના શાસ્ત્રમાં ભિન્ન ભિન્ન એકબીજાથી જુદો કલ્પે છે ('જે નથી, શૂન્ય, અક્ષણિક, ન હોય અને ભાસે, નામરૂપ–પરિવર્તન પામનાર જે હોય તેવો ન કહે પણ અન્યથા કહે, અને અન્યથા જાણે અને તેજ પ્રમાણે માને તેવાનો વિષય) અને આ ચિન્હમાં જે ભિન્ન ભિન્ન અર્થ જણાવેલા છે તેમાંના કેટલાક બીજાની પરિભાષામાં સત્‌ના લક્ષણને સ્પર્શે છે.

૨ **અધ્યારાર્થ**—જેમકે હું કહું તેમ કર, મારે શરણુ આવ, ત્હેને પાપથી તારીશ, અર્થાત એ કે મ્હારા ઉપદેશાનુસાર જ્ઞાન પ્રાપ્ત કર અને તદનુસાર વર્તન રાખવાથી ત્હારી મુકિત થશે.

૩ **શબ્દની લક્ષણાવૃત્તિ**—એટલે ભાવાર્થ જેમકે કોઇ પ્રસંગે ગીતામાં હું શબ્દ પરમાત્માને વિષય કરે છે 'मम माया दुर्त्यया. तद्धाम परं मम' ઇત્યાદિ વાકયોમાં લક્ષણા છે, અને હવે.

૪ **મુખ્યાર્થ**—જેમકે ગીતામાં હુંનો અર્થ સામાન્ય રીતે શ્રી કૃષ્ણને લાગુ પડે છે તે. (૧૧ માં અધ્યાયમાં યોગેશ્વર શ્રી કૃષ્ણજીએ વિરાટ સ્વરૂપ દેખાડયું છે તે)

અહીં કોઇ કહે કે ઇશ્વર શિવાય અન્ય કોઇ વિરાટ સ્વરૂપનું દર્શન કરાવી શકે નહિ, તો એટલુંજ જણાવવાનું કે પ્રાણાવિનિમય યાને તૈજસ વિદ્યા (મેસ્મેરિઝમ) ના પ્રયોગોમાં અનુવૃતિ અવસ્થામાં વિધેય ને વિધાયક અનેક પ્રકારનાં સ્વરૂપોનું દર્શન કરાવી શકે છે; પરંતુ તે સ્વરૂપનું વાસ્તવિક અસ્તિત્વ પરમાર્થરૂપે તે સમયે હોતું નથી, બલ્કે સૂક્ષ્મમાં

સૂક્ષ્મ કલ્પના માત્ર છે. સાંભળવામાં છે કે સહજાનંદ નામના સાધુ પણ કેટલાક મૂર્છા વિગેરેના પ્રયોગો વિધેયના પર કરતા તો શ્રી કૃષ્ણ જેવા યોગીશ્વર માત્ર શ્રદ્ધા કરાવવાના હેતુથી અર્જુન સરખા અનન્ય ભકતને અમુક માનસિક ક્રિયાઓદ્વારા આવું સ્વરૂપ દર્શન કરાવે એ ત્હેના સદુપદેશના પોષણમાં સહાયકજ છે, પણ તેથી તે પરમાત્મા ન હોઇ શકે.

ગીતાના ચતુર્થ અધ્યાયમાં 'દુષ્ટોનો સંહાર કરવા અને સાધુંનું રક્ષણ કરવા' તેમજ 'ધર્મનું સ્થાપન કરવા' હું 'અવતાર લઉં છું" એમ શ્રી કૃષ્ણ મહારાજ કહે છે તે સંભવિત છે. એઓ અધિકારી કોટીના હતા, એટલે યોગ શાસ્ત્રાનુસાર તે સંભવી શકે છે. પણ તેથી પરમાત્મા ન ગણી શકાય, કારણ તેવું હત તો સકલ સૃષ્ટિપર ધર્મ સ્થાપન કરત; પણ ભારતવર્ષ શિવાય અન્ય સ્થળે એ સ્થાપન કર્યાનું લેશ સરખું ઐતિહાસિક પ્રમાણ નથી. આ કારણથી પણ એઓનું પરમાત્મા હોવું સંભવતું નથી. તેમ એઓ પોતે પણ પરમાત્મા તરીકે પોતાને ગણાવતા નહોતા. પરંતુ આ બધું પુરાણોકત સમયની ભૂલ ભરી કે સ્વાર્થમયી કલ્પનાઓ જણાય છે; વળી પુરાણોની કથાનો પ્રચલિત અર્થથી ઇતર અર્થ ન હોય તો એમ પણ કહી શકાય કે, પુરાણોમાં ત્હેની વ્યાજ સ્તુતિ રૂપે નિંદા પણ લખી છે; એટલે પુરાણનું તમામ કથન યથાર્થ નથી.

કારણકે એમ તો છેક હમણા થઇ ગયલા શ્રી સહજાનંદ—ત્હેના* ગ્રંથ જોતાં એક સામાન્ય મનુષ્ય લાગે છે, પણ કેટલાક લોકોએ ત્હેમને ચમત્કારી તેમજ ઇશ્વરના અવતાર તરીકે સ્થાપ્યા છે. શ્રી શંકરાચાર્ય મહાન તત્ત્વવેતા થઇ ગયા અને ત્હેમના અનુયાયીઓએ પાછળથી ત્હેમને ઇશ્વર તરીકે સ્થાપિ શંકર દિગ્વિજય† વિગેરે

* આ મનુષ્ય બ્રાહ્મણ અને બ્રહ્મચારિ કહેવાતા, શ્રોત્રિય—વેદવિત ન્હોતા કેટલાક કહે છે કે તે પ્રસિદ્ધ વિદ્વાન ન્હોતા. જો કે ત્હેમના રચેલાં શિક્ષાપત્રી અને 'વચનામૃત'માંથી ત્હેમના સંબન્ધી ઘણું જાણવાનું મળી શકે એમ છે. એનું છાપેલું વસીયત નામું (મરણ પત્ર) વાંચીશું તો આર્ય પુત્રોની અજ્ઞાનતા સંબન્ધી બહુ કરૂણ વિચારો થશે.

† શંકરાચાર્યને સર્વજ્ઞ તરીકે ગણવા અને પછી બીજા વિષયના અનુભવાર્થે ત્હેમણે પરકાયા પ્રવેશ કરી અનુભવ લીધો એમ માનવું એ સ્તુતિમાં નિંદાજ છે. એવી રીતે અન્ય આચાર્યોનું પણ થયું છે.

ગ્રંથો બનાવ્યા, તેમજ શ્રી રામ, શ્રી કૃષ્ણ, બુદ્ધદેવ, શ્રી મહાવીર, ઇસુ, મસીહ અને નબી મહમદ, વિગેરે માટે પણ આવી કલ્પનાઓ છે ત્હેને યથાયોગ્ય યોજી લેવી. આવી રીતે ભિન્ન ભિન્ન કાળે અમુક મનુષ્યો અનેક ગુણોને લીધે મહાપુરૂષ તરીકે ગણાતા. તેઓ કાળાંતરે પ્રજાની અજ્ઞાનતાને લીધે ઇશ્વર તરીકે પૂજાયા. તેમજ વર્તમાનના મહાવિદ્વાન અને અગાધ બુદ્ધિ પ્રભાવવાળા સુધારક સ્વામિ દયાનંદ જેમણે કર્મ, ઉપાસના, ને જ્ઞાનનો પ્રચાર કરવા ભગીરથ પ્રયત્ન કર્યો છે ત્હેમને પણ ત્હેમના કોઇ અનુયાયીઓ ઇશ્વર તરીકે સ્વીકારે તો ત્હેમાં આશ્ચર્ય ઓછુંજ છે. બાકી તેઓ પોતે પણ અવતારવાદના પરમ આરૂઢ અશ્રધ્ધાળુ અને અમૂર્ત પરમાત્માનાજ ઉપાસક હતા.

આ સંબન્ધી આ દ્રષ્ટિયે વિવેચન પૂર્ણ કરી હવે અન્ય દ્રષ્ટિયે સત્યાસત્યનો નિર્ણય કરીશું. ઉક્ત પુરૂષોને જે લોકો ઇશ્વર તરીકે કલ્પે છે ત્હેના કારણો શોધતાં બહુ ભાગે ત્હેમની ચમત્કારી શકિત, કોઇક અદ્‌ભુતતાજનક–ચમત્કારજનિત શકિતના કાર્યો, કરામત કે ચમત્કારને લીધે છે એવું મનાય છે માટે ત્હેના વિચાર કરીશું.

## કરામતી ઈશ્વર.

### ચમત્કારજન્ય ઇશ્વરની કરામતના વિવિધ પ્રકાર.

૧ કેટલાકો કહે છે પ્રથમ માત્ર એક ઇશ્વર હતો, જીવ કે પ્રકૃતિ કાંઇ ન્હોતું. તે પરમાત્માએ પોતાની શક્તિના ચમત્કાર વડે જીવ અને પ્રકૃતિનું સૃજન કર્યું, અને સકલ બ્રહ્માંડની રચના કરી.

કેટલાકોનો એ ચમત્કારજનિત વિશ્વરચના સંબન્ધી એવો મત છે કે ખુદાએ સાત દિવસમાં સૃષ્ટિરચના કરી પણ પૃથ્વિ બેડોળ બની ગઇ હતી, તેથી ત્હેને સુધારીને પછી આસાયશ લીધી. (યાહુદી, કિરાની મતાનુયાયી ખુદાનો ચમત્કાર)

કેટલાકો એવું માને છે કે ખુદાએ "કુનફેકુન (થઇ જા)" એટલા શબ્દ માત્રનું ઉચ્ચારણ કર્યું એટલે સમગ્ર બ્રહ્માંડ બની ગયું, પણ

---

†ત્હેના અમુક અનુયાયિઓ (મહાત્મા પાર્ટીવાળા) તો ત્હેને નિર્ભ્રાંત, મહારૂષિ અને કરામતી સિધ્ધ યોગેશ્વર તરીકે ગણતા થયા છે.

એ વિશ્વની ધરતી આધાર વગરની હોવાથી કાંપતી હતી, તેથી પૃથ્વી પર પહાડ વિગેરેની મેખ મારી ત્યારે પૃથ્વી સ્થીર થઇ અને કાંપતી રહી. [કુરાની, ફરકાની મતાનુસાર]

વળી કેટલાક એવું માને છે કે પ્રભુએ સ્વેચ્છાનુસાર જીવો ઉત્પન્ન કર્યાં, અને ત્હેમને શરીરધારી બનાવ્યા. કોઇને આંધળો, કોઇને પાંગળો, કોઇને નિરોગી, કોઇને રોગી, કોઇને સૌન્દર્યવાન, કોઇને સૌન્દર્યહીન એવી રીતે વિવિધ પ્રકારના વિભાગો કર્યાં અને હવે પછી મહાપ્રલય અથવા કયામતને સમયે સ્વેચ્છાનુસાર સ્વર્ગ કે નર્કમાં તેમની ગતિ કરશે. એ ઇશ્વર પોતે શકિતમાન હોવાથી અન્યથા પણ કરી શકે છે.

૨ કેટલાક એવું કહે છે કે પ્રભુએ પ્રથમ શયતાનને ઉત્પન્ન કર્યો તે શયતાને પ્રભુની આજ્ઞા સ્વીકારી નહી, અને આદમને નમ્યો નહિં તેથી દુર્ગતિએ નાંખ્યો; પણ તે શયતાન અતિ બલિષ્ઠ હોવાથી પ્રભુ સૃજિત અન્ય જીવોને અવળે માર્ગે દોરવે છે, દોર્યા છે, ને હજી દોરશે. (કુરાને શરીફમાં લાત મનાત બુતનો પ્રસંગ વાંચવાથી આ સ્પષ્ટ થશે.)

૩ ઇસુ રોગીઓને ચમત્કાર માત્રથી નિરોગી કરતો, અલ્પ ભોજનમાંથી અનેકને જમાડતો, ભૂત લોકને વાનરની યોનિમાં નાંખતો, પોતે ગુપ્ત થઇ જતો, ગુપ્ત ચમત્કારોના દ્રશ્યો બતાવતો. ત્હેનાપર જે વિશ્વાસ રાખી વિશ્વાસુ બનતા ત્હેના સર્વદોષ મુકત કરતો. તેમજ ત્હેમના સર્વ દોષ ક્ષમા કરશે, કરાવશે અને સ્વર્ગ આપશે.

ત્હેની આ શકિતને લીધે તે એકલો પ્રભુ પુત્ર તરીકે ગણાય છે અને ઇશ્વરના અવતાર તરીકે પૂજ્ય મનાય છે. (ઇસુના ચમત્કાર).

૪ નબી મહમ્મદ સાહેબ ખુતના (સુનત) થયલા જન્મ્યા અને અક્ષરજ્ઞાન રહિત હોવા છતાં (ઉમ્મી છતાં) ખુદાનું મોકલેલું પુસ્તક કુરાન તે પણ જાણતા. પોતે ઉપદેશ કરી અરબ લોકની મૂર્તિપૂજા છોડાવી, આકાશમાં દેખાતા ચંદ્રના બે કટકા કરી પોતાના અંગરખાની બાંહ્યમાંથી કાઢયા; તે વળી પાછા જોડાયા. રાતે ઘોડા ઉપર બેશી મુસાફરી કરી ઝેબ્રાઇન સાથે સાતમા આસમાનની

ઉપર ખુરશીપર બેઠેલા ખુદા પાસે ગયા, પ્રથમ ઘોડાને એક ઝા* સાથે બાંધ્યો અને પછી ત્યાં ઝરીના પડદામાં રહેલા ખુદા સાથે પરોક્ષ રીતે વાત કરી પાછા આવ્યા. મુસાફરી અને આ બધું કાર્ય માત્ર એક મિનિટના ટુંક સમયમાં કર્યું હતું. તેઓ પોતાના ધર્મમાં આવનારના અપરાધ કયામતને દિવસે ખુદા પાસે માફ કરાવી સ્વર્ગ અપાવશે, માટે ત્હેમને "શફીઅલવરા" કહેવામાં આવે છે. બહેસ્તમાં ભોજન માટે સુંદર ખારેક, મધ, દૂધ, કેફ વિનાનો શરાબ તેમજ સુંદર ભોગ અપ્સરા (હુરી) વિગેરે મળશે. નબી મહમ્મદના મિત્ર હઝરતઅલીને માટે સૂર્ય આથમ્યા પછી તરત પાછો ઉગ્યો હતો. શમસ્તબરેઝે સૂર્યને નીચે ઉતાર્યો હતો, કુતબુલ્લાકતાબ–પીરાનપીર દસ્તગીરનું એવું કે–જુઠે મ્હોંએ કોઇ અપવિત્ર મનુષ્ય સ્મરણ કરે તો તરતજશિક્ષા મળતી. એવી રીતે બુઅલીશાહ કલંદર ઓલીયા વિગેરે ઘણા સિધ્ધોના ચમત્કારો સંબંધી પણ આમજ કહેવાય છે.

૫ જરથોસ્ત પારસીઓના પેગંબર જન્મતાં હસ્યા હતા. બાળક છતાં પ્રતિપક્ષીઓ તરફની આફતોથી દેવતાઓએ બચાવ્યા હતા.* વિગેરે અનેક દૃષ્ટાંતો અવૈદિકોના સિદ્ધાંત ગ્રંથોમાં મળે છે.

હવે આપણા આર્યાવર્તીય હિંદુસમાજમાં કેવા પ્રકારની માન્યતા પ્રચલિત ચાલે છે ત્હેનાં ઉદાહરણ થોડાંક આપીશું.

૧ કોઇ કહે છે કે શરૂઆતમાં આદિ કાલે કોઇ ન્હોતું, માત્ર શૂન્ય હતું. ઇશ્વરને ઇચ્છા થઇ કે "હું એક છું તે બહુ પ્રજાનું સૃજનક" એટલે તમામ જગત ઉત્પન્ન થયું. ઇશ્વર જીવોને કર્માનુસાર નાના પ્રકારના જન્મ આપે છે, અન્યથાપણ કરી શકે છે.

કોઇ કહે છે કે જીવ, પ્રકૃતિ અને ઇશ્વર એ ત્રણે અનાદિ અનન્ત છે. ઇશ્વર, જીવોને કર્માનુસાર અનેક જન્મો, સ્વર્ગ, નર્ક વિગેરે પ્રાપ્ત કરાવે છે. કર્માનુસાર સૃષ્ટિની, ઉત્પત્તિ, સ્થિતિ અને લય થાય છે. આવી રીતે અનાદિ અનન્ત પ્રવાહ ચાલુ રહે છે. તે અન્યથા કંઇ કરતો નથી, કારણકે ન્યાયકારી છે.

---

* ઉપરના પાંચે નંબર માટે જુઓ 'ક્રિશ્ચીયનમતદર્પણ' 'તકજીબ બુરાહીન અહમદીયા' 'મ્યારાજ' 'મોલુદ શરીફ' અહમદીયા' 'જીહાદ' 'તૌરેત' 'ઇન્જીલ' 'તરજુમે કુરાને શરીફ' અવસ્તા, વંદીદાદ વિગેરે. અહીં સુધી પારસી યહુદી, ખ્રીસ્તી, મુસલમાન વિગેરે ધર્મમતવાળાની કરામત સંબંધી વિવેચન કર્યું.

કોઇ કહે છે કે ઇશ્વરજ નથી. જીવોના કર્માનુસાર સ્વભાવત: સર્વ બન્યું જાય છે. સૃષ્ટિ પ્રવાહથી અનાદિ છે. તેહનો કોઇ કર્તા નથી. અર્થાત આમાં પ્રકૃતિ અને જીવની કરામત કે ચમત્કારથી સર્વ બનેલું ગણાય છે, ઇશ્વર શિવાય આ બીજા પ્રકારની પણ કરામત છે.

વળી કોઇ કહે છે ઇશ્વર છે, અને તે ભકતોની રક્ષા કરવા તેમજ દુષ્ટોના સંહાર માટે વરાહ, કચ્છ, મચ્છ, ઇત્યાદિ રૂપે અવતાર ધારણ કરે છે. વળી શ્રી રામચંદ્ર, તથા શ્રીકૃષ્ણચંદ્રના અવતાર તો પ્રસિદ્ધ છે. આગળ આપણે અમુક દિવસમાં ખુદાએ સૃષ્ટિ રચના કરેલી વિગેરે જણાવી ગયા, તેવી રીતે શ્રીકૃષ્ણે સૂર્ય, ચંદ્ર, ભુમિ, મનુષ્ય, સ્વર્ગ, નર્ક, વિગેરેની અન્ય સૃષ્ટિ રચી; વિરાટ સ્વરૂપનું દર્શન અર્જુનને કરાવ્યું હતું.

૨ જેમ શયતાને ઇશ્વર–ખુદાની આજ્ઞા ઉલ્લંઘીને માનવ જાતિને અવળે માર્ગે દોરેલી, તેમ વિષ્ણુના ભકત નારદે પોતાના શકિતથી ઇશ્વરના અનેક ભકતો તેમજ મનુષ્યોને વાકયછળ કરી દોર્યા હતા.

૩ સિકિમના મહાત્મા ઔષધોપચાર વિના દ્રષ્ટિ માત્રથી રોગ દૂર કરે છે. પાંડવ પત્ની દ્રૌપદી અલ્પ સામગ્રીમાંથી હજારો મનુષ્યોને ભોજન કરાવતી હતી. ગૌતમ ઋષિએ મનુષ્યને પત્થર રૂપ બનાવી દીધો હતો. મેવાડના રાણા હમીર સેંકડો મૃત શબને સજીવન કરતા. તુળસીદાસે બ્રાહ્મણના શબને જીવતું કર્યું. કાઠીયાવાડમાં આવેલાં 'કેશોદ' ગામનો રઇસ માધવ લુહાણો હાલમાં ગુપ્ત વાતો કરે છે. દક્ષિણમાં ગોવિંદ ચેટી વર્તમાનમાં ગુપ્ત પ્રયોગો પ્રેક્ષકોને બતાવે છે થીઓસોફીકલ સોસાયટીની મેડમ બ્લેવેટસ્કી નામની સ્ત્રી પણ આવા ગુપ્ત પ્રયોગો પ્રેક્ષકોને બતાવતી એમ સાંભળ્યું છે. સ્વામિનારાયણ સંપ્રદાયના મૂળ આચાર્ય સહજાનંદ મહારાજ પોતાનાપર વિશ્વાસ રાખનારા અનુયાયીઓને સર્વ અપરાધ ક્ષમા કરી સ્વર્ગથી પણ ઉપર અક્ષરધામ નામના પવિત્ર સ્થળે લઇ જાય છે. વામમાર્ગીઓ 'उत्थायच पुन: पीत्वा पुनर्जन्म न विद्यते' ઇત્યાદિ શ્લોકોકત મદ્યપાનના સેવન કરનાર પંથીઓને પણ મોક્ષ પ્રદાન કરાવે છે વિગેરે.

૪ કેટલાક કુદરતી ચમત્કારો. 'હાલમાં પણ ખુતના રૂપવાળા, છ આંગળાવાળા (છંગા), બે યોનીવાળી સ્ત્રીઓ જન્મે છે.' વાલ્મીકી ઋષિ અક્ષરજ્ઞાન વગરના છતાં વેદના જ્ઞાતા હતા. શ્રી શંકરાચાર્યના શિષ્ય હસ્તામલક નિરક્ષર છતાં બાળ વયમાં છંદ રચના કરતો. ગૌતમના ભયથી ચંદ્રમાં નાઠા હતા. જૈન ધર્મના કોઇ યતિએ અમાવસ્યાની રાતે એક બીજો ચંદ્રમાં ઉત્પન્ન કીધો હતો. રામભકત હનુમાનજીએ સૂર્યને ગળ્યો હતો. કપિલ ઋષિના મળ વિષ્ટામાંથી ચાર કોશ પર્યંત સુગંધ પ્રસરતો. વામમાર્ગીપર વિશ્વાસ રાખે ત્હેને શિવલોકમાં ન્હાના પ્રકારના સુખોપભોગ, અપ્સરા, માંસ, મદિરા વિગેરે પ્રાપ્ત થાય છે.

શ્રી વલ્લભાચાર્ય ઉપર વિશ્વાસ રાખે તો નાના પ્રકારના ઉત્તમોત્તમ પદાર્થો યથેચ્છા પ્રાપ્ત થાય છે. ઇશ્વરે બ્રહ્મા વિગેરે ઋષિઓ ઉપર ઇશ્વરીપુસ્તક વેદ ઉતર્યાં હતાં.

૫ રાજ્યકન્યા કુંતાએ સૂર્યને બોલાવી કર્ણને સૂર્યથી ઉત્પન્ન કરાવ્યો. વિદ્યારણ્ય સ્વામિએ દક્ષિણમાં સવા પ્હોર સુધી સુવર્ણ વર્ષાવ્યું. તુલસીદાસે દિલ્લીના બાદશાહને વાંદરા દેખાડી ભ્હીવરાવ્યો હતો. શુકદેવજીના શિષ્ય ચરણદાસે નાદર-બાદશાહે મોકલાવેલા માંસને મિઠાઇના રૂપમાં ફેરવી નાંખ્યું હતું. નરસિંહ ભકતે પત્થરને બોલતો કર્યો. વાલ્મીકે તૃણલાનો મનુષ્ય કરી દીધો હતો. હનુમાનજીએ પહાડ ઉડાવ્યા હતા. શુકે માયાવી આગ લગાડી હતી. વિષ્ણુએ હિરણ્યકશ્યપુ વિગેરેને ત્રિલોકનું રાજ્ય આપ્યું. શંકરાચાર્યની આજ્ઞા જૈનોએ માની નહીં, તેથી માયાવિ દરિઆમાં ડુબાડયા. વિગેરે વિવિધ પ્રકારની માન્યતાઓ હિંદુઓમાં પ્રચલિત થયલી જોવામાં આવે છે. ઉકત દ્રષ્ટાંતો માન્ય ગણાતા પુસ્તકો 'મહાભારત' 'પુરાણ' 'ભકતમાળ' 'શંકરદિગ્વજય' તથા અન્ય પુસ્તકોને આધારે આપવામાં આવ્યા છે.

વસ્તુતઃ ખ્રિસ્તી તેમજ મુસલ્માન વિગેરે અન્ય ધર્મીઓની સાથે તુલના કરતાં આ બધા ચમત્કારોનું સામાન્ય સ્વરૂપ બહુધા એકજ પ્રકારનું લાગે છે. આ પ્રત્યેક ચમત્કાર સંબન્ધી વિગતવાર પરીક્ષા કરવામાં મિથ્યા કાલક્ષેપ કરવાની જરૂર નથી. કોઇપણ સામાન્ય બુદ્ધિમાન મનુષ્યને માત્ર દ્રષ્ટિપાત

કરતાં જણાશે કે આવા ચમત્કાર કે કરામતની સિદ્ધી, વિજ્ઞાન કે બુદ્ધિપૂર્વક પ્રમાણુદ્વારા સિદ્ધ થઇ શકે એમ નથી. સર્વ શક્તિમાન પરમાત્માનો પુત્ર, પેગંબર, અવતાર વિગેરે માનવામાં માત્ર અજ્ઞાનતા-જનક અંધશ્રદ્ધા, અને અસત્ય વિશ્વાસ શિવાય અન્ય આધાર છે નહિં. સૃષ્ટિ નિયંતા વિશ્વવ્યાપક મહાન પરમાત્મા પોતાની અચિંત્ય શકિતદ્વારા મરજીમાં આવે તેમ અનિયમીતપણે, સ્વેચ્છાપૂર્વક વિશ્વનો વ્યાપાર ચલાવે ન્હેના કરતાં પરમાત્માએ એ નિયમો અચલ ફેરફાર ન થાય એવા કર્યા છે એમાં ત્હેના શકિતત્વ પણાની મહત્વતા છે. તેમજ પ્રકૃતિમાં રહેલાં સૌન્દર્યને જોતાં કે નાની સરખી વસ્તુ રચનામાં જે નિયમપુર્વક વ્યવસ્થા રહેલી છે ત્હેનું સૂક્ષ્મ અવલોકન કરતાં આનન્દમુગ્ધ બની જવાય છે. અને જે મહાન અચિંત્ય નિયંતૃક શકિતને લીધે વિશ્વવ્યાપારની સર્વ પ્રવૃત્તિઓ નિયમીતતાથી થાય છે તે સંબન્ધી શાંતિથી વિચાર કરતા સાનંદા-શ્ચર્ય પામી મુગ્ધ બની જવાય છે. આ વિષય સંબન્ધી વધુ વિસ્તા-રની જરૂર નથી, પણ ઇશ્વરી સૃષ્ટિ કે પ્રકૃતિનું આવું દર્શન જે આનન્દ સમાધિમાં લીન કરે છે, જે અલૌકિક ચમત્કારનું પ્રકાશન કરવા સમર્થ નીવડે છે તે ઉપરોકત અંધશ્રધ્ધા ન વિશ્વાસના પરિણામ તરીકે ચમત્કાર સિદ્ધી સ્વીકારવામાં આવે છે તેમાં નથી હોતું. તે કેવળ લૌકિક હોય છે. અજ્ઞાનતાનું પરિણામ હોય છે અને વખતે તો સ્વાર્થની છેતરામણ પણ કોઇ પ્રસંગે હોય છે.

આ બધાનું કારણ એજ કે અતિ પ્રાચીન કાળમાં માત્ર એક ઇશ્વરને માનનારા વેદ ધર્મિઓ હતા. એ ધર્મ ઉદાર સૃષ્ટીક્રમમાં સુસંગત હતો, તે ધર્મ ધીમે ધીમે અનેક કારણવશ લુપ્ત થયો. પાંચ હજાર વર્ષમાં અનેક પરિવર્તનો થયા. ખ્રિસ્તી, મુસલમાનોમાં લક્ષા-વધિ પર્યંત પેગંબરો થયા. મુસલમાન બંધુઓએ તાબૂત અને પીરને પૂજ્ય ગણ્યા, અને પચીશ કરોડ આર્ય સંતાનના તેત્રીસ કરોડ દેવતા મનાયા. દર્શનશાસ્ત્રોના તત્વજ્ઞાનનું રહસ્ય લોકની જડ થતી જતી બુદ્ધિમાં પચ્યું નહીં. અતિ પ્રાચીન કાળમાં સદાચારી વિદ્વાન, જ્ઞાની, પરોપકારી, નિરભિમાની આચાર્યો હતા અને ત્હે-

મનાદ્વારા જે શિક્ષણ મળતું તે શિક્ષણ પ્રણાલિકા જતી રહી.† આ તો માત્ર થોડાંજ કારણો દર્શાવ્યાં છે એ શિવાય અન્ય કારણો છે કે જેને લીધે પરમાત્મા, જે મહાનમાં મહાન છે ત્હેને એક સામાન્ય કારણ ખાતર સામાન્ય માણસ માફક ક્રિયા કરતો હોવાની કલ્પના ઉદ્‌ભવ થવા પામી છે.

ઉપર લખેલી એ બધી કરામતો સત્ય હોય તો અમુક ધર્મ-વાળાની ખરી અને અમુક ધર્મવાળાની ખોટી એ કહેવા માટે પ્રમાણ નથી. પરમાત્મા જ્યારે સૃષ્ટિની અચલ નિયમપૂર્વક વ્યવસ્થા બાજૂએ મૂકીને મરજીમાં આવે તેમ સ્વેચ્છાપૂર્વક ક્રિયાએ કરી વિશ્વવ્યાપાર ચલાવે તો પ્રત્યેક ધર્મીઓને પોતાની કરામત સત્ય કહેવાનો હક છે. વળી કેટલાક એવું કહે છે કે આ પ્રસંગોને વર્ણનોના અર્થ સામાન્ય દ્રષ્ટિથી કરવામાં આવે છે તેવા નથી, પણ રૂપકો ને અલંકારમાં ઘટાવવાના છે; તેમ હોય તો એ વૃતાંતો સંબન્ધી ખાસ આગ્રહ નથી, પણ બધાએ મળી હજી એકસરખા અર્થ ઠરાવ્યા નથી, તેમજ પ્રસંગે પ્રસંગે પુસ્તકોમાં વધઘટ થયલી છે, અને અનેક પાઠભેદો અને આવૃત્તિઓમાં પણ અનેક ભેદો જોવામાં આવે છે. નહીંતર પછી હિંદુ, જૈન, મુસલમાન, ખ્રિસ્તી વિગેરે સર્વ ધર્મના અનુયાયીઓએ ભેગા મળી એ ચમત્કારો બધાએ સાંગોપાંગ સ્વીકારવા, અને કોઇએ કોઇનો દ્વેષ કરવો નહીં; અને તેમ કરી ધર્મનું ઐક્ય સાધવું. પણ આમ પણ કોઇ સ્વીકારી શકે એમ નથી, તો અમુક ચમત્કારજ સત્ય એ આગ્રહ કેમ બને? માટે સૃષ્ટિક્રમને બુદ્ધિપૂર્વક વિચાર કરી આવી વાતોની ઉપેક્ષા કરી પ્રત્યેક મનુષ્યે ધર્મનું શુદ્ધ રહસ્ય વિચારી, ધર્મ એ આત્માનો વિષય છે એમ સમજી એક ધર્મી બનવું એ પરમકર્તવ્ય છે. શુદ્ધ ધર્મથીજ વ્યવહાર અને પરમાર્થ ઉભય સાધવામાં ઘણી સરળતા થાય છે. આટલું પ્રસંગોપાત વિવેચન કર્યા પછી શ્રી કૃષ્ણચંદ્ર ગીતાના ચતુર્થ અધ્યાયમાં ધર્મનું સંસ્થાપન કરવા સંબન્ધી જે ઉપદેશ કરે છે અને વચન કહે છે ત્હેની વ્યવસ્થા કરીશું.* * *

---

† કેટલાક માને છે કે આવી બાબતમાં આર્ય પ્રજા પ્રગતિ તરફ વૃદ્ધિ કરે છે પણ કેટલીક વખતે એથી ઉલટું, માનવાની જરૂર પડે છે. જે કાઈ કાળે 'ધર્મગુરૂ નીપદ્ધી પંડિતા સ્રીને ન્હોતી મળતી તે પરદેશી ગોરી સ્રીઓને ધર્મગુરૂની પદ્ધી મળતી થઈ, રે! આર્ય પ્રજાનો ધર્મ પણ ત્હેમના હાથમાં ન રહ્યો. અફસોસ! શતવાર અફસોસ!!!

*⁎*ઉપરની કલ્પેલી કે સાચી ભાવનાને વશ થઇ જો કરામતીને ઇશ્વર માનવામાં આવે તો (૧) યાતો જગતકર્ત્તા અનેક ઇશ્વર (અભાવથીજનક તથા ભાવથીજનક એમ) માનવા પડશે અને તેમાં વિરોધ તથા અવ્યવસ્થા થશે. (૨) અથવા તો તેઓમાં જે વધારે કરામતી હોય ત્હેને (એટલે કે અભાવમાંથીજ ભાવરૂપ જીવ જગત પેદા કરનાર જીવોને વિનાકારણ જન્મ દુઃખ આપી શકનાર, અન્યથા કરનાર, શયતાનને ન પકડી શકનાર—કિરાની કુરાનીનો ઇશ્વર અથવા ક્ષણમાત્રમાં બીજું બ્રહ્માંડ રચનાર તથા (કૌશલ્યા, યશોદા, અર્જુન વગેરે) દર્શન કરાવી આપનાર અને છળ કરનાર હિંદુઓનો ઇશ્વર માનવો પડશે, પણ સરખામણી કરતાં તેમાંથી કોને-કેવાને ઇશ્વર કહેવો એ અનિશ્ચિતજ રહેવાનું. તેવીજ રીતે કરામતપર દ્રષ્ટિ નાખતાં કોને કોને ઇશ્વરના અવતારો કે ઇશ્વરના પુત્રો કે ઇશ્વરના દૂતો માનવા એ પણ અનિશ્ચિતજ રહેશે. અથવા સર્વને ઇશ્વરના અવતારાદિ સ્વીકારવા જોઇશે, પણ તેમના મંતવ્ય-ઉપદેશ-સિદ્ધાંતોમાં રાત દિવસ જેટલો મતભેદ જોવામાં આવે છે, તેથી તેઓને તે માનવું કે નહીં એ અનિશ્ચિતરૂપેજ રહેશે.

જો કોઇના પક્ષ પ્રમાણે એમ માનીએ કે દ્રશ્યસૃષ્ટિ સ્વપ્નસૃષ્ટિવત્ છે તેથી ત્હેનો કર્ત્તા-ઇશ્વર સુદ્ધાં તેમજ ત્હેના અવતાર,-પુત્ર-દૂત પણ ત્હેના જેવાજ, તેમજ જીવો અને જીવોના બંધ મોક્ષ પણ તેવાજ. આમ હોય તો તે ઉક્ત અવતારાદિ બધા સ્વપ્નસૃષ્ટિવત્ સાચાજ, કેમકે દરેકને પોતપોતાના સ્વપ્નામાં તેમજ (સ્વપ્નકાળે સત્જ) પ્રતીત થાય છે, માટે કોઇના ધર્મ મત પંથનો તિરસ્કાર-ખંડન ન કરતાં બધાને માનવું જોઇશે. બલ્કે રામકૃષ્ણાદિ, બુદ્ધ, મહાવીર, ઇસુ, નબીમહમ્મદ વગેરેને પણ પૂજવા પડશે, અને તેનો ઉપદેશ માનવો જોઇએ, પણ એમ થતું કે થઇ શકતું નથી કારણકે દરેકના સ્વપ્નમાં તે તેના મંતવ્ય સંસ્કારથી જે બીજા પ્રકારના પક્ષો છે તે નિષેધનીય-અસત્ જણાય છે, અને મત ભેદ (ગોભક્ષક ગોરક્ષક-પુનર્જન્મ અપુનર્જન્મ, કાફર-મલેચ્છ વગેરે) મનાય છે તેથી પુર્વોક્ત સાધ્ય-મંતવ્ય (ઇશ્વર અવતારાદિ)થી ઉપેક્ષાજ કર્તવ્ય છે એ પરિણામ આવશે; અને ઇશ્વરને તેના અવતાર, ત્હેના પુત્ર, ત્હેના દૂત એ ભાવના કરામતના હેતુને લઇને સિદ્ધ નહીં થશે એટલે મૂકવી પડશે.

જીવ, અર્થાત જેનાથી જીવન થાય–રહે છે અગર પોતે જીવે, તે જીવ ત્રણ પ્રકારના હોય છે.

૧ ઈશ્વર કોટિ–જેના વડે અખિલ બ્રહ્માંડનું જીવન બન્યું રહે છે. એ બ્રહ્મ એટલે વ્યાપક જીવ, એકજ પરમ ચેતન તત્વ.

૨ અધિકારી કોટિના જીવ––પાપરહિત, ધર્માત્મા, નીતિવાન, વિદ્વાન, જ્ઞાની, સત્વગુણ સંપન્ન, કર્મયોગી, જ્ઞાનયોગી બીજા જીવોથી અસાધારણ અવતારી વિગેરે અનેક ઉત્તમ અસાધારણ ગુણોથી અલંકૃત જે જીવ તે. શ્રી રામચંદ્ર, શ્રી કૃષ્ણચંદ્ર વિગેરે આના દ્રષ્ટાંત છે.

૩ પ્રાકૃત કોટિના જીવ––પાપ પુણ્યવાળા, અગર માત્ર પાપના કર્મભોગી, અસ્મદાદિ જીવ.

આ ત્રણ પ્રકારના જીવમાં પ્રથમ કોટિનો જીવ, પરમ મહાન ચેતન તત્વ તે એકજ બ્રહ્મ અથવા અવ્યકત (માયા) વિશિષ્ટ ઈશ્વર. એના અનાદિ નિયમાનુસાર અને સત્તા વડે દરેક જીવને ત્હેના અધિકારાનુસાર યોનીઓ પ્રાપ્ત થાય છે. એજ પરમ તત્વ જીવ તથા પ્રકૃતિનું પ્રેરક બળ છે, અને ત્હેના વડેજ સર્વ વ્યવસ્થિતપણે ગતિમાં રહે છે. અધિકારી જીવોને ધર્મનું સ્થાપન કરવાને માટે જે સ્ફુરણા ને પ્રેરણા ત્હેમના દેહોત્સર્ગ પૂર્વે તેમની શ્રદ્ધા ને યોગ્યતાનુસાર* થાય છે, ત્હેનો નિયંતા તેજ છે, અને તેનેજ લીધે અધિકારાનુસાર તથા સ્વબુદ્ધિ-અનુસાર લોકસંઘને સન્માર્ગે પ્રેરે છે. એવા આત્માઓના વિશેષ મત દેશ કાલપરત્વે ભિન્ન શૈલીના હોય, છતાં સર્વદેશી મત અને લક્ષ્ય એકજ હોવા જોઇએ. વિશેષ મત ભિન્ન શૈલીનો હોવા છતાં તે શાશ્વત સત્ય લક્ષ્યને અવલંબનારો તેમજ તે લક્ષ્યની પ્રાપ્તિમાં પ્રતિબંધક કે વિરોધી ન હોવો જોઇએ. આવું જ્યાં નથી હોતું ત્યાં તે મત અધિકારી કોટીનો નહિં, પણ પ્રાકૃત કોટિનો બની જાય છે. આ પ્રમાણે હવે શ્રી કૃષ્ણચંદ્રના વચનની સાર્થકતા વાચકને સમજાશે. ત્રીજા વર્ગના પ્રાકૃત કોટિના જીવ ભોગ્ય અને

---

* ઉતરાર્દ્ધમાં નિયમ પ્રકરણના અંક ૩૧–૧૦૦ વાંચો.

કર્મ એ યોનીવાળા હોય છે. પશુ પક્ષી વિગેરે વિશેષતઃ પાપ ભોગ્ય યોનીવાળા હોય છે, અને સુર એ વિશેષતઃ પૂણ્ય ભોગની યોનીવાળા હોય છે. મનુષ્ય યોનીના જીવ કર્મયોનીના હોય છે એટલે પાપ અને પૂણ્ય ઉભયના કર્તા અને ભોકતા હોય છે. એ શિવાય વિશેષ વિવેચનની જરૂર નથી. અત્રે કોઇને શંકા થશે કે ઇશ્વર શકિતવાન છે એટલે તે સાકાર બની શકે છે, અને મૂર્ત્ત સ્વરૂપ ધારણ કરી શકે છે, પણ સાકાર હોય તે આકાશવત્ વિભુ અને અપરિચ્છિન્ન હોઇ શકે નહિ, એથી ઇશ્વરનું ઇશ્વરત્વ લૌકીક મનુષ્યવત્ બની જશે. સર્વ શકિતમાનનો આવો અર્થ કરવો એ અયુકત છે. એમ અયુકત અર્થ સ્થાપન કરતાં અનેક વિકલ્પોને અવકાશ મળશે, અને ત્હેનું સમાધાન અતિ મુશ્કિલ તેમજ, કદી બની શકશે નહિં. એમ તો કોઇ કહેશે ત્યારે શું (૧) ઇશ્વરમાં એવી શકિત છે કે પોતાના જેવો બીજો ઇશ્વર રચી શકે?તેમ થવાથી પરમાત્મા અદ્વિતીય ઠરશે નહિં. (૨) વારૂ શું પોતાને મારી શકશે? ત્યારે નાશવાન મનાશે. (૩) શું તે કોઇને દેશનિકાલ કરી શકે? એમ કહેવાથી પોતે પોતાના પ્રદેશ બ્હાર જો કોઇને દેશનિકાલ કરે તો ત્હેની સર્વ વ્યાપકતામાં બાધ આવશે. (૪) અસત્માંથી સત્ કે અભાવમાંથી ભાવરૂપ પદાર્થ કરી શકે? નહીંજ. (૫) ત્યારે શું ત્હેનામાં વારૂ અસત્, છળ, કપટનાઆચાર, વિચાર, કે ઉચ્ચાર કરવાની શકિત છે? એમ કહેવાથી ત્હેની પવિત્રતામાં બાધ આવશે, તેમજ ત્હેની પૂજ્યતા અને ઉપાસ્યપણામાં વાંધો આવશે, માટે સર્વ શકિતમાનપણું તે મનુષ્ય મનમાં જે પરિમીત જ્ઞાન અને અજ્ઞાનને લીધે સ્વેચ્છાનુસાર કલ્પનાઓ થાય તેવું નહિ, પણ કોઇની સહાયતા વિના ત્હેના અચલ શાશ્વત નિયમોનો નિયંતૃક, એવો અર્થ કરવો તે યુકત અને બુદ્ધિગ્રાહ્ય છે, અથવા બ્રહ્માંડગત જેટલી શકિતઓ છે, તે તમામ તેની સ્વાભાવિક સત્તાથી કામ કરે છે તેથી તે સર્વ શકિતમાન છે, અને આવું જે પરમ ચેતન તત્વ પરમાત્મા તે નિરાકાર અને અમૂર્તજ છે. ખરેખર તો આમ છે કે તે નિર્વિશેષ છે. ત્હેને માટે કોઇ લિંગ કલ્પી શકાયજ નહીં.

# મૂર્તિપૂજા વિચાર.

## પૂર્વ પક્ષ.

૫૦ પ્રશ્ન—ઇશ્વર નિરાકાર (જેની આજુબાજુ કાંઇ પણ ન હોય—તે અસીમ) છે તેમજ મનુષ્ય માફક અવતાર ધારણ કરતો નથી એ સંબન્ધી ત્હમારા વિચાર જાણ્યાં છતાં મૂર્તિ-પૂજાદિ સંબન્ધી અનેક વિચારો મ્હારા મનમાં ઘોળાયા કરે છે, અને જોઇએ તો એ વિચારોના પરિણામને લીધે હોય અગર મ્હારી રૂઢ થયલી બુદ્ધિને લીધે હોય, પણ એ માર્ગ મ્હને યોગ્ય લાગે છે. કારણ કે એ મૂર્તિપૂજા, એ—

(૧) ઇશ્વરનાં પવિત્ર ચારિત્રનું સ્મરણ થવાનું સાધન છે.

(૨) સર્વ સામાન્ય અજ્ઞાનીઓ છે તેઓને નિરાકારનું જ્ઞાન થઇ શકતું નથી તો એથી તેઓ સન્માર્ગે પ્રેરાય છે, અને ત્હેમને ઇશ્વરસ્મરણ નિત્ય બન્યું રહે છે. એટલે ત્હેમને યોગ્ય માર્ગે લઇ જવા અને ઇશ્વરભાવનાનું સાતત્ય બન્યું રહેવા ઉપયોગી સાધન છે.

(૩) જેવી રીતે કંઇ પ્રાપ્ત કરવા માટે વિશ્વાસ અને શ્રદ્ધા-પૂર્વક પ્રયત્ન કરવાથી અને કોઇ ભાવના ધારી સેવન કરવાથી ફળ પ્રાપ્ત થાય છે, તેવી રીતે મૂર્તિમાં શ્રદ્ધા અને વિશ્વાસ રાખી પૂજન કરીએ તો ઉપરોક્ત ભાવનાનુસાર ત્હેનું પણ ફળ પ્રાપ્ત થાય છે.

૪ પ્રાણ પ્રતિષ્ઠાના મંત્રોદ્વારા, તે ક્રિયાથી મૂર્તિમાં ચેતન તત્વનો પ્રવેશ થાય છે અને ઉપાસના કરવા યોગ્ય બને છે.

૫ એટલા બદલે પૂણ્ય થવાનો એક માર્ગ સધાય છે.

૬ સાધુ તેમજ બ્રાહ્મણાદિનું સુખપૂર્વક જીવન થવા માટે પણ એ ઉપયોગી સાધન છે.

૭ વેદ તેમજ મનુસ્મૃતિ ઇત્યાદિ ગ્રંથોમાં પણ મૂર્તિપૂજાનું વિધાન છે, એટલે તે શાસ્ત્રાનુકુલ પણ છે.

૮ પરંપરાથી મોટા વિદ્વાન મહર્ષિઓ પૂજતા આવ્યા છે, અને શિષ્ટાચાર તરીકે એ પૂજાનો સ્વીકાર થતો આવ્યો છે.

૯ ઇશ્વર એટલે રામ, કૃષ્ણ, શકિત, વિષ્ણુ, મહાદેવ, વિગેરે દેવોની પૂજા કરવાથી મનુષ્ય ધર્મભ્રષ્ટ થતો નથી. સ્વધર્મમાં ત્હેનું ચિત્ત ચ્હોંટી રહે છે અને પરધર્મમાં જતો અટકે છે. એટલા માટે પણ મૂર્તિપૂજા એ એક પ્રકારનું ઉત્તમ સાધન છે.

મૂર્તિપૂજાના આ મુખ્ય કારણો જણાવ્યાં, છતાં અન્ય પ્રકારના અનેક વિચારો થયા કરે છે કે ઇશ્વરને જો આપણે સાકાર માનીએ તો તે આ દ્રશ્ય જગતનો નિયામક, આધાર કે અસીમ, સર્વજ્ઞ થઇ શકતો નથી, અને જો નિરાકારને અસીમ, અનન્ત-મર્યાદા રહિત માનીએ તો તે "જેટલોજ છે તેટલોજ હોવાથી" તે દ્રષ્ટિયે એક રીતે સાકાર, સસીમ સ્વીકારવો પડશે. વળી જો બૌદ્ધ ધર્મ થીઓસોફી કે વલ્લભાચાર્યના સિદ્ધાંતાનુસાર સમુહાત્મક (સાવયવ પરિણામી,) વ્યકિતને પરમેશ્વર તરીકે માનીએ તોપણ તેજ પરિણામ નીવડે છે. હવે જો માયા વિશષ્ટ ચૈતન્યને ઇશ્વર તરીકે સ્વીકારીએ તો અંતઃકરણના પેઠે માયા અંશ સાકાર અને અવતાર ધારી સ્વીકારી શકાશે, કારણ કે જે સાકાર છે તે નિરાકાર અને જે નિરાકાર છે તે સાકાર એવું કદી પણ બનતું નથી. વળી વિભુ હોય તે સક્રિય-કર્ત્તા હોતું નથી. સારાંશ એ છે જે પક્ષાભિમાન તેમજ અજ્ઞાનતાને લીધે આવી દુષિત તર્ક પરંપરાનો અંત આવતો નથી,

આવું છે પણ આ બધી ખટપટ છોડી અપક્ષ દ્રષ્ટિથી વિચારી કોઇ એમ કહે કે "ઇશ્વરનું યથાર્થ સ્વરૂપ જીવ બુદ્ધિનો વિષય નથી, મન વાણીથી પર છે, અગમ્ય હોવાથી બુદ્ધિદ્વારા પ્રાપ્ત થતું નથી, એટલા માટે સાકાર, નિરાકાર, સગુણ, નિર્ગુણ, કર્તા અકર્તા, સત્ અસત્, કહી શકાય એમ નથી, કારણકે આ પ્રત્યેક વિશેષણ દોષવાળાં છે. છતાં 'અમુક પ્રકારનું અસ્તિત્વ છે તો ખરૂંજ, અને 'જેવું છે તેવુંજ' આ વિચાર ઉભય પક્ષને સમંત થાય એવો તેમજ સત્ય છે. આ રીતે વિવાદ અને દ્વેષ રહિત બની જ્યારે ઉભય પક્ષ સત્યનો સ્વીકાર કરે ત્યારે આ પ્રશ્નની દેશ, કાલાનુસાર ઉપયોગિતા કેટલી છે એજ મુખ્ય પ્રશ્નનો વિચાર કરવો બાકી રહે છે. (કારણ કે નિરાકારત્વને તો આપણે સ્વીકાર્યું છે અને છેજ.)

૧ તો આ દ્રષ્ટિથી વિચાર કરતાં જણાશે કે જેમ ઇશ્વર ન હોય, અને મનુષ્યનો પુનર્જન્મ ન હોય છતાં ત્હેને ન માનવાથી જેટલી હાની છે ત્હેના કરતાં ત્હેને માનવામાં વિશેષ લાભ છે; તેવીજ રીતે અત્ર મંડળ માટે મૂર્તિપૂજાનું સમજવું.

૨ મૂર્તિપૂજા વર્ત્તમાનમાં પ્રશંસનીય નહિ માનીએ, તોપણ કેટલેક પ્રસંગે અપ્રશંસનીય પણ નહોતી અને નથી ગણાતી. દ્રષ્ટાંત તરીકે મરિયમ અને સલેબને ખ્રિસ્તી પૂજે છે, નબી મહમદે મક્કાની લાત, મનાત એને મૂર્તિ તરીકે ગણવા સૂચવેલું.* પાછળથી કોઇ રીતે ત્હેનો ઇનકાર કર્યો હતો. (કુરાન) મુસલમાનો સંગ આસૂદને હજી પૂજે છે. તાબૂત અને કબરોનું ફૂલ, ધુપ, દીપ વિગેરેથી પૂજન અર્ચન કરે છે. આર્ય સમાજી મુંડન સંસ્કાર પ્રસંગે અશ્માપર મંત્ર ભણે છે. દયાનંદ સરસ્વતિજીની છબી જોઇ ચક્ષુદ્વારા નમન કરે છે. બંગાળી ચૈતન્યશ્રી અને વિવેકાનંદજીના વસ્ત્ર, ચાખડી વિગેરે પૂજે છે.

૩ કિરાની કુરાની ઇશ્વરને સાકાર માને છે, કુરાન અને બાયબલમાં લખે છે કે તૂર પર્વત ઉપર ખુદાએ પોતાનું સ્વરૂપ મુસા પેગંબરને દેખાડયું. તે ચમકતિ અગ્નિ જેવું હતું. નબીમહમદ અને ખુદાની વચ્ચે ઝરીના પડદા હતા. ઇસુ મસીહ ખુદાનો અવતાર હતો વિગેરે હકીકત સાકારત્વમાંજ ઘટી શકે.

૪ આવી રીતે બાઇબલ અને કુરાનમાં ઇશ્વરનું સાકારત્વ તેમજ અવતરણ સ્વીકારવા આવે છે, તો પછી કોઇપણ મનુષ્ય જ્યાં સુધી વેદાનુયાયી ન હોય ત્યાંસુધી વેદનું પ્રમાણ ન માંગી શકે.

૫ પ્રત્યેક વિષયમાં કાળી અને ધોળી બે બાજુ હોય છે; માટે ખંડન મંડનના રગડામાં પડવું ઉચિત નથી. ઉપયોગિતાની દ્રષ્ટિયે વિચારી લાભાલાભનીજ તુલના કરવી એજ ઉચિત છે. જો તેમ ન કરીએ તો ત્યાં સુધી વિચાર કર્યા વિના તિરસ્કાર કરવાનો કોઇને હક નથી; સહનશીલ વૃત્તિની ખાસ આવશ્યકતા છે.

૬ દેવ મંદિરાદિમાં જે દ્રવ્યાદિ ખર્ચશું તે પણ આર્ય પ્રજાના પેટમાં ગયું, વિદેશમાં નહિ માટે દુષિત નથી.

૭ દેવ મંદિરો બનાવવાના અનેક કારણો હતાં. એ બ્હાને વિદ્યાશાળાનું સ્થાપન થાય, અનાથોની રક્ષા થાય, પક્ષીઓનું વિશ્રામસ્થાન બને, ધર્મસ્થાન હોવાથી રાજ્ય હાથ ઘાલી શકે નહિં. ધર્મસ્થાન હોવાથી કોઇ ગૃહસ્થ પૂજારી કે ધર્મગુરૂ ઉદ્ધત થઇ શકે નહિ. સંપ થવાનું સ્થાન બને, સર્વસમાન તરીકે માનાપમાનના ભાવ વિના ભેગા મળે, અને સર્વનું એકીકરણ થાય, પવિત્ર પુરૂષોના દર્શન થાય.

ઉપરના પ્રયોજનો જો વર્તમાનમાં પાર ન પડતાં હોય તો ત્હેમાં દોષ મૂર્તિનો નથી પણ ત્હેનો પ્રબંધકોનો છે.

૮ ધર્મ મંદિરો બનાવી દ્રવ્યનો સુમાર્ગે વ્યય થાય છે. આ સર્વ સંસ્થાઓનું સ્થાપન થયું અને દેશમાં એક સ્મરણ ચિન્હ તરીકે એ મંદિરો રહ્યાં. જો એ રૂપિઆ સંચય બની રહ્યા હત તો કોઇપણ પ્રકારે સોમનાથપાટણ માફક લૂંટાતે કે મોજશોખમાં ઉડતે કે ગમે તે પ્રકારે ત્હેનો નાશ થતે.

૯ દેવ મંદિરમાં જતાં ક્ષણવાર તો ઇશ્વર સંબન્ધી વિચારો આવેજ.

૧૦ જેમ વિવાહાદિ પ્રસંગે એકત્ર થવાથી એક બીજાના પ્રેમમાં વૃદ્ધિ થઇ ભ્રાતૃભાવ થાય છે તેમ આ મંદિરોમાં નિયત કાળે ભેગા મળવાથી પ્રેમ, સંપ વિગેર થાય તથા તીર્થયાત્ર વાળા આવે તો દેશ વિદેશના લાભકારી સમાચારો પ્રાપ્ત થાય.

૧૧ વર્ત્તમાનમાં, જેમ અનાથાલયો કે ગૌરક્ષ કે એવી અનેક પ્રકારની સંસ્થાઓનો વહિવટ જો યોગ્ય ન હોય તો દુરૂપયોગ થાય છે, તેમ આમાં પણ બને તો દોષ મૂર્તિ કે તેની પૂજાનો નથી પણ પ્રબંધકોનો છે.

૧૨ આની સુવ્યવસ્થા થઇ શકે છે. આવક જાવક ઇત્યાદિ પંચોને સ્વાધીન વ્યવસ્થિતપણે રાખતાં એ દોષ નિવારી શકાય છે. તેમ સ્ત્રીઓને મંદિરોમાં ન મોકલીએ તો વ્યભિચાર પણ અટકી શકે છે.

૧૩ મૂર્તિપૂજાના ખંડન મંડનની ઉપેક્ષા કરવામાં આવે તો દ્વેષ ન થાય. જે એને આશ્રિત હોવાથી સ્વાર્થને લીધે ખરાબ અસર પ્રસરાવે છે તે ન બને, અને જે ભાવિક પુરૂષો છે ત્હેની લાગણી દુઃખાવાથી પરસ્પરમાં જે અરૂચી ઉત્પન્ન થાય તે ન થાય.

૧૪ મૂર્તિપુજાથીજ રાજ્યો ગયાં એમ પણ નથી. શીખ, મુસલમાન એઓ મૂર્તિપૂજક ન્હોતા છતાં તેમના રાજ પણ ગયાં.

૧૫ જેઓ કેવળજ એ પૂજાના આશ્રિત બની નિર્વાહ કરે છે તે શિવાય અન્ય ભાવિકોને જોશો તો તેઓ મૂર્તિને ઇશ્વર તરીકે માનતા નથી, પણ એક કલ્પિત પ્રતિનિધિ તરીકે ઇશ્વરનું સ્મરણ કરવાનું અને ત્હેનાપર આસ્થા, શ્રદ્ધા, સ્થિર કરવાનું સાધન તરીકે સ્વીકારે છે, તેઓ પાષાણની સ્તુતિ કરતા નથી.

૧૬ દ્રશ્ય મૂર્તિ એજ જડ મનને સ્થિર થવાનું સાધન છે.

૧૭ સાકાર સાધન વિના મનુષ્યના મનને દ્રઢતા, વિશ્વાસ થતા નથી એ સ્વાભાવિક છે.

૧૮ જેમ લાકડીની મૂઠ એ કાંઇ લાકડી નથી છતાં ત્હેને પકડવાથી લાકડી પકડી એમ કહેવાય છે, તેમ મૂર્તિને માનવાથી ત્હેમાં વ્યાપક એવા ઇશ્વરનું માનવું ગણી શકાય છે.

૧૯ જો મૂર્તિપૂજકો મૂર્તિનેજ ઇશ્વર તરીકે ગણતા હોત તો ચાંદી અને સુવર્ણનીજ કરત, પણ ત્હેને ઇશ્વર તરીકે નથી માનતા. માત્ર કલ્પિત પ્રતિનિધિ તરીકે માને છે તેથી જોખમ વિનાના જે પાષાણાદી ત્હેની મૂર્તિ કરે છે.

૨૦ મૂર્તિ બહુધા સામાન્ય અજ્ઞાન વર્ગ માટે છે, વિદ્વાન કે જ્ઞાનીઓ માટે નથી. વ્યવહારમાં આપણે જોઇશું કે એક અજ્ઞાન ખેડુત હોય તો તે પણ દેવમંદિરોમાં પ્રતિજ્ઞા લેતાં સંકોચ પામે છે, અને જેઓ નિરાકાર તરીકેજ કેવળ ઇશ્વરને સ્વીકારે છે તેઓ સાકાર મનુષ્યથી ડરે છે, પણ નિરાકાર પરમાત્માની બ્હીક રાખતા નથી. આમાં વિચારવાનું એ છે કે સામાન્ય ખેડુત સાકાર મનુષ્યની કદાચ ન બ્હીક રાખે, પણ ત્હેના વિચારમાં નિરાકાર પરમાત્માનો સત્ય વિચાર ન હોવાથી ત્હેના પ્રતિકની બ્હીક રાખે. (અમૂર્તિપૂજકોએ જે કલહો કરી રકતપાત રેડયા છે તે ઇતિહાસ પ્રસિદ્ધ છે).

૨૧ જો એક મનુષ્ય સમાજરચિત પોતાના બનાવેલા કાયદાઓને માન આપે અને ઇશ્વરના નામની પૂજા અને સત્કાર કરે તો સ્વરચિત મૂર્તિને માનવું શી રીતે દૂષિત ગણાય?

૨૨ મૂર્તિનું ઇશ્વર તરીકે પૂજન કરવામાં નથી આવતું પણ નામસ્મરણ માટે માળા જેમ એક સાધન છે તેમ પ્રભુનું ધ્યાન ધરવા અર્થે મૂર્તિ પણ એક સાધન બની શકે છે.

૨૩ જો ચંદ્ર સૂર્ય વિગેરેનું ઇશ્વરના પ્રતિનિધિ તરીકે સ્વીકારી પૂજન કરવામાં આવે, તો ત્હેમાં પણ એજ આરોપ આવે. અજ્ઞાન વર્ગ જો નક્ષત્ર અને ગોલાર્ધનેજ ઇશ્વર તરીકે માની પૂજા કરે તો પરોક્ષ રહેલા પરમાત્માનું વિસ્મરણ થશે. મૂર્તિપૂજામાં આ દોષ આવવા સંભવ રહેતો નથી.

૨૪ કોઇ અમુક જાતિના મનુષ્યમાં ઇશ્વર વ્યાપ્ત છતાં ન પૂજવાનું કારણ આપણા મનની ઘૃણા છે. ક્રાઇસ્ટને દુર્દશા કરી શૂળીપર ચ્હડાવવામાં આવ્યા તેથી પૂજ્યભાવ કદાચ ન થતો હોય તેમજ અન્ય પેગંબરોના ચરિત્ર અરૂચી ઉત્પન્ન કરે એવાં હોય છે તેથી ત્હેમના પ્રતિ આપણી સત્કારદૃષ્ટિ ઉત્પન્ન થતી નથી. ધાતુ પાષાણાદિની મૂર્તિ સંબન્ધી આવી ઘૃણા થતી નથી, અને સૌ સૌની ગમતી રીતિ સ્વીકારી શકાય છે, પણ આવા પૂજકો પ્રતિ સમભાવ રાખવાની જરૂર છે. જે કોઇ તિરસ્કારની દૃષ્ટિથી જુએ તે માત્ર ત્હેના મનની નિર્બળતા છે.

૨૫ મૂર્તિપર અનેક પ્રકારના આરોપો ચ્હડાવવામાં આવે છે, અને કહેવામાં આવે છે કે મુસલ્માનોએ ગાયો મારી, મૂર્તિને ગાળો દીધી તો પણ તે કંઇ કરી શકી નહીં, પણ યાહુદીઓએ ક્રાઇસ્ટનો વધ કર્યો, કે નબી મહમ્મદને બાર વક્ફાતનું પાત્ર થવું પડ્યું તો નિરાકાર ઇશ્વરે શું કર્યું? તેમ આમાં મૂર્તિનો તે શો દોષ?

૨૬ મૂર્તિને ખંડિત કરનાર સાથે લ્હડવાનું કારણ એ છે કે વિશ્વાસ અને દૃઢતાને લીધે જે ફળ થાય છે ત્હેનો તે નાશ કરે છે એમ તો મુસલ્માન ધર્મમાં તાબૂત પૂજવા વર્જિત ગણાય છે, છતાં કોઇ અન્ય ધર્મી ત્હેનો અનાદર કરે તો મુસલ્માનો લ્હડવા ઉભા થાય છે. તેવીજ રીતે પ્રોટેસ્ટન્ટ અને રોમન કેથોલિકમાં પણ મૂર્તિપૂજા માટે અનેક કલેશો થયા અને થાય છે.

૨૭ જેમ કોઇ રાજા અગર શહેનશાહના ચિન્હદર્શક અમુક વાવટો ઉભો કરવામાં આવે ત્હેમાં ત્હેનું ગૌરવ લેશ પણ ઓછું થતું નથી બલ્કે સર્વ પ્રજા માટે જાણ આપવાનું તેમ ભય રાખવાનું સાધન થાય છે, તેવી રીતે ઇશ્વરની કલ્પિત મૂર્તિ સબન્ધી પણ સમજવું.

• ૨૮ મૂર્તિનું પૂજન કરવાથી ઇશ્વર પ્રસન્ન થાય કે નહીં થાય એ પ્રશ્ન સાથે લેવા દેવા નથી, પણ અમે અમારી સમજણ પ્રમાણે સાચા પ્રેમથી ત્હેને નામે પૂજા કરીએ છીએ.

૨૯ મૂર્તિ•પોતે ઇશ્વર નથી એટલે ઇશ્વર સાકાર છે એમ કહેવાનો અમારો મૂર્તિપૂજકોનો હેતુ નથી; પરંતુ ઘટાકાશની પેઠે ઇશ્વરનું વ્યાપકપણું દર્શાવે છે. જેમ વિદ્યુત વ્યાપક હોવાથી ગમે ત્યાં ત્હેનું કેન્દ્ર માની ઉપયોગમાં લેવાય છે, તેમ વ્યાપક ઇશ્વરનું મૂર્તિમાં કેન્દ્ર માની ત્હેનું ધ્યાન ધરવામાં ઉપયોગ કરી શકાય છે.

૩૦ ભૂમિતિમાં શૂન્યના પ્રતીક તરીકે એક બિંદુની રેખા કરવામાં આવે છે તેમ આમાં પણ સમજવું. શૂન્ય જણાવવા માટે બિંદુ સિદ્ધ કરવા પ્રયત્ન કરીએ તો તે શૂન્યનું રૂપ નથી, તેમ ઇશ્વરની શક્તિની મૂર્તિ કલ્પેલી છે. (રૂપાલંકારે ઇશ્વરની પત્ની)

૩૧ સાકાર અવલંબન વિના ચંચલ મનને રોકવાનો અભ્યાસ થઇ શકતો નથી તેથી મૂર્તિપૂજાથી અંતઃકરણ શુધ્ધ થઇ ચિતવૃત્તિ એકાગ્ર થાય છે.

૩૨ વૃત્તિ એકાગ્ર કરવા માટે ધ્યેય બિંદુ તરીકે પ્રથમ કોઇ માટીનો પદાર્થ લેવામાં આવે છે અને ધારણા બાંધી શકાય છે, અને ત્યાર પછી કોઇ વિજાતીય પદાર્થ કે પ્રાણીપર ધારણા બાંધી શકાય છે. પાઠશાળામાં પણ પ્રથમ સ્વરવ્યંજનાદિ અક્ષરજ્ઞાન શીખવામાં આવે છે. તત્પશ્ચાત વેદાદિ શાસ્ત્રોનું જ્ઞાન થઇ શકે છે; તેવીજ રીતે એકાંતમાં કરવામાં આવતી મૂર્તિપૂજા એ પણ વૃત્તિને એકાગ્ર કરી ઇશ્વર પ્રાપ્તિ કરવા માટેનું આદ્ય પગથીઉં છે.

૩૩ અજ્ઞાનાવસ્થામાં જો મનુષ્ય મૂર્તિમાં અભ્યાસ પાડે તો વ્યાપક સમજવાને યોગ્ય થાય છે.

૩૪ જેવી રીતે એક રાજા અગર અધિકારી સર્વ મોજ શોખ, વૈભવ ભોગવ્યા હોય છે છતાં તેઓ જો આપણે ત્યાં આવે તો વિવિધ આનંદજનક સામગ્રીદ્વારા યોગ્ય સત્કાર-કરી તેમના પ્રતિ આપણી શ્રદ્ધા અને વિશ્વાસ પ્રગટ કરીએ છીએ તેમ મૂર્તિના શૃંગાર માટે પણ જાણવું.

૩૫ ઇશ્વર નિરાકાર છે તેથી તેની મૂર્તિ ન હોવાથી જેમનામાં આપણી શ્રદ્ધા અને પૂજ્યબુદ્ધિ હોય તેની મૂર્તિ કરી ઇશ્વર વા ઇષ્ટ સ્મરણાર્થે પૂજીએ છીએ, અને તેજ હેતુથી રામ, કૃષ્ણ, મહાવીર ઇત્યાદિની પૂજા થાય છે.

૩૬ મૂર્તિને માનવામાં તલમાત્ર પણ દોષ નથી, કારણકે મૂર્તિને કંઇ ઇશ્વર તરીકે ગણીને પૂજતા નથી તેમ બીજો ઇશ્વર પણ માનતા નથી, ઇશ્વર તો એકજ અદ્વિતીયજ છે અને તેમજ માનીએ છીએ.

૩૭ વિચાર કરતાં જણાશે કે. આકૃતિ અને અક્ષરો ભિન્ન ભિન્ન પ્રકારના હોય છે છતાં તેને અર્થ એકજ પ્રકારનો ફલિત થાય છે. રાગ એકજ હોય છતાં અનેક રૂપે ગાઇ શકાય છે. દવા એકજ હોય છે છતાં વિવિધ અનુપાનદ્વારા સેવન થઇ શકે છે. તેવીજ રીતે લક્ષ્યબિંદુ એક છે છતાં તે પ્રાપ્ત કરવા માટે યથા-વિધિ કર્મ, ઉપાસના, જ્ઞાન એવા જુદા જુદા માર્ગ કલ્પેલા છે. મનુષ્યની પ્રકૃતિ પણ ભિન્ન ભિન્ન પ્રકારની હોવાથી તેની માન્ય-તામાં પણ ભેદ પડે છે અને એજ ભિન્ન ભિન્ન સંપ્રદાય થવાનું મૂળ છે. (મુસલ્માનોમાં ૪ અને ૭૨, ખ્રિસ્તિઓમાં ૭ અને ૫૨ એવા અવાંતર ભેદ પડયા)

૩૮ હિંદુ ધર્મમાં આવા અનેક પ્રકારના અવાંતરભેદ સંબન્ધી જો કોઇ પરધર્મી આરોપ મૂકે તો એટલુંજ કહીશું કે એવી થોડી ઘણી વિવાદાસ્પદ બાબતો પ્રત્યેક ધર્મમાં છે, અને ખ્રીસ્તી તેમજ મુસલ્માન ધર્મીઓ જેટલી તો કોઇ ધર્મમાં નથી.

૩૯ જેઓ ઉદાર અને સમભાવભરી દ્રષ્ટિવાળા છે એવા નાના ધર્મવાળા એકજ સ્થાનમાં વસી શકે છે. વ્યાપાર વ્યવહારમાં પણ

પ્રકારે રહી શકે છે. લાભ હાનીમાં પણ શામિલ રહી શકે છે, તો જુદા જુદા ધર્મવાળા હિંદુઓ પણ રહી શકે. આ રીતનું જુદાપણું એ કાંઇ ધાર્મિક સંપનું પ્રતિબંધક નથી.

૪૦ શૃંગાર ભોગાદિદ્વારા ઉત્સવો ઉજવવાથી સામાન્ય જન-સમાજ આકર્ષાય છે અને સન્માર્ગે પ્રેરાય છે. કડુ ઔષધ હોય તે કંઇ મિષ્ટ પદાર્થની લાલચ વિના મુશ્કેલી ખવાય, તેમ પાષાણાદિની મૂર્તિપૂજા સાથે આવું ઉત્સવાદિનું આકર્ષણ (ચાશની) રાખેલું હોય છે.

૪૧ ત્હેની સાથે ઉચ્ચ શિક્ષણ તેમજ ભજન, કીર્તન ઇત્યાદિદ્વારા બોધ પણ આપવામાં આવે છે એટલે પરિણામે બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થાય છે.

૪૨ જેવી રીતે ભૂગોળનો જે નકશો ચિતરવામાં આવે છે તેમાં મહાસાગર ઇત્યાદિ પાણીના સ્થાનોને દર્શાવવા આસમાની રંગ પૂરવામાં આવે છે, અને ત્યાં વાસ્તવિક જળ હોતું નથી તોપણ સમુદ્રનું પરોક્ષ જ્ઞાન થાય છે, તેવી રીતે મૂર્તિ એ ઇશ્વર નથી છતાં ઇશ્વરનું પરોક્ષ જ્ઞાન થવાનું સાધન છે.

૪૩ જેમ ભૂત નથી હોતું છતાં માનસિક ભાવનાથી ઉભું થઇ જાય છે તેમ મંત્રોદ્વારા પ્રાણ પ્રતિષ્ટા કરવાથી ત્હેની અસરો ઉભી થાય એમાં શું આશ્ચર્ય ?

૪૪ મુર્તિપૂજાના બ્હાને ઘરમાં સ્નાન કરવાની પદ્ધતિ, ધૂપ, દીપ, ચંદન, ફૂલ વિગેરે રાખવામાં આવે છે અને તેથી તન, મન, ઘર વિગેરેની હવા શુદ્ધ અને પવિત્ર થાય છે.

૪૫ કોઇપણ દ્રષ્ટ પદાર્થનું જ્ઞાન થતાં પહેલાં દર્શનક્રિયાની. સાથેજ તે પદાર્થ ચક્ષુમાં મર્યાદિત થાય છે. કોઇપણ પદાર્થ તરફ જો મોહ કે મન કરવામાં આવે, અગર હાથ જોડીને ઇશ્વર તરીકે માનશો તો તે તરફજ ત્હેની સીમાની (પરિચ્છિન્નતા–સાકારતા) ભાવના થવાની (જુઓ ઘટાકાશ–મહાકાશ) તો પછી માત્ર મૂર્તિ સંબન્ધી તકરાર કરી ભોળા ભાવિકોનું મન શું કરવા દુઃખાવવું ?

૪૬ જો તર્કનોજ આધાર માનવામાં આવે કે આશ્રય લેવામાં આવે તો ઇશ્વરના અસ્તિત્વ સંબંધી પણ અનેક તર્કો થઇ શકે છે. જેમકે કોઇ કહે કે :

૧ ઇશ્વર અંતર્યામિ અને ન્યાયિ છે માટે પ્રાર્થના કરવાની જરૂર નથી.

૨ જે મન વિચાર કરે છે તેમાં પણ તે છે, સર્વત્ર છે, સર્વવ્યાપક છે તો ત્હેનું ધ્યાનજ ન થઇ શકે.

૩ એમ તો ભોજનમાં પણ છે માટે તે ખાવું ન જોઇએ અને તે પ્રમાણે સર્વ પ્રકારના ભોગોનું સમજવું.

૪ ઇશ્વર વિભુ છે તો પછી ત્હેની સમક્ષ ગ્રામ્ય ધર્મ (સ્રીસંગ) કેમ કરાય?

૫ મૂર્તિપૂજકોથી તો ખ્રીસ્તી અને મુસલ્માન સારા કે મૂર્તિ વિના ધ્યાન કરી શકે તો શું હિંદુએ મુસલ્માન થવું કે?

૪૭ તર્કદ્વારા તો ઇશ્વરનું અસ્તિત્વ પણ સિદ્ધ થઇ શકવું મુશ્કેલ પડે છે, તો અહીં મૂર્તિ એ ઇશ્વર કે ઇશ્વરના જેવી છે એ સિદ્ધ કરવાનો તો આશયજ કયાં છે? ખોરાક અને ઔષધના મૂળ અવયવો કે તત્વોના વિચારમાં વ્યર્થ કાળક્ષેપ ન કરતાં ત્હેના ગુણ દોષ સંબન્ધીજ પરીક્ષા કરવામાં વિશેષ લાભ છે, તેમ ઇશ્વર માનવા ન માનવામાં અને મૂર્તિપૂજા કરવા ન કરવામાં કેટલા લાભ હાની છે એ વિચાર કરવાનીજ અગત્યતા છે.

૪૮ વધુ વિચાર કરતાં જણાશે કે નીતિ, વ્યવહાર સુધારવા માટે કોઇ નામ કલ્પી સ્મરણ કરે છે, કોઇ આકાર કલ્પી સ્મરણ કરે છે. વસ્તુત: તો ઇશ્વરનો આકાર પણ નથી તેમ ત્હેને યોગ્ય કોઇ નામ પણ નથી. બલ્કે જે નામ છે તે તેમજ આકાર પણ મનુષ્યે પોતાની બુદ્ધિ અનુકૂલ કલ્પેલાં છે.

૪૯ વર્તમાનમાં દરેક મત, પંથવાળાઓને એક પ્રકારનો રોગ જાણે થયો હોય તેમ સર્વ પોતપોતાના ધર્મસિદ્ધાન્તોને વિજ્ઞાન (સાયન્સ) અથવા તર્કદ્વારા સિદ્ધ કરવા તૈયાર થાય છે, પણ સાયન્સ અથવા વિજ્ઞાન અને ખંડન મંડનાત્મક તર્કમાં સર્વને અવકાશ મળી શકે છે (જેમકે સૂર્યની દિશાએ લઘુશંકા કરવી એ

પાપ * છે, મૂર્તિ એ ઇશ્વરાંશ છે વિગેરે) પરંતુ અનુભવી, ડાહ્યાનું મુખ્ય કર્તવ્ય એ છે કે ઉપયોગિતાની દ્રષ્ટિએ લાભાલાભની તુલના કરવી અને તદનુસાર દેશ, કાળ, વસ્તુસ્થિતિનો વિચાર કરી, પ્રવૃત્તિ નિવૃત્તિ કરવી, કારણકે ઘણી વખતે કેટલાંક કર્ત્તવ્યો એવાં હોય છે કે જે એક કાળે પ્રવૃત્તિ કરવા યોગ્ય હોય છે તે અન્ય કાળે નિવૃત્તિ કરવા યોગ્ય છે. કેટલાંક એવાં હોય છે કે જે એક કાળે એકને પ્રવૃત્તિ કરવાં યોગ્ય હોય તો અન્યને ત્હેમાંથી નિવૃત્તિ કરવાની હોય છે વિગેરે.

૫૦ મૂર્તિપૂજાનું મંડન કરે ત્હેને ભલે ત્હમે અજ્ઞાની અને સ્વાર્થગ્રસ્ત કહો છો તો રહ્યા, પણ જેઓ ખંડન કરે છે અને મૂર્તિપૂજાના નિષેધ માટે આગ્રહ કરે છે તે તેથીય વિશેષ દુરાગ્રહી અને અજ્ઞાની દેખાય છે. ઢીંગલા ઢીંગલી વડે રમનાર બાળકને કહેવામાં આવે કે એ પુરૂષ અને સ્ત્રી નથી, એ પ્રકારનું આ ખંડન ચાતુર્ય છે. છતાં કાળની બલિહારી છે કે સ્વાર્થવશ બનેલો મનુષ્ય પોતાની અજ્ઞાનતાનો વિચાર કર્યા શિવાય અન્યને જ્ઞાન આપવાની ધૃષ્ટતા કરે છે.

## ઉત્તર પક્ષ.

૫૦ ઉત્તર—હે જીજ્ઞાસુ બંધુ ! મૂર્તિ પૂજાની અશાસ્ત્રીયતા દર્શાવનારા સિદ્ધાન્તની વિરૂદ્ધ ત્હમારા મનમાં જે પ્રશ્ન પરંપરા અને શંકાઓ ઉદ્‌ભવ પામ્યાં છે તે સર્વ શાંતિથી સાંભળ્યાં છે, તેવીજ શાંતિથી તટસ્થ વૃત્તિ રાખી એના ઉત્તરો ધ્યાનપૂર્વક સાંભળશો. બને એટલું ક્રમવાર એનું સમાધાન કરીશું, છતાં કેટલાક પ્રશ્નોના સમગ્ર ઉત્તરનું સામાન્ય નિરૂપણ અહીં કરી શકાશે.

આપણે આગળ વિચારી ગયા છીએ કે પ્રત્યક્ષ અનુમાન કે કોઇ પણ પ્રકારનાં યુક્તિ તર્ક પ્રમાણોદ્વારા કે અનન્ત, અપરિણામી અક્રિય, અચળ પરમાત્માની મૂર્તિ સીદ્ધ થઇ શકતી નથી. અમૂર્ત્ત ઇશ્વરનો અવતાર થતો નથી તેમ તે સાકાર નથી. ઘણા ખરા મતવાળા પણ આ પ્રમાણેજ

* વખતે ઝેરી માટી હોય તો તે ઝેર કિરણોદ્વારા ચક્ષુમાં જઇને હાની કરે છે.

માને છે, તો પછી મહાન સર્વવ્યાપક પરમાત્માની સંકુચિત આકારમાં મૂર્તિ બનાવી પૂજવી એ સતશાસ્ત્ર વિહિત શી રીતે બની શકે? વિચાર કરશો તો જણાશે કે પરમાત્માની કલ્પિત મૂર્તિ કરવી કે પૂજવી એ ત્હેની નિંદા કરવા સરખું હાસ્યાસ્પદ છે.

ત્હમે એના ચારિત્રના સ્મરણ સંબન્ધમાં એની ઉપયોગિતા ગણો છો, પણ પરમાત્મા પોતે મૂર્ત સ્વરૂપ ધારણ કરી, ચોરી, પરકીયાની સાથે પ્રેમ, છલ, કપટ કરે અને વરાહ (ભુંડ) વિગેરેનું સ્વરૂપ ધારણ કરે એ ઇશ્વરના ચારિત્રો ન કહેવાય. પુરાણાદિના ઉક્ત વાકયો બીજા અર્થ કે રૂપકનાં બોધક ન હોય કિંતુ પ્રચલિત અર્થના બોધક હોય તો એક સામાન્ય માણસ પણ ત્હેને ઇશ્વરના ચારિત્રો ન ગણતા ઇશ્વરની નિંદાના વાકયો છે એમ સમજશે.

પ્રજાપતી (બ્રહ્મા) પોતાની પુત્રીપર મોહ પામી વિષય ભોગ માટે હાથ ચાલાકી કરવા દોડયા એવું જે પુરાણમાં લખવામાં આવ્યું છે એ કેવળ ત્હેની નિંદા કરવા જેવું છે. ઉક્ત કથા બ્રાહ્મણ ગ્રંથોમાં સૂર્ય ઉષા સંબંધી (વર્ષા અને ઔષધિનાં) પ્રસંગમાં રૂપકાલંકાર તરીકે વર્ણવી છે, તેવાજ રીતે પુરાણોમાં રામ, કૃષ્ણ, મહાદેવ, અને નૃસિંહ વિગેરે અવતારી મહાત્મા પુરૂષોના જે ચરિત્રો વર્ણવ્યાં છે, અને કૃષ્ણ સરખા અવતારી મહાપુરૂષના જે ચરિત્રોને લોકો પ્રચલિત વ્યવહારમાં પૂજે છે એ ત્હેની અવગણનાં કરવા જેવું છે. કઠોપનિષદમાં નચિકેતાનો જે ઇતિહાસ છે તે યોગ્ય અને સત્ય છે, પણ પુરાણમાં તો કોઇએ કેવળ મનમાનિત રીતે આ કથાઓ ઘડીને ઉપજાવી છે. એમ તો હાલમાં દીલ્લી તરફ કેદરાજ બ્રાહ્મણને નિષ્કલંકી અવતાર બનાવી ત્હેના અનુયાયીઓ ત્હેના ચરિત્રો ગાય છે, અને હજારો અજ્ઞાન મનુષ્યો તે પંથમાં ફસેલા છે. ગુરૂ નાનકને ત્હેના અનુયાયીઓ પણ અવતાર તરીકે ગણી ચરિત્ર ગાય છે. વાસ્તવિક વાત એ છે કે રામ, કૃષ્ણથી માંડી સર્વ કોઇને, અક્રિય, અપરિણામી, સર્વવ્યાપક પરમાત્માના સ્વરૂપનું આરોપણ કરી, ત્હેની પાષાણાદિની મૂર્તિ બનાવી પૂજવી એ અંધારામાં ઠુંઠ જોઇ ત્હેમાં ભુતનો આરોપ કરવા સરખો અભ્યાસ છે. જૈનલોકમાં પણ મૂર્તિપૂજાનો પ્રચાર જોવામાં આવે છે

ત્હેમાં પણ આગળના જૈનોમાં જે કાંઇ શૈલી હતી તે હાલના જૈનો તેમજ પૌરાણિક કરતાં ઠીક હતી. વર્તમાનના જૈનોની માફક મૂર્તિ માટે સ્નાન ભોગાદિ વિગેરે ન્હોતા કરતા, પણ ઋષભદેવ, મહાવીરાદિને પ્રાકૃત જીવ માની તેઓ પુરૂષાર્થ કરી મોક્ષપદ પામ્યા હતા વિગેરે ગુણોનું સ્મરણ કરવા ત્હેમની મૂર્તિ ઘડીને પ્રસંગે ત્હેનું દર્શન કરી ત્હેમના ગુણ કર્મનું સ્મરણ કરતા. આમાં માત્ર 'વીરપૂજા'નું એક તત્વ છે, પણ નિરાકાર પરમાત્માની સાકાર ન્હાની સરખી મૂર્તિ બનાવવાની પૌરાણીક પૃથા સત શાસ્ત્રાનુકુલ નથી. એથી ઇશ્વરના ચારિત્રનું સ્મરણ નથી થતું પણ ઉલટું ત્હેના સદ્‌ગુણો વિસ્મરણ થાય છે.

૨ વળી અજ્ઞાનોને માટે ઇશ્વરનું જ્ઞાન થવાને અને ઓળખવાને મૂર્તિપૂજાનું સ્થાપન કરવામાં આવ્યું હોય તો તે પણ અનુચિત થયું છે, કારણકે વસ્તુતઃ ન હોય, અને બીજાને "છે" રૂપે બતાવવું તે અસત્યતા અને વિચાર કરશો તો એક પ્રકારે (આસ્તિવપણું નહીં, એમ) સમજાશે. કેમકે એથી તો અજ્ઞાનીઓ ઉલટા અસત્યને માર્ગે જાય છે. કોઇ યોગ્ય પુરૂષને ગુરૂ તરીકે ગણી ત્હેની સેવા કરવામાં આવે તો શું તેથી સારૂં ફળ થશે? કદી નહીં. તેવીજ રીતે નિરાકાર ઇશ્વરને સાકાર માનવાથી તેમ ચૈતન્ય પરમાત્માના મહા ગુણો જડમાં ધ્યાન કરાવી વૃત્તિ કરાવવાથી શું એ સેવા સુફલ દાયિની થશે? કદી નહીં, પણ એની અસર એટલી બધી થઇ કે દેશની કેવળ અધોગતિ થઇ. જડને ચેતન માનનારા હિંદુ લોક સંબન્ધી મુસલ્માન પ્રજાને પણ એમની નિર્માલ્યતાનો ભાસ થયો. આગળ ધર્મ ને સંબંધે આંતર ન્યુધ્ધો ઘણાં થતાં. અનેક દેવવાદિ હિંદુઓ નિર્માલ્ય નિર્બળ બની મિથ્યા કાળક્ષેપ કરવા લાગ્યા, એ જાણીને તેઓ ચઢી આવ્યા. ઘણે ઠેકાણે પરાસ્ત કરી હિંદુ ધર્મને હાની કરી આ બંધું આ અસત્ માર્ગનુંજ એક રીતે પરિણામ કહી શકાશે. વર્તમાનમાં કેટલાક શિક્ષિતો પણ અભ્યાસ પડેલો હોવાથી મૂર્તિને પૂજે છે. ઘણી ખરી વખત આ દંભ આડંબર વિગેરેનાં પરિણામ તરીકે જોવામાં આવે છે. જ્યારે આપણે મૂર્તિ પૂજનારા

તરફ દષ્ટિ કરીશું તો તેમાં કેટલીક ઉત્તમ વ્યકિત હશે ખરી તોપણ તેમાંનો ઘણો ભાગ દંભી, અસદાચારી, લોભી અને આળસુ જોવામાં આવશે.

મંદિરોમાં શું શું અનર્થો થાય છે, અને દ્રવ્યની શી વ્યવસ્થા થાય છે, ન્યાય મંદિરોમાં કેસો સુદ્ધાંત ચાલે છે વિગેરે સર્વ જાણ બ્હાર નથી. પરમાત્માને નિરાકાર તરીકે સ્વીકારનારા કે પરમાત્માને સર્વ-વ્યાપક, સર્વાંતરયામિ માનનાર જે છે તે મૂર્તિપૂજકો જેવા અયોગ્ય અગર બ્હાર અંતરના ભેદવાળા ઘણા પ્રમાણમાં જોવામાં નથી આવતા. મૂર્તિ જો ચમત્કારી અને સત્ય પરમાત્મામાં સત્ય ભાવના રખાવનાર હત અને ઇશ્વરથી વિમુખ કરાવનાર ન હત તો ઠાકોરજીના મંદિરમાં અને શિવાલયમાં અનાચારો ન થાત. અને મંદિરો તેમજ તીર્થો કેવાને કેટલા પ્રકારના અનાચારના સ્થાન છે તે સુપ્રસિદ્ધજ છે. સત્ય વાત તો એ છે કે કોઇ અંગ્રેજી ભાષાની એ. બી. સી. ડી. ના જ્ઞાનથી સંસ્કૃત ભાષાના વેદ ગ્રંથનું જ્ઞાન પ્રાપ્ત કરી ત્હેનો આશય સમજવાની આશા રાખે ત્હેના જેવું છે. આમા જેમ અસત્ય ભાવના કદી ફલિભૂત ન થાય (કારણ કે બન્ને ભાષા વિજાતીય ભિન્ન સંકેતવાળી છે,) એવીજ રીતે પરિચ્છિન્ન જડ મુર્તિમાં શ્રદ્ધા, વિશ્વાસ અને ભાવના રાખી અપરિચ્છિન્ન ચેતન પરમાત્માને પ્રાપ્ત કરવાની આશા રાખવી એ મિથ્યા છે. તાત્પર્ય એ જે અજ્ઞાનોને સત્ય માર્ગ પર લાવવાનું મૂર્તિપૂજા એ ઉપયોગી સાધન નથી એટલુંજ નહીં પણ અજ્ઞાનોને વધુ અજ્ઞાન, અર્ધ શિક્ષિતને અનિષ્ટ માર્ગે લઇ જવા જેવું છે.

અહીં શંકા થશે કે, નિરાકાર વસ્તુપર ધ્યાન સ્થિર થઇ શકતું નથી, અને સાકારપર મન એકાગ્ર થઇ શકે છે. તેમજ અજ્ઞાન મનુષ્ય નિરાકારનું ચિંતન કરવાને યોગ્ય નથી માટે ઇશ્વરની ભાવના અને શ્રદ્ધા દૃઢ કરવાને, તેમજ ધ્યાન કરવા માટે સાકારના અવલંબનની જરૂર છે. વિશેષમાં એથી અજ્ઞાનીઓ કર્મમાં શ્રદ્ધા રાખી શકે છે અને આ રીતે તેઓને નાસ્તિકતામાંથી રક્ષણ કરવાને મુર્તિ-પૂજાની જરૂર છે. આનું સમાધાન એમ છે કે સાકાર પ્રત્યક્ષ પદાર્થ હોવાથી ત્હેની પ્રતીતિ થાય છે, એમાં લેશ મહેનત કે શ્રમ કંઇ નથી

પડતું. માત્ર સ્વાભાવિક દર્શન ઇન્દ્રિયક્રિયાદ્વારા થાય છે, પણ પરમાત્મા તેવો સર્વ માટે સહેલો નથી. અધિકારી થવાની પરમ આવશ્યકતા છે. નિરાકારનું ધ્યાન અનંત વિસ્તારવાળું હોવાથી મન સૂક્ષ્મ થઇને ઊંડું ઊતરે છે અને મનપર એકાગ્ર થવાની ફરજ પડે છે તેટલા માટે લાભપ્રદ છે. સાકારથી ચિત્ત સ્થિર થતું હતે તો જગતમાં સૌના મન સ્થિર થઇ સ્થિરતા પામત; પણ આ વાતની અનુભવ સિદ્ધ થઇ પરીક્ષા કરી જોશો તો સમજાશે કે સાકાર ઉલટો વિક્ષેપનો હેતુ થાય છે. માટે સાકારનું ધ્યાન કે પુજન નિરાકારના સત્ય માર્ગપર આવવા દેતું નથી.

હવે મૂર્તિ ન માનનારાઓ સંબંધી જે હકીકત જણાવી તે સંબન્ધી વિચારીએ. ખ્રીસ્તી, મુસલ્માન, બ્રહ્મસમાજી, આર્યસમાજી, શીખ, ઇત્યાદિ મૂર્તિને માનતા નથી, છતાં તેઓ ઇશ્વરપર શ્રદ્ધા, વિશ્વાસ, ભાવના રાખે છે, તેમજ ધર્મની વૃદ્ધિ કરવા માટે નિરંતર પ્રયત્નો કરે છે. મૂર્તિપૂજા જ્યારે અજ્ઞાનો માટે કહો છો તો આ સર્વ ધર્મીઓ તમારી માન્યતા પ્રમાણે તો મૂર્તિપૂજકોથી ડાહ્યા અને જ્ઞાની ઠર્યા. હવે જો મૂર્તિ માન્યા શિવાય, વિશ્વાસ, શ્રદ્ધા રાખી શકાતી હોય તો ત્હેમના મનને સાકાર વસ્તુનું અવલંબન ન મળતું હોવાથી ધર્મ ભાવના નષ્ટ થાત અને ઇશ્વર, કર્મ વિગેરેમાં શ્રદ્ધા અને આસ્થા ન રહેતે પણ આમ તો જોવામાં નથી આવતું, માટે તેમ કહેવું એ પણ યથાર્થ છે.

મૂર્તિપૂજાને અભાવે નિરાકાર પર ધ્યાન ન બેસતાં અજ્ઞ જડ બુદ્ધિવાળો શું કરે ? તો ઉત્તર એજ કે આ સર્વ ધર્મીઓ કરે તેમ કરે. એટલે નિત્ય યથા શકિત ઇશ્વરની પ્રાર્થના, સ્તુતિ તથા ઉપાસનાનો અભ્યાસ કરવો. આકાશનો અનુભવ સર્વ કોઇને હોય છે; માટે પરમાત્માને આકાશની પેઠે વ્યાપક અંતરયામિ માની પ્રથમ આકાશાકાર વૃત્તિ એકાગ્ર કરવાનો અભ્યાસ કરવો. એમ થવાથી વૃત્તિ સૂક્ષ્મ થઇ જશે અને જેમ જેમ આંતરમાં વૃત્તિ આકાશાકાર બની પ્રસરશે તેમ તેમ લઘુ થતાં અંતરમાં જ્યોતિ (એક પ્રકારની

વિદ્યુત) પ્રગટ થશે તેથી મનને વિશ્રામ, અવલંબન, અને આનન્દ મળશે. આમ થવાથી ઇશ્વર પ્રાપ્તિનો યોગ થતો જશે. અંતિમ ગુરૂદ્વારા ઇષ્ટ ફલ પ્રાપ્ત થશે.

એમ ન બને તો આંખ, કાન, અને મુખ બંધ કરી મગજમાં થતા શબ્દ, એટલે અનાહતપર ધ્યાન અવસ્થિત કરે અને એમ જ્યારે મન એકાગ્ર થઇ જાય ત્યાર પછી ઉપરોક્ત આકાશવાળું સાધન કરે.

એમ પણ ન બની શકે તો ઉપર જણાવ્યા પ્રમાણે ત્રાટક મુદ્રા કરી* દ્રષ્ટિ સ્થિર કરવી એટલે મન એકાગ્ર થશે તથા ધર્મ, સત્કર્મના લક્ષણ આ ગ્રંથમાં છે (કહેવાઇ ગયાંને કહેવાશે) ત્હેનું દ્રઢતાપૂર્વક સેવન રાખીને જીવન વ્યતીત કરવું.‡ યોગશાસ્ત્રમાં પ્રાણાયમ કર્યા વિના જ્યોતિષયાદિ પ્રણવ ઉપાસના વિગેરે અનેક સાધન કહ્યા છે.

૩ ભાવના અને પ્રતિષ્ઠા કરવાથી પણ જડ તે ચેતન થઇ શકે એમ નથી. જડ તે શબવત છે અને શબમાં જીવિતની ભાવના કરવાથી તે ચેતન નથી થતું તો પાષાણાદિની મૂર્તિમાં ચેતનની ભાવના કરવાથી ચેતન શી રીતે આવિર્ભાવ પામે? વિષમાં અમૃતની ભાવના કરવાથી અથવા પ્રતિષ્ઠા કરવાથી વિષ અમૃતરૂપ થતું નથી. બળદમાં ગાયની ભાવના કરવાથી કે પ્રતિષ્ઠા કરવાથી ગાયનું દૂધ મળતું નથી. અગ્નિમાં હિમની ભાવના કરવાથી કે ત્હેની પ્રતિષ્ઠા કરવાથી અગ્નિના સ્પર્શથી દાઝયા વિના રહેવાતું નથી. તેમ આમાં પણ જડમાં ચેતનની ભાવના રાખવાથી યા પ્રતિષ્ઠા કરવાથી ચેતન બની જતું નથી. ભાવના સત્ય પણ હોય છે અને અસત્ય પણ હોય છે. એક વસ્તુમાં અન્યની ભાવના કરવાથી તે વસ્તુમાં અન્યના ગુણ આવિર્ભાવ પામતા નથી. કોઇ બ્રાહ્મણ યજમાન પાસે અમુક શુભાશુભ પ્રસંગે સુવર્ણની ગાય કે એવું ગમે તે દાન લે, અને ત્હેને કપાવી વેચી ઉદર નિર્વાહ કરે તો શું ત્હમારી ભાવનાના સિદ્ધાન્તાનુસાર ગાય ખાધી કે? કદી નહીં. એતો કથન માત્ર છે. જો આ

---

* આ પ્રસંગમાં નંબર ૧૧ ની શંકાનું સમાધાન અને ઉપરોક્ત ત્રાટક મુદ્રાનાં લક્ષણ વાંચો.

‡ આ મૂર્તિ પ્રસંગની સમાપ્તિના અંતની પહેલી ટિપ્પણ વાંચો.

દ્રષ્ટાંતમાં ભાવના સત્ય મનાતી હોય તો મૂર્તિ કપાવનારને આર્ય-ત્વથી ભ્રષ્ટ થયલો ગણવો જોઇએ, કોઇ યુવાન પુરૂષ હોય અને તે ભોગની ભાવનાવાળી યુવાન સ્ત્રી સાથે સહચારે સ્પર્શે, શયનાદિ ક્રિયા કરે અને પછી અજાણ્યે પણ મનમાં વિકારોત્પત્તિ થાય છે કે કેમ તે જોવાથી ભાવનાનું જ્ઞાન સમજાશે. પત્થરમાં દ્રવ્યની ભાવના રાખવાથી ફલ મળતું નથી. આ બધા દ્રષ્ટાંતોપરથી સમજાશે કે ભાવના સત્ય હોવી જોઇએ તોજ ફળ થાય. પાષાણાદિની મૂર્તિમાં પરમાત્માની ભાવના રાખવાથી ત્હેનું જ્ઞાન, સ્વરૂપ, કે મોક્ષ કંઇપણ ફળ પ્રાપ્ત થતું નથી.

૪ મૂર્તિની પ્રાણપ્રતિષ્ઠા કરવાથી ત્હેનામાં ચૈતન સ્ફૂરતું નથી. મંત્રાનુષ્ઠાન વડે જો ચૈતન્ય આવિર્ભાવ પામતું હત તો જગતમાં આપણે જેને લૌકીક દ્રષ્ટિએ મૃત્યુ કહીએ છીએ તે આપણે કોઇનું થવાજ ના દઇએ. પ્રાણારોહણની ક્રિયા કરવાથી શ્વાસો-શ્વાસની ક્રિયા કે ગતિ ઉદ્દભવ પામતાં નથી. એમ બનતું હત ત્યારે તો મહમદ ગીઝનવીના હાથથી ચૈતન્ય મૂર્તિના પૂજારીના શિરનો વધ ના થાત. દ્વારકાધીશનું દ્રવ્ય રાજા ના લઇ શકત. સ્વામિનારા-યણના ગળામાંથી અમદાવાદ અને ગોંડળમાં ઘરેણાંની ચોરી ન થાત. નાથદ્વારવાળા શ્રીનાથજીને પાદશાહના ભયથી વ્રજમાંથી ઉપાડીને મેવાડ ના લઇ જવા પડતે. મૂર્તિને દૂધ આપનારી ગાયોનો વધ ન થતે,* વાસ્તવિક સત્ય એ છે કે મંત્રોચ્ચારણની ક્રિયા કરવાથી, કે પ્રાણપ્રતિષ્ઠા કરવાથી જડમાં ચૈતન્ય કદી સ્ફુરતું નથી.‡ કલ્પના કરીને માની લેવું એ બીજી વાત છે પણ આ ભાવના કેવળ અસત્યજ છે, અને સર્વ જાણે છે છતાં પૂજારીને કે કોઇને પણ પૂછીશું તો એ તો 'એમજ ચાલે છે' કહી બેધડક મૂર્ખતાભર્યો ઉત્તર આપશે. જે પત્થરની મૂર્તિને કેટલીક વખત

---

* મરકીના ભયથી ઠાકોરના પુજારીઓ સહિત ઠાકોરજી મુંબઈ કેમ છોડત!

‡ દ્રષ્ટાંત તરીકે એક પત્થરનો ઉંદર બનાવી ત્હેમાં પ્રાણપ્રતિષ્ઠા કરીએ અને સાથે બીજો સાચો ઉંદર રાખ્યો હોય તો બિલાડી પત્થરના ઉંદરને સ્પર્શ પણ ન કરે. એવી રીતે દરેક સત્ય અસત્ય ભાવના સંબન્ધી સમજવું.

મુસલ્માન કે ગમે તે હિંદુઓમાં પતિત ગણાતા મનુષ્યો ઘડીને આકાર બનાવે છે ત્હેને હિંદુઓ પૂજ્ય ગણી ચરણ ચુમ્બે, એ અજ્ઞાનતા આશ્ચર્યજનક છે.*

કેટલાક યૂરોપી સ્ત્રી પુરૂષો આપણા શાસ્ત્રોના મર્મ રહસ્યથી અપરિચિત છતાં આપણા ગુરૂ થઇ ઉપદેશે છે કે, મૂર્તિ એ ચેતન નથી પણ પ્રતિષ્ઠા કરવાથી ભેળા થયલા ઉત્તમ જનમંડળની વિજળી તેમાં આવે છે તે વીજળી ત્હેના પૂજકને મળે છે માટે મૂર્તિ-પૂજા કર્તવ્ય છે.

આમાં તથ્યાંશ કંઇજ નથી, ઇશ્વરમાં આસ્થા બની રહેવાનું જે મૂર્તિપૂજાનું મુખ્ય પ્રયોજન છે ત્હેને ઉપરોક્ત કથન ઉડાવી દે છે. વળી સામાન્ય જનમંડળમાં બધાં સારાંજ મનુષ્યો નથી હોતાં, પણ સારાં નરસાં ઉભય પ્રકારનાં હોય છે. આ માટે ઉભય પ્રકારની વિજળી, ફ્રોસને જે કંઇ કહેવાતું હોય તે, મળશે. તેવા કેટલાક ઉપદેશકોનો ગુપ્ત આશય એવો પણ હોય કે એટલા બદલે મૂર્તિપૂજકોની ઇશ્વરમાં ભાવના ન રહે અને કાળ, દ્રવ્ય વિગેરેનો વ્યય આવી વ્યર્થ કાર્યમાં કરે જેથી ધમ થી વંચિત થાય કારણકે તેવા ઘણાખરા ઉપદેશકો ઇશ્વરને કોઇ એક તત્વ અને જગતકર્તા તરીકે માનતા નથી. માટે આ પ્રકારના ઉપદેશો કરી કરીને ઇશ્વરીય ભાવના ઉડાવી દે છે. ઇત્યાદિ.

૫ વેદ કે કોઇપણ સત્ શાસ્ત્રોમાં સત્યનોજ ઉપદેશ કરવામાં આવેલો છે અને સર્વ ધર્મ મતોમાં સત્યનેજ શાશ્વત નિયમ તરીકે સ્વીકારવામાં આવ્યું છે. મુર્તિપૂજાની રૂઢિથી સત્યનો નહિં પણ અસત્યની વૃદ્ધિ અને પ્રચાર થાય છે. પુણ્યને ઠેકાણે પાપની વૃદ્ધિ પણ થાય છે. ધર્મને ઠેકાણે અધર્મનો પણ પ્રચાર થાય છે. આના દ્રષ્ટાંત તરીકે મંદિરોમાં જે દ્રવ્ય જાય છે ત્હેનો કેવા પ્રકારનો વ્યય થાય છે તે જોશો તો તરત સમજાશે.

(૧) અભણ પૂજારીઓ આલસ્યમાં રચીપચી રહી ઉદ્યમ વગર મફતના ખાઇને પડયા રહે છે.

(૨) ઘણાક નામના સાધુઓ માત્ર ભાંગ, ચરસ ઇત્યાદિના વ્યસનમાં દ્રવ્યની બરબાદી કરે છે.

(૩) કેટલાક દુર્વ્યસનીઓ કુમાર્ગગામી બની સ્ત્રીઓમાં આસકત બની લજ્જાહીન કર્મો કરે છે.

(૪) મંદિરોમાં દટાયલું ધન નિરર્થક પડયું રહે છે.

૫ કેટલાક મહંતો ને પૂજારીના દુરાચરણો ઉઘાડાં પડે છે, દાયભાગના કેસો ચાલે છે અને ન્યાય મંદરમાં લાખો રૂપિઆના ધૂમાડા થાય છે. ખરેખરા અનાથ, અપંગ, તેમજ સાચા સાધુ, સુપાત્ર બ્રાહ્મણ અને સત્પુરૂષની સેવા થઇ શકતી નથી.

(૬) પૂજારીઓના સંતાનોપર પણ આની અસર થાય છે. તેઓ પણ આ એક પ્રકારની ગાદી હોવાથી ઉદ્યમહીન અને વિદ્યાહીન રહે છે. આવા અનેક પ્રકારના અનર્થો થાય છે છતાં રૂઢિપૂજક ભોળા મનુષ્યો આવા અયથાર્થ માર્ગે દ્રવ્યનો વ્યય કરે છે. આ રીતે મૂર્તિપૂજા ખરા સાધુ કે ખરા બ્રાહ્મણની ઉપજીવિકા નથી પણ અજ્ઞાન, આળસુ, નિરૂદ્યમી, વિદ્યાહીન, લોકોની આજીવિકાનું સાધન બને છે. નામધારી સાધુઓની વાકચતુરાઇ, જટા, પટા, લટા, વિભૂતિ, ભગવાં વસ્ત્ર કે તિલક, માળા, ચિપિયા વગેરે જોઇ અજ્ઞાન મનુષ્યો ધોળે દિવસે ભ્રમમાં ભુલી લુંટાય છે! આ રીતે સત્ય નહિ પણ અસત્યની પ્રતારણા થાય છે. પૂણ્ય નહિં પણ પાપની વૃદ્ધિ થાય છે. ઉન્નતિને ઠેકાણે અવનતિ તરફ મનુષ્યને લઇ જનારૂં સાધન થાય છે.

૬ મૂર્તિની પૂજા સ્વતઃધન પ્રાપ્તિનો હેતુ નથી બનતી. તેનું હત તો સાધુઓ અને બ્રાહ્મણોને ભિક્ષા માટે યાચનાઓ કરવી નહિં પડતે. રાજપૂતાનામાં ઘણે અંશે રાજ્યભાગ તરીકે બ્રાહ્મણોને આજીવિકાનું સાધન છે. આથી રાજ્યમાં એક ભાગ જમીન સાધુ બ્રાહ્મણને, બીજો ભાગ અમીર ઉમરાવને અને ત્રીજો ભાગ જમીન રાજ્યની માલિકીની હોય છે; છતાં ત્યાંના મૂર્તિપૂજકોની જમીન બીજાને ત્યાં ગિરવી હોય છે, અને પોતે લોટિઓ લઇ ભિક્ષાવૃત્તિ કરે છે. મૂર્તિ સ્વતઃ ત્હેની રક્ષા નથી કરતી. મૂર્તિ પૂજાદ્વારા જયાં પોષણ થાય છે ત્યાં પૂજારીની ચાલાકી, દંભ, પ્રપંચ, હોશીઆરી, તેમજ સેવકોની અજ્ઞાનતાને લીધે આજીવિકા થાય છે

હવે આ પ્રકારે મૂર્તિપૂજાદ્વારા આડકતરી રીતે નિર્વાહ થતો હોય તોપણ બીજા પ્રમાણિક સાધનોના પ્રમાણમાં એ હલકા પ્રકારનું સાધન છે. ધારો કે કાંઇ શુભ અગર અશુભ પ્રસંગે કોઇ ગૃહસ્થ પૂજારી બ્રાહ્મણને સુવર્ણની બનાવેલી ગાય દાન તરીકે આપે છે, તો તે બ્રાહ્મણ તે સુવર્ણની ગાયના કકડા કરી વેચી દ્રવ્યોપાર્જન કરી નિર્વાહ કરશે. આ તે કેવા પ્રકારની ધર્મભાવના હશે? હવે જો કોઇ જીવતી ગાયનું દાન કરશે તો કેટલીક વખત તો નામના બ્રાહ્મણો ત્હેના ભવિષ્યના સુખ દુઃખનો વિચાર કર્યા વગર ત્હેની હત્યા થતી હોય તો ત્હેનો પણ વિચાર કર્યા વગર, ગમે ત્હેને ત્યાં તે ગાયને વેચી પોતાનું પેટ ભરશે. કેટલીક વખતે કુપાત્રને હાથે નિર્દોષ પ્રાણી ચ્હડવાથી ભૂખ્યાં તરસ્યાં કમોતે મરવાનું આ એક સાધન બને છે. ક્ષણવારમાં મૃત્યુ આણનાર મુસલ્માન કે માંસાહારીની પદ્ધતિ કરતાંયે વધુ ક્રૂર આ પદ્ધતિ છે. એના કરતાં આજીવિકાનું આવું સાધન ન હોય તોજ સારૂં.

જેઓ પૂજારી નથી હોતા ત્હેમને આવું દાન, અંગીકાર કરવાનું નથી હોતું. જેમકે જૈન, શીખ, બ્રહ્મસમાજી, આર્યસમાજી વિગેરે મૂર્તિ અપૂજકોને આવું કરવું નથી પડતું, અને તેમ છતાં બીજા પ્રમાણિક માર્ગોદ્વારા ઉદર પોષણ કરી શકે છે. એટલુંજ નહિં પણ નાગર ગૃહસ્થ, ક્ષત્રીય, વૈશ્ય, શુદ્ર વિગેરે સર્વ પોતપોતાની પ્રવૃત્તિદ્વારા ધનોપાર્જન કરી શકે છે, તો મૂર્તિપૂજા એ આજીવિકાનું પ્રમાણીક સાધન છે એ કહેવું અયુકત છે.

૭ વેદ અને સત્ શાસ્ત્રોમાં મૂર્તિપૂજાનું વિધાન છે એમ જે કહેવામાં આવે છે એ સત્ય નથી. માત્ર પુરાણમાં કેટલાક કલ્પિત પ્રસંગોમાં એ સંબન્ધી ચર્ચા છે. શ્રુતિ તો સ્પષ્ટજ કહે છે કે **अशब्दमस्पर्शमरूपमव्ययम्** ઇત્યાદિ. (કઠોપનિષદ પ્ર૦ ૩, મં૦ ૧૧.) અર્થાત પરમાત્મા શબ્દ, રૂપ, સ્પર્શ, રસ, ગંધ રહિત અને શ્રોત્રાદિ પંચ જ્ઞાનેન્દ્રિયોથી અગોચર છે (રામ કૃષ્ણાદિક ગોચર હતા. અગોચર નહિં). બીજું પ્રમાણ, **अपाणि पादो जवनो गृहीता पश्यत्यचक्षुः सशृणोत्यकर्णः** ઇત્યાદિ. અર્થાત પરમાત્મા નિરાકાર છે, છતાં સર્વ

શકિતમાન છે, પગ નથી છતાં ગતિવાળો ભાસે છે, નેત્ર નથી છતાં સકળ બ્રહ્માંડનો દૃષ્ટા છે, તેમજ કર્ણ, મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર ત્હેને નથી પણ શ્રવણાદિ કરે છે. એવો અપૂર્વ સામર્થ્યવાળો છે (મૂર્તિ કે મહાપુરૂષો તેવા નથીજ.) અન્ય પ્રમાણો,

मृच्छिला धातु दार्वादि मूर्त्तावीश्वर बुद्धय :
क्लीश्यंति तपसा मृढा : परांशान्तिं न यांतिते

महाभारत ! !

ભાવાર્થ—ઇશ્વર કે જેનું સ્વરૂપ નિરાકાર, સર્વવ્યાપક છે ત્હેની જે કોઇ ધાતુ પાષાણાદિની મૂર્તિ કલ્પી ઇશ્વર બુદ્ધિ ધારે છે તે અજ્ઞાન, મૂઢ, શાંતિને ન પામતાં કલેશને પામે છે. તાત્પર્ય એ કે મૂર્તિરહિત પરમાત્માને મૂર્તિવાન માને છે તે મૂર્ખ છે, અજ્ઞાનતાનુંજ પરિણામ છે.

વળી तीर्थेषु पशु यज्ञेपु काष्ट पाषण मृन्मये ।
प्रतिमादौ मनोयेषां ते नरा मूढ चेतसः

અર્થાત—જે મનુષ્ય તીર્થમાં અગર પશુયજ્ઞમાં કાષ્ટ, પાષાણ અથવા મૃત્તિકાની મૂર્તિ બનાવીને પૂજે છે તે મહા મૂર્ખ છે.

यस्मात्म बुद्धि कुणपे त्रिधातुके
स्वधिः कलत्रादिपु भौम इज्यर्धीः ।
मत्तीर्थ बुद्धि स्लिलेन कर्हिचित्
जनेष्व भिशेपु सएव गोखरः

भा. स्कं. ए.

અર્થાત—જે મનુષ્ય શરીર, ધાતુ તથા જડ પાષાણાદિને ઉત્તમ માને છે અને ત્હેમાં આત્મ બુદ્ધિ રાખે છે અને નદી, નાળાં, પર્વત અને મકાનમાં તીર્થનો સમાવેશ કરે છે તેમજ મનમાં તેઓની પૂજા માટે મમત્વ રાખે છે અને ઉત્તમ મનુષ્યો માટે દેવભાવના નથી રાખતો તે પશુ તુલ્ય છે.

क्लेश कर्म विपाकाशयै रपरामृष्टः पुरुष विशेष ईश्वरः

योग दर्शन.

યોગશાસ્ત્રમાં ઇશ્વરનું સ્વરૂપ કલેશ કર્મ ફળાદિક રહિત કહ્યું છે.

अवजानंतिमां मूढा मानुषी तनुमाश्रितम् गी. अं ९.
तमेव शरणं गच्छ जी. अं १८. ઇત્યાદિ, ગીતા.

જે શરીરધારી છે તેને પરમાત્મા તરીકે માને છે તે મહા મૂર્ખ છે.

જે સર્વના હૃદયમાં રહેલો ઇશ્વર છે તે નિરાકાર વ્યાપક પરમાત્માને શરણે જા. ઇત્યાદિ.

१ नतस्य प्रतिमाऽस्ति यस्य नाम महद्यशः ઇત્યાદિ यजु. अ. ३२.
२ दिव्योह्य मूर्त्तः पुरुषः सबाह्याभ्यंतरोह्यजः માંડુક્ય ૨.
३ सब्रह्मा सविष्णुः सरुद्रस्स शिवस्सो क्षरस्स परमः स्वराट्।
सइन्द्रः सकालाग्निस्स चंद्रमाः॥ कैवल्य श्रुति.
४ इन्द्रं मित्रं वरुणमग्नि माहुरथो दिव्यः ससुपर्णोगरुत्मान्।
एकंसद्विप्रा बहुधावदन्त्यग्नियमं मातरिश्वानमाहुः॥
ऋ. सू. १६४. मं. ४६.
५ सपर्यगाच्छुक्रमकायमव्रणमस्नाविरं यजुर्वेद अ. ४० मं. ८.

આ પ્રમાણે અથર્વવેદમાં પણ ઇશ્વરના અમૂર્ત્ત સ્વરૂપનુંજ પ્રતિપાદન કરી મૂર્ત્ત સ્વરૂપનો નિષેધ કરવામાં આવ્યો છે.

આ શ્લોકોનો સામાન્ય ભાવાર્થ એવો છે કે પરમાત્માની પ્રતિમા (કાયા, મૂર્તિ, આકાર, વજન, હાથ, પગ ઇત્યાદિ) હોતી નથી. તે સર્વવ્યાપક, આંતર બાહ્ય પ્રકાશિત એકરસ છે. તે બ્રહ્મા, વિષ્ણુ, શિવ, રૂદ્ર, સ્વયંભૂ, કાળ, અગ્નિ, મિત્ર, વરૂણ, દિવ્ય, વાયુ વિગેરે અનેક નામી છે. નાડી, નસ, સૂક્ષ્મ શરીર વિગેરે, અવયવ રહિત છે. તે શુદ્ધ છે, બન્ધ રહિત છે, પ્રાણ, મન અને માયાથી પર છે. ઇત્યાદિ.

ગાયત્રી મંત્રમાં સવિતા (સૂર્ય) શબ્દ ઇશ્વરનો વાચક છે. જડ સૂર્યને લક્ષ્ય કરતો નથી, અને કેટલાક અજ્ઞાની તો "ગાયત્રી" છંદને સાવિત્રી દેવી વિગેરે કલ્પી તેનું રૂપ લક્ષી આવાહન કે વિસર્જન કરે છે. મનુસ્મૃતિમાં 'પ્રતિમા' શબ્દથી તુલાનો અર્થ ગ્રહણ કરવાનો છે, પણ ઇશ્વરની મૂર્તિ અને તેની પૂજા કરવી તે વિશે કાંઇપણ લખ્યું નથી. આ સર્વનું તાત્પર્ય

એજ કે વેદમાં વ્યાપક ઇશ્વરના આવાહન, વિસર્જન અને ત્હેની પરિચ્છિન્નતા સૂચક મંત્રો મળતા નથી, તેમજ મૂર્તિપૂજાનું કહિં પણ વિધાન નથી. છતાં આગ્રહને લીધે, મંત્રોનો અયથાર્થ અર્થ કરીને વેદમાં મૂર્તિપૂજાનું વિધાન છે એમ જણાવવામાં આવે છે.

• અત્રે કદાચ કહેવામાં આવશે કે 'सहस्रस्य प्रतिमाऽस्ति' તેમજ (શુ. ય. ૧૫ મં. ૧૪) 'प्रतिमा हसंति' * (બ્રા.) ઇત્યાદિ મંત્રોમાં ઇશ્વરની મૂર્તિનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે, તો ત્હેનો ઉત્તર એજ કે વેદ સરખાં પુસ્તકમાં આવાં પરસ્પર વિરોધી વચનો હોઇ શકેજ નહિં. અને એવો વાચ્યાર્થ લેવાથી 'सहस्र शीर्षा'ના અર્થમાં ઉપરોક્ત એ મંત્રના કલ્પિત જે દોષ આવે છે તે સર્વ આવશે. એટલા માટે આવા મંત્રોનો પૂર્વોત્તર પ્રસંગની સંગતિ કરી અર્થ કરવાથી 'नतस्य प्रतिमाऽस्ति' ઇત્યાદિ વાક્યો સાથે વિરોધ આવશે નહિં. જેમ 'सर्वं खल्विदं ब्रह्म' એટલે નામ રૂપથી ઇતર આ સર્વ બ્રહ્મ છે,' અર્થાત પરમાત્મા સર્વવ્યાપક છે, તેમ આ પ્રસંગમાં પણ અર્થ ઘટાવવો ઉચિત છે. પ્રતિમા શબ્દનો જો તુલા અર્થ કરવામાં આવશે તો પરમાત્મા પરિચ્છિન્ન થઇ જશે. સારાંશ વ્યાપક, આકાશ તુલ્ય પરમાત્માએ પ્રતિમા—આકાર, અને વજન રહિત છે.

વેદના અર્થ તેના અંગોને અનુકૂળ બુદ્ધિપૂર્વક વિચારીને કરવા જોઇએ. મહિધરે અનેક રીતે અનિષ્ટ અર્થ કર્યા છે તેવા જો કરવામાં આવે તો શિક્ષિત સંસ્કારી જનોની વેદના ગૌરવ માટેની શ્રદ્ધા ઝટ ઉઠી જશે. કારણકે શારદાપીઠના વિદ્યાર્થીઓની વેદ ઉપરની શ્રદ્ધા તો ધીમે ધીમે નષ્ટ થતી જાય છે તેમુ વેદ જેમ કેટલાક યૂરોપીઓ માને છે તેમ અજ્ઞાની, જંગલી મનુષ્યોની કૃતિ ગણાશે. ટુંકમાં વેદમાં મૂર્તિપૂજા નથી, અને મૂર્તિપૂજા વેદોક્ત છે એમ કહેવામાં આવે તો તે સત્ય નથી.†

* જ્યારે ઉલ્કાપાત થાય છે તે પ્રસંગનું આ વાક્ય છે ઈશ્વરની મુર્તિ અગર ઈશ્વર પ્રસંગ સંબંધી વાક્ય નથી. "મુર્તિ પરીક્ષા" એ નામના ગ્રંથમાં આનો ખોલાસો કરેલો છે. અને બીજા અનેક શબ્દપ્રમાણ વાક્યોદ્વારા મુર્તિપુજા એ ઈશ્વર પુજા કે વેદોક્ત નથી એમ દર્શાવ્યું છે.

† ઉપરના મંત્રો અને તેના અર્થો વેદભાષ્ય કરનારના ગ્રંથમાંથી લઈને લખેલા છે.

શંકા—ત્યારે જે વસ્તુ મૂળમાં ન હોય તેનો નિષેધ શી રીતે સંભવે? આપ કહો છો કે વેદમાં મૂર્તિપૂજાનો નિષેધ છે તો એપરથી એમ સિદ્ધ થાય છે કે તે નિષેધ પહેલાંના મનુષ્યો ઇશ્વરની પ્રતિમાને માનવાવાળાં હશે, અથવા વેદને ઇશ્વરના સ્વરૂપ વિશે સંશય હશે.

ઉત્તર—જેઓ વેદમાં આસ્તિક બુદ્ધિ રાખે છે તેઓ વેદની પહેલાં મનુષ્યોનું આસ્તત્વજ સ્વીકારતા નથી. તેમજ તેઓ વેદને નિઃસંશય ઇશ્વરનો પ્રેરેલો ગણે છે એટલે વેદ સંબન્ધી આવો સંશય કરતા નથી.

જેઓ વેદનો આ પ્રમાણે સ્વીકાર કરતા નથી ત્હેમને તો એટલુંજ જણાવવાનું કે જે વસ્તુ મૂળમાં હોય, જેનું વિધાન હોય ત્હેનો તો નિષધજ નથી બનતો, અને જો તેવી રીતે નિષેધ કરવામાં આવે તો તે માન્ય ગણાય પણ નહીં; પણ જે વસ્તુનો સંબન્ધ મૂળમાં કોઇની સાથે નથી, ત્હેનો 'અભાવ' દર્શાવવાને અભાવ દર્શક નિષેધ, વસ્તુને ઓળખવા માટે કરવામાં આવે છે. દ્રષ્ટાંત તરીકે એમ કહેવામાં આવે કે વાયુમાં ગંધ નથી, આકાશને રૂપ નથી, જેને સ્ત્રીનો સંસર્ગ નથી તે બાલબ્રહ્મચારી કહેવાય છે, પુત્ર ચોરી ન કરતો હોય છતાં પિતા, પુત્રને ઉપદેશ કરે છે કે' ત્હારે ચોરી ન કરવી,' પરમાણુ માટે કહેવામાં આવે કે ત્હેને લંબાઇ નથી હોતી, અમુક ગ્રંથ અસત્યતા રહિત છે, રેલ્વે પગ વિનાની હોય છે વિગેરે. આવાં અનેક દ્ષ્ટાંતોમાં જેનો જેનો અભાવ છે તે દર્શાવવા માટે નિષેધાત્મક વચનો વપરાય છે. એવી રીતે ઇશ્વરનું સ્વરૂપ વર્ણન કરતાં તે અમુક નથી, અમુકનો ત્હેમાં અભાવ છે ઇશ્વરનો સજાતીય નથી, એવી રીતે નિષેધ કરવાથી ત્હેના સ્વરૂપ સંબન્ધી વિશેષ સ્પષ્ટતાથી બોધ કરાવી શકાય છે. ઇશ્વર છળ કપટ વગરનો શુદ્ધ છે. આવી રીતે કપટ કે છળનો ત્હેનામાં નિષેધ ન કરવામાં આવે તો ઇશ્વર છળ કપટી હશે આવી શંકા પણ ઉદ્ભવી શકે છે, અને ઇશ્વર છળ કપટ રહિત છે એમ જ્યાં સુધી સ્પષ્ટ જણાવવામાં ન આવે ત્યાં સુધી સંશય ગ્રસ્તતાને પણ અવકાશ હોય છે; માટે આ શંકા કરવી પણ વ્યર્થ છે. એટલે શબ્દ પ્રમાણ પણ મૂર્તિપૂજાના પક્ષને અનુકૂલ નથી.

૮ "પ્રાચીન મહર્ષિઓએ મૂર્તિપૂજા ચલાવી હતી" એવું જે કહેવામાં આવે છે, તે પણ સત્ય નથી, કારણકે (૧) તેઓ વેદ વિરૂદ્ધ કાર્ય કરે નહિં. વેદાનુયાયિ ઋષિઓ સર્વવ્યાપક પરમાત્માની મૂર્તિ બનાવી પૂજતા હતા એનું એક પણ પ્રમાણ જણાતું નથી. (૨) કોઇપણ પ્રાચીન ગ્રંથો વેદ, સ્મૃતિ, ષડદર્શન, વાલ્મીકી રામાયણ, ઉપનિષદ, બ્રાહ્મણ ગ્રંથો વિગેરેમાં પણ ઇશ્વરની મૂર્તિ અને ત્હેની પૂજાનું વિધાન અથવા પ્રતિપાદન કરવામાં નથી આવ્યું. (૩) મૂળ રામાયણમાં રામેશ્વર મહાદેવની મૂર્તિની સ્થાપના શ્રી રામચંદ્રજીએ કરી હોય એમ લખ્યું નથી, પણ કલિયુગમાં 'પરશુરામના દેશમાં' રાજા રામ થઇ ગયલા છે ત્હેમણે સ્થાપી છે એમ કહેવાય છે. પાછળનાં રામાયણો જેવાં કે તુળસીદાસકૃત, ગિરિધરકૃત વિગેરે રામાયણોમાં આ વાત ઉમેરાયલી છે. આવીજ રીતે યોગવાસિષ્ઠમાં પણ કૃષ્ણ અને અર્જુનના સંવાદનું ફલ જે ગીતા તે સંબન્ધી વર્ણન કરવામાં આવેલું જોવામાં આવે છે; હવે યોગવાસિષ્ઠ (રામચંદ્ર અને વસિષ્ઠના સંવાદ રૂપ ગ્રંથ) તો પ્રથમ ત્રેતાના અંતના સંવાદની ચર્ચાનો ગ્રંથ છે અને કૃષ્ણ અને અર્જુન તો દ્વાપરના અંતમાં થયા તો પછી ગીતા સંબન્ધી ઉક્ત કથા યોગવાસિષ્ઠમાં શી રીતે આવી ? આ ગ્રંથોના આવા ભાગ ક્ષેપક તરીકે ગણવા જોઇએ. સંવત ૧૯૨૦ ના સાલની તુળસીકૃત રામાયણની પ્રત કરતાં હાલના રામાયણમાં ચારસો ક્ષેપક ચોપાઇ વિશેષ જોવામાં આવે છે, તુળસીદાસ અકબર બાદશાહના વખતમાં થઇ ગયા છે એટલે ૩૦૦ વર્ષમાં જે વધઘટ થઇ છે ત્હેનો વિચાર કરતાં તો એનું મૂળ સ્વરૂપ શું હશે એ કહેવું મુશ્કેલછે; તેમજ પ્રાચીન મનાતાં અન્ય કેટલાં પુસ્તકોમાં આ પ્રમાણે ફેરફાર થયા હશે એનું કશું સ્પષ્ટ અનુમાન કરી શકાય એમ નથી; માટે પ્રત્યેક ઋષિ વાકયનો પણ શાસ્ત્ર નિયમાનુસાર શુદ્ધ રીતે સમન્વય કરી સ્વીકારવું એ ઉચિત ગણાશે. પુરાણ શિવાયના અન્ય પ્રાચીન ગ્રંથોમાં મૂર્તિપૂજાનું વિધાન નથીઃ ભગવત ગીતામાં પણ મૂર્તિપૂજા સંબન્ધી કોઇપણ પ્રકારનું વિધાન કરવામાં આવ્યું નથી.

ગીતામાં 'पुष्पं पत्रं फलं' ઇત્યાદિ. વાકયો દરેક કર્મો નિષ્કામ દૃષ્ટિથી કરી માત્ર ઇશ્વરાર્પણ કરવા સૂચવે છે.

ઉપર આપણે જોઇ ગયા કે મૂર્તિપૂજાનું વિધાન માત્ર પુરાણોક્ત છે, તો એ પુરાણ તંત્રાદિ ગ્રંથોના કર્ત્તત્વ સંબન્ધી આપણે કેટલુંક વિવેચન કરશું, જેથી એ વિષય સંબન્ધી થોડોક વધારે પ્રકાશ પડશે.

મહાભારતના યુદ્ધ પછી ભરતખંડમાં આચાર્યો અને વિદ્વાનોની સ્વાભાવિક રીતે અછત થઇ હતી, અને તેથી દેશની અવનતી થવા માંડી હતી. ધાર્મિક ઉન્નતિને ઠેકાણે દેશમાં અંધકાર અને જડતા પ્રવર્તતી હતી. અજ્ઞાન તેમજ વિષયાસક્ત મનુષ્યોએ માંસ, મદ્યપાન અને અનેક દુર્ગુણોને આધીન થઇ વામતંત્ર વિગેરે ગ્રંથો મહાદેવ ઋષિને નામે રચ્યા. વેદ મંત્રોના ઉલટા અર્થ કરી જીવ હિંસા ઉપદેશી. યજ્ઞમાં પશુ વધનું તત્વ ઉમેર્યું. આજથી લગભગ ત્રણેક હજાર વર્ષની પૂર્વે શાક્ય મુનિ (ગૌતમ અથવા બુદ્ધ) થયા. એમના સમયમાં આ વામમાર્ગીઓનું પ્રાબલ્ય વિશેષ હતું. બનાવટી કૃષ્ણ યજુર્વેદ પણ આ સમયે રચાયો હતો. એવું કહેવાય છે કે આ વામમાર્ગી બ્રાહ્મણોના ઉપદેશને અનુસરી કોઇએ વેદમાં શ્રદ્ધા રાખી યજ્ઞ કર્યો હતો. તેમાં તે યજ્ઞ કરનારની સ્ત્રીનો યજ્ઞ કરાવનારાઓએ ઘોડા સાથે સંભોગ કરાવ્યો તેથી તે સ્ત્રી મરણ પામી; આ પરથી રાજાએ બ્રાહ્મણોને દંડ કર્યો અને વેદ ઉપરથી શ્રદ્ધા ઉઠાડી પશુવધ બંધ કરાવ્યો. કાળબળે બુદ્ધનો સામ્યવાદ અને દયાવાદ ઉદ્‌ભવ્યો, અને ત્હેમના દેહાન્ત બાદ ત્હેમના અનુયાયીઓ ત્હેની પ્રતિમા કરી પૂજવા લાગ્યા. ત્યારપછી આસરે ૩૦૦ વર્ષ રહી જૈન મત નીકળ્યો. ત્હેના અનુયાયીઓ પોતાના તીર્થંકરોની મૂર્તિને પુજવા લાગ્યા. આ બે સમર્થ મતોના પ્રચારથી વેદ વિરોધી વામમાર્ગ નષ્ટ થતો ગયો. આમ થયું પછી બ્રાહ્મણોનો સ્વાર્થ અગર સનાતન બ્રાહ્મધર્મ (વેદ ધર્મ) નષ્ટ થતાં તેઓએ બુદ્ધ અને જૈન મતમાંથી લોકમતનું આકર્ષણ કરવાના હેતુથી મૂર્તિપુજાનું તત્વ ઉમેરી પ્રતિમાં પૂજન કરવા માંડયું. ફેર માત્ર થોડોજ હતો. જૈન મતવાળા મૂર્તિને દિગંબર—નગ્ન હાલતમાં પૂજતા, ત્હેને ઠેકાણે બ્રાહ્મણધર્મીઓએ શૃંગાર અને વૈભવવાળી પ્રતિમાનો પ્રચાર કરવા માંડયો;

વિવિધ ભોગ ત્હેના આગળ ધરવા માંડયા. આથી લોકોનું આકર્ષણ થતું ગયું. આ ઉત્તેજનનો લાભ લઇ તેઓએ પણ પ્રતિમા પૂજનને શાસ્ત્રથી સિદ્ધ કરવા માટે ઇશ્વરના અવતારવાદના વચનો તથા મૂર્તિપૂજાના પ્રતિપાદક પુરાણો વ્યાસના નામથી રચ્યાં. કેટલાક પુરાણો ભોજરાજાના વખતમાં રચાયાં હતાં એ વાતનું વર્ણન આપણે આગળ કરી ગયા છીએ. ત્હેમણે મૂર્તિપૂજાના પ્રચારણ માટે વિવિધ કારણો દર્શાવ્યાં છે. કેટલાક અજ્ઞાન મનુષ્યોને એમ સમજાવ્યું કે અવતારવાદ તથા મૂર્તિપૂજાનું વિધાન સનાતન કાળથી ચાલ્યું આવે છે. બીજા કેટલાકને એમ સમજાવ્યું કે જૈન મતની કનિષ્ટતા દર્શાવવા આ ઉપાય રચ્યો છે. કેટલાક ને એમ સમજાવ્યું કે "આપણા સંતાનોમાં વિદ્યાનો પ્રભાવ રહ્યો નથી એટલે ભવિષ્યની સંતતિનો નિર્વાહ કરવા" આ ઉપાય કાઢયો છે. વળી કેટલાક જે પ્રત્યક્ષ ફળ પૂછવા લાગ્યા ત્હેમને એમ સમજાવ્યું કે યોગ સાધનમાં ત્રાટક કરતી વખતે દૃષ્ટિને સ્થિર કરવાને જેમ પત્થરનો કટકો રાખવામાં આવે છે, તેવી રીતે ગૃહસ્થો અને અજ્ઞાનીઓના અંતઃકરણ શુદ્ધ કરવાને અને શ્રદ્ધા ચ્હોંટાડવાને પ્રતિમા પૂજન કરવામાં આવે છે. આવી રીતે વિવિધ પ્રકારના કારણો દરશાવી ઉપદેશ કર્યો.*

આ પછી મહાત્મા શંકરાચાર્ય થયા. ત્હેણે બૌદ્ધ, કાપાલી, શાક્ત, વામમાર્ગ, પાશુપત, શૈવ વિગેરે મતોનું ખંડન કર્યું. પુરાણીઓના ભાગવત ધર્મ એ નામના * મતનું પણ ખંડન કરવા તરફ વૃત્તિ કરતા હતા, એટલામાં ત્હેમને વિષપાન કરાવવા આવ્યું, અને મૃત્યુ થયું. આ પછી અનેક પ્રકારના મિશ્ર સિદ્ધાંતી મતો પ્રવર્ત્યા. પ્રત્યેકમાં શાસ્ત્રીય વિચાર કરતાં અંધશ્રદ્ધાનું પ્રાબલ્ય વિશેષ હતું. તત્વ વિચારનો પાયો શિથિલ થવાથી અંધશ્રદ્ધા ગાડરિયા પ્રવાહવત્ ચાલ્યાં કરતી હતી. જીવનમાં શાસ્ત્રીયતાનું તત્વ ઓછું થવાથી, બુદ્ધિ ભારની સંગીનતા ન્યૂન થતી હતી, અજ્ઞાનતા વધવાથી લોક જીવનમાં નિર્બળતા પ્રવેશીને વધતી હતી. કાળબળે મુસલ્માનો આવ્યા. પ્રતિમાઓ તોડી; નિર્બળ બનેલી પ્રજા અને નિર્બળ બની ગયલી રાજયસત્તાઓ કંઈ કરી શકી નહિં. ધર્મના વિચારો નામ માત્ર

*શંકરભાષ્ય જુવો.

હતાં. શ્રદ્ધા માત્ર જ્ઞાન વગરની અંધ રહી હતી. પરદેશી આક્રમણો ચાલુ રહ્યાં. અંગ્રેજો આવ્યા. કાંઇક બુદ્ધિવાદનું તત્વ ઉમેરાયું. લોક કાર્ય-કારણ અને શાસ્ત્ર વિચારને બુદ્ધિપૂર્વક વિચારવા લાગ્યા. મૂર્તિ-પૂજાના વિચારનું પણ ઐતિહાસિક દૃષ્ટિયે સંશોધન થરવા માંડયું. ને તે ઉપર જણાવ્યું તેમ બૌદ્ધધર્મથી ત્હેની ઉત્પત્તિ થયલી હોવાનું જણાયું છે. એમાં સનાતનતા નથી. પ્રાચીન વેદધર્મ સાથે એને કોઇ જાતનો સંબન્ધ નથી.† એક રીતે વિચાર કરતાં

પ્રાચીન આર્યોની દશા બહુ વિપરીત થઇ છે. વેદનું વિસ્મરણ કરી મૂર્તિપુજકો બન્યા, તેમ કરોડો મુસલ્માન થયા, અને લાખો ખ્રીસ્તી ધર્મી પણ બન્યા ને હાફકાસ્ટ થયા. પ્રાચીન વેદના ઉચ્ચમાં ઉચ્ચ શાસ્ત્રીય ધર્મવિચારની દૃષ્ટિએ, ઉપનિષદના અધ્યાત્મ જ્ઞાન (વેદાંત)ની દૃષ્ટિએ અને યોગશાસ્ત્રના આત્મજ્ઞાન અને મોક્ષ વિચારની દૃષ્ટિએ આ જીવનો કેવળ નિર્બળ, અધમ અને દયા લાવવાં જેવાં છે.

એટલે મૂર્તિ ઘડનારને જમાડવું કે દાન આપવું નહી એવા વાકયો પરથી અને સામ બ્રાહ્મણના ઉલકાપાતના પ્રસંગોમાં **'प्रतिमा हसंति'** એ વાકયપરથી એમ કહી શકાય કે મૂર્તિ પૂજાનોપ્રચાર મહભાષ્યકર્તા પતંજલી ઋષિ અને મનુસ્મૃતિ તથા બ્રાહ્મણ ગ્રંથોના કાળની પુર્વે પણ હશે, તોપણ ઇશ્વરની મૂર્તિ અને ત્હેની પૂજાનાં સૂચક વાકયો પ્રાચીન ગ્રંથો માનતા નથી. આનો વિસ્તાર સુપ્રસીદ્ધ મૂર્તીપરીક્ષા (ગુજરાતી) ગ્રંથમાં કરવામાં આવ્યો છે માટે અત્રે લખતા નથી. સારાંશ પ્રાચીન યા નવીન એ ઉભય પક્ષમાં મૂર્તિપૂજા એ ઇશ્વર પૂજા નથી અને ઇશ્વરની મૂર્તી નથી એ સિદ્ધ થાય છે.

૯ "ત્હમારી માન્યતા પ્રમાણે બીજા ધર્મમાં નહિં જવું." પણ એ માટે યે પ્રતિમા પૂજન લાભદાયી થઇ પડે એમ નથી. જો વિચારીશું તો મુસલ્માનોના આક્રમણનું એક કારણ મૂર્તિ-પૂજા એ પણ છે. મુસલ્માનોના આક્રમણ પછી આર્યધર્મપર શા શા આઘાતો થયા છે એ વિચારશો તો બહુ છે. આખા પંજાબમાં ઘણી ખરી મુસલ્માની રીતો પ્રચરિત થઇ ગયલી છે. સિંધ પ્રાંતમાં તો કેવળ મુસલ્માની ધર્મજ પ્રવર્તે છે, વળી ખ્રીસ્તીઓ આવ્યા પછી હિંદુ લોકો ખ્રીસ્તી પણ થયાછે, તેમજ થોડા વખતપર તો કેટલાક ન્હાના ગામના ગામ ખ્રીસ્તીઅથવા મુસલ્માન ધર્મી થયા હતા*

---

† આ ઈતિહાસ કેટલાક નવીન ગ્રંથોપરથી ઉતારવામાં આવ્યો છે, તે ક્યાં સુધી સત્ય છે એનો ઉત્તરદાતા આદ્ય લેખક છે.

*આ વાતનું દ્દષ્ટાંત ગ્લાનિ ઉપજાવે એવું છે. દશેક વર્ષ પર દક્ષિણમાં ત્રાવણકોરના રાજના ગામોમાંના શનાવર જાતિના ૬૦૦ માણસો માત્ર એક જુલાઇ માસમાંજ મુસલ્માન થઇ ગયા, અને ત્હેનું કારણ માત્ર મૂર્તિપૂજાજ હતું. વિચારો તો ખરા—અમદાવાદની પાસે પીરાન પીરની કબરપર કચ્છના હજારો હિંદુઓ દર સાલ હજારો રૂપીઆ લાગારૂપે ભેટ આપે છે અને તેનો વ્યય પશુવધ (ગૌ વગેરેના વધ)માં પણ થાય છે. સિંધ વગેરે પ્રાંતોના હજારો હિંદુઓ મુસલમાની પીરોની માન્યતા કરે. છે તાબુત અને કબરોના ભકત બને છે, તેમના મેળા પ્રસંગે હજારો રૂપીઆ ભેટ અર્પે છે તેમજ કુરબાની કરાવી માંસ પણ ચઢાવે છે અને ત્હેના મુજાવરોની ઉચ્છિષ્ટ પ્રસાદી (અન્ન-માંસ) લઇને ખાય છે એ તમામ પ્રકારની કુવૃત્તિઓ મૂર્તિભાવનાની અસર કે પરિણામ છે. મૂર્તિ ન માનનારા આવા કુવ્યય કે ચેષ્ટા કરતા નથી. જેમકે સુન્ની મુસલમાન, આર્યસમાજી વગેરે.

હિસાબ કરતાં માલમ પડયું છે કે પચ્ચીસ કરોડ આર્યોમાંથી જો પ્રતિવર્ષ એક લક્ષ મનુષ્ય પરધર્મમાં જાય અને આર્યધર્મીઓ પરધર્મીને પોતાના ધર્મમાં ન લે તો ૨૫૦ વર્ષમાં તમામ હિંદુ પરધર્મી બની જાય તો ૫૦૦ વર્ષમાં હિંદુ પ્રજાની શી સ્થિતિ થાય તે વિચાર શો હાલમાં એક લક્ષથી વધારે ઇસુ ધર્મી છે. ત્હેના સંતાનો વિગરે થતાં કેટલા થશે? તેવીજ રીતે મુસલ્માનોનું સમજશો. આમ ઉત્તરોત્તર એ ધર્મોમાં વૃદ્ધિ થતી રહે અને આર્ય ધર્મમાં ઘટાડો થાયતો પરિણામ શું આવે એ હિંદુ ધર્મના દીર્ઘદર્શી મનુષ્યોએ વિચારવાનું છે.

કહો ત્યારે પ્રતિમા પૂજનનું બળ ક્યાં રહ્યું? પ્રતિમા પૂજનથી કેમ અવરોધ ન થઇ શકયો? પ્રતિમા પોતેયે પણ શું કર્યું? વાસ્તવિક વાત એમ છે કે જે સિદ્ધાંતથી પ્રજામાં માત્ર જડતા લક્ષક અંધ શ્રદ્ધા પ્રવર્તતી હોય અને જ્ઞાનનો સંકોચ થાય, ત્યારે તેની સ્વતંત્રતા આપોઆપ જતી રહે છે. તેમજ જે પ્રજામાં જ્ઞાનનું બળ નથી હોતું અથવા બુદ્ધિપૂર્વક વિચાર કરવાનું સામર્થ્ય ઓછું થાય છે કે પ્રજા નિર્બળ સત્વહીન બની નિરાધાર બને છે મૂળને ઠેકાણે આકાર રહી જાય છે, તત્વને ઠેકાણે લીસોટા રહે છે, અને નિર્બળ પ્રજા છાયાને મૂળ સમજી ભ્રમમાં ગુંચવાયા કરે છે, પ્રવૃત્તિહીન શિથિલ બને છે, ચંચલતા અને વૈવિધ્ય જતાં રહે છે; અને કાળની સાથે ક્રમણ કરવાનું બળ ઓછું થાય છે; આવા સીદ્ધાંતના પ્રવર્તનથી તે પ્રજાનું અધઃપતન થાય છે. કેટલીક વખત આ મૂર્તિપુજા કલેશનું કારણ થઇ પડે છે. થોડા વખતપર સંવત ૧૯૪૮ માં કાઠીયાવાડમાં આવેલાં જેતપુરમાં મુસલમાન લોકોએ નવરાત્રિના દિવસોમાં મૂર્તિપુજક ગોંસાઇજી મહારાજની ત્હેમના મંદિરમાં શી દશા કરી હતી? આખરે કોર્ટ ચઢયા ત્યાં પણ ન ફાવ્યા અને મુસલમાનોના લાભમાં નિર્ણય આવ્યો. આમાં પણ મૂર્તિપુજા એજ મુખ્ય કલેશનું કારણ હતું.

નવીન કેળવણી પામેલા પણ કેટલાક આડંબર અને ખુશામદ કરી લોકમતની પ્રશંસા અને મોટાઇ મેળવવાના હેતુવાળા દંભી મનુષ્યો છે તેઓ તો વળી એમ કહે છે કે 'મૂર્તિપૂજા અને પુરાણુ ન હોત તો આર્યાવર્તમાં આ સમયે કોઇ હિંદુ હોતજ નહિં. એનાથીજ આર્યધર્મની રક્ષા થઇ છે.' આમ બોલવા માત્રથી જાણે પ્રાયશ્ચિત પુરૂં કરે છે. આર્ય લોકને "હિંદુ" કયારથી કહેવામાં આવ્યા અને આર્યાવર્ત તે "હિંદુસ્થાન" કેમ કહેવાય છે એ વાતનો વિચારજ નથી કરતા. એટલુંજ નહીં પણ પ્રાચીન વેદધર્મનું ગૌરવ અને મહત્તા તેમજ શુદ્ધ સનાતન ધર્મનું જ્ઞાન અને ધર્મબળ જો પ્રજાના જીવનમાં રહ્યું હત અને પ્રજા જ્ઞાનવાન, તપનિષ્ટ અને બળવાન તેમજ એકધર્મી હોત તો વેદથી પ્રતીકૂળ (બૌદ્ધાદી) ધર્મો ફેલાયા હતે, અગર અન્ય પ્રજાઓના કે મુસલમાન સુદ્ધાંના આક્રમણો થયા હત કે કેમ એ વિચારનું પણ વિસ્મરણ કરે છે. ટુંકમાં આટલાં વિવેચનથી વિચારશીલ સમજી શકશે કે પ્રતિમાપૂજન અન્ય ધર્મમાં જતાં અટકાવે છે કે આડકતરી રીતે હિંદુ પ્રજાને ઉપદેશ કરવા માટે અન્ય ધર્મીઓના આક્રમણને ઉત્તેજન આપે છે.

પ્રશ્ન—આતો ઐતિહાસિક વિવેચન થયું પણ મ્હને એના રહસ્યની દષ્ટિએ શંકા એ થાય છે કે લખેલા અક્ષરો જડ હોય છે છતાં જ્ઞાનરૂપી ફળ આપે છે, તેમ આપણી ઘડેલી મૂર્તિ જડ હોય છતાં ત્હેના પૂજનથી લાભ પ્રાપ્ત થઇ શકે છે; વળી સંસ્કાર જડ છે છતાં ફળ આપે છે તેમ જડ મૂર્તિ પણ ફળ આપે છે. આમ હોવાથી મૂર્તિપૂજા એ ધર્મકર્ત્તવ્ય ધર્મ છે.

ઉત્તર—અક્ષર વાંચવાથી જે જ્ઞાન મળે છે તે જ્ઞાન આપવાની યોગ્યતા અક્ષરોમાં નથી પણ આપણા સંકેત—ભાનમાં છે. એટલે અમુક ઠરાવેલા સિદ્ધ સંકેતદ્વારા વકતાનો આશય કે ભાવ શબ્દરૂપ સંકેતદ્વારા જણાય છે. જેવી રીતે રેલ્વે સ્ટેશનપર લાલ કે લીલો વાવટો બતાવવામાં આવે છે કે ઘંટ વગાડવામાં આવે છે, અને તે દ્વારા અમુક અમુક કાર્યો સાધવામાં

આવે છે, છતાં તે સંકેતો તે કંઇ આપણા જ્ઞાનના પ્રતિબિંબ કે ફોટોગ્રાફ નથી; પણ માત્ર અમુક સંજ્ઞાઓદ્વારા અમુક સમજવું, એવું આગળથી ઠરાવેલું હોય છે; તેવી રીતે આમાં પણ સમજવું. અમુક શબ્દ સંકેત એ અમુક ભાવ માટે–વિચાર માટે સ્થપાયલો છે. આવા વિચાર પ્રવાહને અથવા ભાવોને સ્થાપિત શબ્દો દ્વારા વ્યકત કરાવાય છે. જેમ સંકેત પૂજવાથી રેલ્વે આવતી નથી કે રેલ્વેમાં બેશી શકતા નથી તેવીજ રીતે મૂર્તિ એ ઇશ્વરનું પ્રતિબિંબ નથી, તેમજ એ ઇશ્વરનું જ્ઞાન કરાવનાર સાંકેતિક સાધન નથી, કારણકે ઇશ્વર અગોચર છે. મન, વાણીનો વિષય નથી, અંગ્રેજી અક્ષર જાણનારને ગુજરાતી શબ્દોદ્વારા સંજ્ઞા કે સંકેત જ્ઞાન નથી થતું, તેમ માત્ર ગુજરાતી જાણતો હોય ત્હેને અન્ય ભાષાના શબ્દ સંકેતમાં સમજણ નથી પડતી. આ પરથી અક્ષરોમાં જ્ઞાન ફળ આપવાની યોગ્યતા નથી.

કોઇ મિત્રની જો છબી હોય તો તે મિત્રના ગુણ અને ત્હેની પ્રતિકૃતિ કે આકૃતિ છે એવા સંસ્કાર ઉશ્કેરવાનું નિમિત્ત કારણ થાય. એ ફળ છે છતાં તે માટે ત્હેને સ્નાન, ધુપ, દીપ, ભોજનાદિથી પૂજતા નથી કેમકે અક્ષર કે તે મિત્રની પ્રત્યાકૃતિ પૂજવાથી તે ફળ મળે નહીં. તેવીજ રીતે જડ મૂર્તિને પુજવાથી ઇશ્વરનું જ્ઞાન થતું નથી, બલ્કે વિપરીત જ્ઞાન થાય છે. માત્ર મૂર્તિમાં શ્રદ્ધા રાખવાથી સર્વ પરિતૃપ્તિ ત્હેમાં માને છે અને જડ બની જવાય છે.

આ વાત ધ્યાનમાં ન ઉતરે તો, પરીક્ષા કરવાને માટે એક વર્ષ સુધી મૂર્તિપુજા છોડી દો, એટલે મૂર્તિપૂજકો નિંદા કરશે. ત્યારે ત્હેમને શ્રદ્ધા રાખવામાં જે અજ્ઞાનતા હતી તે તેમજ પૂજક પૂજારીનું સ્વાર્થપણું જણાઇ આવશે. એમજ એ પ્રકારની પૂજાના સંસ્કારદ્વારા મન શુદ્ધિ થાય એમાટે પણ સમજવું. સંસ્કાર કાંઇ ખાસ વસ્તુ નથા, પણ સંસર્ગના નિમિત્તને લીધે અંતઃકરણની સૂક્ષ્મ અવસ્થા છે. એજ પ્રમાણે જડ મૂર્તિના સંસ્કારથી ઇશ્વરના સત્યસ્વરૂપથા વિપરીત માન્યતા અને જડત્વના સંસ્કારની ફળ પ્રાપ્તિ થાયછે, માટે અસ્વીકારીણ્ય છે. ભોજન

જડ છે છતાં તૃપ્તિ અને મળાદિફળ મળે છે, પણ ઉકત સંસ્કારનું દ્રષ્ટાંત એ પ્રકૃત પ્રસંગનો વિષય નથી, કારણકે જે ફળ માટે પ્રતિમાં પૂજન કરવામાં આવે છે તે ફળ (જ્ઞાનમોક્ષ) પ્રાપ્ત થતાં નથી.

પ્રશ્ન–પ્રતિમા પૂજનથી ત્રાટક મુદ્રા સાધી શકાય છે ને વૃત્તિ એકાગ્ર કરી શકાય છે, માટે મૂર્તિ સ્વતઃ ઇશ્વર ન હોય અને જડ હોય તો પણ પૂજવા યોગ્ય છે.

ઉત્તર–હસ્ત પાદાદિ અવયવો વિનાનો તેમજ આકૃતિ વિનાનો એક રંગવાળો પત્થરનો એક કટકો અથવા બીજો કોઇ એકસરખો પદાર્થ એકાંતમાં લઇ બેશીએ તો ત્રાટક મુદ્રાની સિદ્ધિ અને મનની એકાગ્રતા થાય, પણ મૂર્તિ તે લાભ આપી શકે નહિં બલ્કે વિરૂધ્ધ–વિક્ષેપ ફળ થાય છે. ત્રાટક મુદ્રા સાધનારા પ્રતિમાપર દ્રષ્ટિ સ્થિર કરતાં ત્રાટક મુદ્રાના પ્રાપ્ત કરેલાં ફળને ગુમાવી બેસે છે.

મૂર્તિનું બાહ્ય કે આંતર ત્રાટક કરતાં ત્હેના અવયવો, શૃંગાર, રંગ, આભુષણ, વસ્ત્ર, વિગેરે અનેક વસ્તુઓપર ધ્યાન જાય છે. એથી એકાગ્રતામાં વિક્ષેપ નડે છે. કદાચિત હઠ કરવામાં આવે તો જેની તે મૂર્તિ છે, ત્હેના ચરિત્રો મનમાં સ્ફુરવા માંડે છે, શંકરની લાંબી પીંડીનું ધ્યાન ને પારવતી (ભીલડી) નું ધ્યાન ધરવાથી શંકરના મોહાસકત અને અસદ ચરિત તરીકેના વિચારો આવશે. રાધા કૃષ્ણના ભોગ વિહારના વિચારો સ્ફુરશે* ઇત્યાદિ. સર્વ મૂર્તિઓ સંબન્ધી યથોચિત સમજવું.

પ્રશ્ન–આ બધું કહો છો તે ઠીક છે પણ ઘણા જુના સંસ્કારો હોવાથી મનમાં બંધબેસ્તું નથી. તેથી કંઇ એવું પ્રબળ વિવેચન સંક્ષેપમાં કરો કે જેથી અંધ પરંપરા છોડવાને ઉદ્યત થઇએ.

ઉત્તર–અત્યાર સુધી જે વિવેચન કર્યું તે પર વિચારશો તો એમાંથી પણ ઘણું સાર તત્વ જડશે. છતાં ત્હમારી ઇચ્છાનુસાર હજી કેટલાક વિચારો જણાવીશું, એમ કરવામાં અમારો હેતુ કોઇપણ રીતે દિલ દુભવવાનો નથી પણ જે વિચારો અમને સત્ય તરીકે લાગે છે તેજ દર્શાવાનો શુભભાવ પ્રેરિત છે.

---

* જો એ કથામાં કોઈ રૂપકાલંકાર હોય તો પણ સ્થૂળ શૃંગારવિષયક પ્રચરિત હોવાથી શૃંગારનાજ વિચારો આવશે.

(क.) પૌરાણિકોમાં શ્રાવણ માસની પૂજાનું મહાત્મ્ય ગણાય છે. હવે ઉત્તર હિંદુસ્થાનમાં તેમજ પુર્વ રાજપુતાના વિગેરે પ્રાંતોમાં શુકલ પક્ષથી અને મુંબઇ ઇલાકા તરફના ભાગોમાં કૃષ્ણ પક્ષથી માસની ગણત્રી કરવામાં આવે છે. એટલે મુંબઇનો જે શ્રાવણ વદ તે ઉત્તર હિંદ અને પુર્વ રાજપુતાનામાં ભાદ્રપદનો કૃષ્ણ પક્ષ મનાય છે. આવું હોવાથી જે વખતે ગુજરાત, કાઠીયાવાડ વિગેરે પ્રાંતોમાં શંકરપૂજા થાય છે ત્યારે ઉત્તર હિંદમાં થતી નથી. અહીં વિચારવાનું એ છે કે પંજાબ વિગેરે દેશોમાં જ્યારે ઉક્ત મહાત્મ્ય બંધ પડે છે, ત્યારે ગુજરાત, કાઠીયાવાડ, કચ્છ વિગેરે પ્રાંતોમાં ચાલુ રહે છે. પ્રશ્ન એ થાય છે કે આ બન્ને પ્રાંતના અનુયાયીઓમાં પૂજા મહાત્મ્ય ચિંતામણી પાર્શ્વેશ્વર, તથા વૃત્ત વિગેરેનું ફળ પુણ્ય કોને મળશે, અને કોને નહીં મળશે ? વાસ્તવિક તો દ્રવ્યોપાર્જન માટેની આ પૂજા કોઇની શોધ છે એમ જણાય છે.

(ख.) ઘણા યુવાન મૂર્તિપૂજકો જે ઠાકોરજીમાં માતાપિતાની ભાવના રાખે છે તેઓ પૂજા સમયે ઠાકોરજીને વસ્ત્રરહિત કરીને અંગચોળીને સ્નાન કરાવે છે અને પછી વસ્ત્ર ધારણ કરાવે છે. વળી કેટલાક ભકતો તો રાત્રે બન્નેને ભેગાં શયન કરાવે છે. અહીં જે વિચારવાનું તે એ છે કે ધારો કે આ મૂર્તિ સત્ય હોય ને ત્હેમાં માતપિતા સરખું ચેતન સ્ફુરતું હોય તો આ ક્રિયાઓ નિર્લજ્જ, અશ્લીલ, મર્યાદાહીન, અસભ્ય ગણાય કે કેમ ?

તો પછી મૂર્તિને ઇશ્વર કે દેવી ન માનીયે તોપણ પરમાત્મામાં આવા ભાવોનું આરોપણ કરી આવી ક્રિયાઓ અથવા ચેષ્ટાઓ કરવામાં આવે તો તે મૂર્ખતાની પરિસીમા નહીંતર બીજું શું ?

ग. આ પ્રસંગ વિચારવા જેવો છે. અમારા એક સ્નેહિને કોઇ ભકતે કહ્યું કે આજે દુર્ગાઅષ્ટમી છે, માટે દેવીના મંદિરમાં દર્શન કરવા ચાલો. અમારા સ્નેહિએ કહ્યું કે મંત્રોથી પ્રતિષ્ઠિત થયલા મંદિરમાં સિંહ છે તે ફાડી ખાય. પેલા ભકતરાજે

કહ્યું કે એ તો પત્થરનો છે એની ચિંતા કરવા જરૂર નથી, એ કંઇ કોઇને ફાડી ખાતો નથી. ત્યારે પેલા સ્નેહિએ કહ્યું એમ તો ત્યારે દેવી શેની બનેલી છે? તેહેનાં દર્શન કરવાથી શો લાભ? આ સાંભળી પેલા ભકતરાજ શાંત થઇ ગયા. પ્રસંગવશાત તેજ મિત્ર ઉપદેશ કરતા કે હિંસા પાપ કર્મ છે, માટે એ પાપથી બચવા દેવીના મંદિરના સિંહ આગળ બકરાં રાખવાં જોઇએ, અને તે હિંસા કરશે, તેમાંથી દેવીને અને સિંહને આપી શેષ પોતે ખાઇ જવું જોઇએ. આ વાત ક્ષત્રીય અને મુસલમાન માટે શીખામણ તરીકે ઠીક છે પણ જેઓ કેવળ અહિંસક છે, તેહેમણે તો દેવીના મંદિરના આ ભક્ષક સિંહ છે તેહેના દર્શનજ ત્યાજય ગણવા જોઇએ.

૫. કેટલાક એમ કહે છે કે "મૂર્તિને ઇશ્વરના પ્રતિનિધિ તરીકે માનીએ છીએ એટલે મૂર્તિપૂજા એ અસલ નથી પણ નકલ છે. નાટકમાં નકલ પણ લાભકારી હોય છે તેમ મૂર્તિપૂજા પણ લાભકારી છે." પણ અહીં જે વિચારવાનું તે એ છે કે મુખિઆ પોતે જેને નીમે તે તેહેનો પ્રતિનિધિ થાય, ઇશ્વરે મૂર્તિને પોતાનો પ્રતિનિધિ નીમેલ નથી તેથી અને તે પ્રતિનિધિના જેવું કામ કરી શકતી નથી તેથી પ્રતિનિધિ નથી. તથા ચેતનનો જડ કે જડનો ચેતન પ્રતિનિધિ નીમી શકાય નહીં માટે મૂર્તી એ ઇશ્વરની પ્રતિનિધિ નહીં મનાય. વળી ઇશ્વર સર્વવ્યાપક અને આકૃતિ રહિત છે તો તેહેની નકલ કે મૂર્તિ શી રીતે બને? ઇશ્વરને મનુષ્ય જેવાં ચરિત્રો હોતાં નથી તો પછી ચરિત્રોની નકલ પણ કરવાની શી જરૂર? જો શ્રીરામ, શ્રીકૃષ્ણ, દેવકી વિગેરેના ચરિત્રોનું અનુકરણ કરવાના હેતુથી બધું કરવામાં આવતું હોય તો તેમ પણ જણાતું નથી, કારણકે ત્યારે ઠાકોરજીના જન્મ દિવસે વ્રત રાખવાની શી જરૂર? જો દેવકીની પ્રસૂત પીડાની શાંતિને અર્થે ભુખ્યા રહેવાનું હોય તો યાદગારી માટે શ્રીરામ શ્રી કૃષ્ણાદિકની મરણ તીથિ (સંવત્સરી) પણ પાળવી જોઇએ. જો એમ કહેવામાં આવે કે ઠાકોરજીનું જન્મ મરણ થતું નથી તો જન્મ

દિવસે ઉત્સવ કરવા, દ્રવ્યાદિ પદાર્થો આપવા લેવા વિગેરે કર્મો અનુચિત ગણાય કે કેમ ? જો કોઇ એમ કહે કે પૂજ્ય મહાપુરૂષોના ગુણાનુવાદનું સ્મરણ કરવા તથા ત્હેમની મરણ-તિથિઓના દિવસો જયંતી તરીકે ઉજવવા માટે એ ઉત્સવો પાળવામાં આવે છે ( અને એ યોગ્ય લાભકારી છે ) તો તે પ્રમાણે ઇશ્વરના સ્મરણાર્થે, વેદોક્ત યજ્ઞ યાગાદિ વિગેરે કર્મો કરવાં જોઇએ.

ङ. આપણા મંદિરમાં જે ઠાકોરજી છે ત્હેને ભોગ, નૈવેદ્ય, વિગેરે ધરાવવામાં આવે છે પણ તે આરોગતા તો નથી. વળી જે આરોગે ત્હેને શૌચ કર્મો પણ કરવાં પડે છે. પણ તે જોવામાં આવતાં નથી. જો એમ કહેવામાં આવે કે ઇશ્વર તો માત્ર વાસના લે છે, કારણ કે તે સર્વવ્યાપક છે તો પછી મૂર્તિ આગળ થાળ ધરાવવાની જરૂરજ નથી, કારણ કે આપણા ભોજનના થાળમાંથી પણ લઇ શકે છે.

च. ઠાકોરજીનો કે દેવીઓનો જન્મ થાય, તેઓ દંતધાવન ક્રિયા કરે, આહારવિહાર કરે, શણગાર સજે, શ્રૃંગાર વૈભવના ભોગ ભોગવે વિગેરે સર્વનું આરોપણ કરવામાં આવે તો ત્હેમનાં શૌચ કર્મો, સ્ત્રીધર્મ, મૃત્યુ, શ્રાદ્ધાદિ ક્રિયાઓ વિગેરે કેમ નથી જોવામાં આવતાં ? આ એક ખામી હશે. સ્વામિનારાયણ સંપ્રદાયી ખરા કે સહુજાનંદ પ્રભુનું શ્રાદ્ધ પણ કરે છે. ને તે સમયે સેવકો પાસેથી કંઇક (અર્થ) લાભ પણ પ્રાપ્ત કરે છે. કહેવાય છે કે કમચ્છામાં એક દેવીને છેટે થવી પણ માને છે તેથી તે દિવસે સંકેતસૂચક કુંડ ઉપર પુષ્કળ ભેટો આવે છે. વાહ ! શી લીલા ?

छ. જ્યારે પ્રભુ સર્વવ્યાપક છે અને પ્રતિમા આપણી પાસે છે તો પછી મંદિરો વિગેરેમાં શા માટે જવું જોઇએ ? ઠાકોરજી સર્વ જગ્યાએ એકજ છે, તથા ઘણાક પ્રતિમાપૂજકો ઠેકાણે ઠેકાણે ફરતા જોવામાં આવે છે. આનું કારણ અજ્ઞાનતા, ઠગાઇ, અવિશ્વાસ, અંધશ્રદ્ધા, ખોટી કીર્તિની ખોટી મ્હોટાઇ, દંભ, કુવાસના વિગેરે કે કાંઇ બીજું ? આમાંના

એક યા અનેક કારણો અમુક ભક્ત તેમ અમુક પૂજારી અથવા બન્નેમાં જોવામાં આવે છે. આ રીતે જડપૂજા એક રીતે પૂર્વજન્મના કોઇ પાપનું ફળ હોય અગર ભવિષ્યના જન્મમાં પાપયોનિ પ્રાપ્ત થવાનું સાધન હોય, નહીંતર સર્વવ્યાપક અંતરયામિ અદ્વિતીય ઇશ્વર માટે અનેક ભાવના ન હોત; અને જે આત્મા પ્રત્યેકના હૃદયમાં રહેલો છે તેના સાક્ષાત્કાર યા સ્વરૂપ પ્રાપ્તિ માટે આ પ્રકારની વાસનાઓ અને ભટકવાનું ન હોત.

ज. પૂજાનો સામાન્ય અર્થ સત્કાર થાય છે. જેમ કે મનુસ્મૃતિમાં કહ્યું કે 'यत्र नार्यस्तु पूज्यन्ते.' વિગેરે, અર્થાત પરમાત્માનું મનમાં ધ્યાન ધરી તેનો હૃદયપૂર્વક સત્કાર કરવો તથા માતા, પિતા, અતિથિ, ગુરૂ. આચાર્ય, મહાત્મા અને બ્રાહ્મણ (સુપાત્ર વિદ્વાન હોય એવા) નું પ્રેમપૂર્વક પૂજન કરવું અને હૃદયપૂર્વક સત્કાર કરવો, જેથી આલોકમાં સુખ અને પરલોકમાં કલ્યાણ થાય. જડ મૂર્તિપૂજાથી આની સિદ્ધિ થઇ શકતી નથી, માટે ચેતનની પૂજાજ શાસ્ત્ર દ્રષ્ટિયે ઇષ્ટ છે. બાકી વર્તમાનમાં જે જડપૂજા થાય છે તેમાં તો પૂજારી એટલે પૂજ્યભાવના અરિ–વિરોધી છે એમ કૌતુકી ન્યાયે કહીશું તો ચાલી શકશે.

મૂર્તિપૂજક તરફની(પ્રશ્ન નંબર ૧, પૃષ્ટ ૧૧૧ થી લઇને પ્રશ્ન નં૦ ૫૦, પૃષ્ટ ૧૨૧ સુધી,) જેટલી દલીલો કે પક્ષસૂચક પ્રશ્નો (પૂર્વપૃષ્ટ) છે તે સર્વનું સમાધાન કે ઉત્તરો આડકતરી રીતે ઉપરના લેખમાં સમાઇ જાય છે, છતાં કોઇ સૂક્ષ્મદર્શી શિવાય સામાન્ય જનને સંશય ન થાય તેટલા માટે જે અંકોના સ્પષ્ટ ઉત્તર આવેલા છે તેને મુકીને અન્ય પ્રશ્નોનું સંક્ષેપમાં સમાધાન નીચે કરવામાં આવે છે તે મેળવીને શાંતિ પામવા વિનંતી છે.

## ઉત્તર લખાયલા પ્રશ્નોની વિગત.

પૃષ્ટ ૧૧૧, ૧૧૨ માં ૧ થી ૮ સુધી જે છે તે.
પૃષ્ટ ૧૧૩ માં નં. ૧,
પૃષ્ટ ૧૧૪ માં નં. ૯, તે પછીના નં. ૧૦, પછી નં. ૧૫ થી ૧૮ સુધી, પછી નં. ૨૦, ૨૨, ૨૩ તથા ૩૧ થી ૩૪ અને નં. ૪૪, એમ ૨૩ નંબરોના ઉત્તર.

• પૃષ્ટ ૧૨૧ થી પૃષ્ટ ૧૪૫ સુધીમાં લખાઇ ગયા છે, એ શિવાય. પૃષ્ટ ૧૧૩ થી ૧૨૧ સુધીમાં જે અન્ય પ્રશ્નો આવેલા છે હેનું સમાધાન (ઉત્તર પક્ષ) નીચે કરવામાં આવ્યું છે.

(પ્ર. નં. ૯ પૃષ્ટ ૧૧૨.) પરમાત્મા નિરાકાર અને નિર્ગુણ સિદ્ધ થઈ શકશે નહી, તેથી તેની સગુણ મૂર્તિ કલ્પીને તેને માટે યથા દેશકાળ ઉપયોગપર દ્રષ્ટિ રાખવી જોઇએ. (આનો ઉત્તર.) અનિષ્ટ રીતે ઉપયોગ થઇ રહ્યો છે અને પરદેશી વિધર્મોની વૃધ્ધિ આબાદી તેથી થઇ છે, એ હાનીકારક છે (આગળ વાંચશો) તેથી અસ્વીકાર્ય છે.

(પ્ર. નં. ૨ પૃષ્ટ ૧૧૩) મૂર્તિ તો તમામ ધર્મ મતપંથવાલા માને છે માટે સ્વીકાર્ય છે. (ઉ.) એમ તો જનસમાજમાં વધારે ભાગ અસત્ય બોલનાર હોય ત્યારે તો આપણે પણ અસત્ય ભાષણ કરીએ તો દોષ નથી એમ કહી શકાશે ? નહીંજ. એવીજ રીતે જો તમામ ધર્મપંથવાળા પરમાત્માને પરિછિન્ન (સાકાર) માનીને તેની મૂર્તિ કલ્પીને તે મૂર્તિને ઇશ્વર માનીને પૂજતા હોય અને આર્યસમાજી સ્વામિ દયાનંદની તસ્વીરને નમતા હોય, અને બીજા વળી કોઇ ગ્રંથની પૂજા કરતા હોય, અથવા કોઇ મહાત્માની પાદુકા દાંત વગેરેને પૂજતા હોય, અથવા કબરને નમતા હોય તો શું અમારે પણ તેમજ કરવાની જરૂર છે ? નહીંજ. કારણકે એ માનવ (મનુષ્યપૂજા) અથવા જડપૂજા છે, ઇશ્વરપૂજા નથી. શ્રી રામચંદ્રજી, શ્રી કૃષ્ણજી તથા બુદ્ધદેવ અવતારી મનુષ્યો થયા છે. શુકજી, મહાવીર સ્વામી, રાજા હરિશ્ચંદ્ર, મહારાજા વિક્રમ, ઇસુમસીહ, હાતમતાઇ, શંકરાચાર્યજી વિગેરે સઘળા ભગવાન મહાત્મા પરાક્રમી પુરૂષ થઇ ગયા છે. તેઓને સામાન્ય જનસમાજ કરતાં અસાધારણ વ્યકિત તરીકે ગણીશું. હેમના નામ, ગુણ કર્મ, સ્વભાવ વિગેરેનું સ્મરણ કરવું આપણને લાભકારી છે, તેમજ દયાનંદાદિક જીતેંદ્રિય, વિદ્વાન, સદાચારી, મહાત્મા પુરૂષ થયા છે; તેઓ પણ કોઇ ઇશ્વર કે ઇશ્વરના અવતાર ન હતા. સારાંશ સર્વે

ગર્ભમાંથી જન્મેલા, અને સર્વના શરીર મૃત્યુ પામેલાં છતાં યોગ્ય હોવાથી તેમને સાકાર દ્રષ્ટિએ જોઈ, તેઓના અનુકરણ માટે તેમના ગુણકર્મનું સ્મરણ કરવું એ ઠીક છે પણ તેમની મૂર્તિ બાવલા બનાવી તેને ભોગ, વસ્ત્ર, આભૂષણ, ગાનતાન સમર્પણ કરીએ; એ અયોગ્ય છે કેમકે તે જડ છે.

(પ્ર. નં. ૫ નં. ૩૮) (પૃષ્ઠ ૧૧૩, પૃષ્ઠ ૧૧૮) કોઈ વિષય પણ નિર્દોષ નથી તેથી મૂર્તિપૂજાના ખંડનનો કોઈને હક નથી (કે) આ માન્યતાને અનુસાર તો તમારે પ્રતિપક્ષી (મૂર્તિપૂજા નિષેધક) નું કથન પણ સ્વીકારવું પડશે એટલે આમ પણ પ્રતિપક્ષ કરી શકાય એમ નથી. તેમજ ઈશ્વર, નીતિ, મર્યાદા અને ધર્મનો નિષેધ પણ માની લેવો પડશે, કારણકે આપના સિદ્ધાંત અનુસાર આપ પ્રતિપક્ષ કરવાના અધિકારી નથી. કેમકે મંડન કે ખંડન એ સર્વમાં કાંઈ ને કાંઈ દોષજ માનો છો.

વાતનો સાર એટલોજ છે કે વ્યવહારિક પ્રસંગોમાં જે વિષયમાં લાભ (ગુણ) વિશેષ અને હાની (દોષ) અલ્પ હોય, તેને સ્વીકારવું જોઈએ, અને જેમાં લાભ અલ્પ અને હાની વધારે હોય તેનું ગ્રહણ ન કરવું જોઈએ. એ લાભ હાની સમષ્ટિની દ્રષ્ટિથી જોવાની છે. જ્યાં અમુક વ્યકિત માટેજ પ્રસંગ હોય ત્યાં બીજાને હાની ન થાય તેવી રીતે તેમનો વિશેષ લાભ વિચારવાનો છે. વર્તમાનમાં વર્તમાનની મૂર્તિપૂજાના પ્રચારથી સમષ્ટિને પણ વધારે હાની છે તેથી તે અસ્વીકાર્ય છે.

(પ્ર. ૬) મૂર્તિપૂજામાં ખર્ચ કરવાથી પરદેશોમાં તો દ્રવ્ય નથી ગયું. (ઉ.) એમ તો કોઈ ઠગ, ચોર, ડાકુના પ્રપંચથી પણ આપણું દ્રવ્ય વિદેશ નથી જતું તો શું આવા પ્રકારથી સંતોષ માની બેસીશું? નહીંજ. હા, આપણા દેશનું દ્રવ્ય (સોનાં, ચાંદી વગેરે) દ્રવ્યની જે નદી સમુદ્રમાં પ્રવેશે છે અર્થાત પરદેશોમાં જાય છે તે નહી જાય એવા ઉપાય યોજવા જોઈએ અને હિંદીઓ (ભારતવર્ષમાં જે જે રહેનારા છે તે સર્વ) ની ઉન્નતિના ઉપભોગમાં આવે એવા પ્રકારે યોજવા જોઈએ, એજ ઉચિત છે.

(પ્ર. નં. ૭) મંદિર હોય તો તેમાં રાજા પણ હાથ નહી નાખી શકે (ઉ.) મંદિરોમાં વેદ પાઠશાળા, શાસ્ત્રોનો અભ્યાસ, લૌકિક વિદ્યાનો અભ્યાસ, આવી શાળાઓ અથવા મુસાફરો માટે ધર્મશાળા કે ચિકિત્સાલય કરવામાં આવે તો આપનું ઇષ્ટ સિદ્ધ થઇ શકે છે. નહી તો જેમ અલાઉદ્દીન બાદશાહે અને ઔરંગજેબ બાદશાહે મંદિરોની દુર્દશા કરી છે, તથા જર્મનીના કયસરે ફ્રેંચ અને બેલજીયમ દેશના ઉત્તમ મંદિરોની જે દુર્દશા કરી છે તે લોકપ્રસિદ્ધ છે. આવી રીતે કોઇ બળવાન દુષ્ટાત્મા કરે તો આપનું મંતવ્ય કયાં રહેશે, નહીંજ.

(પ્ર. નં. ૮) દ્રવ્ય એકત્રિત હોત તો સોમનાથ પાટણના મહાદેવના દ્રવ્ય જેવી દુર્દશા થાત. (ઉ.) શું ચોર શત્રુના ભયથી દ્રવ્ય એકઠું ન કરાય અને મૂર્તિપૂજાના સંપ્રદાયમાં ખર્ચ કરાય? શું લૂંટી દેવાડવામાં આવે અને નાચ, ગાનતાન, મદ્ય વગેરેમાં ઉડાવાય ? નહિ. પરંતુ જે કરવાથી દ્રવ્યની વધારે વૃદ્ધિ થાય (જેમકે ખેતી) અને લોકોને સુખશાંતિ મળે (જેમકે યોગ્ય ખાનપાનાદિ વ્યવહાર ધંધા પરોપકાર) થતાં હોય તેમાં ખર્ચ કરવું જોઇએ. નહી કે મૂર્તિ જેવાં કામોમાં.

(પ્ર. નં. ૧૧,૧૨) એમાં મૂર્તિ કે પૂજારીનો દોષ નથી પણ પ્રબંધીકોનો છે. માટે ટ્રસ્ટ સ્થાપવા જોઇએ. (ઉ.) નાથદ્વારા, કાલિકા, ચતુર્ભુજ, જવાળામુખિ, ગયા અને સ્વામીનારાયણ વગેરેના મંદિરોની તથા તેની સામગ્રીની દશા તો જુઓ. તેથી દોષના મૂળનેજ ઉખેડવું જોઇએ જેથી દ્રસ્ટિની અપેક્ષા ન રહે. અને જો જૈન મંદિરો અને તેના ધર્મસ્થાનોની માફક મંદિર કે ધર્મસ્થાનોના દ્રસ્ટિ નીમવામાં આવશે તો વર્તમાનના જેવી મોજમજા ન મળવાથી વધારે દ્વેપ થશે. માટે શનૈઃ શનૈઃ દ્વેષના મૂળનેજ ઉખેડવુ ઉચિત જણાય છે.

(પ્ર. નં. ૧૩) મૂર્ત્તિ ખંડન કરવાથી દ્વેષની વૃદ્ધિ થાય છે ભાવિકની લાગણી ન દુઃખાવી જોઇએ (ઉ.) એ આપનું કથન ઠીક છે. પણ બીજી વાતો તરફ ધ્યાન આપશો તો કાંઇ બીજુંજ પરિણામ નજરે પડશે.

આપણા ઉત્તમ સનાતન ધર્મના નિષેધક (વિરોધી) તેમજ આપણી નિર્જીવ મૂર્તિપૂજાની ભાવનાના વિરોધી ધર્મો, આપણા દેશમાં

પ્રસરી રહ્યા છે છતાં આર્ય ધર્મનું મૂળ ડગતું નથી; તો પણ કોઇ પણ પ્રકારના આધાર વિનાની આ મૂર્ત્તિપૂજા એટલે અયોગ્ય ભાવનાનું ખંડન હોવાથી આર્યજાતિનું પરિમાણ ઓછું થયું છે અને ઓછું થતું જાય છે, એટલા માટે ત્હેનાથી (મૂર્તિપૂજાથી) ઉપેક્ષા રાખવાની અને ત્હેના દોષો દેખાડવાની અપેક્ષા રહે છે. એમ કરવાથી જે સ્વાર્થ વિનાના ભાવિક મૂર્તિપૂજકો છે તેની લાગણી દુઃખાતી નથી કારણકે તે પોતાની ભાવના આ પ્રકરણના અંતમાં કહ્યા પ્રમાણે (ઘરમાં પૂજા વગેરે) કરવાથી પૂરી કરી શકે છે અને પોતામાં સાચી માનેલી ભાવનાથી દૃઢ રહી શકે છે. તેને ખંડન મંડનની પરવાહ હોતી નથી. પણ જેઓ "મુખમાં રામ બગલમાં છુરી ભકત થયા પણ દાનત બુરી" આવી સ્વાર્થ ભાવના-વાળા છે, તેઓ અજ્ઞાન અને સ્વાર્થવશ હોવાથી દુરાગ્રહિ અને દ્વષિ હોવાનો સંભવ રહેછે. આવાં કારણોને લઇનેજ ખંડન મંડનની પ્રવૃત્તિ થયેલી છે.

(પ્ર. નં. ૧૪) એમ તો મૂર્તિ નિષેધક મુસલમાનોનું પણ રાજ્ય નષ્ટ થયું છે. તો (ઉ.) મુસલમાની રાજ્ય તેની અનીતિ અને ધર્મદ્વેષને લીધે નષ્ટ થયેલું છે. શિખોનું રાજ્ય તેમની કમજોરી તથા પરસ્પરમાં એકદેશી ભાવના અને સંપ ન હોવાથી પ્રત્યુત દ્વેષ હોવાથી નષ્ટ થયું છે. મૂર્તિપૂજાથી હિંદુઓની કમજોરી માલુમ પડતાં પરદેશીનુ આગમન થયું હતું, એટલે રાજ્ય નષ્ટ થવામાં એ પણ એક કારણ છે, એ ઉપર જણાવ્યું છે.

(પ્ર. નં. ૧૯) પૂજકો મૂર્તિને ઇશ્વિર નથી માનતા. (ઉ.) જો સત્યપૂર્વક આમ જ માનતા હોત તો કાર્તિક સ્વામિ માટે પાષાણના લિંગમાંથી મહાદેવ નિકળ્યા, મૂર્તિએ ચાલીને નરસિંહને હાર આપ્યો, આવા ચમત્કાર ન લખાત. વર્તમાનમાં પણ મૂર્તિની આગળ જે ભોગ, વગેરે રાખે છે તે પ્રતિષ્ઠાની ક્રિયા શા સારૂ કરે છે? સુવર્ણની મૂર્તિ તો એટલા માટે નથી કરતાકે કદાચ ચોર ડાકુ વિગેરે લઇ જાય તો ભાવનાનો ભાવજ ન રહે!

(પ્ર. નં. ૨૧) જેવી રીતે મનુષ્ય રચિત કાયદાનો સત્કાર થાય છે તેવી રીતે આ મૂર્ત્તિપૂજા એ મનુષ્ય કલ્પિત હોવાથી સત્કારને

યોગ્ય છે, તો તેનો અનાદર શા સારૂ ? (ઉ.) કાયદા (ધર્મશાસ્ત્ર–નીતિશાસ્ત્ર–શાસનશાસ્ત્ર) ના સત્કારનું કારણ એ છે કે તેનાથી વર્ણાશ્રમ વ્યવહાર, નીતિ, મર્યાદાનું પાલન થતું હોવાથી પ્રજાને સુખપ્રદ છે અને જેઓ પ્રજાને દુઃખપ્રદ એવા દુષ્ટ જન છે તેને શિક્ષા (દંડ) મળે છે, એટલે પુનઃ તેવા કુકર્મ ન કરે, પણ મૂર્તિપૂજામાં તેવાં તત્વ નથી, કેટલાંક તત્વો તો કાયદાના તત્વોથી ઉલટાં છે માટે તેનો નિષેધ કરાય છે.

(પ્ર. નં. ૨૩) આવા સાકારને માનવામાં આવે તો નિરાકાર ભુલી જવાય, માટે કલ્પિત મૂર્તિના સ્થાપનની જરૂર છે (ઉ.) જેઓની મૂર્તિ પૂજાય છે તે તમામ સાકાર હતા, માટે જો એ હેતુ હોત તો તેઓના નામની મૂર્તિ ન કરત. નિરાકાર તત્વમાં ખાવા, પહેરવાની કે ભોગ વિલાસની સંભાવના બનતી નથી પણ સાકાર–મૂર્તિ માટે તો એ બધું કરાય છે. આ ઉપર આપનું કથન અન્ય રીતે સિદ્ધ થાય છે એટલે કે આ સાકાર મૂર્તિપૂજા નિરાકાર–ખરા પરમાત્માને ભુલાવનાર છે. મૂર્તિપૂજક પ્રજામાં ઘણે ભાગે એમજ જણાય છે. આટલા માટે આ ઉચિત છે કે યદિ કોઇ બાહ્ય મૂર્તિની ઉપાસનાનો અધિકારી હોય તો તે આ પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે કરે. એટલે સંકેત રાખી વૃત્તિ સ્થિર કરવાનો પ્રયત્ન કરે, તો નિરાકાર નહી ભુલાશે.

(પ્ર. નં. ૨૪) મનુષ્યની મૂર્તિપૂજામાં તો ઘૃણા આવે. તેથી પણ મૂર્તિપૂજા ઇષ્ટ છે, (ઉ.) જેઓની મૂર્તિ પૂજાય છે તેઓના ચરિત્રો મનુષ્ય જેવા તેમજ સંશયોત્પાદક છે તે પુરાણ વાંચનાર સમજી શકશે. અંતરયામી વિશ્નુ વૃંદા છલનની કથા, બ્રહ્મા અને તેના પુત્ર તેના પછી દોડયાની કથા, અંતરયામી શ્રીકૃષ્ણ અને મોરધ્વજ છલનની કથા, અંતરયામી શંકર શ્રી મોહની રૂપથી અને ભીલડીથી છેતરાયા, બાણાસુરથી બ્હીનેંભાગ્યા, દેવીએ પોતે પેદા કરેલા શંકરની ભાર્યા થઇ, ગણેશે શંકરને નહી ઓળખ્યા. ઇ. ઇ. તથા તેઓ શસ્ત્રધારી અને સ્ત્રીવાળા થયા હતા. આટલા માટે તેમની મૂર્તિપૂજા એ પણ મનુષ્યપૂજાજ છે અને તેથી આપની માન્યતા પણ મનુષ્ય પૂજાજ થઇ એટલે મનુષ્યપૂજાનોજ આદર કરવો જોઇશે.

(પ્ર. નં. ૨૫) ઇશ્વરનો પુત્ર ઇશુ શૂળીપર મુકાતાં ઇશ્વર બચાવી શકયો નહી. તેમજ મૂર્તિ માટે જાણવું. (ઉ.) જેમ ઇસુ તેજ માત્ર ઇશ્વરનો એકલો પુત્ર છે એ કલ્પના માત્ર છે તેમજ ઇશ્વરની મૂર્તિ અથવા મૂર્તિ એ ઇશ્વરની પ્રતિનિધિ છે એ પણ કલ્પના માત્ર છે. આટલા માટે ઇશ્વરને તેઓ માટે તકલીફ લેવાની જરૂર નહોતી. જ્યારે આમ છે તો પછી મૂર્તિને માટે શા સારૂ લડવું ને દ્વેષ કરવો?

(પ્ર. નં. ૨૬) મૂર્તિપૂજા નિષેધકની સાથ કલેશ કરવો એ સકારણ છે (ઉ.) મૂર્તિપૂજક, તાજીયાપૂજક, કબરપૂજક ઇસુપૂજક, અગ્નિપૂજક એ પરસ્પરમાં કલેશ કરે એ સ્વાભાવિકજ છે."

ઇતિહાસપરથી જણાશે કે આવા ધર્મપ્રસંગને લીધે પારસી– મુસલમાનોમાં, પારસી યાહુદીઓમાં, યાહુદી અને રોમન કેથલીકોમાં, મુસલમાન મુસલમાનોમાં કરોડો જીવોની ખુવારી થયલી છે. કારણકે કલ્પિત ભાવનાથી વિરોધી ભાવના એ એમાં મુખ્ય કારણ હતું. એમજ કલ્પિત મૂર્તિ અથવા અયોગ્ય ભાવનાને માટે થાય એ સ્વભાવિક છે અને થાય છે; પણ એ શું યોગ્ય અથવા ઉચિત છે? જો તમામ ધર્મવાળાઓ વિદ્યા વિવેક શીખે તો આવો નકામો કલેશ દૂર થઇ શકે છે.

( પ્ર. ૨૭ ) મૂર્તિ એક પ્રકારે વાવટાની માફક એક પ્રકારનું યોગ્ય ભયકારક ચિહ્ન તેમજ હિત માર્ગ દર્શાવનાર સાધન છે માટે દૂષિત નથી (ઉ.) રાજ્ય ધ્વજાની પૂજા ભોગ વગેરે કોઇ કરતુ નથી. મૂર્તિપૂજાના સંપ્રદાયમાં તો તેનાથી વિરૂદ્ધ થાય છે, અને જો મૂર્તિને રાજાના બાવલાની માફક માનીએ તોપણ ઉચિત નથી, કારણ કે તે કોઇ સત્તાધારીના સ્મરણ માટે કરવામાં આવે છે પણ તેને કોઇ પૂજતા નથી, તેમજ તેમાં ચમત્કાર કે ચેતન પણ માનતા નથી. સારાંશ જો ધ્વજા અથવા વાવટાની માફક માનતા હોત તો આર્ય પ્રજાના મહાન પુરૂષોનું સ્મરણ તેમજ અનુકરણ કરવાથી આર્ય પ્રજાની વર્તમાન જેવી દુર્દશા (પરાધીન થવું, પરસ્પરમાં દ્વેષ કુસંપ રાખવું વગેરે) ન થાત. તેમજ આવી માન્યતા છતાં જો કોઇ મૂર્તિનો ભંગ કે અનાદર કરે તો જરૂર કહેશું કે કોઇ ઇષ્ટ સંકેતનો ભંગ કરે છે, તે બુદ્ધિમાન નથી કિંતુ એક

પ્રકારનો દ્વેષી છે. કારણકે એવું ન હોય તો કોઇનું ઇષ્ટ નહિક શા સાર પરિહાર કરતે. પ્રસ્તુત ત્હેનામાં જે લાભ હાની હોત તે સમજાવતે.

(પ્ર. નં. ૨૮) મૂર્તિપૂજા કરવાથી ઇશ્વર પ્રસન્ન થાય અથવા ન થાય એ વિચાર ઉપેક્ષા કરવા યોગ્ય છે. (ઉ.) ભલે ઇશ્વર રાજી થાય કે ન થાય તોપણ ઇશ્વરના નામ સ્મરણ માટે બલિદાન (જીવવધ) કરવામાં આવે છે, તેના દર્શાવેલા ધર્મના પ્રચાર માટે અન્ય ધર્મીઓનો નાશ કરવામાં આવે છે, તેમાં આ પ્રકારની ભાવના છે એટલે નિષ્ફળ છે.

(પ્ર. નં. ૨૯) મૂર્તિ ઇશ્વરનું કેન્દ્ર છે. (ઉ.) ઇશ્વરનું કેન્દ્રતો તેજ મળ, માતા, પિતા, બ્હેન, ભાઇ, સ્ત્રી, પુત્ર, મિત્ર, શત્રુ, દુષ્ટ, ગાય, સિંહ પણ છે પણ તેઓની પૂજા કરતા નથી. જો કરશો તો પ્રત્યક્ષ ફળ મળશે.

(પ્ર. નં. ૩૦) શૂન્ય (બિંદુ) કાંઇ પણ નથી છતાં તેનો આકાર કલ્પીએ છીએ (ઉ.) લીટીનું ઉપાદાન બિંદુ છે તે કલ્પિત નથી. શૂન્ય એ ખાલી દેશનું નામ છે, ત્હેનો આકાર કલ્પવો એ મિથ્યા છે. એમજ ઉકત દૃષ્ટાંત માટે છે.

(પ્ર. નં. ૩૭) અક્ષરો જુદા જુદા પ્રકારના પણ અર્થ એક હોય છે, તેમ કર્મ ઉપાસનાની રીતિના પ્રકાર ભિન્ન છે, પણ લક્ષ્ય એકજ હોય છે. મૂર્તિપૂજા સંબન્ધી પણ આમ સમજવું. તેપણ એક પ્રકાર છે. (ઉ.) સઘળા આ પ્રકારે બોધ કરે છે, પણ મનમાં એમ માનતા નથી. ઇશ્વરના નામપર જે વધ કરવો, અથવા છોકરાના માથાને અભ્યા (કરોતિ) થી ચીરવું એ પણ એક પ્રકાર કહેવાશે. જો તમારા કથા પ્રમાણેજ હોત તો 'આ સર્વ બ્રહ્મ,' 'જીવબ્રહ્મ અને પ્રકૃતિ અનાદિ અને સ્વરૂપે જુદા જુદા' 'ઇશ્વરે અભાવમાંથી જીવજગત ઉત્પન્ન કર્યાં,' 'ઇશ્વર નથી' આવા આવા ભેદભાવ અને પરસ્પરમાં ઝઘડા ન હોત, એમજ મૂર્તિપ્રકાર માટે જાણવું. જો આનું લક્ષ્ય એકજ હોત તો મુસલમાનો મૂર્તિ ન તોડત, ખ્રિસ્તિઓ તેનું ખંડન ન કરત, તુલસીદાસ રામ અને કૃષ્ણમાં ભેદ (ધનુષ્ય બાણ લ્યો હાથ) ન માનત

એટલે રાધાકૃષ્ણ ને નમત. રામાદલ (સેના) અને શિવદિલમાં કલેશ નહોત, બૌદ્ધ, જૈની, સનાતની વિગેરેમાં વૈમનસ્ય ન હોત. જેઓનો (સર્વેનું લક્ષ્ય ?) આ પ્રકારનો સિદ્ધાંત છે તે કોઇને સારૂં નરસું કહેતા કે માનતા નથી, એવા સામ્ય ભાવવાળા જ્ઞાનવાન બ્રહ્મવિત મહાત્મા વિરલ હોય છે. પણ આપણે તો આર્ય અનાર્ય; દેવ દસ્યુ, આર્ય મ્લેચ્છ, સુર અસુર ભાવવાળા છીએ. તેથી આપનું, કથન માત્ર કથનજ છે.

(પ્ર. નં. ૪૦)મૂર્તિનાં ઉત્સવના વિવિધ પ્રકાર એક પ્રકારની ધર્મપ્રવર્તક ચાશની, મોહભરી મીઠાશ છે.(ઉ.) અજયપાળા, વછનાગ, ધતુરા, કરેણ, સોમલ, કાચ વગેરે પર મીઠાશ લગાડીને ખવરાવવાથી અજ્ઞાની ખાશે ખરા, પણ તેનાથી ઉલટી ઝાડા, વગેરે વિકારો થશે, અને ખાનાર મરી પણ જશે. તેવીજ રીતે પ્રસ્તુત માર્ગ માટે જાણવું. ફળ ઉપર જણાવેલું છે.

(પ્ર. નં. ૪૧) મૂર્તિના ઉત્સવદ્વારા ઉત્તમ જ્ઞાન પ્રાપ્ત થઇ શકે છે. (ઉ.) કોઇ ધર્મ, નીતિ, વીરતા, ઉદારતા, વિગેરે સદાચાર બોધક" એક કલ્પિત નોવેલ રચે કે નાટક કરવામાં આવે તો તે કલ્પિત હોય છે છતાં વાંચનાર કે જોનારને ઉત્તમ બોધ મળે છે, તો પછી મર્યાદા પુરૂષોત્તમ શ્રી રામચંદ્રજી મહારાજ, સર્વ કળા સંપૂર્ણ શ્રી કૃષ્ણ મહારાજ કે યોગેશ્વર શ્રી મહાદેવશ્રી જેવા અવતારી મનુષ્યોના અગર શ્રી શુક, અથવા શ્રી બુદ્ધદેવ, પરદુઃખભંજન વિક્રમાજીત, સત્યવાદી હરિશ્ચંદ્ર, ઉદારચિત્ત હાતમતાઇ, મહાપુરૂષ શ્રી ઇસુમસીહ, રાણા પ્રતાપ વગેરેના ચરિત્રોના ગુણગાન કરવામાં આવે કે દ્રશ્ય નાટકદ્વારા દર્શન કરાવવામાં આવે તો શ્રોતા કે દૃષ્ટા ને અવશ્ય ઉત્તમ બોધ થશે, પણ પુરાણોમાં અવતારી પુરૂષોના જેવા ચરિત્રો લખાયલાં છે, અને મંદિરોમાં જે પ્રકારના ગાન ને દર્શન કરાવાય છે તેમાં મોટે ભાગે એવું છે કે જેનું ફળ ઇષ્ટ નથી, બલ્કે અનિષ્ટ ફળ નિવડયાં છે. રાસલીલા, ચીરહરણલીલા, આડમાં રહીને રામે વાલીને માર્યો, સુપનખા સ્ત્રીનું નાક કાપ્યું, વૃંદાને છલથી છેતરી મોહની રૂપથી શંકરની દુર્દશા કરી ઇત્યાદી આના દષ્ટાંત છે આ પ્રકરણમાં અમે એમ કહેતા નથી કે

પુરાણોમાં મૂર્તિપૂજામાં, તીર્થોમાં, મંદિરોમાં વા અન્ય ધર્મસ્થાનોમા સર્વથા અનર્થ, દુરાચાર, ઠગાઇ યા સ્વાર્થ શિવાય બીજું કશું નથી, બલ્કે તેઓમાં સારી શિક્ષા પણ હશે, તથાપિ તેમાંનું વિશેષ ભાગે એવું છે કે તેનું ફળ પૂજક ને તેમજ તેના ઉપાસકને હાનીકારક છે અને તેવું નિવડયું છે. માટે તે ભાગનો નિષેધ કરવામાં આવ્યો છે, એટલે મૂર્તિપૂજાદ્વારા દ્રવ્ય લેવું કે આપવું અગર તેવા, સ્થાનોમાં જવાને સ્ત્રીઓને છુટ આપવી એ યોગ્ય નથી.

(પ્ર. નં. ૪૨) ભૂગોળના નકશાની માફક મૂર્તિથી ઇશ્વરનું પરોક્ષ જ્ઞાન થાય છે (ઉ.) એમ નથી, કારણકે પરમાત્મા દેવ નિરાકાર, નિર્ગુણ, અજર, અમર, સ્થૂલ સૂક્ષ્મ શરીરથી રહિત, શ્રૃંગાર, સ્ત્રી, શત્રુ મિત્રરહિત, નિર્ભય, એવો છે, મૂર્તિ તેવી નથી. મૂર્તિ તો સાકાર શરીરધારી ગૃહસ્થ મનુષ્યનું પરોક્ષ જ્ઞાન કરાવનાર સાધન થઇ શકે છે. આટલા માટે તે ઇશ્વરપ્રાપ્તિ વા ઇશ્વરના જ્ઞાન થવાની સાધક નથી.

(પ્ર. નં. ૪૩) પ્રાણ પ્રતિષ્ઠા કરવાથી અમુક પ્રકારની અસર ઉત્પન્ન થાય છે (ઉ.) પ્રતિષ્ઠાથી મૂર્તિમાં નહીં પણ માણસોના હૃદયમાં અસર થાય છે. જેવી રીતે મુસલમાન અને ખ્રિસ્તિઓમાં ઇશ્વરની સિદ્ધી અને તેના ગુણ કથન કરવાથી તેની દયા અને તેના ભયની અસર થાય છે. તેવી રીતે જો મૂર્તિની સાટે પરોક્ષ ઇશ્વરના ગુણો (દયાળુ છે, કૃપાળુ છે યથા કર્મફળ આપનાર છે, ન્યાયી છે ઇ.) નું સ્મરણ કરવામાં આવે તો તે ઉચિત છે; એટલે મૂર્તિની પ્રતિષ્ઠાની અપેક્ષા નથી. કારણકે પરીક્ષા કાળે તેમજ સૂક્ષ્મ દ્રષ્ટિએ વિચારતાં અને સર્વ રીતે તપાસતાં પ્રતિષ્ટા કૃત્રિમ અને વ્યર્થ સિદ્ધ થાય છે.

(પ્ર. નં. ૪૫) બધા પદાર્થ સસીમ છે તો મૂર્તિપૂજા માટેજ પ્રતિપક્ષ શા સારૂ કરવો? (ઉ.) એમ તો અનાચારી પણ સસીમ છે તો તેનો પ્રતિપક્ષ શારૂ કરવો, એમ પણ કોઇ કહેશે. જ્યારે યોગદ્વારા બ્રહ્માકાર વૃત્તિ કરશો તો સસીમ મનોવૃત્તિની ઉપાધિને લીધે (ઘટાકાશવત) બ્રહ્મ પણ તે ભાવનામાં સસીમ જણાશે. સારાંશ જ્યાં સુધી મન બુદ્ધી પહોંચે ત્યાં

સુધાં સર્વ સસીમ છે. આ રીતેતો માતા, પિતા, ભગિની, સ્ત્રી વિગેરે સર્વે સસીમ છે તો તેઓમાં અથવા ગૌભક્ષણમાં અને કબરોમાં ઇશ્વરભાવના શા સારૂ ન કરવી ? સારાંશ એ એક વ્યર્થ કલ્પના છે

(પ્ર. નં. ૪૬–૪૭) તર્કથી તો ઇશ્વર પણ સિદ્ધ થતો નથી તો મૂર્તિપૂજાની તો શી વાત ? (ઉ.) ઇસુમસીહ બુદ્ધદેવ, મહાવીર સ્વામી વિગેરે આત્માઓ ઇશ્વરના અવતાર હતા, અને ગૌભક્ષક–મૂર્તિભંજક એવા અન્ય આત્મા પણ ઇશ્વરનો અવતાર છે, અને તે પોતાની મરજીથી મનુષ્ય જેવી લીલા કરે છે. તોપણ આ બન્ને પ્રકારના ઇશ્વરનું આ ઇશ્વરત્વ પરીક્ષા તેમજ યુકિતતર્કથી સિદ્ધ નથી 'થતુ', પણ માત્ર શબ્દવિશ્વાસથી માની લેવાય છે. આમ કહેતી વખતે કાં તો મૌન રાખવું પડશે અગર તો ઇશ્વરત્વની પરીક્ષા કરવા માટે પ્રયત્ન કરવો પડશે. જો મૌન ધારણ કર્યું તો આપના આત્માથી વિરૂદ્ધ થયું અને આપનો સિદ્ધાંત ઉડી જશે, અર્થાત ઇસુમસીહ વગેરે ને તેમજ ગૌભક્ષકને પણ ઇશ્વર અવતાર માનવો પડશે, અને જો પરીક્ષા કરવા પ્રયત્ન કર્યો તો પ્રત્યક્ષ અનુમાન, તર્ક અને શબ્દમાં ઉતરવું પડશે તો આપનું કથન રદ થશે અને તર્કનો આશ્રય લેવો પડશે. આટલા માટે કેવળ શુષ્ક તર્ક નહી પણ સૃષ્ટિ નિયમ વગેરેનો આશ્રય લેશો તો અવશ્ય સર્વાધાર પરમાત્મા સિદ્ધ થશેજ. આટલા માટે મૂર્તિપૂજામા તર્ક યુકિતનું અગ્રહણ કે વિશ્વાસકરણ જ માન્ય નથી. કારણકે આ કલ્પિત પ્રકારમાં તેમનાથી શું શું લાભ હાની છે તેનાપર ધ્યાન અપાય તો ઉપર કહ્યા પ્રમાણે હાની વિશેષ છે અને લાભ અલ્પ છે.

(પ્ર. નં. ૪૮) ઇશ્વરનું નામ કે રૂપ નથી. પણ જેવી રીતે સર્વ નામો (ૐ વગેરે) અને આકાર કલ્પિત છે છતાં તેઓથી ઇશ્વરનું સ્મરણ કરવામાં આવે છે, તેમ કલ્પિત મૂર્તિથી તેનું સ્મરણ કરાય છે. (ઉ.) મૂળ પ્રકૃતિના આકારથી ઇતર તમામ નામરૂપ કલ્પિત છે અને બ્રહ્મ નામ રૂપરહિત છે. જ્યારે આમ છે તો આ માનવું પડશે કે જે કલ્પિતથી માત્ર લાભ જ પ્રાપ્ત થાય અથવા જે કલ્પિતથી લાભ (સુખ) વિશેષ અને હાની અતિ અલ્પ પ્રમાણમાં હોય તેનું ગ્રહણ કરવું. જેમકે શબ્દ સંકેત (કલ્પિત)થી લાભ વિશેષ છે તે ગ્રાહ્ય છે, પણ મૂર્તિપૂજામાં હાની વધારે અને લાભ અતિ ઓછું (જેમકે નીરક્ષ-

ગીઓ નિરક્ષરોને પણ દ્રવ્યની પ્રાપ્તિ) આટલા માટે આ કલ્પિત પ્રકાર અસ્વીકાર્ય છે. *

અહિં સુધીમાં સમગ્ર પૂર્વપક્ષનો ઉત્તરપક્ષ આવી જાય છે, હવે પ્ર. નં. ૫૦ (પૃષ્ટ ૧૨૬) નો ઉત્તરપક્ષ શેષ બાકી રહે છે તે આગળ જતાં વાંચશો.

હવે આ વિષય સંબન્ધી વધુ કહેવાનું ઉચિત નહીં સમજતાં માત્ર એટલુંજ નમ્રતાપૂર્વક જણાવીશું કે જો કોઇપણ મનુષ્ય આર્યાવર્ત્તની યાત્રા કરશે અને તટસ્થ વૃત્તિ રાખી સૂક્ષ્મતાપૂર્વક પ્રત્યેક મંદિરો અને મૂર્તિપૂજાના સ્થળો (તીર્થ વગેરે)ની મુલાકાત લેશે તો આ વિષયનું સત્ય પરીક્ષણ કરી શકશે. મૂર્તિપૂજકોમાં વિવિધ પ્રકારના મનુષ્યો ત્હેના જોવામાં આવશે.

અ.—કેટલાક એવી સમજણવાળા જોવામાં આવશે કે પ્રત્યેક વસ્તુમાં લાભ અને હાની રહેલાં હોય છે, પ્રત્યેક બાબતમાં બે પ્રકારની ધોળી અને કાળી બાજુ હોય છે, કોઇ કાળે મંદિરો અને મૂર્તિપૂજાથી લાભ થયો હશે તો વર્તમાનમાં કદાચ ત્હેનાથી હાની પણ હશે, આવું માની તેઓ મુર્તિપૂજા કરવા કે મંદિરોમાં જવાની ઉપેક્ષા રાખે છે. વળી કેટલાક એવું માનતા જણાશે કે દીર્ઘકાળથી પડેલા સંસ્કારો એકદમ નષ્ટ થઇ શકતા નથી; એટલુંજ નહીં પણ ત્હેનો સર્વથા નાશ સંભવતો નથી; કોઇને કોઇ રૂપમાં પ્રવેશે છે. મુસલમાનોમાં તાબૂત, કબર વિગેરેની પણ પૂજા થાય છે, ખ્રિસ્તીઓ અંતરમાં સલીબ, મરિયમ અને ઇસુની મૂર્તિ ધારી ત્હેને નમે છે. ત્હેનું ધ્યાન ધરે છે. આવી રીતે માનવમંડળમાં વિરલજ એવા હશે કે તે મૂર્તિપૂજક નહી હશે. તો એ સંસ્કારો કાઢી નાંખવાના મિથ્યા પ્રયત્નોમાં કાળક્ષેપ કરવો એ ઉચિત નથી. બીજા કેટલાક એ માન્યતા ધરાવે છે કે એક મકાનનો પાયો મજબૂત હોય છે પણ ઉપરનું ચણતર અતિ જીર્ણ અને અનેક છિદ્રવાળું થયું હોય, તો તે મકાનને ભાંગી તેજ પાયાપર નવીન ચણતર ચણી બીજું મકાન બાંધવું, અને જો સામગ્રીના અભાવને લીધે

---

* ઉપરના વિવેચનથી વધારે શંકા સમાધાન ગુજરાતી "મૂર્તિ પરીક્ષા" માં છે ત્યાં જોવું.

તેમ બનવું અશક્ય હોય તો તેની મરામત કરી તેવાં ભાગ્યાંતૂટયાં મકાનથી નભાવી લેવું, પણ બીજાને આધીન થવું નહિં. ફરીથી જ્યારે સામગ્રી પ્રાપ્ત થવાના સંજોગો આવે ત્યારે તે મકાનને મરામત કરાવવી અને નિર્વાહ કરવો. તેવીજ રીતે આર્ય ધર્મનો પાયો (વેદ) ઉત્તમ અને મજબૂત છે, પણ ત્હેની વ્યવસ્થા વાસ્તવિક નથી. એટલે કે અનેક પ્રકારના ધર્મભેદ પડવાથી દ્વૈધિભાવ ને દ્વેષ વધ્યો છે, મૂર્તિપૂજાથી અનેક પ્રકારે હાની થઇ છે. પાયાપરનું ચણતર વસવાને યોગ્ય નથી. માટે ધર્મ, રીતરિવાજ, રૂઢી વિગેરેમાં સુધારો કરવાની ખાસ જરૂર છે. કેટલાક શંકા કરે છે કે પ્રાચીન કાળના રીત રીવાજનો શું પુનરૂદ્ધાર કરવો ? પણ ત્યાં પાછો ત્હેમને સંશય થાય છે કે જો પ્રાચીન વ્યવસ્થાનો પુનરૂદ્ધાર ન કરી શકયા તો વખતે અન્ય ધર્મને આશ્રયે તો નહીં જઇ પડાય ? આવી રીતે બે પ્રકારના પ્રશ્નો કેટલાકને દમે છે અને સર્વ હિંદુઓમાં એકીકરણનું ઐક્ય બળ અને સંમતિ ન હોવાથી દ્વૈધિભાવમાંજ રચ્યાપચ્યા રહેલા હોય છે. આમ થવાથી વિવાદને દૂર રાખવા માટે ધર્મ તરફ ઉપેક્ષા રાખે છે. ધર્મવૃત્તિની શુદ્ધ ભાવના લુપ્ત થઇ ગયલી હોવાથી પાયાપરની ઇમારત છિદ્રોવાળી હોય છે, તેમજ વસવા યોગ્ય નહી હોવાથી અને ધર્મ તરફ ઉપેક્ષા થવાથી ધર્મભાવનાનો સત્યાસત્ય વિવેક કરવા તરફ ઉદાસીનતા થાય છે. માત્ર સૌ સૌની અંધ રૂઢિના ગાડરિયા પ્રવાહમાં ચાલ્યા જાય છે. આ ઉદાસીનતા કે બેદરકારપણાને લીધેજ માત્ર એકબીજાના ધર્મપ્રતિ અતિરસ્કારપણું, અને સહનશીલતા (Toleration) જોવામાં આવે છે. હિંદુ, મુસલમાન, જૈન, પુરાણી, શાક્તમાર્ગી, કે કોઇપણ આ પ્રકારે સાથે રહી વ્યાપાર, ધંધો, વિગેરે વ્યવહાર પરસ્પર કરે છે. આ પ્રમાણે આપણે સર્વેયે રહેવું, અને સંતાનોને પણ તેવુંજ શિક્ષણ આપવું જેથી કદાચ નાના પ્રકારના ધર્મવાદો નષ્ટ ન થાય, પણ શાંતિ તો રહેશેજ, આવા વિચારથી ધર્મ ભાવનાની ઉપેક્ષા હોય છે. આ પ્રકારનો સહકાર સંબન્ધ બહુ કરી વ્યવહારની સુલભતાપર હોય છે. ધર્મ બન્ધનો અને ત્હેના રહસ્યની એકતાપર નહિં.

આ–વળી નિરીક્ષણ કરતાં જણાશે કે મૂર્તિપૂજકોમાં બહુ કરીને સાત પ્રકારના માણસો જોવામાં આવશે.

૧ આઠ ભાગ એવા પ્રકારના મનુષ્યો હોય છે કે મનમાં તો મૂર્તિને પાષાણ તરીકેજ માને પણ આજીવિકા, સ્ત્રી, વૈભવ વિગેરેની પ્રાપ્તિ ખાતર ત્હેની પૂજાને ઉપયોગી સમજે છે. તેઓ નિરક્ષર ને આળસુ હોવાથી ત્હેમને આ માર્ગ સુલભ થઇ પડે છે.

૨ ચાર ભાગ મનુષ્યો મનમાં મૂર્તિને જડ માને છે અને ત્હેની પૂજાને ખરો માર્ગ માનતો નથી, છતાં સામાન્ય લોકવ્યવહાર, જ્ઞાતિ બંધન, પ્રતિષ્ઠા અને હઠ વિગેરે કારણોને લઇને કર્યા જાય છે. જો ત્હેને ધર્મ તરફ ઉપેક્ષા દ્રષ્ટિએ જોનાર અને નૈતિક હિંમત વગર બીરૂ કહીયે તો ચાલી શકશે.

૩ બે ભાગ મનુષ્યો એવા જણાશે કે પ્રતિમાં જડ છે કે ચેતન છે, વિગેરે સમજતા નથી તેમ એ માથાકૂટમાં પડવાનો શ્રમ પણ લેતા નથી. માત્ર રૂઢિને લીધે ગાડરિયા પ્રવાહવત ચાલ્યા જાય છે.

૪ વળી બે ભાગ મનુષ્યો સંશયવાદિ હોઇ અનેક પ્રકારના આવા સંશયો પણ મનમાં કરે છે. જેમકે (૧) પ્રતિમા ચૈતન્ય હોત તો પરમાત્માનું પ્રત્યક્ષ દર્શન થાત અને બોલત. (૨) ઉંદર વિગેરે પ્રાણીઓ ત્હેના ઘડેલા અવયવો પર ફરી શકત નહિં. (૩) ઇશ્વરનું સ્વરૂપજ શુદ્ધ છે તો ત્હેને વળી સ્નાન શુદ્ધિની શી આવશ્યકતા? (૪) ઇશ્વર સ્વયંપ્રકાશ અને સર્વનો પ્રકાશક છે અને પ્રતિમા અન્યની પ્રકાશક કે સ્વયંપ્રકાશ નથી એટલુંજ નહીં પણ દીપકના પ્રકાશ વિના અંધારામાં જોઇ પણ શકતી નથી, તેમજ વ્યભિચારાદિ જાર કર્મને પણ તે જોઇ શકતી નથી. (૫) ઇશ્વર સર્વવ્યાપક સર્વદેશી હોવાથી પુષ્પો વિગેરેનો સુગંધ ગમે ત્યાં લઇ શકે છે તો પછી પત્ર પુષ્પ ધરાવવાની શી અગત્યતા હશે? (૬) ઇશ્વર અખિલ બ્રહ્માંડનો રચયિતા—નિમિત્ત કારણ રૂપે છે અને પ્રતિમા તો મનુષ્યની ઘડેલી છે તો પછી તે મનુષ્યનું કલ્યાણ શી રીતે કરી શકશે? (૭) પરમાત્મા સર્વવ્યાપક હોવાથી મનુષ્યના મસ્તકમાં પણ હોય છે તો પછી પ્રતિમાને શિરસા નમન કરવાનું શું પ્રયોજન? (૮) ઇશ્વર સર્વ જગતનો પાળનાર છે તો ત્હેને મનુષ્યના ધરેલા ભોગ નૈવેદ્યની શી જરૂર? ત્હેના આપેલા પદાર્થ ત્હેને શી રીતે ભેટ મૂકી શકાય? (૯) પર-

આત્માજ સર્વ પદાર્થોનો દાતા છે તો તે મનુષ્યદત્ત બલીભોગ વગેરે પદાર્થોની ઇચ્છા શું કામ રાખે ? (૧૦) પરમાત્મા અચળ છે ને મૂર્તિને તો ઉંદરો પણ ખસેડી શકે છે. (૧૧) પરમાત્મા બંધન વિનાનો મુક્ત છે તે મનુ-ષ્યના બંધ કરેલા ઓરડામાં શી રીતે બંધ થાય ? (૧૨) ઇશ્વર સર્વનો પ્રેરક છે અને પ્રતિમાને તો મનુષ્ય હાલચાલ કરાવે છે. (૧૩) શંકર પાર્વતિને પિતા માતાવત્ ગણવામાં આવે છે. હવે પ્રતિમાને જો સત્યદેવ તરીકે સ્વીકારતા હઇએ તો તેમના જે પ્રચલિત આકારો છે તે જોતાં પહેલાં આપણે લજ્જાહીન થયલા હોવા જોઇએ. (૧૪) શિવજીના મસ્તકપર વિરાજેલાં ગંગાજીને શંકરના મધ્યાંગપર કેમ ચઢાવાય ? અસભ્યતાની પરિસીમા કે ? (૧૫) મોટાં મોટાં (દ્વારકાદિ જેવા) મંદીરોમાં ઠાકોરજી આગળ જે ભેટ મુકવામાં આવે છે તેમાંથી રાજા ભાગ પડાવી લે છે. તીર્થોમાં યાત્રાળુઓને કર દેવો પડે છે, એ મંદીરવાળાઓના દ્રવ્ય કેસોમાં અને નિરૂદ્યમી–મફતીઓમાં વપરાય છે, એ વ્યય ધર્મવ્યય કે સફલવ્યય કહેવાય નહીં તેથી આપણે મંદીર કે તીર્થોમાં દ્રવ્ય વાપરીશું નહીં, કિંતુ અનાથ, ગરીબ, અશક્ત, અનાથ વિધવા, વિદ્યાર્થી સ્કુલ, હોસ્પીટલ, વગેરે પરોપકારી કાર્યોમાંજ વાપરશું અને મૂર્તિમાં સાચી ભાવના હશે તો આપણા ઘરમાંજ પૂજી લેશું તેને માટે બીજે સ્થળે જઇશું નહીં (૧૬) સત્ ગ્રંથોમાં અસત્ય, રોચક અથવા અસત્ય ભયાનક વચનો સત્પુરૂષો લખતા નથી માટે રોચક રૂપે પણ મૂર્તિપૂજા કેમ માની શકાય ? વિગેરે અનેક પ્રકારના સંશયો તેમનાં મનમાં ઉદ્‌ભવે છે છતાં વિદ્યા ને સુવિચારની શક્તિ ન હોવાથીરૂઢિના ચીલાની બ્હાર તેઓની દ્રષ્ટિ પહોંચતી નથી, ને અંધપરંપરામાં પડી રહેલા હોય છે. (આવા વિચારવાળા જોશો).

૫ કેટલાક વળી એવું માનતા હોય છે જેમ એક રાજ્યમાં મુખ્ય મંત્રીથી માંડી સિપાઇ સુધીના નોકરો હોય છે અને તે સર્વમાં ક્રમશઃ એકબીજાથી ઉતરતી સત્તાને લીધે સ્તુતિ પ્રાર્થના કરનારને ઇચ્છિત ફળ આપે છે તેમ આ પ્રકારના અનેક દેવોની મૂર્તિઓ, પૂજા, અર્ચન કરવાથી કે બલિદાન આપવાથી ઇચ્છિત ફળ આપશે એવા લોભ અને સ્વાર્થવશતાથી મૂર્તિપૂજા ને અંધશ્રદ્ધાપૂર્વક વળગી રહે છે.

૬ અને છેવટે બે ભાગથી પણ થોડા મનુષ્યો એવા પ્રકારના જોશો કે નિરક્ષર આચાર્યોના વર્તનમાં વિશ્વાસ રાખેછે અને ઇશ્વરનું ગર્ભમાંથી જન્મ થવાનું, શસ્ત્રધારણ કરવાનું, સ્રી સંગાદિ ચેષ્ટા કરવાનું માને છે. તેમજ પ્રાણ પ્રતિષ્ઠાની ક્રિયાથી પ્રતિમામાં ત્હેમની ચૈતન્ય આવિર્ભાવ થવાનું સ્વીકારે છે અને ભાવનાપૂર્વક પૂજન થાય છે એવું માનીને પૂજે છે.

ઉપર જે વિવિધ પ્રકારના મૂર્તિપૂજકો ગણાવ્યા તેમાંના છેલ્લા પ્રતિ એટલુંજ કહેવાનું કે જો ત્હમે સાચા ભક્ત હોવ તો, ત્હમારા સ્રી અને સંતાનોને આ મંદિરો અને દેવસ્થાનોમાં મોકલવાનું બંધ કરો. માત્ર પોતાના ઘરમાં શ્રદ્ધા રાખીને પ્રતિમા-પૂજન કરો, અને મૂર્તિને નિમિત્તે અન્યને દ્રવ્યાદિ કાંઇપણ પદાર્થનું દાન નહીં આપતાં, તેમજ ત્હેને નામે કાંઇપણ નહી સ્વીકારતાં પોતાના ઘરમાંજ ઠાકોરજી આગળ વાયુશોધક, રોગ નાશક, આનંદવર્ધક પુષ્પ, ચંદન, ધુપ, દીપ વિગેરે કરી ભોગ ધરીને પ્રસાદ તરીકે પોતે આરોગો એટલે જે સ્વાર્થી અને પ્રપંચી વર્ગ હશે ત્હેને દ્રવ્યાદિ કંઇપણ ન મળવાથી આપોઆપ મૂર્તિપૂજન છોડી દેશે; અને જે વર્ગના મનુષ્યો ત્હમને ભલા અને ભક્ત કહીને ખુશામદ કરતા તેઓજ ત્હમારી નિંદા કરતા થશે. આ રીતે ત્હમો ઘરમાં રહી પ્રતિમાનું પૂજન કરતાં છતાં જ્યારે તેઓ ત્હમારી નિંદા કરેછે એવું જોશો ત્યારેજ ત્હમે સત્ય રહસ્ય સમજશો. આ પ્રસંગની પરીક્ષા કરવાનું એજ ઉપયોગી સાધન છે. વિવિધ પ્રકારના સર્વ મનુષ્યો (ખરા સાચા મૂર્તિપૂજકો) જો આ પ્રમાણે કરે તો બહુ અલ્પ સમયમાં મૂર્તિપૂજાનો હાનીકારક અંશ નષ્ટ થયા વિના રહે નહિં એ નિશ્ચય સમજવું.

(પ્ર. નં. ૫૦ પૃષ્ટ ૧૨૬) હવે બાકી રહેલા પૂર્વપક્ષ (પૃષ્ટ.) નં. ૫૦ મૂર્તિનું ખંડન વા મંડન વ્યર્થ છે. (ઉ.) આ વાત એક રીતે ઠીક છે, ઢીંગલાં ઢીંગલીઓના ખંડન મંડન જેવુંજ છે તેમજ આ બંને વ્યક્તિઓને શું પદવી આપવી એ અમે પોતે પણ કહેવા ઇચ્છતા નથી. પણ અફસોસ એ છે કે બન્ને પક્ષકારના પૂર્વ તેમજ ઉત્તરપક્ષ (શંકા સમાધાન)ની હદ બાંધી શકાય નહી. એ મતાગ્રહને

લાદિ કંઇ પણ ધ્યાનમાં લેતા નથી અને ખંડન વા મંડન કયી દ્રષ્ટિથી અને કયાં સુધી થવાં જોઇએ એનો વિચાર પણ કરતા નથી. જરાક સાંભળો.

(૧) કોઇ ધર્મ દ્રષ્ટિથી (૨) કોઇ દેશહિત (સમષ્ટિના લાભ હાની)ની દ્રષ્ટિથી (૩) કોઇ અજ્ઞાન જન્ય અભિમાન વા હઠ વશ થવાથી (૪) કોઇ સ્વાર્થ દ્રષ્ટિથી (૫) કોઇ પોતાની બુદ્ધિ અને માન્યતાના પ્રમાણમાં સત્યના ગ્રહણ અસત્યના ત્યાગની દ્રષ્ટિથી મંડન વા ખંડન કર્યા કરે છે (૬) અને વિરલ વ્યક્તિ યોગ્યતા જોઇને અધિકારીની દ્રષ્ટિથી અધ્યારોપ અપવાદ કરીને ખંડન વા મંડન દર્શાવે છે. આવી વ્યક્તિ કોઇ એક પ્રકારની સાથે બંધાતી નથી, પણ યથાયોગ્ય યથા અધિકાર, યોગ્ય શૈલી સ્વીકારે છે.

તેઓ ઉપરની દ્રષ્ટિ અને શૈલીદ્વારા જેમ બીજા વિષયોનું (શ્રાદ્ધ, તીર્થ, વર્ણ વ્યવસ્થા ગુણકર્મપર વા વીર્યપર, અવતાર, ઇશપુત્ર, ઇશદૂત, કર્મ ઉપાસના, લોકવ્યવહાર વગેરે) સ્પષ્ટિકરણ કરે છે તેમજ આ મૂર્તિ પ્રસંગમાં પણ કરે છે.

હવે જ્યારે વર્તમાન દેશકાળ ને સ્થિતિની દ્રષ્ટિએ અને ધર્મ તથા દેશોન્નતિ સંબન્ધમાં બુદ્ધિપૂર્વક વિચાર કરશું તો જણાશે કે વર્તમાનમાં જેવો મૂર્તિનો પ્રચાર છે તે નિષેધ કરવા યોગ્ય છે છતાં તેની પણ સીમા છે. (આગળ વાંચશો.)

અને જ્યારે પોતપોતાના ધર્મની દ્રષ્ટિથી પર જવાય તો ખંડન અને મંડન ઉભય પ્રકાર ઉપસ્થિત થાય છે. અજ્ઞાન, હઠ, તથા સ્વાર્થ તો કેવળ મંડનની તરફ ઝુકે છે. પાંચમી દ્રષ્ટિવાળા મનુષ્યોમાં પણ કોઇની દ્રષ્ટિમાં ઠીક અને કોઇની સત્ય દ્રષ્ટિમાં અઠીક જણાય છે. તેમજ છઠ્ઠા પ્રકારની દ્રષ્ટિએ કયાંય મંડન અને કયાંય સર્વત્ર ખંડન કરવું પડે છે. હવે તમારે શું સમજવું અને શું માનવું ત્હેનો ત્હમારા અધિકારાનુસાર પોતે વિવેક કરી લેવો.

અમારી દ્રષ્ટિમાં જે જ્ઞાન—સાંખ્યયોગના અધિકારી છે ત્હેને મૂર્તિપૂજાનું કાંઇ પ્રયોજન નથી. તેમજ ઇશ્વરની પરાભક્તિવાળા માટે પણ એજ ઉચિત છે. પરાભક્તિવાળાએ ત્હેના ખંડન મંડનને

પણ ઉપેક્ષા રાખવી જોઇએ. અને જે કેવલ સ્થૂલ-જડ જેવી બુદ્ધિવાળા છે તથા મૂર્તિપૂજામાં શ્રદ્ધા હોય તેમને ઉચિત છે કે મૂર્તિપૂજા અથવા દર્શનાર્થે પોતાની સ્ત્રીઓ તથા સંતાનોને મંદિરોમાં અથવા તિર્થોમાં ન મોકલે તેમજ મૂર્તિના નામથી દ્રવ્યાદિ પદાર્થનો વ્યવહાર બંધ કરે. ત્હેને પોતાનું ચિત્ત સ્થિર કરવા અને ધર્મનો વ્યાસંગ રહેવા માટે પ્રતિમાં પૂજન એ બહુ પ્રાથમિક અને કનિષ્ટ પ્રકારનું સાધન છે, એટલે જો જરૂર હોય તો આગળ જણાવી ગયા તે પ્રમાણે એ પ્રતિમા હસ્તપાદાદિ અવ્યવ વિનાની હોવી જોઇએ. અને અત્યંત અબુદ્ધ કે જડ હોય પણ જો નિત્ય થોડો વખત એકાંતમાં બેશી પોતાના સદ્ગુરૂ અથવા જે મહાઋષિ મહાત્મામાં શ્રદ્ધા હોય તેવા દેવરૂપી મનુષ્યની કે પિતાની છબીને સન્મુખ રાખી ત્હેના લૅલાટના એકેક અંશપર ચક્ષુની દ્રષ્ટિ સ્થિર કરી સંયોજવી. આથી કરીને ધીમે ધીમે ક્રમશઃ મન સંકલ્પ રહિત થશે અને વૃત્તિ એકાગ્ર થશે. આ પછી હૃદયમાં ધારણાનો આરંભ કરવો એટલે તે છબી કે આકૃતિ આંતર હૃદયમાં ધારીને મનને તદાકાર સ્થિર કરવું. ઉક્ત અભ્યાસ જો મનુષ્ય પોતાની છબીપર કરે તો તે મુસ્કેલ હોવા છતાં વિશેષ ફળદાયી છે. આ વિધિ સિદ્ધ કર્યા પછી ઉપાસકે આગળ ક્રમણ કરવું (જુઓ યોગ દર્શન જ્યોતિષ્મતિ અને ધારણા, ધ્યાન, સમાધિનો પ્રકાર) બાકી વર્તમાનમાં જે પ્રકારે મૂર્તિને લાડ લડાવવાના ને ભોગ ધરાવવાના પ્રકારો પૂજા તરીકે ચાલે છે એ અર્થહીન તેમજ બલહીન છે, એટલુંજ નહીં પણ માનવસમાજને અનર્થકારક અને હાનીકારક છે. કારણ કે જ્યાં સુધી મૂર્તિપૂજા અને ઇશ્વર અવતારના ખંડન કરનારા પરદેશી ધર્મો અહીં પ્રચારને પામે છે ત્યાં સુધી એ પ્રકારથી આર્યપ્રજા અને આર્યધર્મને હાની થાય એ સીદ્ધ છે; અને એ કારણથી ભારી હાની થાય રહી છે એ સર્વ કોઇ જાણે છે.

અત્રે એક વાત બીજી પણ વિચારવાની છે કે જો કોઇ રીતે અનુદ્યમી અને મફતખોરોને આવી વૃત્તિઓથી અળગા કરવામાં આવે તો ત્હેના ઉદર પૂરણ માટે ધંધો શો રહેશે? તેના હાડકાં નરમ છે, ઉદ્યોગની ટેવ નથી, નિરક્ષર તેમજ હુન્નર ધંધાથી અજાણ છે, છતાં જો કોઇ રીતે ઉદ્યમમાં લગાડાય તો તે શેમાં? ધંધા દેશીઓના હાથમાં નથી, અને જે છે તે પણ ન્હાના સંકુચિત પ્રમાણમાં છે તેથી મૂર્તિપૂજાના પ્રકરણની સાથે સાથે આનો પણ વિચાર કરવો જોઇશે, અને દેશના આગેવાનો કરે પણ છે. તે શિવાય જે બુદ્ધિવાન ઉદ્યોગી પુરૂષ છે તે તો પોતપોતાને માટે પોતે સમજી લેશે, અથવા આ પ્રકરણને અથવા મૂર્તિપરીક્ષા ગ્રંથને વિચારીને સ્વયં નિર્ણય કરી લેશે.

મૂર્તિ પૂજા પ્રકરણ સમાપ્ત.

## શ્રાદ્ધ તર્પણાદિક ક્રિયા વિચાર.

૫૧. પ્રશ્ન—મૃત પિતૃને ઉદ્દેશી શ્રાદ્ધ તર્પણાદિ ક્રિયાઓ કરવામાં આવે છે એ માન્ય શાસ્ત્રાનુકૂલ—વિહિત છે કે કેમ ? મૃત પિતૃને ત્હેનું ફળ પ્હોંચે છે કે કેમ ? બ્રાહ્મણ અને સાધુઓ વિગેરેની આજીવિકાનું સાધન હોવાથી, પુણ્યનો એક પ્રકાર સમજીને પણ એ પ્રથા ઉચિત ગણાય કે કેમ ? ઉકત પ્રશ્નો સંબન્ધી આપના વિચાર જણાવો.

૫૧. ઉત્તર—ઠીક, સાંભળો. પ્રથમ આપણે શબ્દોના અર્થ વિચારીશું. શ્રાદ્ધ. એટલે વિદ્વાન, શાસ્ત્રજ્ઞ મહાત્મા એવા ભદ્ર પુરૂષો અને પિતૃની શ્રદ્ધાપૂર્વક સેવા કરવી તે. અને ૨. તર્પણ. એટલે ઉપર જે પૂજ્ય જનની સેવા કરવાનું કહેવામાં આવ્યું છે ત્હેમને ભોજન જલપાનાદિથી યોગ્ય સત્કાર કરી તૃપ્ત કરવા તે. ૩. દેવ. એટલે વિદ્વાન, જ્ઞાની મહાત્મા પુરૂષો તે. (શ. કાં. ૩ અ. ૭ અને નિરૂક્ત વિગેરેમાં દર્શાવ્યા મુજબ) પિતૃ. આપણા, વડિલો તેમજ વિદ્યા થી વિભૂષિત, ગુણથી અલંકૃત, અને તપથી સંસિદ્ધ એવા આપણાથી શ્રેષ્ઠ અને વયોવૃદ્ધ હોય તે. આ પરથી જણાશે કે ઉકત સર્વ શબ્દાર્થ શુભ લક્ષણના બોધક હોવાથી શ્રાદ્ધ તપર્ણાદિક કર્મોની આવશ્યકતા સમજી પંચમહાયજ્ઞના એક અવાન્તર પ્રકાર તરીકે શાસ્ત્રમાં ત્હેનું નિરૂપણ કરવામાં આવ્યું છે. એટલે માતા, પિતા, ઇત્યાદિ આપ્ત સંબન્ધી જનો તેમજ વિદ્વાન પુરૂષો અને આચાર્ય વિગેરેની શ્રદ્ધાપૂર્વક સેવા કરી ત્હેમને સર્વ પ્રકારે તૃપ્ત અને સંતોષી રાખવા એ પ્રત્યેક મનુષ્યનું કર્તવ્ય છે. તેમજ આ સર્વ ક્રિયાઓ અને ત્હેનું ફળ જીવિત શરીરોમાંજ ઘટતું હોવાથી જીવિત જનોની સેવા સુશ્રુષા કરવી એ ધર્મ છે. વર્તમાનમાં મૃત પિતૃઓને ઉદ્દેશી જે શ્રાદ્ધ તર્પણાદિક પ્રચલિત પ્રથાઓ જોવામાં આવે છે તે શાસ્ત્રાનુકૂળ નથી. ગીતાંમાં શ્રી કૃષ્ણચંદ્રજી ઉપદેશે છે કે 'वासांसिजिर्णानि यथा विहाय' ઇત્યાદિ. અર્થાત જેમ મનુષ્ય જીર્ણ થયલાં વસ્ત્રને

ઉતારીને નવાનો અંગીકાર કરે છે, તેવી રીતે જીવ એક શરીરનો ત્યાગ કરી નવીન દેહ ધારણ કરે છે. 'तदंतर प्रतिपत्तारम' સૂત્રથી પણ વ્યાસજી ઉક્ત શ્લોકનું સમર્થન કરે છે. તાત્પર્ય એ છે જે મૃત્યુ સમયે જીવ એક શરીર છોડીને અન્ય શરીરમાં પ્રવેશે છે એટલે ત્હેનું આવાહન વિસર્જન અને ભોજનાદિકની ક્રિયા સંભવી શકતી નથી, તેથી ત્હેની સેવા, શુશ્રષા વિગેરે થઇ શકે નહિ. શાસ્ત્રમાં કહ્યું છે કે पितृभ्यः स्वधाविभ्यः स्वधानमः (ક. મી.) અર્થાત વિદ્વાન પિતૃઓને-સદા નમસ્કાર કરવા. અહીં આપણે પિતૃના અર્થ આગળ જણાવી ગયા છતાં કંઇક વિશેષ સ્પષ્ટ કરીશું. મનુ મહારાજ પણ કહે છે કે આચાર્ય વેદવિદ્યાનું દાન કરે છે, (જ્ઞાન અર્પે છે) માટે, ગુરૂને પિતા કહેવામાં આવે છે, અજ્ઞાનીને બાળક અને જ્ઞાનીને પિતા કહેવામાં આવે છે. શતપથ બ્રાહ્મણમાં તો સ્પષ્ટજ કહ્યું છે કે

> देवाः पितरो मनुष्या एतएव वागेव देवाः।
> मनः पितरः प्राणो मनुष्याः॥ शत० ૧૪-૪-૩-૧૨.

આનો અભિપ્રાય એ છે કે જે મનુષ્ય કઠોર, મિથ્યા, અને અસત્ય, નહિં પણ સત્ય, પ્રિય, અને હિતકારી વાણીનો વ્યય કરે છે, જે ક્રોધાદિથી રહિત તેમજ માનસિક ત્રણ પ્રકારના દોષ (તૃષ્ણા, અનિષ્ટ વિચાર, તથા વ્યર્થ અસંભવ વિચાર) વગરનો દયાળુ અને સંતોષી છે, તેમજ પરમાત્માની ઉપાસનામાં જેની ચિત્તવૃત્તિ ધ્યાન અવસ્થિત રહે છે ત્હેને પિતૃ કહેવામાં આવે છે. યજુર્વેદ મંત્રોપદેશિત ઇશ્વરની પ્રાર્થના 'पुनंतु मादेवजनाः' નો ભાવાર્થ એ છે કે હે પરમાત્મા! આપના જે ભક્તં છે અને આપની આજ્ઞાને અનુસરે છે ત્હેમના દ્વારા મ્હને પવિત્ર કરો. ત્હેમના અર્પેલા જ્ઞાનથી અમ્હારી બુદ્ધિ પવિત્ર થાવ. આવા જ્ઞાની આચાર્યો તે પણ પિતૃઓ કહેવાય છે, અને ત્હેમનો શ્રદ્ધાપૂર્વક સત્કાર કરી સેવા, શુશ્રુષા કરવાની છે. કહીં પણ મૃતકનું શ્રાદ્ધ કરવાનું ઉપદેશાયું નથી. વૈદિક શ્રાદ્ધ દિપીકામાં ઉપદેશ્યું છે કે

> अन्न वस्त्र जलैश्चापि सद्वाक्य सेवने नवै।
> पितृणां पूजनं यत्र तच्छ्राद्धं वैदिकं स्मृतं॥ १
> जीवतां पितृणां चैव तर्पणञ्चत्तम स्मृतम्।
> मृते पितादि तदभावः साक्षतस्त्वत्र त्रदीयते॥ २

તાત્પર્ય—સુંદર અન્ન, વસ્ત્ર અને જલપાન દ્વારા સેવા કરવામાં આવે તેમજ પ્રિય પ્રસન્નકારક વાણીના વિવેકોપચારથી પિતૃઓનો આદર સત્કાર કરવામાં આવે ત્હેને વૈદિક શ્રાદ્ધ કેહેવામાં આવે છે. જીવિત પિતૃઓની તૃપ્તિ કરવી તેજ ઉત્તમ પ્રકારનું શ્રાદ્ધ કહેવાય છે. મૃત પિતૃમાં સંભાવના કરી કરવામાં આવેલું શ્રાદ્ધ સ્વપ્નવત્ છે. સ્વપ્નમાં કરાવેલાં ભોજનથીઃજેમ મનુષ્યની તૃપ્તિ થતી નથી તેમ મૃત પિતૃઓની સેવા, શુશ્રુષા કરવાથી ત્હેમની તૃપ્તિ થઇ શકાતી નથી.

બીજી મ્હોટી વાત તો એ છે કે પિતા પુત્રાદિ સંબન્ધ આત્માનો છે કે શરીરનો ? કારણ કે આત્મા એ કોઇનો પિતા નથી તેમ પુત્ર પણ નથી. સ્ત્રી નથી કે પુરૂષ નથી. પિતા પુત્રાદિ સંબન્ધ માત્ર શરીરને લક્ષીને છે, અને એ શરીર તો મૃત્યુકાળે બળીને ભસ્મ થઇ જાય છે. વળી વાત્સ્યાયન ઋષી કહે છે, તેમ શરીર રહિત આત્માને સુખ દુઃખ વિગેરે કંઇ સ્પર્શી શકતું નથી. સુખ દુઃખાદિ ભોગ ભોગવવાને માટે તો શરીર અંગીકાર કરવું પડે છે એટલે શરીર નષ્ટ થતાં પિતૃતર્પણ પણ નષ્ટ થાય છે. આવું છે, તો પછી શ્રાદ્ધ તર્પણાદિક ક્રિયાઓ નિરર્થક થઇ પડે છે.

આટલા વિવેચનપરથી એટલું તો સિદ્ધ થાય છે, કે વર્તમાન દેહનું મૃત્યુ થયા પછી જીવનો પૂનર્જન્મ થતો હોવાથી શ્રાદ્ધાદિક ક્રિયાનું ફળ ત્હેને પહોંચી શકતું નથી, છતાં દુરાગ્રહથી કહેવામાં આવે કે પહોંચે છે તો પ્રશ્ન એ થશે કે જીવ સ્વર્ગમાં ગયો કે નર્કમાં ગયો ? જો સ્વર્ગમાં ગયો હોય તો ત્યાંના સુખોપભોગ મૂકી આલોકમાં આવવાનું સંભવી શકતું નથી, અને જો નર્કગમન કર્યું હોય તો યમસદનમાં દૂતો શી રીતે આવવા દેશે? અને 'आयन्तुनः०' ઇત્યાદિ શ્લોકોક્ત માત્ર ત્હેમને પહોંચવાનું એટલુંજ નહિં પણ ત્હેમનું આવ્હાન વિસર્જન પણ સિદ્ધ થવું જોઇએ. જો ત્હેનું આવવાનું સ્વીકારવામાં આવે તો તે સમયે તે અન્ય દેહનું મૃત્યુ થતું હશે અને ત્યાંયે વળી કોઇ ત્હેનું શ્રાદ્ધ કરતું હશે ! એટલે શ્રાદ્ધ સમયે જ્યારે તે અન્ય દેહ છોડી સ્વર્ગ કે નર્કમાંથી આલોકમાં આવે ત્યારે ત્યાંના સંતાનો પણ શ્રાદ્ધ કરતાં હશે ! પણ આમ કદી થતું નથી. એમ તો આપણું પણ કોઇ શ્રાદ્ધ કરતું હશે તો આ દેહ છોડી

આપણે જતા નથી. આપણે આપણાંજ કર્મફળ ભોગવીયે છીયે, અન્યના કર્મનું ફળ આપણને પહોંચતું નથી. દુરાગ્રહથી માનવામાં આવે તો કર્મના નિયમની સર્વ વિશ્વવ્યવસ્થા અવ્યવસ્થિત થઇ જશે. મૃત્યુપશ્ચાત જીવ ઘરમાં જ રહે છે એ કલ્પનાજ અસંભવિત અને અશાસ્ત્રીય છે. એમ હોય તો પૂનર્જન્મના સકલ સિદ્ધાન્તની હાની થાય છે. તેમજ એટલા દિવસો પછી જેઓ ક્રિયા કરે છે તે મંદમતિ ઠરશે. કેટલાક કહે છે કે રામચંદ્રના પિતા દશરથે સ્વર્ગમાંથી આવી સ્વહસ્તે પિંડ લીધો હતો. અને પ્રાચીન કાળમાં ગયાજીમાં પિતૃઓ સ્વહસ્તે૦ લેતા, પણ હાલ કળિયુગ છે તેથી લેતા નથી એટલે એનો અર્થ એ કે 'આપણાં કરેલાં શ્રાદ્ધ તર્પણાદિક વર્તમાનમાં કળિયુગ હોવાને લીધે પહોંચવા ન જોઇએ, અને સત્યયુગ આવે ત્યાં સુધી એ સર્વ ક્રિયાઓ નિષ્ફળ જશે."

હવે એ સિવાય થોડાક બીજા વિકલ્પો ઉઠે છે, કે પિતૃઓને પહોંચતું હોય તો કેવી રીતે પહોંચે ? શું મંત્રોદ્વારા સ્વર્ગ, નર્ક કે અન્ય યોનિમાં પહોંચે છે ? કે મંત્રોદ્વારા પિતૃઓનું આવ્હાન થાય છે, જો આ લોકમાં આવી અંગીકાર કરતા હોય તો ભોજનાદિની વાસના માત્ર લે છે, કે જેણે કર્યું હોય ત્હેના ઉદરમાંથી લે છે ? જો મંત્રબળના સામર્થ્યને લીધે પહોંચતું હોય તો બીજાને જમાડવાની શી જરૂર ? મંત્રોચ્ચારણ કરવા માત્રથી તે પહોંચી જશે. અને ભોજન તો ત્યાં જતું નથી કારણ કે તે તો તેટલું ને તેટલુંજ રહે છે. જો વાસના જતી હોય તો પરીક્ષા કરી જોવાથી જણાશે. એટલે વિદેશ જઇ જીવિત માતપિતાદિને બંધ ઓરડીમાં રાખી, (માત્ર સત્યાસત્યનો નિર્ણય કરવા ખાતર) મૃત્યુ પામ્યાં છે એવું બ્રાહ્મણને જણાવી ક્રિયા કરવી, અને પછી માતપિતાને પૂછવું કે ત્હેમને વાસના પહોંચી કે કેમ ? આ વાતનો તેઓ શો ઉત્તર આપે તે વિચારથી ખાતરી થશે. કેટલીવાર કોઇ વિદેશમાં ગયલા આપણા નિકટના સંબન્ધી જન સંબન્ધી ત્હેમના મૃત્યુની ખબર ભૂલ ભરેલી નીકળે છે. કેટલીકવાર શત્રુના પ્રપંચથી પણ આવું બને છે. આપણે શ્રાદ્ધાદિક ક્રિયાઓ કરતા થઇએ છીએ, અને જ્યારે તેઓ આવે છે ત્યારે આપણે વિસ્મય પામીએ છીએ. આવી

વખતે આપણને દ્વિગુણુ આનન્દ થાય છે, પણ ત્હેમને શ્રાદ્ધફલ, ભોજન કે વાસના પહોંચી કે કેમ એ પૂછતાં સત્ય શું ત્હેની ખાત્રી થશે.

આવી રીતે અનેક પ્રકારે પરીક્ષા થઇ શકે છે. પિતૃઓ આવીને જો અદ્રશ્ય રીતે આરોગતા હોય તો ભોજનની સામગ્રી અને જમનાર તોળવા, અને ભોજનનો વિધિ થયા બાદ પણ જમનારને તોળવો. પિતૃઓ જો અદ્રશ્ય રીતે આરોગી ગયા હશે તો જમનારનું તોલ કરી જોતાં વજન વધશે નહિ, અને નહીંતર વધશે. હવે જો જમનાર વધે તો પછી અન્યને જમાડવાની શી જરૂર ? ભોજનની સર્વ સામગ્રી તૈયાર કરી, મંત્રોચ્ચારણદ્વારા પિતૃઓનું સ્મરણ કરવું, તેઓ આરોગી જશે એમ માની લેવું અને પોતેજ ખાઇ જવું, પણ બ્રાહ્મણને જમાડવાનું શું પ્રયોજન ?

આવી રીતે જમવાથી જો તોલ વધતું હોય, અને પિતૃઓ આરોગતા નહોય તો માત્ર સ્વાર્થીઓની જાળ સમજવાની છે. જો જમનારના ઉદરમાંથી વાસના લે છે એમ કહેવામાં આવે તો ભોજન તો પેટમાં ગયા પછી પરિણામદ્વારા લોહી, વીર્ય, મળ, મુત્ર ઇત્યાદિમાં રૂપાંતર પામે છે. કોઇને વમન થાય તો કોઇ માણસ ત્હેની વાસના લે એ સંભવે નહિં, તો પિતૃઓ આ ભોજનની વાસના લે એ પણ સંભવી શકતું નથી.

હવે બીજો એક વિચાર કરવાનો છે. સર્વ પૂનર્જન્મવાદિઓ એટલું તો સ્વીકારે છે કે મનુષ્યના જન્મો ત્હેના કર્માનુસાર થાય છે. મૃત્યુ થયા પછી મનુષ્યનો જન્મ પુનઃ મનુષ્ય યોનીમાંજ થાય એ વાત નિશ્ચિત થઇ શકે એમ નથી. કર્મવ્યસ્થાની ઘટના એવી છે કે કર્માનુસાર ગમે એ યોની પ્રાપ્ત થાય છે. એક મનુષ્યના મૃત્યુ પછી કયા પ્રકારના ભોજનથી ત્હેની તૃપ્તી થશે એ આપણે કળી શકતા નથી. આપણે તો અમુક પ્રકારના ભોજન ઉપયોગમાં લઇએ છીએ, તે ભોજન ત્હેને પ્રિય થશે કે કેમ એ વાતનો વિચાર પણ કરવામાં આવતો નથી. ત્હેમને નામે ક્રિયાઓ કરવામાં આવે છે અને મંત્રોચ્ચારણ દ્વારા ભોજન, કે ત્હેની વાસના કે ઇશ્વરની શક્તિદ્વારા અદૃષ્ટરૂપે ત્હેનું ફળ પહોંચે છે એવી અંધ પરંપરા ચાલી જાય છે.

કેટલીક વખત એવું કહેવામાં આવે છે કે 'મંત્ર વડે જ્યારે સપિંડીકરણ શ્રાદ્ધ કરવામાં આવે છે ત્યારે પ્રેત, 'પિતૃ' સંજ્ઞાને પામીને પિતૃ લોકોમાં જાય છે અને બીજા પિંડો જે મૂકવામાં આવે છે ત્હેનાથી બીજું શરીર બને છે' આ કેવળ હસવા સરખું અજ્ઞાનતાભર્યું લાગે છે. મનુષ્યની શરીર રચના થવી કે જીવની શરીર ધારણની કોઇ પ્રકારની ગતિમય પુનઃ ઘટના થવી એ પ્રભુની એક અચીંત્ય શકિતની લીલા છે. ત્હેને જ્યારે એક સામાન્ય શ્રાધ્ધાદિક કરાવનાર કર્માંત્રી પોતાના હાથમાં લે તો જગતની સર્વ વ્યવસ્થાનો. કર્મ વ્યવસ્થાનો, પુનર્જન્મના સિદ્ધાંતનો એ સર્વનો અંત આવશે. એક સિવાય અન્ય ઇશ્વર હોઇ શકતો નથી. તેમજ શરીરના સાંસારિક ધર્મો શિવાય પુત્રોત્પત્તિ થાય એ કલ્પના વિશ્વનિયમથી વિરૂદ્ધ વંધ્યા પુત્ર સમાન છે. સામાન્ય રીતે એવું માનવા મનાવવામાં આવે છે કે મનુષ્યને જીવિતકાળે જે જે પદાર્થો પ્રિય હોય છે ત્હેનું દાન કરવાથી પિતૃઓ તૃપ્ત અને પ્રસન્ન થાય છે. આવા હેતુથી ઘઉં, ઘી, વસ્ત્રો, દોરી, લોટો, શય્યા, પલંગ, વિગેરે અનેક પ્રકારના સુખ સાધનની સામગ્રીઓ આપવામાં આવે છે. અહીં માત્ર એટલુંજ જણાવવાનું કે પિતૃને જો જીવિત કાળે ભાંગ. અફીણ, વિગેરે માદક પદાર્થનું સેવન કરવાની ટેવ હોય અને એવા પદાર્થો પુષ્કળ દાન કરવામાં આવે, તેમજ યજમાનની રૂબરૂ જો બ્રાહ્મણને ખવરાવવામાં આવે તો પિતૃની તૃપ્તી થાય છે કે કેમ અને ત્હેને પહોંચે કે કેમ એની પરીક્ષા તત્કાળ થશે.

પોતાને જીવિત કાળે જે જે પ્રિય વસ્તુઓ હતી ત્હેનું દાન કરવાથી પિતૃઓ તૃપ્ત થઇ પ્રસન્ન થતા હોય, તો પુરૂષ પિતૃને સ્ત્રી અને સ્ત્રી પિતૃને પુરૂષ, એવી રીતે જીવિતકાલની સંલગ્નિત સ્થિતિમાં જે સહચારી સુખ સાધનના હેતુ હતા ત્હેનું દાન કરવામાં આવે તો પહોંચે કે કેમ ? ત્હેનું સંસાર સુખ પ્રાપ્ત થાય કે કેમ ? સુખ સાધનની એ અનિષ્ટ ક્રિયાઓ સદ્ભાગ્યે કરવામાં નથી આવતી એટલું સારૂં છે, પણ આ લોકમાં ત્હેને જે જે પ્રિય હતું

ત્હેનું દાન કરવાથી પહોંચે કે કેમ તેમજ ત્હેની વાસનાથી તૃપ્તી થાય કે કેમ વિગેરે બાબતોને આટલા વિવેચનપરથી સુજ્ઞ જન વિચારી શકશે. ‡

એમ કહેવામાં આવે છે કે "આ પૃથા અશાસ્ત્રીય હોય તો બ્રાહ્મણો પોતે પોતાના સંબન્ધીઓની શ્રાદ્ધ ક્રિયા ન કરે" પણ દુનિયાના સર્વ લોકો એ ક્રિયા કરતાં નથી. માત્ર પૌરાણિકોમાંજ એ પૃથાનો પ્રચાર જોકોમાં આવે છે. મોટે ભાગે અંધશ્રદ્ધા, અજ્ઞાન અને રૂઢિને લીધેજ પ્રવાહ ચાલ્યા કરે છે. બ્રાહ્મણો શ્રાદ્ધને દિવસે માત્ર ત્હેમના સંબન્ધીઓને જમવા બોલાવે છે. તેમ જો યજમાનો પણ કરતા થાય અને બ્રાહ્મણોને નહીં બોલાવે, તો તેઓના નિંદા વચનોદ્વારા આ વાતનું સત્ય રહસ્ય સ્હમજાશે.

હવે શબ્દ પ્રમાણ સંબંધી કાંઇક પુનઃ વિચાર કરીશું. કેટલાકો કહે છે કે મન્વાદિ ધર્મશાસ્ત્રોમાં, એનું વિધાન કરવામાં આવ્યું છે. આપણે આગળ વિચારી ગયા છીએ કે શાસ્ત્ર વચનો પ્રતિષ્ઠિત તેમજ પ્રમાણ યોગ્ય ગણાવા માટે ત્હેનો પરસ્પર વિરોધ તે ગ્રંથના અન્ય પ્રસંગો સાથે ન હોવો જોઇએ. મનુસ્મૃતિમાં પણ મનુષ્ય કર્માનુસાર પુનર્જન્મ ધારણ કરે છે, અને યોનિ પ્રાપ્ત કરે છે, તેમજ જીવ પશુ, પક્ષી, કીટ, પંતગ, વૃક્ષાદિ અનેકરૂપે દેહ ધારણ કરે છે વિગેરે શાસ્ત્રાનુકુલ વ્યવસ્થા તરીકે દર્શાવેલી છે. તે ગ્રંથમાં આવા પરસ્પર વિરોધ દેખાતા પ્રસંગો પાછળથી ઉમેરાયલા હોય એમ કહેવાય છે* મનુએ પણ શ્રાદ્ધને

‡ જો કોઇ પિતૃ કમાઇ પાંચ હજાર રૂપિયા મૂકી જાય અને તેનો પુત્ર તેમાંથી શ્રાદ્ધ કરે અને અન્યાય—પાપકર્મ કરે ત્યાં પિતૃને પ્રસન્ન કરવા અને ત્હેની વાસનાની નિવૃત્યિર્થે તેના શત્રુનું હનન કરે તો એ બંનેનું ફળ પિતૃને મળશે કે કેમ? જો ઇશ્વરી શક્તદ્વારા વા મંત્રદ્વારા અથવા દ્રષ્ટરૂપે મળતું હોય તો અનર્થ છે, અને નહી મળે એમ હોય તો શ્રાદ્ધનું ફળ કેમ પહોંચી શકશે! નહીંજ.

* વર્તમાનમાં શોધકોએ જુની મનુસ્મૃતિ એકત્ર કરી તેને પરસ્પરમાં મેળવી ઘણા ક્ષેપકપદ અને શ્લોકો તારવી કાઢી સિદ્ધ કરી બતાવ્યા છે. એવી મનુસ્મૃતિ પ્રસિદ્ધ થયેલી છે મેરઠના સ્વામી યંત્રાલયમાં મળે છે. આમ છે તો પછી મનુસ્મૃતિનો કયો ભાગ પ્રમાણ મનાય અને કયો લેખ પ્રમાણ ન મનાય એ જાણવું મુશ્કિલ છે. તેથી વિષય નિર્ણય કરતી વેળા એ વાત ધ્યાન બહાર ન જવી જોઇએ.

શાસ્ત્રીય નહિં પણ 'लौकिक क्रिया' કરી વર્ણન કર્યું છે. એવીજ રીતે અન્ય પ્રસંગમાં મદ્યમાંસાદિ સંબન્ધમાં પણ બનેલું જોવામાં આવે છે. મનુ સરખા નીતિ ધર્મના ઉપદેષ્ટા તે 'न मांस भक्षणे दोषाण मद्ये न च मैथुने' આવી રીતે માંસાહાર' મદ્યપાન, મૈથુનનો ઉપદેશ કરે એ કેવળ વિચિત્ર લાગે છે. તાત્પર્ય એકે આવા પ્રસંગો ઉક્ત ગ્રંથોમાં ક્ષેપક તરીકે ગણવા યોગ્ય છે.* હવે આ સંબન્ધી વધુ વિવેચન ન કરતાં માત્ર એક શંકાનો પરિહાર કરીશું. કેટલાકો એવું માને છે કે "મૃત પિતૃઓ પિતૃલોકમાં નિવાસ કરે છે અને શ્રાદ્ધાદિક ક્રિયા તેમજ પ્રચલિત દાનાદિક વ્યવહાર થયા પછી ત્હેમની સદ્‌ગતિ થઇ મોક્ષ પામે છે." આમ જો થતું હોય તો કોઇ કાળે પણ સૃષ્ટિનો અંત આવે. કારણ કે અંતે જીવ અને ત્હેના ઉપાદાનો સર્વ મોક્ષગામી બની ગયલાં હોવાથી ખોટ પડશે અને અંત આવશે. તેમજ અન્ય ધર્મીઓના પિતૃઓ પિતૃલોકમાં ન જતાં નર્કવાસ કરશે. જો આમ બને તોપણ સૃષ્ટિનો તો અંતજ આવે. કારણ અમુક મોક્ષગામી બનવાથી તેમ બાકીના અન્ય નર્કવાસી બનવાથી પુરા થઇ જશે. આ રીતે ત્હેમના મંતવ્યમાં શાસ્ત્રીય કર્મ વ્યવસ્થા સર્વ નિરૂપયોગી થઇ પડશે અને સૃષ્ટિનો અંત આવશે. એટલે આ કેવળ અસંભવિત અને અશાસ્ત્રીય છે.

હવે પ્રશ્નાંતરગત અન્ય શંકાનો વિચાર કરીએ. શ્રાદ્ધ તર્પણાદિક ક્રિયા બ્રાહ્મણાદિ વર્ગનું ઉદરપોષણ કે નિર્વાહનું સાધન હોય તેથી ત્હેની ઉપયોગીતા કે શાસ્ત્રોયતા સ્વીકારી શકાય નહીં. આ સંસારમાં દ્રવ્યોપાર્જનના પ્રમાણિક તેમજ અપ્રમાણિક અનેક માર્ગો હોય છે, માટે તે દ્રવ્ય ધર્મપૂર્વક પ્રાપ્ત કરેલું હોવું જોઇએ. વાસ્તવિક રીતે તો દ્રવ્ય પ્રાપ્તિ અને શાસ્ત્રીય જ્ઞાન, મોક્ષ, અને પંચમહાયજ્ઞાંતરગત રહેલી આવી ક્રિયાઓને ખાસકશો સંબન્ધજ નથી. આ પ્રકારની દ્રવ્ય પ્રાપ્તિમાં વૃત્તિની ધાર્મીકતા હોતી નથી. બલ્કે એથી અધર્મ આળસ, ને પ્રમાદનેઉત્તેજન મળી શિથિલતા દૃઢ થાય છે, તેમજ નિરક્ષર, પ્રમાદી, ઉદ્યોગ રહિત પુરૂષોને માત્ર

* (દેવકર્મ, વિષ્ટયજ્ઞ–શ્રાદ્ધ) પણ શ્રાદ્ધ પ્રસંગે પણ બ્રાહ્મણો એ લેખને આદર આપતા નથી એટલે માંસ ખાવા નાપાડે છે।

આજીવિકાનું સાધન બને છે. તેઓ અનેક પ્રકારના પ્રપંચોદ્વારા પોષણ કરે છે. મૂર્તિપૂજાના પ્રકરણમાં આ સંબન્ધી વિસ્તારથી વિવેચન કરી ગયા છીએ. આજીવિકાના આવાં અયોગ્ય સાધનોથી પરિણામે દુર્દશાજ થાય છે અને ત્હેની અસરો સંતાન અને ભવિષ્યની પ્રજાપર થાય છે. એમ તો કન્યાવિક્રય કરવાથી પણ દ્રવ્ય પ્રાપ્તિ થાય છે. જીવિત માતપિતાની યોગ્ય સેવા ન કરવાથી પણ તેઓના જીવનને હાની પહોંચે છે, અને જલ્દી ધન પ્રાપ્તિ થાય છે. તેથી શું તે ધર્મમાર્ગ કહેવાશે? જેવી રીતે આ દ્રવ્ય પ્રાપ્તિ ધર્મપૂર્વક નથી હોતી તેવી રીતે જે દાન આપવામાં આવે છે ત્હેમાં પણ પુણ્યનો હેતુ સધાતો નથી. અનુચિત અને કુમાર્ગદ્વારા જે ઉપકાર થાયછે ત્હેનાથી પુણ્ય સિદ્ધિ નથી થતી, પણ પાપ વૃદ્ધિ થાય છે. દુકાળમાં ચોરી કરવાની છૂટ અપાતી નથી, બાળકને વિદ્યા ભણાવવા કે પાલન કરવા ચોરી કરવી એ ધર્મકર્તવ્ય નથી ગણાતું. એટલુંજ નહી પણ એવા પુરૂષો દંડને પાત્ર ગણાશે.†

હવે વાસ્તવિક રીતે કયા પ્રકારનું શ્રાદ્ધ તર્પણ કરવાથી પુણ્ય થાય છે અને તેથી શું ફળ થાય છે તે સંબન્ધમાં બે શબ્દ કહીશું. મનુસ્મૃતિમાં બ્રાહ્મણોના જે લક્ષણો કહ્યાં છે, [ અર્થ સહિત વેદના પઠન પાઠનથી યુકત, ધર્માત્મા સરલ, સદાચારી, જ્ઞાન-

---

† થીયોસોફી મંડળના અનુયાયી એમ માને છે કે "મૃતકનું છાયા શરીર જે કે મૃત્યુ પછી જીવની સાથે જતું નથી અને અહીં ફરે છે અથવા મૃતકનું કામરૂપ શરીર કે જે જીવ કામલોકથી આગળ જતાં મુકી દે છે તે આ લોકમાં ફરે છે, અગર મરનારના જીવિતકાલે તેની દુષ્ટ વાસના–ગતિથી નવીન ઉત્પન્ન થયેલા એલીમેંટ રૂપ શરીર ફરે છે, અથવા ઓરાથી ઉત્પન્ન થયેલ શરીર ફરે છે ત્હેને તૃપ્ત કરવા અને ત્હેની વાસના નષ્ટ કરવા શ્રાદ્ધ તર્પણ કરવું જોઇએ. જોકે તે જીવને તેનું ફળ પહોંચતું નથી તોપણ જો શ્રાદ્ધ ન કરીએ તો તેઓ–પૂર્વના જુદા પડેલા શરીરો મૃતકના ઘરના અગર બીજા પ્રાણીઓને હાની પહોંચાડે છે, અને જો કરીએ તો તે શરીર તૃપ્ત થઇને નાશ પામે છે. પ્રેત, ભૂતો પિતૃરૂપે જે દેખાવ આપે છે તે ઘણે ભાગે ઉકત શરીર હવે હોય છે (જુઓ થી. સો. ના સાહિત્ય, ગુપ્તજ્ઞાનસહિંતાદિ.)"

એ મંતવ્ય પણ સર્વાંશે સત્ય નથી, તેનું ખંડન અને તેની પરીક્ષા પણ ઉપરના લેખમાં આવી જાય છે. માટે વધારે લખતાં નથી. તે જડ તત્વો શું કરવાના હતા, વળી આવાં શરીરો બને અને ચેતનવત ચેષ્ટા કરે. એ કોણ માનશે? માત્ર જેને અંધશ્રદ્ધા હોય તે આવું સ્વીકારે છે.

વાન યજ્ઞ કરનાર, સત્ય વક્તા, બ્રહ્મવેત્તા વિગેરે] તેવા બ્રાહ્મણોનું શ્રદ્ધાપૂર્વક તર્પણ કરવું.–વસ્ત્ર અન્નાદિકથી તૃપ્ત કરી ત્હેનાં રક્ષણ માટે દાન કરવું એ યોગ્ય છે. કારણ કે બ્રાહ્મણનું ખરૂં કર્તવ્ય એજ છે કે વિદ્યા ભણાવવી, સદુપદેશ કરવો અને ધર્માનુસાર શિક્ષણ અર્પીને રાજા પ્રજાઉભયને ધર્મ માર્ગે ચલાવવી. આ પ્રકારની સેવાવૃત્તિમાં ધનપ્રાપ્તિ થતી નથી તો નિર્વાહ શી રીતે ચાલે? આ માટે સુપાત્ર બ્રાહ્મણોને અન્ય ગ્રહસ્થોએ ધનાદિ પદાર્થોથી સંતુષ્ટ કરતા. પણ એ પરથી એવું ફલિત નથી થતું કે શ્રાદ્ધન અમુક દિવસોમાંજ અપાય અને પછી નહી. એ દાન માટે અમુકજ કાળ નિશ્ચિત છે એવું નથી, પણ જ્યારે જ્યારે શ્રદ્ધા થાય અને સુપાત્રની રક્ષા કરવાનું યોગ્ય લાગે ત્યારે ઉચિત કાળ ગણવો જોઇએ. વર્તમાનમાં આ સર્વની અવ્યવસ્થા થયલી જોવામાં આવે છે. ખરેખરા ગરીબ, અનાથ, વિદ્વાન અતિથિ રહી જાય છે, અને ત્હેને ઠેકાણે અનધિકારી મફતખોરા માલ ઉડાવે છે. આ સર્વથા અયોગ્ય છે. વળી ઉપર કહ્યા પ્રમાણે શ્રદ્ધાપૂર્વક તર્પણ કરવાથી સંબન્ધી જનો અને વડીલોનું માન જળવાય છે એટલુંજ નહી પણ ત્હેની શુભ તૈજસ–ઓરાના પ્રતાપથી–પ્રેમાવિર્ભાવના પ્રવાહથી વિદ્યા, વિજ્ઞાન, કીર્તિ, ધર્મ તથા વ્યવહારિક કાર્યોમાં સાક્ષાત્ સુફલ પ્રાપ્ત થાય છે.

સારાંશ અનુકુળ ઋતુ સમયે અને સુયોગ્ય પ્રસંગે અગર આપણા મંડળ અને સમાજના અવકાશના દિવસોમાં ધર્મશાસ્ત્રી, ઇતિહાસવેત્તા બુદ્ધિમાન, સદાચારી બ્રાહ્મણને બોલાવી, ત્હેની પાસેથી કઠવલ્લી ઉપનિષદ્ અથવા પ્રાચીન મહાન પુરૂષો અર્થાત કશ્યપાદિ ઋષિ તથા વૈષ્ણવાદિ રાજઋષિ અને રામકૃષ્ણાદિ તથા બીજા પરાક્રમી વડીલોનાં પવિત્ર અને પુરૂષાર્થી જીવન વૃતાંતો સાંભળવા. આવી રીતે ત્હેમનું સ્મરણ કરવાથી એક પ્રકારે વીરપૂજા થાય છે અને આપણા જીવનો પણ તેઓની પેઠે અનુકરણ કરવા યોગ્ય બને છે. આ પછી સર્વેએ ઇશ્વર પ્રાર્થના અને સ્તુતિ કરી, બ્રાહ્મણોનો યથાયોગ્ય સત્કાર કરી વિદાય કરવા.

શ્રાદ્ધ તર્પણાદિ સંબન્ધમાં આથી વિશેષ લખવાની જરૂર નથી. શ્રાદ્ધ તર્પણાદિ ક્રિયાનું જે શુદ્ધ રહસ્ય ઉપર સમજાવ્યું

તેજ યથાર્થ અને આવશ્યક છે. મનુષ્યનું મૃત્યુ થતાં ત્હેના શરીરને વેદોકત વિધિપૂર્વક અંત્યેષ્ટિ કર્મ કરી અગ્નિદાહ કરવો, પણ ત્યાર પછી દશા આદિ ક્રિયા કરવા કરાવવામાં આવે છે, તે તથા મૃતક માટે જે દાન અને બ્રહ્મભોજન વિગેરે ક્રિયા કરવામાં આવે છે એ માત્ર અશાસ્ત્રીય રૂઢી છે. *

## પ્રચલિત તીર્થ મહાત્મ્ય વિચાર.

૫૧–પ્રશ્ન—મહારાજ, જે ગંગા આદિક તીર્થો છે, ત્હેમાં સ્નાન કરવાથી પૂર્વજન્મ અને વર્તમાન જન્મના જ્ઞાત કે અજ્ઞાત સર્વ પાપોનું વિદારણ થઇ મોક્ષ પ્રાપ્તિ થાય છે એવું માનવામાં આવે છે તે સત્ય છે કે કેમ ?

૫૧–ઉત્તર—નહિં, એ કેવળ અશાસ્ત્રીય પ્રણાલિકા છે. ગંગા સ્નાનથી જે કોઇ પાપ કપાવાનું કે મોક્ષ થવાનું માને તે (પણ રોચક) જ્ઞાની નથી એટલુંજ નહીં પણ વેદ વિરોધી મંતવ્યને માનનાર છે. વેદના પુરૂષસૂકતમાં સ્પષ્ટ જણાવવામાં આવ્યું છે કે "પરમાત્માનું જ્ઞાન થવાથીજ મોક્ષ પ્રાપ્તિ થાય છે. તે સિવાય અન્ય પ્રકારે મોક્ષ થતો નથી." માટે તીર્થમાં સ્નાન કરવાથી મોક્ષ પ્રાપ્તિ થવાની કલ્પના અજ્ઞાનતા તેમજ સ્વાર્થતા જનક છે. જે તરાવે અર્થાત જહેનાથી તારણ થાય ત્હેનું નામ તીર્થ. પણ ગંગા આદિ નદીઓમાં જો મનુષ્ય પોતાના સ્થુલ હાથથી નહી તરે તો ડુબી જશે. તેથી એ તીર્થ કહેવાય નહીં; વાસ્તવિક રીતે વિચારતાં માતા, પિતા, ગુરૂ, આચાર્ય, ઉપદેશક અને મહા વિદ્વાન બ્રહ્મવેતા બ્રાહ્મણને તીર્થરૂપ ગણવાં ઉચિત છે, કારણ કે તેઓ મનુષ્યને સંસારરૂપ સાગરમાંથી તારણ કરી ઉદ્ધાર કરી શકે છે. સામાન્ય સ્થૂળ દૃષ્ટિથી વિચારતાં પણ જણાશે કે નદીના

---

* અમારી માન્યતા અગર શોધ પ્રમાણે શ્રાદ્ધ તર્પણ એ પૃથા કે ક્રિયા પ્રાચીન કાળથી ચાલી આવે છે (મનુસ્મૃત અને ગીતાજી જુઓ) પણ તે ઉપર જણાવેલા ઉદ્દેશથી તેમજ ઉકત રૂપમાં હોવી જોઇએ. એટલે કે શ્રાદ્ધ તર્પણ કરવું એ અનિષ્ટ છે, એ કોઇપણ માનશે નહી. પણ જેમ વર્તમાનમાં ચાલે છે તે પ્રકાર એ સુફલ શ્રાધ્ધ નથી.

કરતાં તો ખારવા વિગેરે નાવિકો સારા કે તેઓ પણ નદી તરાવી શકે છે. રાજાઓ પણ સારા કે નદીઓની નહેર કરીને, નદીને તોડીને માર્ગ કરી આપે છે, તેમ ગંગાના કરતાં તો વાયુ (પ્રાણ) સારો કે સૂક્ષ્મ શરીરને પાર ઉતારી આપે છે. ગંગાદિ નદીઓમાં જો ચમત્કાર હોત તો રાજાના કાબુમાં શી રીતે આવત ? અને મળ કચરા વિગેરેને સાફ કરનાર કેમ બનતે ? ગંગાનું મૂળ વહન વિષ્ણુના પાદમાંથી થયું છે, આનું ભાગવતમાં કથન કરવામાં આવ્યું છે, અને વળી પાછું એજ ગંગા જળથી વિષ્ણુને સ્નાન કરાવવામાં આવે છે એ શું વિષ્ણુની નિંદા નહીં કહેવાશે ? વળી એવું માનવામાં આવે છે કે ગંગાજળ પવિત્ર હોવાથી અન્યને પણ પવિત્ર કરે છે. આવું છે તો મુસલમાન અથવા ચંડાળ એ ગંગા જળને કુતરાના ચામડામાં નાંખી બ્રાહ્મણને આપે તો તે શું પીશે વારૂ ? ના. આ ઉપરથી તો એમ ફલિત થાય છે કે તે જળ અપવિત્ર કે નીચ પુરૂષના સ્પર્શથી અપવિત્ર થઇ જાય છે. તો પછી તે અન્યને (સ્થુળ અગર સૂક્ષ્મ શરીર અગર જીવને) પવિત્ર કરશે એ કેમ મનાય ? વારૂ જો પવિત્ર માનવાનોજ આગ્રહ કરતા હોવ તો ગંગાસ્નાન કરેલા મુસલમાનને રસોડામાં પેસવા દેશો કે ? જો એમ કરવામાં બાધ હોય તો એ ઉપરથી સ્પષ્ટ એમજ થાય છે કે ગંગાજળ અપવિત્રને પવિત્ર કરી શકતું નથી; પણ ઉલટું અપવિત્રના સંસર્ગથી અપવિત્ર થઇ જાય છે.

હવે બીજી રીતે વિચાર કરીએ. ચિત્ત શુદ્ધિ વિના મોક્ષની પ્રાપ્તિ થતી નથી એ વિચાર સર્વ મતાનુયાયિઓ સ્વીકારે છે. ચિત્તની શુદ્ધિ પાપ નાશ થયા શિવાય થતી નથી, અને પાપના નાશ વિના પાપ કર્મમાંથી નિવૃત્તિ થતી નથી. હવે જે લોકો પછી તે ગમે તે વર્ણ કે જાતિના (હિંદુ, મુસલમાન ચાંડાળાદિ) હોય તેઓ ગંગામાં સ્નાન કરવા જાય છે પણ તેમના માનસિક દુરાચારો (વ્યભિચાર, હંસાદિ છલ કપટ વિગેરે) સ્નાન કરવા છતાં જરાયે ઓછાં થતાં નથી. સર્વ યાત્રાળુઓ આ વાત જાણે છે.

તાત્પર્ય એ કે ગંગાસ્નાન કરનારાઓના છળ, કપટ વિગેરે છૂટતાં નથી. અને જ્યારે ગંગાસ્નાનથી માનસિક શુદ્ધિ થઇ શકતી નથી, તો પછી તે મોક્ષ શી રીતે આપી શકે ?

કેટલાક કહે છે કે ગંગા જળમાં એવા પ્રકારનો ચમત્કાર છે કે જો ત્હેને ઘણા દિવસ રાખી મૂક્યું હોય તો ત્હેમાં જીવજંતુ પડતા નથી, તેમજ બ્હારની હવા કે ગરમી ન સ્પર્શે એવી રીતે સંભાળીને રાખવામાં આવે તો ઓછું પણ નથી થતું, માટે તે પવિત્ર છે. પણ એમ તો બરફના જળને એવી રીતે રાખી મુકવામાં આવતાં ત્હેમાં પણ જંતુઓ પડતા નથી તેમ ઘટતું નથી. વળી સ્વચ્છ કપડાંદ્વારા ઝીલેલાં વરસાદના જળને:પણ ત્રાંબા કે જસતના શુદ્ધ પાત્રમાં ઝીલ્યું હોય તો ત્હેમાં પણ જંતુઓ પડશે નહિ તેમ ઘટશે નહિં એટલુંજ કે આવાં પાણીને અન્નનો સ્પર્શ ન થવો જોઇએ. ગંગાજળ પણ સર્વત્ર એકસરખા પ્રકારનું નથી. કલકત્તા આગળના ગંગાજળમાં સબ્હારમાં વિષ્ટાદિ દુર્ગંધી પદાર્થો તરતા જોવામાં આવે છે અને જંતુઓ પણ પડે છે. આપરથી જણાશે કે ગંગાનો આ પ્રકારનો મહિમા સર્વત્ર એકસ-સરખો નથી. ગંગા નદીના પાણીમાં જે આ ગુણ તરીકે અમુક ભાગમાં જોવામાં આવે છે ત્હેનું મુખ્ય કારણ એ છે કે હિમાલય પર્વતમાંથી બરફ પીગળી પીગળીને પાણી ઉતરે છે, અને ત્યાં ગંગોત્રી (ગૌમુખી) બનાવેલી છે તે પાણી બરફનું હોવાથી ત્હેમાં જંતુઓ પેદા થતા નથી, પણ જ્યારે ત્હેમાં અન્ય નદીઓનું પાણી મળે છે ત્યારે ત્હેની સ્થિતિ અને ગુણમાં ફેર પડે છે.

'ગંગાજળમાં સોની સુવર્ણને તપાવી તપાવીને ઠંડુ કરે છે તોપણ તે પાણી કમી થતું નથી,' આ વાત પરીક્ષા કરવાથી કેવળ ખોટી જણાશે.

કેટલાક કહે છે કે 'ઓંકારેશ્વર તથા રામેશ્વરમાં ગંગાજળ ચઢાવે તો શંકરની લિંગાકાર જે મૂર્તિ છે તે વધે છે' આ વાત કેવળ અસંભવિત છે. ઓંકારેશ્વર જઇને મ્હેં ગંગાજળ ચઢાવી પરીક્ષા કરતાં આ વાતનું મિથ્યાત્વ તરત માલમ પડ્યું હતું. કોઇ પ્રકારની અન્ય ચાલાકી કરવાથી એ હેતુ સધાતો હોય તો

ત્હેની ના નથી. દ્રષ્ટાંત તરીકે મહમદ ગિઝનવીએ સોમનાથની મૂર્તિ તોડયા પહેલાં તેમાં એક કળ એવી રાખવામાં આવેલી હતી કે તે ફેરવતાં મૂર્તિ ઉઠતી બેસતી હતી.* આવું કાંઇ મહાત્મ્ય હોય તો તે ગંગા કરતાં કારીગરનું હોવું વિશેષ સંભવિત છે. કેટલાકો 'પ્રાચીન ગ્રંથોમાં ગંગાસ્નાનનું મહાત્મ્ય વર્ણવેલું જણાવી' ત્હેમાં શ્રદ્ધા રાખે છે, પણ પુરાણાદિ શિવાયના અન્ય ગ્રંથો (મનુસ્મૃતિ, બ્રાહ્મણો) માં પુરાણોમાં જણાવ્યા સરખી ત્હેની ચર્ચા પણ નથી, તો મહિમાની તો વાતજ કયાં ? વળી એ સંબંધમાં એક પ્રસિદ્ધ વિદ્વાન પોતાના ગ્રંથમાં એમ જણાવે છે કે ગંગા, યમુના, સરસ્વતિ, એ ઇડા, પીંગળા અને સુષુમ્ણા નાડીનું નામ છે; એક પ્રકારનો રૂપકાલંકાર છે. આ ત્રિવેણીમાં જે યોગી લોકો યોગની રીતે સ્નાન કરે છે તે મુકત થઇ જાય છે. અર્થાત પ્રાણ અપાન વાયુને એકત્ર કરીને સુષુમ્ણા ચલાવીને ત્હેમાં ધ્યાન ધરે તો અંતઃકરણ શુદ્ધ થઇને જ્ઞાન પામી મુકત થાય છે; પરંતુ અજ્ઞાની અને સ્વાર્થી મનુષ્યોને લીધે અર્થનો અનર્થ થયો છે. આ સંબંધી સપ્રમાણ વિસ્તારી વિવેચન જોવું હોય તો 'ઋગ્વેદાદિ ભાષ્ય ભૂમિકા' નામક ગ્રંથ જોવો.

અહીં હવે શંકા થાય છે કે ત્યારે આ પૃથા પ્રવેશી શી રીતે ? હજારો અને લાખો મનુષ્યો ગંગાદિ નદીઓને મોક્ષપ્રદ તીર્થરૂપ માનતા કેમ થયા હશે ? ત્હેનું સંક્ષિપ્ત સમાધાન આ પ્રમાણે સંભવી શકે છે. પ્રાચીન કાલમાં ગંગાદિ નદીઓના તટપર સારી હવા પાણીવાળા રમ્ય સ્થાનોમાં ઋષિ મુનિઓ વસતા હતા. સ્વાભાવિક રીતે એવા પ્રદેશમાં તનમન સ્વસ્થ રહે છે. એવાં સ્થાનોમાં સત્સંગદ્વારા જ્ઞાન પ્રાપ્ત કરવાના હેતુને લીધે સામાન્ય મનુષ્યોએ ભેળાં થવાનો નિયમ બાંધ્યો હતો. આ પ્રમાણે ગૃહસ્થો અને જ્ઞાની સાધુઓનો સત્સંગના હેતૂથી ત્યાં સમાગમ થતો. વાસ્તવમાં આ 'સત્સંગ' એજ ખરેખરૂં તીર્થ છે અને તેથી આવી તીર્થયાત્રાના અનેક લાભ માનવામાં આવ્યા છે. જેવા કે, (૧) યાત્રાર્થે જનાર પુરૂષો ઘણો ઉદ્યમ કરી દ્રવ્યોપાર્જન

---

* શેખ સાદી શિરાઝીનું બનાવેલું 'બોસ્તાં પુસ્તક વાંચવું જેમાં એ પરીક્ષાનું વૃતાંત આપેલું છે.

કરતા અને પોતાના કુટુંબ સારૂ મૂકી જતા એટલે ઉદ્યમ કરવાનો હેતુ સધાતો. (૨) રાત્રિ દિવસ કુટુમ્બની અનેકવિધ ઉપાધિઓમાંથી આટલો વખત નિશ્ચિન્ત થતા. (૩) કોઇ કાળ પર્યંત બ્રહ્મચર્યનું પાલન થાય એવો સમય આવતો. (૪) દેશાટન થવાનો મોટો લાભ પ્રાપ્ત થતો. (૫) યાત્રા કાળ દરમ્યાન કુટુંબથી કેટલોક કાળ વૈરાગ્ય રહેતો. (૬) દેશાટનમાં અનેક પ્રકારના પદાર્થો જોવામાં આવતા તેથી એક પ્રકારે જ્ઞાનવૃદ્ધિ થતી. (૭) અનેક પ્રકારનાં મનુષ્યોના સહવાસ ને સંગતિ થવાથી પરસ્પર વિચારનો વિનિમય થવાથી નવીન જ્ઞાન પ્રાપ્ત થતું. (૮) વ્યાપાર વાણિજ્યની વૃદ્ધિ ને ઉન્નતિ થતી. (૯) વિદ્વાન મહાત્માઓના શિક્ષણનું શ્રવણ કરીને અંતઃકરણ શુદ્ધ થતું, અને અનુકૂળ યોગ હોય તો કદાચ મુક્તિનાં સાધનો પણ હાથ લાગતાં, તેમજ તે પ્રમાણે કરવાથી કદાચ મુક્ત થઇ શકવાનું પણ સુલભ થતું.(૧૦) મહાત્માઓની સેવા શુશ્રુષા કરવાનો યોગ પ્રાપ્ત થતો, અને હેના બદલામાં અનેક લાભ મળતા. આથી જ્યારે તેઓ પાછા આવતા ત્યારે તેઓના જ્ઞાનની વૃદ્ધિ થઇ ઘણું પરિવર્તન થયલું જોવામાં આવતું. દ્રષ્ટાંત તરીકે ઉદાર ચરિત રામચંદ્રની તીર્થયાત્રાનું પ્રાપ્ત થયલું સુફલ યોગવસિષ્ટમાં જોઇ લેવું. આ તીર્થયાત્રાથી હેમનામાં વૈરાગ્યની ભાવના ઉદય પામી હતી. આવી રીતે તીર્થયાત્રાથી અનેક પ્રકારના લાભ પ્રાપ્ત થઇ શકે છે. આજે તે સર્વ લુપ્ત થયું છે અને માત્ર રૂઢ ગંગાસ્નાન રહ્યું છે, જે કેવળ અવિદ્યા, સ્વાર્થનું પરિણામ બનીને અશાસ્ત્રીય, તેમજ અધર્મના રૂપમાં આવી રહ્યું છે. વર્તમાન કાળમાં તીર્થયાત્રા કરવાની જે પ્રકારની પ્રથા રૂઢ થયલી જોવામાં આવે છે તેમાં લાભને બદલે શી હાની થાય છે અને તે કેવા પ્રકારની છે તે સંબન્ધી બે શબ્દ બોલીએ.

૧ કેટલાક કીર્તિને વાસ્તે જાય છે પણ ખાસ ફળ જોતા નથી કે પ્રાપ્ત કરી શકતા નથી. ૨ કેટલાક રૂઢી પ્રમાણે જાય છે હેમને કોઇ વાતની ખબર હોતી નથી. ૩ કેટલાક વ્યભિચારાદિક કર્મો ખાતર જાય છે અને ત્યાં અનર્થ કરે છે. ૪ કેટલાક ચોરી,

ઠગાઇ ઇત્યાદિ કુકર્મો ખાતર પધારે છે, અને ગુન્હો છૂપાવવા છાના-માના ભાગી જાય છે. ૫ કેટલાક પંથવાળાના ઝુંડ કલેશને ખાતર જાય છે અને સ્નાનના કાળને માટે પોતાના મિથ્યા અભિમાનમાં આવા કપાઇ મરે છે. ૬ કેટલાક ગિરનાર, નારાયણ સરોવર, ઢાંસી (આચીંક પર્વત) વિગરે સ્થાનોને સુવર્ણના છે એવું સાંભળીને મનમાં કાંઇં લેવાનો મનસુબો રાખી ઉપરથી તીર્થયાત્રાનું ડોળ બતાવી ત્યાં જાય છે. ૭. કેટલાક ભીખ માગવા માટે જાય છે. જેમકે મેવાડ મારવાડ વિગેરે પ્રાંતોના ગરીબ લોકો એમજ કરે છે. ૮ કેટલાક પોતાના દિવસ ગુજારવા તીર્થનું નામ લઇને ગુજરાન અર્થે જાય છે. ૯ કેટલાક ઉઘરાણું અને વાટ માર્ગે ફાળા કરતા કરતા હજારો રૂપિઆ એકઠા કરે છે. આવી રીતે અનેક કારણોને લીધે જાય છે. આ ઉપરથી સુજ્ઞ બુદ્ધિમાન વાંચકને જણાશે કે આવી તીર્થયાત્રાઓ અનેક પ્રકારની હાનીનું કારણભૂત થઇ છે. તીર્થ મહાત્મ્ય દર્શાવનારૂં ખરૂં તાત્પર્ય જે સત્સંગ અને દેશાટન માટેની રૂચી, તે જતાં રહી હાલમાં તો તે ઉદર નિર્વાહનું જ સાધન છે એમ ભાસવા માંડયું છે. બુદ્ધિમાન પુરૂષોએ તો આવી રૂઢિઓને ઉત્તેજન નહીં આપતાં સર્વથા ખંડન કરવું જોઇએ. વાસ્તવિક રીતે તો ગંગા પ્રયાગ, હરદ્વાર, મક્કા, એવાં સ્થાનોમાં દ્રવ્યાદિક ખર્ચી કાળક્ષેપ કરવા કરતાં તો સત્સંગનું સેવન કરી મહાત્માઓનો સત્સંગ કરવો એજ તીર્થરૂપ ગણાવા યોગ્ય છે.

## જ્યોતિષમીમાંસા.

૫૨ પ્રશ્ન—૧. હે ગુરૂવર્ય ! જ્યોતિષ વિદ્યા સત્ય છે કે નહીં ? તથા આપ માન્ય કરો છો કે નહીં ? ૨. સૂર્ય અને ચંદ્રગ્રહણ જ્યારે થાય છે ત્યારે રાહુ અને કેતૂ નામના રાક્ષસ ત્હેમને ગળી જાય છે તે સમયે પૂણ્ય કીધાથી ત્હેનો છુટકારો થાય છે એવું માનવું યથાર્થ છે કે કેમ ? ૩. જ્યોતિષમાં નો ફલાદેશ ભાગ, તેમજ જન્મપત્રિકા, પ્રશ્નપત્રિકા, વર્ષફળ, ગ્રહશાંતિ, ભવિષ્ય કથન અને મુહુર્ત વિગેરે છે તે સત્ય છે કે કેમ ?

૫૨ ઉત્તર—જ્યોતિષવિદ્યા સત્ય છે, પણ જ્યોતિષવિદ્યા શાસ્ત્રીય દૃષ્ટિએ કોને ગણવી એ ખાસ ધ્યાનમાં રાખવાનું છે.

(૧) કાળનો નિયમ અને ત્હેની ગણત્રી તથા સ્વરૂપ જે વિદ્યાવડે જણાય; (૨) આકાશ મંડળના સૂર્ય, ચંદ્ર અને તારા વિગેરેના ગુણ કર્મ, અને ત્હેનો ફરવાનો માર્ગ અને સમય વિગેરે જેનાથી જણાય; (૩) અંકગણિત. રેખાગણિત બીજગણિત (અક્ષર ગણિત–અલજીબ્રા) જેની અંતર્ગત છે એવા સર્વ સમૂહની વિદ્યાને જ્યોતિષ કહેવામાં આવે છે. તે વિદ્યાનું પ્રત્યક્ષ ફળ વ્યવહારમાં જણાય. છે. સૂર્ય અને ચંદ્ર ગ્રહ, થવાના સમયની આગળથી ગણિતદ્વારા ખબર પડી શકે છે અને તારાઓના ઉદય અસ્ત અને માર્ગની આગળથી ખબર પડે છે. આવું પરીક્ષાપૂર્વક જે વિદ્યાથી જ્ઞાન થાય છે ત્હેને જ્યોતિષ વિદ્યા કહેવામાં આવે છે, અને તે સર્વથા માનવા યોગ્ય છે.

પરંતુ જ્યોતિષવિદ્યા સંબન્ધમાં અજ્ઞાન વર્ગની પ્રચલિત વ્યવહારમાં જે પ્રકારની માન્યતા અને વિશ્વાસ જોવામાં આવે છે તે સત્ય નથી એ નીચે લખેલી હકીકતથી જણાશે.

(૨) પ્રથમ ગ્રહણ શું તે વિચારીશું. સૂર્ય અને પૃથ્વીની મધ્યે સમાન રેખામાં જ્યારે ચંદ્ર આવે છે ત્યારે ચંદ્રની છાયા પૃથ્વી ઉપર પડે છે, અને ચંદ્રનો કોઇ ભાગ સૂર્યની આડે આવે છે તેથી સૂર્ય ખંડિત દેખાય છે અથવા કવચિત નથી દેખાતો. આવી સ્થિતિને સૂર્યગ્રહણ કહેવામાં આવે છે. ગ્રહણ કાળે સૂર્ય ખંડિત દેખાય છે ખરો પણ વાસ્તવમાં તે ખંડિત થયલો હોતો નથી.

સૂર્ય અને ચંદ્રની મધ્યે સમાન રેખામાં જ્યારે પૃથ્વી આવે છે ત્યારે પૃથ્વીની છાયા ચંદ્ર ઉપર પડે છે એવી સ્થિતિને ચંદ્રગ્રહણ કહેવામાં આવે છે (જો ચંદ્રગ્રહણમાં વસ્તી હશે તો, એ ગ્રહણ વખતે ત્હેને સૂર્યગ્રહણ જણાશે, એટલે તે વસ્તીને પૃથ્વી આડે આવવાથી સૂર્ય ખંડિત જણાશે). રાહુ (ચંદ્રની છાયા) અને કેતુ (પૃથ્વીની છાયા)એ કોઇ ગ્રહ નથી. માત્ર કેટલાક પૌરાણિક વિચારના જ્યોતિષોએ અજ્ઞાનતાને લીધે રાહુને રાક્ષસ બનાવી લોકોને ભમાવ્યા હોય; એમ માની શકાયછે. ત્હેનું મૂળ કારણ પુરાણ ગ્રંથ જણાય છે. બાકી

જ્યોતિષ વિદ્યાના સિદ્ધાંત ગ્રન્થો જેવા કે સૂર્ય સિદ્ધાન્ત અને સિદ્ધાંત શીરોમણીમાં સૂર્ય અને ચંદ્રને રાક્ષસથી પીડાતા હોવાનો જરાયે ઉલ્લેખ નથી પણ ઉપરના સિદ્ધાંત મુજબજ ખગોલ શાસ્ત્રીય નિરૂપણ કરવામાં આવેલું છે. ખ્રિસ્તિ અને મુસલમાન ધર્મીઓ પણ એમજ દર્શાવે છે. ગ્રહ લાઘવમાં તેમજ રઘુવંશમાં પણ એમજ લખ્યું છે. (અર્થાત પૃથ્વી અને ચંદ્રની છાયાનું નામ ગ્રહણ છે) આમ જણાવવાથી ગરીબ સુપાત્રને તે સમયે દાન ન દેવું એમ કહેવાનો આશય નથી; પરંતુ સાથે એમ પણ કહેવાનો આશય નથી કે તેજ સમયે આપવું અને આળસુઓને ઉત્તેજન આપવું. ગ્રહણ સમયે વિલક્ષણ પ્રકારનું આકર્ષણ ને છાયા પડતી હોવાંથી આળસ સરખું શરીરમાં આવે છે તેથી સ્નાન કરવામાં બાધ નથી, પણ સૂતક તરીકે ગણીને અભડાવું અને ફરજીયાત સ્નાન કરવુંજ એ પણ ગ્રાહ્ય નથી. આવું બધું જે પ્રચલિત વ્યવહારમાં જોવામાં આવે છે એ અશાસ્ત્રીય છે. સૂર્ય અગર ચંદ્રને જો રાક્ષસ ગળી જતો હોય અને દાન કરવાથીજ મુકત થતો હોય તો ગ્રાસ થવાના સમયમાં જેટલું દાન આપવામાં આવે તેટલું. દાન એકદમ શરૂમાંજ આપી દેવામાં આવે તો તરતજ મુક્તિ થવી જોઇએ. અગર યૂરોપી લોક માફક બિલકુલ દાન ન દેવાથી મુક્તિ ન થતાં ગ્રાસ ચાલુ રહેવો જોઇએ, પણ તેમ થતું નથી. બલ્કે આગળથી ગ્રહોની ગતિનું ગણિત કરવાથી કાલ નિર્ણય થઇ શકે છે. માટે આ ગ્રહણ ભાવ–મંતવ્ય ખોટું ને અશાસ્ત્રીય છે. સૂર્ય, ચંદ્ર અને પૃથ્વી એકજ છે તેથી જયારે ભરતખંડમાં ગ્રહણ થાય, ત્યારે બીજા ખંડોમાં પણ થવું જોઇએ; અને બીજા ખંડોમાં થાય ત્યારે ભરતખંડમાં પણ થવું જોઇએ તેમજ પૂર્ણિમાં અમાવાસ્યાની તીથિઓનો નિયમ ન હોવો જોઇએ. પણ આવી રીતે નથી થતું અને સર્વ સ્થિતિ નિયમપુર્વક અને ખગોળ શાસ્ત્રીય ગણિત મુજબ થાય એ પ્રત્યક્ષ છે. જે કોઇ દુરાગ્રહથી રાહુ, કેતુ, એ ચંદ્ર, સૂર્યને ગળે છે એમ માને ત્હેને આ શાસ્ત્રીય ગણત્રી વિના આગળથી ગ્રહણનો કાળ દર્શાવી આપવા જણાવવું. ત્હેની અશક્તિ તરત સમજાશે. વાસ્તવિક રીતે ખગોળ શાસ્ત્રીય ગણિતની ગણત્રી મુજબજ આ બને છે.

૩ હવે ત્રીજી વાતનો વિચાર કરીએ. ફલાદેશ સંબન્ધમાં વર્તમાનમાં બહુ અજ્ઞાનતાજનક અંધારૂં ચાલે છે, અને નવીન ગ્રંથોનો અતિશય પ્રચાર થવાથી બ્રાહ્મણો અવિદ્વાન અને આળસુ થઈને ભુલ ભરેલે માર્ગે ભ્રમણ કરતા થયા છે.

જ્યોતિષનો ખરો ફલાદેશ તો કુદરતી અને પ્રાકૃતિક છે. દ્દષ્ટાંત તરીકે સૂર્ય અને ચંદ્રની પ્રભાવડે ઉષ્ણતા અને શીતલપણાની અસર થાય છે. પૃથ્વીના જે જે ભાગમાં એ કિરણો સીધાં પડે છે ત્યાં ત્યાં ગરમી અને શરદી વિશેષ પ્રમાણમાં હોય છે. એનો એજ ચંદ્ર શુકલપક્ષમાં કફ અને વાયુની પ્રકૃતિવાળાને અનુકૂળ નથી પડતો પણ પિત્ત અને રૂધિર પ્રકૃતિવાળાને આનંદ પ્રદ નીવડે છે, અને કૃષ્ણપક્ષમાં ત્હેનાથી વિરૂદ્ધ અસર થાય છે, તેમ શુકલપક્ષ અને કૃષ્ણપક્ષ દુનિયામાં સર્વત્ર એક સરખા નથી હોતા. ન્યુ ફાઉન્ડલેન્ડમાં ત્રણ ત્રણ મહિનાના રાત્રિ દિવસ હોય છે. આપણે અહીં જ્યારે દિવસ ત્યારે અમેરિકામાં રાત્રિ હોય છે. આવી રીતે દેશકાળ પ્રમાણે સુખ દુઃખ પ્રાપ્ત થાય છે. પ્રત્યેક દેશ તેમજ ત્હેના વિવિધ ભાગમાં વિવિધ પ્રકૃતિવાળાને વિવિધ અસર થાય છે. ગરમ ઋતુમાં કફ પ્રકૃતિવાળાને સૂર્ય લાભદાયક અને પિત પ્રકૃતિવાળાને દુઃખદાયક થઇ પડે છે* આવા વિવિધ પ્રકારના

*આવીજ રીતે બુ અંશપ્રતિ, મંગળ વિગેરે સાત ગ્રહો અગર બીજા દેખાતા તારા મંડળની થોડી કે ઘણી, જ્ઞાત કે અજ્ઞાત સૂક્ષ્મ અસરો આપણા શરીર કે ગર્ભ પર થાય છે.

१ [मेष] कार्तिक मासे चतुर्थ्यां तिथौ भौम वारे भरणी नक्षत्र देहं त्यजति.

[वृष] माघमासे शुक्लपक्षे ९ तीथौ शुक्र दिने रोहिणी नक्षत्र अर्द्धरात्रौ देहं त्यजती ॥१॥ मानसागरी॥

મેષરાશિના ચંદ્રમાં જેનો જન્મ હોય તે મનુષ્ય કાર્તિક માસ, તિથિ ૪, વાર મંગળ અને ભરણી નક્ષત્રવિષે દેહ ત્યાગ કરે.

વૃષરાશીના ચંદ્રમાં જેનો જન્મ હોય તે માઘ માસ શુકલપક્ષ, તિથિ ૯ શુક્રવાર અને રોહણી નક્ષત્રમાં અર્ધરાત્રિના સમયમાં દેહ ત્યાગ કરે ॥૧॥ ઇત્યાદિ ૧૨ રાશીના ૧૨ દિવસમાં દર વર્ષે મરવું લખેલું છે. વળીઃ—

કેરફારથી જે શારીરિક દોષો ઉત્પન્ન થાય તેનું નિવારણ માત્ર ઔષધ સેવનથી થાય, મંત્ર, ગ્રહશાંતિ, ગ્રહદાન, ને જોશીઓને દાન દેવાથી એ દુ:ખનું નિવારણ થતું નથી. ખાંસી હોય તે ગમે એટલી ગ્રહશાંતિની ક્રિયાથી ઠંડીની ઋતુમાં શાંત ન થશે ને ઉષ્ણ કાળમાં તે વિના ગ્રહશાંતિ શાંત થશે. ગ્રહોનું આકર્ષણ આપણી પૃથ્વીપર પડે છે તે સર્વત્ર એકસરખી અસર કરે છે, પણ ભિન્ન ભિન્ન પ્રકૃતિ પ્રમાણે ભિન્ન ભિન્ન અસર કરે છે. આટલો કૃળાદેશજ વ્યવહારિક જયોતિષનું મૂળ છે, પણ વર્તમાનકાળમાં જન્મપત્રિથી દરેક ગ્રહવડે મનુષ્ય માત્રને પીડિત થવું બતાવે છે તે સત્ય નથી.

જયોતિષના પ્રચલિત ગ્રંથો સંબન્ધી અત્રે કેટલુંક વિવેચન કરવાની જરૂર છે.

માનસાગ્રીમાં એમ લખ્યું છે કે, જે મનુષ્ય મેષલગ્નમાં જન્મે તેનું મૃત્યુ કાર્તકી ચોથ મંગળવાર અને ભરણી નક્ષત્રમાં થશે, એવી રીતે બાર લગ્ન ને બાર દીવસ મૃત્યુના રાખ્યા છે. (૧.) જાતકાભરણ ગ્રંથવાળાએ તેનાથી વિરૂદ્ધ લખ્યું છે, એટલે કે, મેષ લગ્નમાં જન્મનારનું મૃત્યુ કાર્તકી પાંચમ બુધવારે થશે. એવી રીતે બાર દિવસ બાર માસ અને બાર તિથી મરણની રાખી છે. (૨)

---

२ आयुस्तस्य विनिर्देश्य कार्तिकस्य सिते तरे
पक्षे बुधे नवम्यां च नीशीथे च शीरोरूजाः
नीचतंस्याव्रणानाथे जन्मकाले जलेस्थिते ॥२॥
[जातकाभरण]

(૨) ચંદ્રમા જલરાશીનો જેના જન્મ વખતે હોય તેનું મૃત્યુ, કાર્તિક માસ, કૃષ્ણપક્ષ, બુધવારે અને અર્ધરાત્રે માથાના વ્યાધીથી થાય ॥ ૨ ॥

આવી રીતે માન સાગ્રીથી વિપરીત દર વર્ષે ૧૨ દિવસ મૃત્યુના નીમ્યા છે.

દરરોજ કરોડો મનુષ્યો મૃત્યુ પામે છે તે જોઇએ છીએ ખરા, પણ જયોતિષના ગ્રંથ ખોટા હોય! એટલે જે નિત્ય મરવું ભાસે છે તે તો એક ભ્રમ છે. મૃત્યુ તો દર વર્ષે ૧૨ દિવસમાં થાય છે!

આટલુંજ નહીં, કિંતુ તે બન્નેના બીજા મંતવ્યમાં પણ પરસ્પર વિરોધ છે. (હવે બુદ્ધિમાન જોશે કે આર્યાવર્તમાં તો નિત્ય માણસ મરે છે, અને લગ્ન અને મૃત્યુના દિવસ તો બારજ રાખેલા છે, તો પછી આવા કલ્પિત ધૂર્ત ફલાદેશ જ્યોતિષને કેમ મનાય ?)

વળી શીઘ્રબોધમાં લખ્યું છે કે જોગણી ડાબી બાજુએ અને પાછળ હોય તો સારી, અને જમણી બાજુએ અને સન્મુખ હોય તો, હાનીકારક છે. (૩) એની વિરૂદ્ધ બીજા કલ્પલતા ગ્રંથમાં લખ્યું છે એટલે કે, જોગણી જમણે અને પાછળ સુખકારક છે, તથા ડાબે અને સન્મુખ હાનીકારક છ (૪) (આ ઉપરથી એમ સિદ્ધ થાય છે કે, જ્યોતિષીઓને ધન લેવા મુહુર્ત સિદ્ધ કરવા માટે જેવો વખત જોયો તેવો શ્લોક જોડી કાઢેલો છે.

મૂહુર્ત ચિંતામણીમાં શુક્રના તારાનું ફળ ગૃહસ્થીઓને માટે બીજું લખ્યું છે (૫) પણ પીયુષમાં વસિષ્ટ ગોત્રવાળા જે બ્રાહ્મણો તેને શુક્રનો તારો ફળ આપતો કે નડતો નથી એમ લખ્યું છે (૬) (આ દેખીતી ચાલાકી છે, એટલુંજ નહીં પણ) મૂહુર્ત ચિતામણી ગ્રંથમાં મદ્યપાનનું મૂહુર્ત પણ કહ્યું છે (૭) મૂહુર્ત ગણપતિ ગ્રંથ, લગ્નમાં અથવા દર્શન મંગળ હોય ત્યારે ચોરી કરવાનું મૂહુર્ત બતાવે છે ! (૮) પાખંડ મંડળી રચવા માટે પણ મૂહુર્ત લખ્યાં છે (૯) તેજ ગ્રંથમાં—મૂહુર્ત મુકતાવળીમાં વીર્યદાન આપવાના અને બ્હારવટું કરવાનાં પણ મૂહુર્ત લખ્યાં છે. ઇત્યાદિ. ૧૦

---

૩ योगिनी सुखदा वामे पृष्ठे वाञ्छित दायिनी ।
दक्षिणे धन हंर्त्रीच सन्मुखे मरणप्रदा ॥३॥ शीघ्रबोध.

(૩)યોગિનીફળ.—ગમન કાલે યોગિની જો વામભાગ વિષે હોય તો સુખકારી, પછવાડે હોય તો મનની ઇચ્છા પુરી કરે; આ બે પ્રકારે લાભકારી છે. દક્ષિણભાગ વિષે હોય તો ધનની હાની કરે અને સન્મુખ હોય તો મરણ આપે. ॥૩॥

૪ હવે કોઇ બ્રાહ્મણભાઇના કામમાં અડચણ આવી છે ત્યારે તેનાથી વિપરીત ઘડી નાંખ્યું છે:—

प्रष्टतो दक्षिणे वापि, योगिनी गमने हिता।
वाम सन्मुखयोनष्टा, वायुमेवं विचिन्तयेत् ॥४॥
विजयकल्पलता.

આ સંબન્ધમાં હવે વિશેષ શું લખવું ? આશ્ચર્ય તો એ થાય છે કે ચોરી, જ્હારવટું, સટ્ટા, વિગેરે દુરાચરણને ઉત્તેજન આપનારા હોવા છતાં પણ જોશીઓ પૂજ્ય ગણાય છે. આ સંબન્ધમાં રાજાઓ પણ ગુનોહ ગણતા નથી અને ઉલટો આશ્રય આપે છે. ભરતખંડ તારી આ દુર્દશા ! અરેરે જયોતિષવિદ્યાના ખરાં જ્ઞાનમર્મનું વિસ્મરણ કરી શાસ્ત્રીય સંશોધન ઉંચું મુકી માત્ર સ્વાર્થવૃત્તિ પોષવાનું અધમ સાધન બનાવનાર જયોતિષિઓએ શી દશા કરી ! ! આવી પ્રજાની કેમ ઉન્નતિ થાય ?

જયોતિષશાસ્ત્રના ફલાદેશનો ભાગ કેટલો બધો અવાસ્તવિક છે ત્હેની ઉપરોકત શબ્દ પ્રમાણોથી વાંચકને પ્રતીતી થઇ હશે. છતાં અંધશ્રદ્ધાળુઓ એ શબ્દ પ્રમાણોને હસી કાઢે તો અન્ય રીતે યુકિતદ્વારા પરીક્ષા કરવાથી પણ ફળાદેશ જયોતિષની અસત્યતા સિદ્ધ થઇ શકે એમ છે. જો પ્રચલિત ફલિત ભાગ સત્ય હોય તો જોશી અથવા રાજાની દીકરીને વૈધવ્ય શી રીતે પ્રાપ્ત થઇ શકે ? કારણ કે જન્મતાંજ ત્હેનું ખરૂં ઇષ્ટ (જન્મવાની ક્ષણ) તે લઇ શકે છે અને ફળાદેશ તે જાણી શકે છે. જો એમ કહેવામાં આવે કે 'ખરૂં ઇષ્ટ હાથ લાગતું નથી—અશકય છે તેટલા માટે ત્હેનું ફળ મળતું નથી' ત્યારે તો એમ કહેવું બની શકે છે કે એ વાત જો અસંભવિત હોય તો જોશીઓ જન્માક્ષર કે વર્ષફળ કરીને જે દ્રવ્યોપાર્જન કરે છે તે ન કરવું

---

(૪) પૃષ્ટ અને દક્ષિણ ભાગમાં હોય તો ગમનને વિષે યોગિની શ્રેષ્ટ છે અને વામ કે સન્મુખ હોય તો સારી નથી. માટે વાયુ (સ્વર) જોવો ॥૪॥

૫ दैत्येड्योणोमिशुसदक्षिणेय.

दिस्यान्गच्छेपुर्नहिशिशुगर्भिणीनवोढाः॥

बालश्चेद्व्रजतिविपद्यते नवोढा,

चेद्वंध्याभवतिचगर्भिणीत्वगर्भा॥५॥मुहूर्त्त चिंतामणि॥

ગમન કરનાર સન્મુખ વા દક્ષિણ ભાગમાં શુક્ર હોય તો અશુભ ફલપ્રદ છે, એટલે ગમન કરનાર જો બાળક હોય તો કષ્ટ પામે કે મરે, ગર્ભવાળી સ્ત્રી હોય તો તેનો ગર્ભપાત થાય, નવોઢા સ્ત્રી હોય તો વંધ્યા થાય ॥ ૫ ॥

જોઇએ. જયારે જન્માક્ષર પ્રમાણે કોઇ બાબતનું ફળ મળતું નથી ને જોશીને આગ્રહપુર્વક પૂછવામાં આવે છે તો તે પૂર્વજન્મના કર્મનાં ફળ બતાવે છે ! વળી કેટલાકો કહે છે કે 'અમારી જન્મોત્રીનું ફળ મળે છે માટે જયોતિષ સત્ય છે, તેમણે સૂક્ષ્મ દ્રષ્ટિએ સત્ય શોધકવૃત્તિ રાખી વિચારવું જોઇએ કે જોશીઓ કે રમલશાસ્ત્રીઓ અનેક વાતો બતાવે તેમાં અનાયાસે કાગતાલીય ન્યાય પ્રમાણે અમુક બાબતો મળતી આવે તેથી જયોતિષશાસ્ત્ર સત્ય ઠરે નહીં. ભૂત, વર્તમાન, ને ભવિષ્યની સર્વ સ્થિતિનો જાણનાર સર્વજ્ઞ પરમાત્મા શિવાય અન્ય કોઇ છે નહિં, અને ભવિષ્ય તો શું પણ વર્તમાનની એક મૂઠીમાં રહેલી વસ્તુ સંબન્ધી પણ જોશીને પુછતાં આડાઅવળા ઉત્તરો આપશે. જોશીઓએ પોતે શું પોતાની જન્મપત્રિકા ન જોઇ હોય કે અન્ય પાસે યાચના કરવી પડે ? તે પોતાના સુખ દુઃખનો, પોતાના સર્વ સ્થિતિનો, પોતાના જીવિત કાળનો પોતાના મૃત્યુ-કાળનો, સર્વ બાબતનો જ્ઞાતા હોવો જોઇએ, ત્હેને આવું શું કરવા કરવું પડે ? પોતાને ઘેર રહી ગ્રહપૂજા કર્યા કરવાથી તે ગ્રહો સર્વ પ્રકારનું સુખ, દ્રવ્ય વિગેરે અપાવશે. ગ્રહો કે મૂહુર્ત જયોતિષમાં શ્રદ્ધા ન રાખનાર અંગ્રેજો વિગેરેને ગ્રહો કેમ નડતા નથી અને માત્ર હિંદુઓનેજ કેમ નડે છે ? ગ્રહશાંતિ વિના માત્ર પુરૂષાર્થથીજ ત્હેમને સુફલ શી રીતે પ્રાપ્ત થતું હશે ? વાસ્તવિક વાત તો એ છે કે જો જયોતિષને ન માનવામાં આવે તો તે નડશે પણ નહીં.

---

૬ कश्यपेषु वसिष्ठेषु चात्रिभृग्वंगिरः सुच ।

भारद्वाजेषुवात्स्येषुप्रतियुक्रोनदुष्यति॥६॥पीयूषधारायां॥

પરંતુ બ્રાહ્મણ જયોતિષીઓએ પોતાની સ્ત્રીઓ માટે છૂટ રાખેલ છે. જુઓઃ—

કસ્યપ, વશિષ્ટ, અત્રિ, ભૃગુ, અંગિરા, ભારદ્વાજ અને વત્સ ગોત્રમાં ઉત્પન્ન થયેલ મનુષ્યને સન્મુખ તથા દક્ષિણ ભાગવાળો શુક્ર દોષકારક નથી... ॥ ૬ ॥ [ શું ઓછી ચતુરાઇ છે ? ]

૭ राधा मूलं ઇત્યાદિનો ઉત્તરાર્દ્ધ પાદ પહેલો.

" तीक्ष्णो मांद्रूपमेत्र मघ ग्राहितं" ॥७॥ [ ब्रहुर्त चिं. म. ]

કેટલીક વાર એમ કહેવામાં આવે છે કે 'જ્યારે બાળક જન્મે છે ત્યારે વગર જોયે બાળકના નાળના આંટા, ત્હેના દીવામાં કેટલું તેલ હતું વિગેરે કેટલીક વાતો બ્હાર બેઠેલા જોશી કહી શકે છે, અને તે પ્રમાણે મળતું આવે છે માટે જ્યોતિષ સત્ય છે.' પણ આ સંબન્ધમાં એટલુંજ જણાવીશું કે ઘણી વખત જોશીઓ પોતાના ચાતુર્યથી ગુપ્ત રીતે તપાસી કેટલીક હકીકત જાણી લે છે, અને કોઇક વાત કાગતાલીય ન્યાયે મળતી આવે છે. આથી એ વિદ્યાની સત્યતા સિદ્ધ થતી નથી. વળી કેટલાક કહે છે કે જોશીઓ નષ્ટ જન્મપત્રિકા બતાવી શકે છે. તેમજ મુખમુદ્રા જોઇને તથા પ્રશ્ન ઉપરથી જન્મોત્રી બતાવી શકે છે તો તે અસત્ય કેમ કહેવાય ? આમાં વસ્તુતઃ એમ છે કે મુખમુદ્રાપરથી 'ત્હેની કેટલી ઉમર થઇ, એ આસરો કોઇ ચતુરાઇથી તપાસીને હોશિયાર જ્યોતિષિ ગ્રહોથી સારણી વતી ગણત્રી કરીને 'ચંદ્રમાં શિવાય' બીજી બાબત (બીજા ગ્રહ સ્થાનાદિ) ગણિતવિદ્યા અને બુદ્ધિથી બનાવી દે છે, પણ લગ્ન, ઇષ્ટકાળ અને ચંદ્રમાં તો ચાલાકીથીજ અનુમાન કરી શકે છે. ચાલાકી અગર કોઇ અન્ય રીત શિવાય નષ્ટ જન્મપત્રિ થવી અસંભવ છે, એટલે નષ્ટજન્મ પત્રિકા જે પ્રચલિત રૂપે માનવામાં આવે છે તે કેવળ અસત્ય છે.

વળી જો કોઇ એમ કહે છે કે વેદમાં 'शन्नोदेवि' ઇ. મંત્ર ગ્રહશાંતિના છે માટે ગ્રહશાંતિ કરવી એ સત્ય છે. પણ 'शन्नोदेवि' પદાર્થવિદ્યા વિષયક હોઇ પરમાત્માના સ્તુતિવાચક છે. કેતુ, સૂર્ય, ચંદ્ર, મંગળ વિગેરે નામો ઇશ્વરનાં પણ છે. અને જે ઋષિએ જે ગ્રહની

---

તીક્ષ્ણ તથા ઉગ્ર સંજ્ઞિક જે નવ–૯ નક્ષત્ર તેને વિષે મદ્યપાનનો આરંભ કહ્યો છે ॥ ૭ ॥

પોતેજ ઉત્તેજક અને પોતેજ દાન–સ્વાર્થ–પ્રાયશ્ચિત–સૂચક ! બીજી જગ્યાએ આર્દ્રા, મઘા, શતભિષા, જ્યેષ્ઠા, ભરણી, અશ્લેષા, મૂલ, ૩ પુર્વા એ નક્ષત્રમાં મદ્યપાન કહેલ છે.

૮ વળી જુઓ પાખંડના ઉતેજકઃ—

अथ चौरकृत्यं ॥ विशाखा कृत्तिका पूर्वा मूलार्द्रा भरणी मघे आश्लेषा ज्येष्ठयोर्मंदे भौमयोः शाकुलेबले १७ लग्ने वा भौमे चार्य सद्व्य कार्यये॥६८॥ ८.

(मुहूर्तगणपति.)

ગણુત્રી કરી છે ત્હેણે તે ગ્રહનું નામાભિધાન પોતાના નામનું રાખ્યું—સાથે જોડયું, આવો વ્યવહાર અત્યારે પણ પાશ્ચાત્ય વિદ્વાનોમાં જોવામાં આવે છે. જેમકે હુર્શલ નામના વૈજ્ઞાનિકે અમુક તારાની શોધ કરી તે પરથી તે તારાનું નામ હુર્શલ રાખવામાં આવ્યું છે. તે પ્રમાણે આમાં પણ સ્હમજવું. *આ ફલાદેશ જ્યોતિષ આ પ્રમાણે અસત્ય હોઇ અનેક પ્રકારે લાભને ઠેકાણે હાનીકર નીવડયું છે. પૃથુરાજ પર શાહબુદીન ગોરીએ હુમલો કર્યો ત્યારે જ્યોતિષિઓએ મુહુર્ત્ત કાઢયું નહીં, અને પૃથુરાજ ભાગ્ય વિનાનો હોય તેમ પુરૂષાર્થહીન બેસી રહ્યો. પરિણામે શાહબુદીને ચઢાઇ કરી ત્હેનો વિનાશ કર્યો. આ શિવાય જ્યોતિષમાં શ્રદ્ધા રાખનાર વર્ગને પ્રત્યેક ન્હાની મોટી ક્રિયા માટે અનેક હાની થાય છે અને તેઓ પુરૂષાર્થહીન બની જાય છે, તેમાંય જ્યારે અનિષ્ટ ફળ મળે છે ત્યારે દૈવને દોષ દઇને કર્મનાં ફળ કરી સંતોષ લે છે. વાહરે ફલાદેશ !

વિસ્તાર ભયથી આ બાબતનું વિવેચન વધુ ન કરતાં એકજ દ્રષ્ટાંત આપી આ વિષયને પૂર્ણ કરીશું. એક કુતરા કે એવા પ્રાણીનો જન્મકાળ લેવો (જે વખતે જન્મ થાય તે વખતની જન્મોત્રી) અને એક મૃત્યુ પામેલા પિતાની જન્મોત્રી લેવી; અને એક ત્હમારી પોતાની લેવી. આવી રીતે ત્રણે જન્મોત્રી સાથે રાખી અજાણ્યા જ્યોતિષિ આગળ જઇ પૂર્ણપણે શ્રદ્ધા દર્શાવી પ્રશ્નો પૂછવા. જેમકે 'મારા પિતા વિરોધ રાખે તે કયારે

* તારા, ધૂમકેતુ વિગેરેના આવાં અન્ય દ્રષ્ટાંત પણ જડે છે. જેમકે એડમંડ હેલીના નામપરથી હેલીનો ધૂમકેતુ ઇત્યાદિ.

ચોરી કરવાનાં મુહુર્ત્ત—વિશાખા, કૃત્તિકા, પુર્વા ૩ મૂળ, આર્દ્રા, ભરણી, મઘા, અશ્લેષા, જયેષ્ટા—એ નક્ષત્ર અને સાથે શનિ તથા મંગળવાર હોય તો, ચોરી કરનારને લાભપ્રદ છે ॥ ૮ ॥

૯ પાખંડ મંડલી તથા ચોરી કરાવવાના ઉત્તેજક—અને ગુન્હેગાર નહીં—તેવી યુકિતવાળા જોયા !

> द्यवाश्विन्यां मृगेस्यातौ पुनर्भु श्रवणत्रये
> जया पुणा सयुकेऽशृजे बुधेऽहीनचरोदय॥
> चार्वाक जिन पाखण्ड मंडली करणंशुभं॥९॥
>
> (मुहुर्त्त गणपति.)

મટશે, હજી તેઓ કેટલુંક જીવશે. એવી રીતે કુતરાની જન્મોત્રી માટે કહેવું કે 'આ મ્હારા પુત્રનો જન્મકાળ છે માટે ત્હેનો બધો ઇતિહાસ વૃત્તાંત કહો' વિગેરે, અને આના જે ઉત્તરો આપે તે લખી લઇ અન્ય અજાણ્યા જોશી પાસે જઇ તેજ પ્રશ્નો પૂછવા, પણ પૃચ્છકે પોતે સુંદર વસ્ત્રને સ્થાને મેલાં વસ્ત્રો પહેરવાં. આટલું કરવાથી જે ઉત્તરો આપશે તે સત્યશોધક પૃચ્છકે પોતેજ વિચારવા. આથી આ વિદ્યામાં કેટલું પાખંડ, કેટલી બનાવટ કેટલી અશાસ્ત્રીયતા, અસત્યતા, સ્વાર્થ રહેલાં છે એ તરતજ ખબર પડશે.

## વ્રતમહાત્મ્ય વિચાર.

૫૩ પ્રશ્ન—હે ગુરૂવર્ય ! વ્રત કરવાં એ શાસ્ત્રોચિત છે કે કેમ ? અને તે કરવાથી સ્વર્ગપ્રાપ્તિ થાય છે કે નહીં ? એકાદશી મહાત્મ્ય, સત્યાનારાયણાદિક કથા વિગેરે સાંભળવાથી પુણ્યફળ પ્રાપ્ત થાય છે કે કેમ ? ત્હેનું સંક્ષેપમાં સમાધાન કરો.

૫૩ ઉત્તર—ખરાં મહાવ્રત તો આગળ જે પાંચ યમ કહેવાઇ ગયાં છે તેજ છે. છતાં શારીરિક વ્રતનો સામાન્ય પ્રકાર આવો છે. જે દિવસે ક્ષુધા ઉત્પન્ન ન થઇ હોય અથવા અજીર્ણાદિ વિકારો થયાં હોય તે દિવસે સૂક્ષ્મ આહાર કરવો અથવા ઉપવાસ કરવો; પરંતુ આમાંનું કંઇપણ કારણ ન હોય અને સુખપૂર્વક ક્ષુધા ઉત્પન્ન થઇ હોય તો વિના પ્રયોજન

---

ઉત્તરષાઢા, અશ્વિની, મૃગશિર, સ્વાંતિ, પુનર્વસુ, શ્રવણ, ધનિષ્ટા, શતતારકા એ નક્ષત્ર; જયા (૩—૮—૧૩) (પુર્ણા ૫—૧૦—૧૫) તિથિ; શુક્ર, સોમ, બુધવાર અને ચર લગ્ન—એ ચાર્વાક, જિન, અને પાખંડ મંડલી કરવા માટે શુભ છે. ॥ ૯ ॥

૧૦ આ પ્રમાણે વાંચકને ફલાદેશની અસાર્થકતા જણાશે.

મૂહુર્તના ઉદ્દેશનો આધાર—કાર્ય કરવાનો દેશકાલ; કરનારની પ્રકૃતિ અને સ્થિતિ; સાધ્યની સ્થિતિ; સહાયકની યોજના; ઋતુ; ગ્રહ નક્ષત્રાદિના આકર્ષણ અને કાર્યના સાધન વગેરે તથા તેમના સંબન્ધ અને ફલ વગેરે—પર હતો; પણ હાલમાં તો અવિદ્યા અને

ઉપવાસ કરવાથી સ્વર્ગપ્રાપ્તિ ને સ્થાને ઉલટી હાની થાયછે. પંદરેક દિવસ કોઇપણ એક દિવસ એક વખત ભોજન કરે, અથવા થોડું ભુખ્યા રહી હલકું પાચક ભોજન આરોગે, કે ફળફળાદિ ખાય અગર કેવળ ઉપવાસ કરવામાં આવે તો તેથી સામાન્ય રીતે જઠરા શુદ્ધ થઇ અગ્નિ પ્રદિપ્ત થાય. તેમ થતાં ભોજન સારી રીતે પાચન થતાં ભોજનનો રસ શુદ્ધ થાય છે અને તેથી સ્વચ્છ લોહી ઉત્પન્ન થાય છે. સ્વચ્છ લોહીથી શુદ્ધ વીર્ય ઉત્પન્ન થાય છે અને ઉત્તમ વીર્યથી ઉત્તમ બુદ્ધિ થાય છે.* વળી કાંતિ, ઉત્સાહ વિગેરેની વૃદ્ધિ થાય છે અને એવી બુદ્ધિ તથા ઉત્સાહ થતાં સત્પુરૂષાર્થ તથા સત્કર્મ કરવા તરફ અભિરૂચી થાય છે, તેથી સ્વર્ગપ્રપ્તિ થાય છે એમ સમજવું. જેની શારીરિક પ્રકૃતિનું આરોગ્ય આ પ્રમાણે ન હોતાં અન્ય પ્રકારના વિકારો હોય છે ત્યાં આથી ઉલટો ક્રમ હોય છે અને પ્રકૃતિ દુઃખની સાધનભૂત થઇ જાય છે. જહેની ઇંદ્રિયો વશ ન હોય જે પરવશ હોય, વિષયાસક્ત હોય એવા સાધુ કે સુશીલ વિધવાઓને તો માનસિક શાંતિ રાખવા અને બુદ્ધિ ને શાંત શુધ્ધ રાખવા માટે વ્રતાદિક ઉપાયો યોજવા એજ હીતકર છે, પણ જે પ્રકારે વર્તમાનમાં વ્રતાદિક કરવામાં આવે છે ત્હેનાથી ઉલટા પરીણામ નીપજે છે. વ્રત કરનાર રોગી, અશક્ત આળસુ, નીરૂદ્યમી થઇ જાય છે. કેટલાક તો વ્રતને બીજે દિવસે બમણો આહાર કરે છે, અને આહારના પદાર્થોમાં નાના પ્રકારના વીહારોજ હોય છે. આથી મુખ્ય ઉદેશ પાર પડતો નથી ને ઉલટી હાની થાય છે.

---

સ્વાર્થ પરાયણતાને લીધે સર્વથા અન્યથા એટલે હાનીકારક પ્રકારે ચાલે છે જે ત્યાજ્ય છે; માટે ઉપરોક્ત દૃષ્ટાંતો સંબન્ધી લક્ષપૂર્વક વિચાર કરી કાર્ય કરવાં ઉચિત છે. વર્ત્તમાનના પ્રચલિત મૂહુર્તવાદનો વિશ્વાસ કરવો નહીં જોઇએ. જન્મ થયા પછી બાળકને દૂધ પીવા-ડવાનું મુહૂર્ત તો બતાવવા માંડયા છે, પણ જન્મ થવાનું અને મરવાનું તથા કારાગ્રહમાં જવાનું મુહૂર્ત નિશ્ચય કરી બતાવનાર જે હોય તેજ ખરો જયોતિષી જાણવો, એ સ્પષ્ટ લક્ષણ છે. એવો ન હોય તો તેના પર અગર તેવા ગ્રંથમાં શ્રધ્ધા રાખવી નહીં.

એકાદશીનું વ્રત કરવાથી મોક્ષ પ્રાપ્તિ થાય છે આવી સામાન્ય માન્યતા હોવાથી ઘણાએક આનો અનર્થ પણ કરે છે. માગસર માસની મોક્ષદા એ નામની એકાદશીનું આવું ફળ માનવામાં આવતું હોવાથી તેટલી કરી લે છે, અને પછી ખરેખરી મોક્ષપ્રદ કર્મોપાસના તથા દાન પુણ્યાદી કર્મો કરવાની કશી આવશ્યકતા રહેતી નથી એવા વિચાર તરફ અંધ શ્રદ્ધાળુઓનું વલન થાય છે અને અનેક મિથ્યા પ્રવૃત્તિ કરે છે. અસત્ય વિશ્વાસમાંથી શુભ ફળ કદી પ્રાપ્ત થતું નથી.

ખરી•રીતે વિચારીએ તો એકાદશી તેમજ પ્રચલિત સત્ય નારાયણાદિક કથાના મહાત્મ્ય સ્વાર્થી અસંસ્કારી લોકોએ રચેલાં છે* માટે સજ્જનોએ તે પાછળ કાળ કે દ્રવ્યનો વ્યય ન કરવા સાવધાનતા રાખવી. કોઇપણ ગ્રંથ રોચક, ભયાનક વચનો આપી વ્રતાદિનું પ્રત્તિપાદન કરે તે સત્ય નથી પણ કેવળ અશાસ્ત્રોય છે.

---

* જે અજ્ઞ લોકો સત્યરાયણની કથાના કરાવે છે, તે ત્હેના આશય ઉપર ધ્યાન આપશે તો, જણાશે કે તેમાં સત્યનારાયણના વ્રતનો મહિમા અને ઇતિહાસ માત્રજ છે; એટલે તે સત્યનારાયણની કથા નથી; માટે સત્યનારાયણની કથા જો કરાવવી હોય તો, જે સત્યનારાયણની કથા છે, તે કરાવવી. એટલે ઇશ, કેન, કઠ, માંડુક્ય, પ્રશ્ન આદિ ઉપનિષદ, સત્યનારણની કથા છે, એમ જાણવું.

થોડા વર્ષ થયાં બે શાસ્ત્રીઓએ મળી આ સર્વે સત્યનારાયણની કથાના છેલ્લા બે અધ્યાય (જેમાં રામચંદ્રજીનો ઇતિહાસ છે તે) પોતાની તરફથી નવા ઉમેર્યા અને તે આગળના રૂપમાં ચાલે છે, (તે પંડીતોમાંથી એક મને મળ્યો હતો અને પ્રસંગ ચાલતાં તેને તે વાત જણાવી. તેના પ્રતિજ્ઞાપૂર્વક કથન પર આ હકીકત લખું છું. તેના હસ્તપત્ર વિના તેનું નામ લખવા દુરસ્ત ધારતો નથી.) વળી થોડાક વર્ષ થયાં એક દક્ષિણી પંડીતે વૃઉંતપારાશરીના ઘણા લિખિત ગ્રંથો સંગ્રહ કરી ત્હેમાં છાનામાના નવા શ્લોક ઉમેર્યા હતા, તે જાણમા આવ્યાં; છતાં તે વાત દાબવી પડી.

૫૪ પ્રશ્ન—જે મનુષ્ય કર્મ, ઉપાસના અને ધ્યાનાદિ ન કરતાં માત્ર ગીતા કે વેદનો મુખપાઠ અર્થજ્ઞાન વિના કરે, અથવા શુકવત્ રામ રામ એવું ઉચ્ચારણ કરે અને જપે, અને ગૃહસ્થનો ઉદ્યમ કરી જીવન વ્યતીત કરે તો ત્હેને મુક્તિ મળે કે કેમ? અગર ત્હેનું કંઇ પણ અન્ય ફળ મળે છે કે કેમ?

૫૪ ઉત્તર—दुष्टः शब्दः स्वरतो (अ. १ पा. १ आ. १.) (અશુધ્ધ ભણુવાનો નિષેધ) ऋचो अक्षरे परमेव्यो मन् (ऋ. म. १ सू १६४—३९) स्थाणुरयं भारहारः (निरुक्त अ. १ खं.१८) અર્થ વિના ભણુવાનો નિષેધ.

વેદના અંગમાં કહ્યું છે કે જે મનુષ્ય અર્થજ્ઞાન વિના વેદનો પાઠ માત્ર કરે છે ત્હેને વેદપાઠ ભારરૂપ અને અંધકારરૂપ છે. એવીજ રીતે ગીતા વિગેરે શાસ્ત્ર માટે પણ સ્હમજવું. પોપટની માફક શૂકવત્ ઉચ્ચાર માત્ર કરવાથી કશું પણ ફળ પ્રાપ્ત થતું નથી. વર્તમાનમાં ગાયત્રી બોલનાર અશુદ્ધ પાઠ કરી જરાયે અર્થ જાણુતા હોતા નથી. ત્હેમનો પાઠ ફલહીન નીવડે છે. તો પણ એટલું તો માનવું પડે છે કે કપટ દંભરહિત બની પાઠ અથવા સ્મરણુ કરવામાં આવે તો, તેટલો વખત તે અધિક પાપ કરવાથી બચે છે, અને કદાચ રામનામ જપતાં ત્હેના ગુણુ કર્મ તરફ અભિરૂચી થઇ રંગ લાગે છે; નહીંતર ઘણી વખત 'મુખમે રામ બગલમેં છુરી, ભગત બને પણ દાનત બુરી' આમ થાય છે; જ્યારે અર્થ સહિત જે કોઇ પાઠ કરે છે ત્હેને ઇશ્વરનો ભય રહે છે, ત્હેના ગુણુસ્વરૂપનું ભાન થાય છે તેથી અંતઃકરણુ શુધ્ધ થાય છે, અને ઇશ્વર પ્રત્યે અનુરાગ થઇ પ્રીતિ અને ભક્તિ ઉત્પન્ન થાય છે કે જેથી મુક્તિ થઇ શકે છે. માટે પ્રત્યેક મનુષ્યે અર્થસહિત પાઠ કરવા એજ મનની વિશુધ્ધી માટે ઉપયોગી હોઇ મુક્તિદાતા છે.

૫૫ પ્રશ્ન—મહારાજ, હવે એક મહત્વની ચર્ચા સંબન્ધી શંકા પૂછું છું કે બ્રાહ્મણ ક્ષત્રિયાદિ વર્ણો એ જન્મથી (વીર્યથી) છે કે ગુણ કર્માનુસાર છે? આ બન્ને મંતવ્યમાં સત્ય શું છે?

૫૫ ઉત્તર—વર્ણાશ્રમ ધર્મની વ્યવસ્થા ગુણ કર્માનુસાર માનવી એજ ઉત્તમ છે, અને આર્યવર્તમાં કુદરતને અનુકૂલ આ પ્રકારની પરીપાટી પરાપૂર્વથી સનાતન ચાલી આવે છે. વેદમાં પણ ત્હેનુંજ વિધાન છે. જેવી રીતે શરીરનું પાલન, પોષણ, વીગેરે કાર્યો મુખ બાહુ, છાતી, પગ વિગેરે વિવિધ અવયવોદ્વારા થાય છે અને પગના કરતાં છાતી, છાતીના કરતાં બાહુ, બાહુના કરતાં મુખ, એ જેમ ઉત્તરોતર ઉત્તમ ગણવામાં આવે છે તેવી રીતે બ્રહ્માંડ રૂપી શરીરના કાર્યો બ્રાહ્મણ ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્રથી થાય છે; અને તે બ્રહ્માંડરૂપી શરીરના વિવિધ અવયવો હોઇ પૂર્વથી પૂર્વ ઉત્તમ છે. રૂપાલંકારથી એમ પણ કહી શકાય કે વિરાટરૂપી જગતમાં બ્રાહ્મણ મુખ સમાન છે, અર્થાત તે સર્વોત્તમ છે. ક્ષત્રિય વિગેરે ત્હેના ધર્મ ભેદથી ઉતરતા સ્હમજવા. વેદમાં પણ કહ્યું છે કે "**ब्राह्मणोऽस्य मुखमासीत**" તે આ વીચારનું અનુમોદન કરે છે. વળી વર્ણ એ નામ મુખ્ય કરીને રંગ (શ્વેત, લાલ, ધઉંવર્ણો, કાળો)નું છે. એટલે શ્વેત, શુદ્ધ કર્મવાળાને બ્રાહ્મણ વર્ણ કહે છે. શૌર્ય તેજસ્વી ગુણ કર્મવાળાને ક્ષત્રિ ઇત્યાદી. એ પ્રકારે વર્ણની ઉત્પત્તિ છે.

તદુપરાંત વેદ, મનુસ્મૃતિ, ગીતા વિગેરેમાં બ્રાહ્મણાદી વર્ણના લક્ષણોનો સ્પષ્ટપણે નિર્દેશ કરવામાં આવ્યો છે. સત્યશીલવૃત્તિ યજ્ઞ, યાગાદિકર્મો, જ્ઞાન, વિજ્ઞાન, વેદાદિક પઠનપાઠન વિગેરે ગુણોથી જે મનુષ્ય વિભુષિત હોય તે બ્રાહ્મણ. મનુ, **क्रियते तनु** ઇત્યાદિ વાકયોદ્વારા આ વિચારનું સમર્થન કરેછે. સ્વાધ્યાય, વ્રત, પંચ, મહાયજ્ઞ અને વિશેષ યજ્ઞ કરવાથી શરીરની બ્રાહ્મણ પદવી કલ્પાય છે. એવીજ રીતે ક્ષત્રિય વિગેરેના લક્ષણદ્વારા ત્હેમની પદવી કલ્પાય છે. આ ઉપરથી બુદ્ધિવાન સુજ્ઞ જન વિચારી શકશે કે વર્ણાશ્રમ ગુણ કર્માનુસાર હોવા જોઇએ કે જન્મથી (વીર્ય માત્ર

ઉપર)? જો વર્ણ જાતિ જન્માનુસાર માનવામાં આવશે તો છાપકળી ઉપનિષદ, આપસ્તંબ સૂત્ર, મનુસ્મૃતિ અને વેદથી વિરૂદ્ધ ગણાશે કારણકે ગુણ કર્મથી શુદ્ર તે બ્રાહ્મણ, ક્ષત્રિ, અથવા વૈસ્ય થઇ શકે છે એવો ધર્મ શાસ્ત્રોનો ઉપદેશ છે. તેમજ બ્રાહ્મણનો પુત્ર નિરક્ષર અને વેદ તથા યજ્ઞ યાગાદિ કર્મોથી અજ્ઞાન હોય તો શુદ્ર થઇ જાય છે, એટલુંજ નહીં પણ જ્ઞાન પ્રાપ્ત કર્યું હોય છતાં જ્યાં સુધી કર્મો ન કરવામાં આવે ત્યાં સુધી શુદ્રજ ગણાય છે.

કેટલાંક દૃષ્ટાંતોથી ઉપરોકત આશય વધુ સ્પષ્ટતાથી દર્શાવીશું. વસિષ્ટાદિ મહા ઋષીયોના ગ્રંથ જોતાં તો અમને એમજ લાગે છે કે તેઓ ઉચ્ચ વીર્યના, ઉચ્ચ કુળના હોવા જોઇએ, છતાં વર્ણાશ્રમની વ્યવસ્થાને વીર્યને આધારે માનનારા જે ગ્રંથોને આડમાં પ્રમાણ તરીકે આપે છે, તેના ગ્રંથોમાં ત્હેને માટે જે લખેલું છે તેજ ન છુટકે લખવું પડે છે એટલે ત્હેના સત્યાસત્ય માટે જવાબદાર આગળના લેખક છે.

'બ્રાહ્મણાદિ જાતિ વીર્ય માત્રપર નહીં, કિંતુ ગુણ કર્મથીજ મનાતી હતી તેના કેટલાક દાખલા:—મહાભારતમાં કહ્યું છે કે:—

गणिका गर्भसँभूतो वसिष्ठश्च महा मुनिः
तपसा ब्राह्मणो जातः संस्कारस्तत्र कारणम् ॥

વેશ્યાના ગર્ભથી ઉત્પન્ન થયેલા વસિષ્ઠ મહા મુનિ તપશ્ચર્યાવડે બ્રાહ્મણ થયા હતા; માટે તેમાં સંસ્કાર મુખ્ય કારણ છે.

नाभागारिष्ट पुत्रौ द्वौ वैश्यौ ब्राह्मण तांगतौ.

हरिवंश. अ, ११ श्लोक ६६८

નાભાગારિષ્ટના બે પુત્રો કે જેઓ વૈસ્ય જાતિના હતા, છતાં ગુણ–કર્મથી બ્રાહ્મણ થયા હતા.

કોઈ વખતે એમ શંકા કરે કે, નાભાગારિષ્ટ જાતેજ બ્રાહ્મણ હતા, તો પછી તેનો પુત્ર વૈસ્ય હોયજ કયાંથી? તેના ઉત્તરમાં એટલુંજ કે, નાભાગારિષ્ટ જાતે વૈસ્ય હતા, એમ નિમ્ન લિખીત શ્લોકથી સિદ્ધ થાય છે.

नाभागोने दिष्ट पुत्रोन्यः कर्मभिर्वैश्यतांगतः ॥ विष्णु पुराण.

નિદિષ્ટનો બીજો પુત્ર નાભાગ કર્મોવડે વૈશ્ય થયો હતો, અને તેનો તે ઉપરોકત પુત્રો કર્મવડે બ્રાહ્મણ થયા હતા. વળી વૈશંપાયન ઋષિએ યુધિષ્ટરને કહ્યું હતું કે :—

पंच लक्षण संपन्ना ईदशोयो भवे द्विजः ॥
तमहं ब्राह्मणं ब्रूयामशेषाः शूद्रा युधिष्टिर ॥
नकुलेन नजात्यावा क्रियाभिर्ब्राह्मणों भवेत् ॥
चांडालोपि व्रतस्थो हि ब्राह्मण सयुधिष्ठिर ॥

હે યુધિષ્ઠર ! પાંચ લક્ષણ સંપન્ન હોય તો, તેને હું બ્રાહ્મણ કહું છું. અને બાકીના શુદ્રો જાણવા. કુળવડે બ્રાહ્મણ નહીં અને જાતિવડે પણ બ્રાહ્મણ નહીં, ફક્ત ક્રિયાઓવડે બ્રાહ્મણ થાય છે. ચાંડાલ પણ વ્રત સંપન્ન હોય તો તે બ્રાહ્મણજ કહેવાય.

વળી કહ્યું છે કે:—

न जात्या ब्राह्मणश्चात्र क्षत्रियो वैश्य एवच ॥
न शूद्रो न च वै म्लेच्छो भेदिता गुण कर्मभिः ॥

જાતિએ કરીને બ્રાહ્મણ, ક્ષત્રિ, વૈશ્ય, શુદ્ર અને મ્લેચ્છ હોતા નથી. પરંતુ એ ગુણ–કર્મોવડે ભેદ પડેલાં છે.

આપસ્તંબસૂત્રમાં પણ કહ્યું છે કે:—

अधर्माचर्य या पूर्वो वर्णो जघन्यं जघन्यं ॥
वर्णमापते चाति परिवृतौ ॥
धर्माचर्य या जघन्यो वर्णः पूर्वं पूर्वं वर्णमापद्यते ॥

અધર્માચરણે કરી ઉત્તમ વર્ણ (બ્રાહ્મણાદિ) નીચતર (શુદ્રાદિ) જાતિને પરિવર્ત્તન પામે છે. અને ધર્માચરણે કરીને નીચતર વર્ણ ઉંચા (શ્રેષ્ઠ) વર્ણને પ્રાપ્ત થાય છે.

વધારે પ્રમાણો વિસ્તાર ભયથી લખતા નથી. પરંતુ આ ઉપરથી એટલું તો સિદ્ધ થાય છે કે, જન્મથી જાતિ નહીં, પરંતુ ગુણ–કર્મથી જાતિ પ્રાચીન કાળથી ચાલી આવે છે, અને તેજ વેદ શાસ્ત્ર સમંત છે. તેમ યુકિત અને વર્તનમાં પણ તેમજ સિદ્ધ થાય છે.

જો આ બાબતનો બુદ્ધિપૂર્વક વિચાર કરીએ તો પણ ગુણ–કર્મ ઉપર વર્ણવ્યવસ્થા સિદ્ધ થાય છે; જેમકે વાલ્મિકીઋષિ ભીલના, વસિષ્ટ વેશ્યાના,* વિશ્વામિત્ર ક્ષત્રીના, માતંગઋષિ ચંડાળના, અને વેદવ્યાસ મચ્છિમારીના પુત્ર હતા, એમ કહેવાય છે, અને તેવા બીજા ઘણા પુરૂષો વેદ અને વિદ્યા ભણી દુષ્ટ આચરણમાં પ્રવૃત નહીં થતાં ઉત્તમ ગુણ પ્રાપ્ત કરી અને સત્કર્મ કર્યા થકી બ્રાહ્મણ પદવીને પામ્યા, અને પૂજ્ય થયા એમ મનાય છે; તો હવે વીર્ય માત્ર ઉપર વર્ણ-મર્યાદા કેમ સ્વિકારાય? જો કોઇ આમ કહે કે, વાલ્મિકી આદિની માતા નીચ જાતિની હતી, પણ વીર્ય તો બ્રાહ્મણનું હતું." તો તેને પુછવું જોઇએ કે, શું તેના જનક–મોટા ઋષિઓ દુષ્ટાચારી હતા? અને વાલ્મિકી આદિ વર્ણસંકર (બે વર્ણથી ઉત્પન્ન થયેલાં) થયા? જો એના ઉત્તરમાં હા કહે તો, આ શું બ્રાહ્મણ–ઋષિઓની નિંદા કરી ન કહેવાય? કહેવાયજ. કેમકે હમણાં જો કોઇ બ્રાહ્મણ વિગેરે, મુસલમાન કે ચાંડાલિની યોનીથી દીકરો પેદા કરે તો, બ્રાહ્મણો વિગેરે તેને ન્યાત બહાર કાઢી મુકશે, અને તેઓ તેની

---

* એક ગ્રંથમાં એમ વાંચેલ છે કે વસિષ્ટજીની માતા વેસ્યા-પુત્રી નહોતી કિંતુ ઉચ્ચની સંતાન હતી; પરંતુ શાપ લાગવાથી વેસ્યા થઇ હતી. બ્રાહ્મણી શુદ્ર અને શુદ્રથી બ્રાહ્મણ થાય છે એમ માનીને કેટલાક એ અર્થ કરે છે કે બ્રાહ્મણના વીર્યથી ઉત્પન્ન થએલી કન્યા તેમાં વળી બ્રાહ્મણના બીજથી કન્યા થાય એવી રીતે સાતમી પેઢીમાં જે કન્યા થાય તેમાં બ્રાહ્મણના બીજથી જે સંતાન થાય તે બ્રાહ્મણ ગણાશે. એમજ બ્રાહ્મણીમાં શુદ્રાદિથી ઉત્પન્ન થયેલ કન્યાઓની સાતમી પેઢીમાં જે સંતાન શુદ્ર વીર્યથી ઉત્પન્ન થશે તે શુદ્ર મનાશે. પરંતુ સાતમી પૂર્વની સંતાનને કિયા વર્ગમાં ગણવી એનો ખોલાસો થતો નથી. ધારો બ્રાહ્મણીમાં શુદ્રથી અને શુદ્રાણીમાં બ્રાહ્મણથી જે સંતાન થઇ તેને શું કહેવું. જો પહેલી શુદ્રાથી ઉત્પન્ન થએલ સંતાનને બ્રાહ્મણ ન ગણિયે તો "વીર્ય પર જાતિ" એ સિધ્ધાંતનું સાધક થશે અને વ્યાસાદિ માટે સવાલ ઉત્પન્ન થશે. અને જો તે સંતાનને બ્રાહ્મણ કે બ્રાહ્મણી મનાય તો પૂર્વાંકિત અર્થથી વિરૂધ્ધ થશે. અને જો તેને કોઈ વર્ણન માનિયે કિંતુ વર્ણસંકર–જાતિભ્રષ્ટ માનિયે તો અંતીમ (સાતમી) વર્ણસંકર જન્મ સંતાન કેવી રીતે બ્રાહ્મણ થઇ શકશે? નહીજ. સંક્ષેપમાં આવા પ્રકારના જાતિ (વીર્ય પરજાતી) ભેદ કલ્પિત કહી શકાય.

સાથે જમશે નહીં. તેનું કારણ ફક્ત અવિચારી મિથ્યાભિમાન અને તજ્જન્ય રૂઢી સિવાય બીજું જણાતું નથી. જો વીર્ય માત્રજ ઉપર જાતિ હોય તો, કોઇ બ્રાહ્મણ વિલાયત જાય, યવનસ્ત્રીને ઘરમાં રાખે, અને દારૂ માંસ ખાય, તોપણ તેનું શરીર બગડતું નથી, કારણ કે તેનું તે શરીરતો, બ્રાહ્મણ વીર્યનું છેજ. તો પછી કેમ વટલાયા કહેવાય ? એટલે ગુણ-કર્મ તો તમે માનતા નથી; માટે વિલાયત જનારને શા સારૂ ન્યાત બહાર કાઢો છો ? ન કાઢવા જોઇએ.

વળી વિચારવું જોઇએ કે, ઇશ્વરના તરફથી બ્રાહ્મણાદિને કાંઇ વર્ણ ચિન્હ મળ્યાં નથી, તેમ વીર્ય ઉપર જાતિ માનનારાઓ સર્વ મનુષ્યોને શ્રી બ્રહ્માજીના સંતાન માને છે, તથા કુદરતી નિયમપ્રમાણે પણ કોઇ ભેદ જણાતો નથી; તો પછી પૂર્વોક્ત મુસલમાનાદિક (જે ભક્ષ્યાભક્ષ્ય કરનારા છે તે) ને બ્રાહ્મણાદિ કેમ નથી કહેતા (તેના ગુણ કર્મ તેવા નથી માટે) ? જો વર્ણની રૂઢીને, વેદ અને વિદ્વાનોની રૂઢ માનીએ તો, ગુણ કર્મથી બ્રાહ્મણાદિ પદી પ્રાપ્ત થાય છે એમ માનવું જોઇએ; અને પ્રચલિત રૂઢી માનીએ તો, તેમની કલ્પના પ્રમાણે જે બ્રહ્મા વા બ્રાહ્મણ વા મુસલમાનના વીર્યથી જે સંતાન ઉત્પન્ન થાય તે બ્રાહ્મણજ છે, એમ માનવું જોઇએ; પણ તેઓ એમ માનતા નથી. એ માત્ર દુરાગ્રહનું પરિણામ છે. પ્રાચીન કાળમાં આ દેશના અર્જુન ધૃતરાષ્ટ્ર આદિક અમેરીકા, કંદહાર વિગેરેના રાજાઓની દિકરીઓ પરણ્યા હતા (જુઓ મહાભારત). ભાગવતના સ્કંધ ૧૧ અ ૧૭ મ. લખ્યું છે કે, બ્રાહ્મણ ત્રણ વર્ણની, અને ક્ષત્રી બે વર્ણની કન્યા પરણે, પ્રાચીનકાળમાં અનુલોમ પ્રતિલોમ લગ્નો હતાં, પણ વર્તમાનમાં આમ કૈરતા નથી. જો ભાગવત વ્યાસ ઋષિનું રચિત હોય તો, આપણાથી તેનું કેમ ઉલ્લઘંન કરાય ? નહીંજ. દ્રૌપદિના હાથથી દુર્વાસા રૂષિ, નારદ મુનિ, સુદામા બ્રાહ્મણ જનમ્યા હતા. આ ઉપરથી એમ જણાય છે કે જે પ્રચલિત રૂઢી તે મિથ્યાભિમાન વા અજ્ઞાન છે; એટલુંજ નહી પણ જયાં બ્રાહ્મણ બ્રાહ્મણ અને વૈશ્ય વૈશ્ય પણ પરસ્પરમાં રોટી બેટીના વ્યવહારમાં અંતર અને ફેરફાર રાખે છે, એવી પ્રબલ રૂઢી પડી હોય, ત્યાં અમારા જેવાના બોલવા ઉપર કોણ ધ્યાન દેશે ? અને દેશની ઉન્નતિ કેમ થશે ?

ત્યારે અહીં શંકા થાય છે કે બ્રાહ્મણના પદને પ્રાપ્ત થયલો મનુષ્ય ભ્રષ્ટાચારી બનતાં શુદ્ર ગણવો, પણ પાછળથી તે જો ઉત્તમ ગુણ કર્મ ધારણ કરે તો શું પાછો બ્રાહ્મણ ગણવો ? આનો ઉત્તર એ છે કે આ અમુકના વીર્યથીજ ઉત્પન્ન થયલો છે એ વાતની સિદ્ધી થવા માટે સંસર્ગ કાળ જોવાનું કે નોંધ રાખવાનું બની શકે એમ નથી. છતાં 'તે તેહેનું છે' એમ રૂઢી તેમજ વિશ્વાસાધીન થઇ સ્વીકારવું પડે છે. છતાં ગુણ કર્માનુસાર પરીક્ષા કરવામાં તો તેવી અડચણ પણ નડતી નથી. જેમ કે દ્રષ્ટાંત તરીકે એક એમ. એ. બેરીસ્ટર કે ન્યાયધીશ કોઇ વેળાએ એવું કૃત્ય કરે કે જે પોતાની ફરજથી વીરૂદ્ધ હોય તો તે સમયે તેણે પોતાના કર્તવ્યમાં ગફલત કરેલી હોવાથી સભ્યજનોમાં પહેલાં જેવી પ્રતિષ્ઠા રહેતી નથી, અને ઠપકાને પાત્ર ગણાશે અથવા શિક્ષા અને પ્રાયશ્ચિતને યોગ્ય ગણાશે. એટલુંજ નહીં પણ સ્વધર્મ વિરોધી આવું કૃત્ય જો તેણે ઇરાદાપુર્વક કર્યું હોય તો તે સેવા યોગ્ય ગણાતો નથી અને નોકરી કે પદ્વી લઇ લેવામાં આવે છે, તેમજ તેહેનું ચારિત્ર સુધરતાં છતાંયે વ્યવહારમાં પાછી પદ્વી મળી શકતી નથી, તેમ બ્રાહ્માણાદિ વર્ણો સંબન્ધી સમજવું.

(શંકા) જેમ લોઢાના તારને કમાવીએ તો સિતારપર લગાડવા યોગ્ય થાય છે અને સુવર્ણ કરતાં પણ કીંમતમાં વધારે ગણાય છે, છતાં લોખંડ તે સુવર્ણ બની શકતું નથી, તેવી રીતે ક્ષત્રિ વૈસ્ય કે શુદ્ર ગમે એવા ઉત્તમ કર્મો કરે અને બ્રાહ્મણ કરતાં અધિક યોગ્યતા અને માન પ્રાપ્ત કરે, છતાં બ્રાહ્મણ થઇ શકે નહીં. અર્થાત શુદ્રાદિએ પોતાના વર્ણમાં રહીને જ ઉત્તમ કર્મો કર્યા કરવા પણ તેથી બ્રાહ્મણ થઇ શકે નહીં.

(ઉત્તર) જો એમ સ્વીકારવામાં આવે ત્યારે તો જાબાલના ગુરૂ અને આપસ્તંબાદિ ઋષી મૂર્ખ ઠરશે. વ્યાસાદિના બ્રાહ્મણત્વમાં વિક્ષેપ આવશે. વિશેષ તો આ દ્રષ્ટાંતજ વિષમ છે, કારણકે બ્રાહ્મણાદિ ચારે વર્ણો એક મનુષ્ય જાતિ છે, લોહ અને સુવર્ણ એ એક જાતિ નથી, પણ ભિન્ન છે. લોહ તે સુવર્ણ

અથવા સુવર્ણ તે લોહ કદી બનતું નથી. એટલુંજ નહીં પણ બન્નેનું મિશ્રણ કરતાં પણ તે ભિન્નજ રહેશે. બ્રાહ્મણને ઇતર વર્ણોના સંબન્ધમાં આવું નથી. બ્રાહ્મણોને જો શુદ્રની સ્ત્રીથી અને શુદ્રને જો બ્રાહ્મણ સ્ત્રીથી સંતાનોત્પત્તિ થાય તો ત્હેનાથી મનુષ્યજ ઉત્પન્ન થશે. કારણ કે તેમની જાતિ, ખોરાક તેમજ પ્રાકૃતિક સર્વ વ્યવહારમાં સ્વાભાવિક સમાનતા છે. માટે શુદ્રના સંતાનને માટે યોગ્ય તો એ છે કે ત્હેણે બ્રાહ્મણત્વને પાત્ર થઇ શકે એવા ઉચ્ચ કર્મો કરવાં, અને જે બ્રાહ્મણત્વનું પદ પ્રાપ્ત કર્યા પછી જો શુદ્રના ગુણ કર્મ ધારણ કરે તો ત્હેને શુદ્ર ગણવો એજ ઉત્તમ છે.

(શંકા) આવી રીતે ગુણ કર્માનુસાર વર્ણાશ્રમ વ્યવસ્થા સ્વીકારતાં તો અન્ય કેટલીક શંકાઓ થાય છે. શું બ્રાહ્મણ ગુણ કર્મ વાળા પિતાનો યોગ્ય વયનો–૨૫ વર્ષનો પુત્ર હોય અને તે જો શુદ્ર કર્મવાળો હોય તો ત્હેને શુદ્રની પંકિતમાં ગણી દાયભાગ ન આપવો? શું શુદ્ર ગુણ કર્મવાળા માતાપિતાના બ્રહ્મણ કર્મધર્મી પુત્રને પોતાના માતપિતાથી અળગો કરી બ્રાહ્મણ મંડળમાં દાખલ કરવો? શું આવા પુત્રોને માતાપિતાની સેવા ધર્મોથી બહિષ્કૃત કરવા? વિગેરે અનેક શંકાઓ ઉત્પન્ન થશે અને આવી વર્ણ વ્યવસ્થાથી વ્યવહારની યથોચિત સિદ્ધી થતી નથી.

(સમાધાન) માતાપિતાની સેવા સંબન્ધી તો વિશેષ ઉત્તરની જરૂર નથી. એટલુંજ કહેવું બસ છે કે શુદ્ર કે બ્રાહ્મણ ગુણ કર્મવાળા પુત્રો માતાપિતાની સેવા કરે એમાં યત્કિંચિત પણ વાંધો હોઇ શકે નહીં. વર્ત્તમાનમાં પણ બ્રાહ્મણો અને ક્ષત્રિઓ વૈસ્ય અને ઇતર વર્ણની સેવા કરે છે. રસોઇ કરવી, પાણી ભરવું, ધોતીયાં ધોવા, ભાર ઉપાડવો ઇત્યાદિ કર્મો કરે છે. ત્હેમાં દાયભાગના પ્રશ્નને કોઇપણ પ્રકારની અડચણ નથી. બન્ને પ્રશ્નોજ કેવળ જુદા છે. લગ્ન સંબન્ધમાં પણ વિક્ષેપ નડે એમ નથી, બ્રાહ્મણ ગુણધર્મીને બ્રાહ્મણ સ્ત્રી

અને શુદ્રને શુદ્ર સ્ત્રી મળવામાં વાંધો પડે એમ નથી. વળી બ્રાહ્મણ અને શુદ્રાદિનો ખાનપાન અને સ્પર્શાસ્પર્શનો જે ભેદ જોવામાં આવે છે તે માત્ર રૂઢિને લઇને છે, ધર્માનુકુલ તેમ ઉચિત નથી. ખાન પાનાદિ એ વર્ણ વ્યવસ્થાનું મૂળ નથી. એતો પ્રકૃતિનો ધર્મ છે. સહવાસમાં પણ અડચણ પડે એમ નથી. વર્તમાનમાં પણ એકજ ગૃહમાં બ્રાહ્મણ અને ક્ષત્રિ, ક્ષત્રિ અને વૈશ્ય, વૈશ્ય અને શુદ્ર કે સર્વ વર્ણો સાથે વાસ કરી શકે છે.

હવે મુખ્ય પ્રશ્ન દાયભાગનો રહ્યો. એ પ્રશ્નનો આધાર મુખ્ય કરી લોક સમાજની માન્યતાપર રહેલો હોય છે. જુઓ મુસલમાનોમાં દીકરાને બદલે દીકરીને દાયભાગ મળે છે તેમજ અન્ય પ્રાંતોમાં વારસા હિસ્સાની વ્યવસ્થા જુદી રીતે થાય છે, અને કાયદા પણ જુદાજ હોય છે વિગેરે. માટે એ સંબન્ધમાં કોઇ દોષ આવતો નથી. વર્તમાનમાં પણ જે મનુષ્ય જાતિ વિરૂદ્ધ, ધર્મવિરૂદ્ધ, કે કુળવિરૂદ્ધ કૃત્ય કરે તેને દાયભાગ મળતો નથી. જે કોઇ ખુન કે ચોરી કરે તો તે તિરસ્કારને પાત્ર ગણાય છે એવી રીતે સર્વ વ્યવસ્થા ગુણકર્માનુસાર યોજી શકાય છે. સંક્ષેપમાં ગુણ કર્માનુસાર વર્ણ વ્યવસ્થા હોવાથી વ્યવહારમાં અડચણ આવતી નથી.

આર્યાવર્તથી ઇતર દેશોમાં અન્ય પ્રકારનો વ્યવહાર જોવામાં આવે છે. આર્યવર્તમાં પણ મહાભારતના કાળ પછીથીજ વીર્ય અને જન્મ પર જાતિ વ્યવસ્થાનું બંધારણ ઉદભવ પામ્યું છે. માટે પ્રાચીન વેદ કાલાનુસાર ગુણ કર્મ પર એ વ્યવસ્થા યોજવી એજ ઇષ્ટ છે.

ઉપરાંત આ વિશયમાં અનેક શંકાને સમાધાન થઇ શકે એમ છે વિસ્તાર ભયથી તે સર્વનું અહીં કથન કરવાનું ઉપયોગી ધાર્યું નથી. સુજ્ઞજનો યથાપ્રસંગ વિચારી લેશે.

## જાતિ પ્રકરણ.

(શં.) જાતિભેદ સ્વભાવત: (કુદરતી) છે, કોઇનો બનાવેલો-કૃત્રિમ નથી તેથી વીર્યપર જાતિ માનવી જોઇએ. (ઉ.) જો એમજ હોય તો ઉપર જણાવ્યા પ્રમાણે સર્વે બ્રહ્માજીના સંતાન છે તેથી વિદુર, નારદાદિ અને વર્તમાનની પ્રજા બ્રાહ્મણજ માનવી જોઇએ, પણ એમ મનાતું કે વ્યવહારાતું નથી, અને સ્વભાવત: હોય તો તમામ બ્રાહ્મણજ સમાન ગુણ કર્મ સ્વભાવ વાળા થાત પણ એમ જોવામાં આવતું નથી. પણ સ્વભાવજ પદનો આશય આ જણાય છે કે પૂર્વજન્મોના સંસ્કારના ફલ તરીકે, સ્ત્રીને ગર્ભમાં જનક જ પુત્ર પુત્રી રૂપે ઉત્પન્ન થાય છે. એટલે કે રજવીર્ય, માતા-પિતાના સંસ્કારોનો પ્રભાવ, એ સામગ્રીથી જે શરીર જન્મે છે તેમાં જે યોગ્યતાની અગર અમુક યોગ્યતા ખીલવાની જે સામગ્રી હોય છે તે સ્વભાવત: માનવી પડે છે. અને જન્મ પછી સંગ, સંબન્ધ, દેશકાળ ખોરાક સ્થિતિના પ્રભાવ અનુસાર તેમાં ફેરફાર થાય છે તે યોગ્યતા પ્રમાણે જાતિ માનવી પડે છે, કારણ કે વ્યાવહારિક ઉપયોગ તે વિદ્યમાન ગુણકર્મપર હોય છે. સારાંશ જે કેવળ વીર્ય-પરજ જાતિ માને છે અથવા જે તેનું સર્વથા ખંડન કરે છે તે ઠીક જણાતું નથી. પણ જેવા વંશપરંપરાના ગુણકર્મ છે તે રજ વીર્યમાં ઉતરે છે એટલે તેના પ્રભાવના પ્રમાણમાં વીર્ય બને છે. તેમાં જે ગુણકર્મ છે તે તો જાતિના સ્વાભાવિક ચિન્હ માનવા જોઇએ. જેમ જેમ ગુણકર્મો બદલાતાં જાય તેમ તેમ રજ વીર્ય પણ બદલાય છે.† આટલા માટે કેવળ વીર્યપરજ નહી કિંતુ ગુણકર્મપર જાતિ માનવી પડે છે; કારણ કે વીર્યમાં પણ ગુણકર્મનોજ મહિમા હોય છે અને વ્યકિતનો ઉપયોગ વિશેષ પણ ગુણકર્મપરજ હોય છે.

જાતિ બન્ધન એ લૌકિક કલ્પિત રૂઢી છે એમ જણાય છે. વિચારો કે મનાતા બ્રાહ્મણો બ્રાહ્મણોમાં પણ જાતિ ભેદ છે, રોટી બેટીનો વ્યવહાર નથી તેમજ ક્ષત્રી ક્ષત્રીઓમાં, વૈશ્ય વૈશ્યોમાં

---

† તેની સામાન્ય રૂપે સીમા ૨૫ વર્ષ સુધી મનાય છે.

અને શુદ્ર શુદ્રામાં, પણ વર્ણ–જાતી ભેદ માને છે છતાં લૌકિક–વ્યાવહારિક ઉપયોગ તો ગુણકર્મપરજ થાય છે.*

વર્ણ કે બ્રાહ્મણાદિ એટલે શું ? એ ન સમજતાં જો કોઇ પોતાને બ્રાહ્મણ કે બ્રાહ્મણનું સંતાન બતાવે તો તેને કોણ આડે આવે છે ? તેહેનો નિષેધ થઇ શકતો નથી. (જેમ કે વર્તમાનમાં એ વાયરો ચાલ્યો છે કે હરેક પોતાને બ્રાહ્મણ વા ક્ષત્રી કહેવાડવા કે બતાવવા–કે સિદ્ધ કરવા પ્રયત્ન કરે છે) ઇતિહાસ પરથી જણાય છે કે જ્યારે આર્ય પ્રજા (શ્વેત વર્ણની પ્રજા) વિદેશથી આ હિંદ દેશમાં આવી તે અહિંની પ્રાચીન પ્રજાથી ભિન્ન હતી. કાલાંતરમાં પરદેશો (મિસર. ઇરાન વગેરે)ની આવેલી પ્રજા પણ અહિં વસવા માંડી. ધીરે ધીરે પ્રાચીન અને પરદેશી પ્રજાનું આર્ય જાતિમાં મિશ્રણ થયું પરસ્પરમાં રોટીનો તેમજ બેટીનો વ્યવહાર થવા માંડયો

* અથર્વવેદના ભાષ્યકર્તા પંડિત ક્ષેમકરણદાસ (કાયસ્થ) ને વડોદરા રાજ્યમાં મોટી સભા દ્વારા ત્રિવેદી (ત્રવાડી છે કે જે બ્રાહ્મણોની પદવી છે તે) પદવી મલી છે. જોકે આવા પ્રકારના જાતીભેદ પડવાથી આર્ય જાતિ સર્વથા બગડી નથી કિંતુ આર્યત્વ ભેદ કાયમ રહેલ છે. તથાપિ તે ભેદ અતિના રૂપમાં હોવાથી તેનું નઠારૂં પરિણામ પણ આવેલું છે, એટલે કે શિક્ષણ અને ધર્મ નીતિ તથા વિદ્યાદિ શુભ ગુણોમાં પરખંડોની બીજી પ્રજાથી તે શ્રેષ્ઠ જાતી (આર્ય કોમ) તે આજે વિદ્યાહીન કુસંપનો ભોગ થઇને પરાધીન–દાસ સમાન થઇ ગઇ છે. એમ થવાના કારણોમાંથી એ નીતિ–જાતિભેદ પણ મુખ્ય કારણ માનવું પડે છે. તેથી આ નઠારી રૂઢીમાં સુધારો થવો જોઇએ પણ એ વિકારનું નાશ અને સુધારો જ્યાં સુધી ધર્મરાજ્ય (જે રાજ્ય સત્તાથી ધર્મ સુરક્ષિત થાય તે રાજ્યના વૈદિક સ્મૃતિ–ધર્મ લૅા–કાનૂન) નહી હોય અને પક્ષપાત રહિત વિદ્વાન મંડળની ઉત્પત્તિ અને તેનો પ્રભાવ ન પ્રસરે ત્યાંસુધી અગર તો વર્તમાનની પ્રજા વિદ્વાન ન બને ત્યાંસુધી એ રૂઢીમાં સુધારો થવો મુશકેલ છે. પરમેશ્વર ! એ રૂઢીમાં જેટલો વિકારી અને વેદબાહ્ય અંશ છે અથવા જે અંશ આર્યજાતીનો નાશક છે તે અંશ શીઘ્ર દૂર થાઓ, એવી પ્રાર્થના છે.

અને તે બ્રાહ્મણ ક્ષત્રી વગેરે કહેવાડવા માંડયા. આમ થવાથી આર્ય પ્રજાના લોહી ને રંગ (વર્ણ) તથા સંસ્કારોમાં પરિવર્તન થતું ગયું. એ સમયે આર્ય જાતિના વીચારશીલ આગેવાનોએ વર્તમાન જેવી વર્ણ વ્યવસ્થાની યોજના કરી તેથી ઉપરોક્ત વર્ણમાં વિશેષ વિકાર નહીં થાય એમ જણાયું, આ ભેદ અને પ્રતિબંધ કરવાથી તેની અસર વધારે ને વધારે થવા લાગી તે એટલે સુધી કે તે વાત શાસ્રોકત (?) ગણાતાં સખત રૂઢી થઇ પડી અને ઉપર પ્રમાણે બ્રાહ્મણો બ્રાહ્મણોમાં પણ જાતિભેદ (રોટી બેટીના વ્યવહારનો ભેદ) થઇ પડયો; અને એમ થવું એ સ્વભાવિકજ હતું. જેમકે જે બ્રાહ્મણ અગર ક્ષત્રી વંશ અનેક પેઢીઓથી બંગાલામાં રહેતાં હોય તો તેના રોટીબેટી વ્યવહાર તે દેશના બ્રાહ્મણાદિ સાથે થવા માંડશે, અજાણ્યા પ્રાંતના રહેવાશીઓ સાથે નહી થશે, કાલાંતરે તે વંશ ગૌડ બંગાલી કહેવાશે. અદ્યાપિ તે મૂળ વંશના ગોત્ર પ્રવર બીજા દેશના બ્રાહ્મણ વંશ સાથે મળશે ખરા, તોપણ રોટીબેટીનો ભેદ તો થશેજ. એવી રીતે વર્તમાન પ્રચલિત જાતીભેદ નું સ્વરૂપ અસ્તિત્વમાં આવ્યું છે.

અમુક યજુર્વેદી, અમુક સામવેદી અને તેવીજ તેની જુદી જુદી સંખ્યા એ વાત સંબન્ધી ખુબ વિચાર કરીશું તો આ કુરૂઢી×નું મૂળ જડી શકશે.

પ્રાચીન વિદ્વાન આર્ય મહર્ષિઓએ આ સંસાર ઉપર એટલો બધો ઉપકાર કર્યો છે કે, તે હું તો શું પણ હરકોઇ બુદ્ધિમાન જીવન પર્યંત ભૂલનાર નથી, અને તેથી તેના સંતાનના (અમારા આર્ય ભાઇઓના) દોષ ગાવા એ એક પ્રકારે કૃતઘ્નતા જેવું છે; કારણ કે તેઓએ મોટી મોટી વિદ્યાઓનો, આપણા જેવા પામર–અજ્ઞ જીવનાં સુખ પ્રાપ્તિ અર્થે અતિ પરિશ્રમથી શોધી કષ્ટ વેઠી પ્રચાર કરીને અમોને સુખ આપ્યું છે. તે પોતાના અથવા પોતાના સંતાન માટેજ કરી ગયા હોય તેમ નથી, પણ સર્વને માટે ઉપકાર કર્યો છે. એટલાજ માટે તે ખરા બ્રાહ્મણ હતા, ને તેમના પ્રતાપે કરીને હમણાં સુધી કાંઇ સારો રસ્તો મળે છે; અને તેઓને કાળવશ

---

×વીર્ય માત્રપર વર્ણાશ્રમ માનવો–એ રૂઢી.

થયાને ઘણો સમય વ્યતીત થયા છતાં પણ તેના નિરક્ષર સંતાન પણ હજુ બ્રાહ્મણ આદિના નામથી ઉચ્ચ સંજ્ઞામાં ઓળખાય છે, એ તેનુંજ મહાત્મ્ય છે. (તેનાં વર્ત્તમાન સંતાનનું નથી.) પરંતુ જેવી રીતે કેટલાક રાજસ્થાનોમાં આ રીત છે કે, કોઇ પ્રધાન વા દિવાન હોય, તેનાં અજ્ઞ અને મૂઢ સંતાનને પણ પાછળથી તેજ નામ (દિવાન)થી બોલાવાય છે; તેવીજ રીતે વર્ત્તમાન કાળમાં માત્ર વીર્ય ઉપરજ વર્ણ—જાતિ માનવાની કુરૂઢી પડી ગઇ છે, આ એક પ્રકારે મિથ્યાભિમાનનુંજ ફળ છે.

વળી—જે કાળમાં પરમાર અને મૌરી વંશના રાજપૂતોમાં વીરત્વ હતું અને સત્તાધારી પૃથ્વીપતિ હતા તે વખતમાં તેઓ ઉચ્ચ કોટીના રાજપુત ગણાતા હતા (ચત્રંગ મૌરી, વિક્રમ, અને ભોજ વગેરે ને યાદ કરો. સિદ્ધરાજ સોલંકી અને અશોક મહારાજના ઇતિહાસને ધ્યાનમાં લો.) હાલમાં પરમારોમાં તેવા ગુણકર્મ નથી તેથી નિકૃષ્ટ મનાય છે (કાઠિયાવાડ દેશમાં તેની ગતિ જુઓ.) રાજપૂતોમાં કહેવત છે કે ભૂમી નો પુત્ર એટલે જેમાં ભૂમી રક્ષાની યોગ્યતા તેજ રજપૂત—ક્ષત્રી. નહીં તો તે ખત્રી (રંગ કરનાર.) વર્ત્તમાનમાં બ્રાહ્મણ જાતિ અને ક્ષત્રી જાતિના ખત્રી છે. મહારાજા રામચંદ્રની ઓલાદ લવના વંશના લુહાણા રાજપૂત કોઇ કાલે ઉચ્ચ કહેવાતા અને ભૂપતિ—ઠાકર હતા, હાલમાં તેમાં તેવા ગુણ કર્મ ન હોવાથી ઠાકરના ઠકર રહી ગયા. અને વૈશ્ય મનાવા લાગ્યા છે. દક્ષિણના ચિત પાવન નામના બ્રાહ્મણો કોઇ કાળમાં બ્રાહ્મણ ન કહેવાતા હતા પણ હલકા બ્રાહ્મણ કહેવાતા હતા. કારણ તે કાળે રૌઢીક વિદ્યા નહોતી; પણ તે પછી ઉચ્ચતામાં ગણાયા.

આમ એક રીતે અનેક દાખલા પરથી વ્યવહાર—વર્તન જોતાં ગુણકર્મપરજ દ્રષ્ટિ લેવી પડે છે. જ્યારે બીજી રીતે પરંપરાના પૂર્વાભિમાન વશ વીર્યને વળગી બીજું નામ ધરાવવામાં ગ્લાનિ આવે છે; આટલા માટે ઉભય રૂઢીનું વર્તન ચાલતું આવ્યું. છત

બ્રાહ્મણોમાં તો અઢી હજાર વર્ષથી (જૈન પસર્યા પછી) વીર્યપર વિશેષ ભાર અપાયું છે. અને તે રૂઢી હાલમાં નષ્ટ થવી મુશકેલ છે.× તોપણ અમારા પૂજ્ય બ્રાહ્મણોના સંતાનો જો પોતાના પ્રાચીન આચાર્યો અને વડીલોનું મહત્વ અને ગૌરવનું સ્મરણ કરીને તેમજ અમારી અલ્પમતિ અનુસાર અહીં જે કંઇ કહેવામાં આવ્યું છે તે પર લક્ષ આપી વેદ મનુસ્મૃતિ ઇત્યાદિ શાસ્ત્રીય ગ્રંથોનું રહસ્ય વિચારવા પ્રયત્ન કરશે તો મિથ્યાભિમાન નષ્ટ થશે અને સુપંથગામી થશે. વીર્યનું મહાત્મ્ય પણ નથી એમ નથી, બલ્કે બહુ છે. માતાપિતાના પરંપરા સંપાદિત રંગ, આકૃતિ, અને ગુણ કર્મ પણ વીર્યદ્વારા જીવને પ્રાપ્ત થાય છે. એ મહાત્મ્ય કંઇ ઓછું નથી. પણ વીર્ય માત્રનું ખાલી મહાત્મ્ય ધરાવી બ્રાહ્મણ કહેવરાવવું એ યોગ્ય નથી. ગુણ કર્મ એ આવશ્યક અંગ છે, ઘણે ભાગે એવું જોવામાં આવે છે કે વિદ્વાન માતાપિતાની સંગતને લીધે પુત્રમાં તેવાજ ઉચ્ચ ગુણો હોવાનો સંભવ છે. અને એટલા માટે વિદ્વાનના સંતાનને ઉત્તમ ગણવામાં આવે છે. પણ માતા પિતા દુર્ગુણી હોય તો સંતતિ પણ તેવી હોવીજ સંભવિત છે. આ સામાન્ય ચર્ચાનો સાર નીકળે તે એ છે કે જન્મ માત્ર કે વીર્ય માત્રથી વર્ણની સિદ્ધી કરવી યથાર્થ તથા શોભતું નથી અને ગુણ કર્મ એજ પ્રધાન અંગ છે.

## આશ્રમ વ્યવસ્થા.

આશ્રમ વ્યવસ્થા શું છે એનો વિચાર કરતાં જણાશે કે આ સંસારમાં મનુષ્યોના પ્રબંધ માટે અને જીવનો આશ્રય થતાં, મનુષ્ય જીવનની રક્ષા કરી સુયોગ્ય હેતુની સિદ્ધી અને ફલ પ્રાપ્ત

× જેમ ક્ષત્રી ગુણકર્મ વિનાના ખત્રી એ નામપર સંતોષ પામ્યા તેથી તેના વીર્ય અને રૂઢી કાયમ રહેતાં ગુણકર્મની કુદરતી રૂઢીને બાધ આવ્યો નહીં એટલે ખત્રી રહેતાં ક્ષત્રી થઇ શકે. તેમજ બ્રાહ્મણના ગુણકર્મ વિનાના બમન કિંવા બીજા નામપર સંતોષ પામે તો વીર્યની બનાવટી જાતિ અને ગુણકર્મની કુદરતી જાતિનો નિર્વાહ થઇ લોકોને સુખ મળી શકે અને વેદ મર્યાદા સ્થાપાય, એમ સંભવ છે, પણ હાલ તો એ મનના લાડવા છે; થુકના ભજીયાં છે.

કરવા માટે મહાઋષિઓએ ચાર આશ્રમની પ્રણાલી યોજી છે, તે વિશે કંઇક વિવેચન કરવું ઉપયોગી ગણાશે.

૧ બ્રહ્મચર્ય. ૨ ગૃહસ્થ. ૩ વાનપ્રસ્થ. ૪ સંન્યાસ. આ પ્રમાણે ચાર આશ્રમ છે અને ત્હેનો આધાર ગુણ કર્મ પર છે.

બ્રહ્મચર્ય આશ્રમના લક્ષણ એ છે કે, જે શૂદ્ર (અર્થાત કુદરતથી જડતા, મૂઢતા, કે મૂર્ખતા મલી હોય તેવાં સંતાન) શિવાય હરકોઇ વર્ણનો ૮ વર્ષની ઉમરથી વિદ્યાના ચિન્હ (વેદોક્ત હવન ઇત્યાદિ તેમજ દ્વિજાતિ સંસ્કાર ઉપવીત) ધારણ કરીને ગુરૂકુળમાં અથવા આચાર્ય પાસે જઇને રહે. અષ્ટવિધમૈથુનથી રહિત રહી બ્રહ્મચર્યનું પાલન કરે, વીર્યનું સર્વ પ્રકારે રક્ષણ કરે, શ્રૃંગારના પુસ્તકોનું અધ્યયન ન કરે, સંધ્યાવંદનાદિ કર્મ કરતો રહે ૫ યમના (મહાવ્રત) ૫ નિયમ ધારણ કરે, દુરાચાર, મિથ્યાચાર અને સર્વ પ્રકારના કુસંગથી રહિત થઇને સદૈવ ગુરૂની સેવા કરે. એવી રીતે ગુરૂની સેવા કરે. એવી રીતે ઓછામાં ઓછી ૨૨ વા ૨૫ વર્ષની ઉમ્મર સુધી વેદાદિ સદ્‌વિદ્યાધ્યયન કરે; તે પછી વિદ્યા સભામાં પરીક્ષા આપી પોતાના ગુણ કર્માનુસાર બ્રાહ્મણ, ક્ષત્રી અથવા વૈશ્ય પદવી, અને તે પદવીનાં નિયત ચિન્હ પામીને સ્વગૃહે આવે. એવી સ્થિતિનું નામ સહેજ બ્રહ્મચર્યાશ્રમ છે.

સ્વગ્રહે આવ્યા પછી જો વિવાહ કરે તો ગૃહસ્થાશ્રમી કહેવાશે. પણ જો વિવાહ કરવાની ઇચ્છા ન હોય, કિંતુ પૂર્ણ વિદ્વાન, સદાચારી થઇને જો તેની ઇચ્છા નૈષ્ઠિક (જીવન પર્યંત) બ્રહ્મચર્ય રાખવાની હોય તો, પરોપકાર માટે ઉપદેશ કરે. ("આવીજ રીતે કન્યા પણ બ્રહ્મચારિણી બનીને ૧૫ વર્ષની ઉમ્મર સુધી કન્યાશાળા–વિદ્યાસાળાના ગણિત, ઇતિહાસ, વ્યંજન, વૈદ્યક, શીવણ, નીતિ, વ્યવહાર વિગેરે ગૃહોપયોગી વિદ્યા ભણીગણી પરીક્ષા આપે, અને સભાની રીતે પદવી તથા પદવી ચિન્હ પામીને પૂર્વોક્ત પદવી પામેલ, મેળવવાની આશામાં રહે") એવી રીતે વીર્ય રક્ષાનું પાલન કરે ત્યાં સુધી પુરૂષ બ્રહ્મચારી અને સ્રી બ્રહ્મચારિણિ નામથી ઓળખાય છે,

ગીતા—અધ્યાય ૧૮ શ૦ ૪૨૧ ૪૩૧ ૪૪૧ જુઓ.

ઉપર જણાવેલી એ સ્થિતિ બ્રહ્મચર્ય આશ્રમ કહેવાય છે. પણ વર્ત્તમાનકાળમાં ધર્મ, રાજ્યસત્તાથી રક્ષિત નહીં હોવાથી જે બ્રહ્મચારીઓ થાય છે, તે તિલક, રૂદ્રાક્ષ, જટા, ઇત્યાદિ ધારણ કરી તથા અશિક્ષિત રહી, કર્મમાં માત્ર રૂઢી યાદ કરી, પોતાને મહાત્મા બ્રહ્મચારી કહેવરાવવા માટે અનેક સ્વાંગ ધારણ કરે છે, હરેક પ્રકારે દ્રવ્ય સંચય કરે છે; વિષયોમાં આસક્તિ અને ભાંગ, ચરસ, તમાકુ, ગાંજારૂપી ચાર વેદનું અધ્યયન કરે છે. તથા વીર્યની રક્ષાને બદલે નિશાઓને ઘણો આદર આપે છે. તેઓને બ્રહ્મચારી માનવા જોઇએ ? નહીંજ. છતાં અત્ર આર્ય સંતાનની બુદ્ધિ અને ઉદારતા જુઓ. એટલે કે, આજકાલ અભણ બ્રાહ્મણ અથવા ગૃહસ્થ તેવાનેજ બ્રહ્મચારી માને છે અને તેથી તેવા પ્રપંચીઓને ઉત્તેજન મળે છે. એટલુંજ નહીં, પણ જે ખરા બ્રહ્મચારી (સ્વભાવે શાંત–વિદ્યા અને શુભ ગુણ સંપન્ન) વિદ્યાર્થી છે, તે પૂર્વોક્ત રીતે જો દ્રવ્ય ન લેતાં ઉદર નિર્વાહ માત્ર સીધું અથવા ભિક્ષા માગે છે તો, તેને અત્ર ગ્રહસ્થો, તું ક્ષત્રી, વૈશ્ય અથવા શુદ્રનો પુત્ર છે, ઇત્યાદિ કહીને ત્રાડે છે ! અરે ! એમ થતાં જો સાચો બ્રહ્મચારી વિદ્વાન હોય છે તોપણ, મિથ્યાઅભિમાનની રૂઢી તેની દુર્દશા કરાવી નાખે છે. વળી કેટલાક તો એવા જોવામાં આવે છે કે સ્ત્રી રાખતાં પણ બ્રહ્મચારી કહેવાય છે ! અને બ્રહ્મચર્યનો ડોળ દેખાડીને ધનનો સંચય કરે છે. જો ગુણ કર્મ પર આશ્રમની વ્યવસ્થા હોય તો એવી દુર્દશા થાય ? ના કદીજ ન થાય. અને ખરા બ્રાહ્મણાદિની સંતાન બ્રાહ્મણાદિજ થાય, એમ હું માનું છું.

બીજો આશ્રમ ગૃહસ્થાશ્રમ કહેવાય છે. એટલે ઉપર લખ્યા પ્રમાણે વિદ્યા ગુણ સંપાદન કરી, બ્રહ્મચર્ય પાળી વિવાહ કરીને તે બ્રહ્મચારી, ગૃહસ્થ થાય છે.

જ્યારે ગુરૂ અથવા વ્યવહારિક વાતચિત કે પત્રો દ્વારા ગુણ કર્મમાં અનુકૂલ સ્ત્રી પુરૂષ અથવા કોઇ અન્ય યોગ્ય રીતે (પૂર્વોક્ત બ્રહ્મચારી, બ્રહ્મચારિણી ની) છબી પ્રસિદ્ધ કરવામાં આવે અથવા તે પરીક્ષા થયેલા પુરૂષ સ્ત્રીના માતા પિતા અગર બીજા વડીલોની મારફત (અથવા સભા ભરી તે સભામાં) ઉભયની યથેચ્છા પરીક્ષા થઇ,

પુરૂષ બ્રાહ્મણ હોય તો, કન્યા બ્રાહ્મણી પદવી પામેલી અને પુરૂષ ક્ષત્રી પદવી પામેલ હોય તો, કન્યા ક્ષત્રાણી પદવી પામેલી એવી રીતે યથાપદવીવાળા પુરૂષ સ્ત્રીના સંબંધની પ્રતિજ્ઞા થાય (એનું નામ વાગ્દાન,) તે પછી પ્રગટ પણે મંડળ સમક્ષ પુરૂષ સ્ત્રી બન્ને વેદમંત્રોક્ત સપ્તપદી ભણી તે પ્રમાણે પ્રતિજ્ઞા કરી, વેદોક્ત રીતે હસ્ત ગ્રહણ (વિવાહ) કરે, કિંવા કાંઇ અડચણ વા દોષ ન હોય તો, અથવા હાનીકારક પરિણામ ન જણાય તો, માતા પિતા વનાનો યુવાન પુરૂષ પૂર્વોક્ત રીતે પ્રસિદ્ધ પત્ર કરી સભા ભરી પરીક્ષા કરાવી સ્વયંવર વિવાહ કરે.

ઉભય પ્રકારમાં યથા સંભાવના આટલો વિચાર રાખવો જરૂરનો છે કે, પુરૂષ વિદ્વાન તો સ્ત્રી વિદૂષી. ઉભય નિરોગી, સ્ત્રી ૧૫ વર્ષથી ન્યૂન અને પુરૂષ ૨૨ વર્ષથી ન્યૂન ઉમ્મરના ન હોય, બન્નેના સ્વભાવ અને ગુણ કર્મ એવા હોય કે, જીવનપર્યંત પરસ્પરમાં દ્વેષ, અરૂચી ન થાય, સ્વધર્મમાં સ્થિત રહે. ઇત્યાદિ.

વિધિપૂર્વક વિવાહ થયા પછી ગૃહસ્થ થઇ પોતાના વર્ણઅનુસાર ધર્મ અર્થ, (ધનાદિ સંચય) કામ, (ભોગ) મોક્ષ* પ્રાપ્તિ અર્થે વેદોક્ત વિધાનપૂર્વક પંચ મહાયજ્ઞાદિ* કર્મ કરતાં ઉત્તમ વર્તણુકયુક્ત સત્પુરૂષાર્થમાં પ્રવર્તે. બ્રહ્મચર્યાશ્રમમાં જે જ્ઞાન પ્રાપ્ત કરેલું તેનો ઉપયોગ કરે; સૃષ્ટિનિયમાનુસાર સંતાનોત્પત્તિ કરે. ગ્રહસ્થ બ્રહ્મચર્ય* પાળે, સૃષ્ટિના પ્રત્યુકારમાં વર્તે, તથા જે જે ઉત્તમ ગુણ, કર્મ, વ્યવહાર, હુન્નર, નીતિ, માન્યશાસ્ત્રોમાં વર્ણવેલાં છે (જેના ઉતારા આ ગ્રંથમાં ઘણી જગ્યાએ લખેલ છે,) તે તે પોતાના અધિકારાનુસાર સેવન કરે. ઇત્યાદિ લક્ષણવાળાને ગ્રહસ્થ અને તેના આશ્રમ (સ્થિતિ) ને ગ્રહસ્થાશ્રમ કહે છે.†

પરંતુ વર્તમાનકાળમાં નાના પ્રકારના પંથ (સંપ્રદાય-રીલીજીયન-મંજહબ) તથા વિદેશી પંથની પ્રબળતા અને સનાતન ધર્મની નિર્બળતાને લીધે ગૃહસ્થ ધર્મનાં ગૌરવની ક્ષીણતા જોવામાં

* એનાં લક્ષણ, લક્ષણ પ્રકરણમાં વાંચશો.

† વિશેષ લક્ષણ આવતા પ્રકરણોમાં લખેલ છે.

આવે છે. વિદ્યારસિક ઉચ્ચ જવલંત જીવનને ઠેકાણે અવિદ્યા દ્વેષ છળ, કપટ, નિષ્ફળ ખર્ચ, કુવ્યય, મિથ્યારૂઢી, મિથ્યાઅભિમાન વિગેરે અધર્મનાં લક્ષણ પ્રવર્તેલાં જોવામાં આવે છે, વળી નીશા, વ્યભિચાર, બાળલગ્ન, આલસ્ય, ઇર્ષા, કુસંપ, ધર્મ, અને દ્વેષ, એટલાં બધાં છે કે, પૃથ્વિના બીજા ખંડોના નિવાસીઓને એ દોષો દઇએ, તોપણ બાકી રહે! અશિક્ષિત, પક્ષપાતી, સ્વાર્થી, અને દુરાગ્રહી મનુષ્યો અનેક વ્હેમોમાં ફસાઇને પશુવત્ પરાધીન રહે છે! મનુસ્મૃતિ વિગેરે સત્ ગ્રંથોમાં જોતાં તેઓ ગૃહસ્થ નહીં, પણ ગ્રહ—ગ્રસ્ત થયા છે, એમ વિષય થાય છે. આટલા માટે જો બ્રાહ્મણ અને ક્ષત્રી બંધુઓ આ ખરાબી ઉપર લક્ષ આપે તો ઘણુંજ સારૂં.

ત્રીજો આશ્રમ વાનપ્રસ્થનો છે. પુત્ર થયા પછી જયારે ગૃહસ્થાશ્રમથી વૈરાગ્ય ઉત્પન્ન થાય, ત્યારે સ્ત્રી સહિત અથવા પોતેજ એકલો ઇન્દ્રિયોને દમન કરવા માટે એકાંત નિવાસ કરે. ઇત્યાદિ ગુણ—કર્મવાળા વાનપ્રસ્થ કહેવાય છે. વર્ત્તમાન કાળમાં આવા દેખાતા નથી; માટે તેની ચર્ચા અહીં કરતા નથી.. જેને જોવાની ઇચ્છા હોય તેણે મનુસ્મૃતિમાં જોઇ લેવું.

ચોથો સંન્યાસઆશ્રમ કહેવાય છે. જયારે વિવેક કરતાં વિષયોમાં અપ્રીતિ થઇને તેનાથી પૂર્ણ વૈરાગ્ય થાય, લોક પ્રતિષ્ટા, સ્ત્રી, પુત્ર અને ધન પ્રાપ્તિની ઇચ્છા ન રહે; માન, અપમાનમાં હર્ષ—શોક ન થાય; અને સાચો દ્રઢવિવેક થાય: ત્યારેજ તે વિદ્વાન, બ્રહ્મચર્ય અથવા ગૃહસ્થ અથવા વાનપ્રસ્થ આશ્રમમાંથી અળગો થઇ વિદ્વાનમંડળ સમક્ષ વેદોક્ત હવન આદિ કરીને, સૌ પાસેથી અપરાધ ક્ષમા કરાવી પરમાત્માની પ્રાપ્તિ માટે કોઇ બ્રહ્મનિષ્ઠ વિદ્વાનને ગુરૂ તરીકે ગ્રહણ કરી તેની પાસે રહી બ્રહ્મવિદ્યા (उपनिषद्) દ્વારાએ પરમાત્માનો સાક્ષાત્કાર કરે; અને તે પછી તે નિસ્પૃહી—આકાંક્ષા રહિત થઇને લોકોપકાર માટે નિષ્કામ ઉપદેશ કરે, અને રાજા પ્રજાને સદ્ધર્મમાં લગાડે; પરંતુ જો ઉપદેશ યોગ્ય ન હોય તો, વનમાં વસીને ઇશ્વરનું ધ્યાન કરે, તથાપિ કોઇ પણ પ્રાણીને પોતાને વાસ્તે દુઃખી ન કરે—ઇત્યાદિ સંન્યાસ આશ્રમનાં લક્ષણ છે.* પરંતુ ઉપરોક્ત

* વિશેષ આગળ વાંચશો.

ગુણ—કર્મ રહિત જે કોઇ માત્ર-દંડ, ભગવાં, મુંડન, રૂદ્રાક્ષ વિગેરે ચિન્હો ધારણ કરીને, પોતાને સંન્યાસી જાણે અથવા બતાવે તો તેને વિદ્વાનો કદી સંન્યાસી કહેશે નહી. દંડ માત્ર વા ભગવાં વસ્ત્ર માત્ર ધારણ કરવાથી સંન્યાસી હોઇ શકતા નથી. જુઓ:—

"ज्ञान दंडो धृतोयेने एक दंडी स उच्यते. ઇત્યાદિ.
वाकदंडऽथ मनोदंडं कायदंडस्तथैवच. ઇત્યાદિ
त्रिदंडीतिसउच्यते." (જુઓ મનુસ્મૃતિ અને પરમહંસ ઉપનિષદ.)

વર્ત્તમાનમાં ઉપર લખેલાં લક્ષણવાળા સંન્યાસી અતિ વીરલ જોશો. જણાશે. ઘણાખરા ધન, ધાન્ય, માન, વાદવિવાદ, સ્થાન, જાગીર અને વિષયોમાં ફસાયેલા મળશે. તો એવાને પૂજ્ય માનીને તેનો સત્કાર કરવો, તે વર્ણાશ્રમ મર્યાદા બગડવાનું કારણ છે.

ઉપરોક્ત પ્રસંગ ભૂલી જવાય, એવો એક અદભૂત પ્રકાર જોવામાં આવે છે. તે એ કે, પ્રાચીન ગ્રંથોમાં આશ્રમનાં ગુણ—કર્મ ભિન્ન ભિન્ન કરીને બતાવ્યાં છે, અને તે સર્વથી ભિન્નને અનાશ્રમી, વર્ણસંકર, ચાંડાલ વિગેરે નામથી નિર્દેશ કરવામાં આવ્યા છે; (તેવા પણ વર્ત્તમાનમાં જોવામાં આવે છે) અને વર્ણાશ્રમ રહિત રહેવાનો આર્યધર્મશાસ્ત્રમાં નિષેધ કર્યો છે. (એ વાત પણ બુદ્ધિવાનનાં ધ્યાનમાં હશેજ). હવે મુસલમાન અને ખ્રિસ્તિ વિગેરે વિદેશીઓ તેમજ ઉપર લખેલા વર્ણાશ્રમી અને ચાંડાળોને એક બાજુએ રાખીને આપણે વિચાર કરીએ તો વર્ત્તમાનમાં સંન્યાસીઓ શિવાય જે બીજા અનેક પંથના સાધુઓ છે, તેને કયા આશ્રમમાં મૂકવા ? શું તેઓ વાનપ્રસ્થની ખોટ પૂરી પાડે છે ? અથવા મનમુખીમાં ગણવા કે શેમાં ? તે સમજાતું નથી, પણ એટલું તો ખચિત કહી શકાઇ કે, વેદ મર્યાદા વિરૂદ્ધ અથવા મનુષ્ય માત્રના ધર્મ વિરૂદ્ધ જે ધર્મ, પંથ અને મત ચાલ્યા છે, તેમાં અથવા કોઇ બીજી પંક્તિમાં મુકવા યોગ્ય છે; (જો કે ઇશ્વર ભક્ત અને સદાચારી વિદ્વાન ગમે તે હોય તે સર્વને માન્ય છે, એનો અહીં પ્રસંગ નથી, પરંતુ મર્યાદા અને વર્ણાશ્રમ જોતાં ઘણો બાધ આવે છે. અને સદાચારી વિદ્વાન એવા પ્રકારે રહેજ નહીં). એવા વર્ત્તમાનના ગૃહસ્થ અને વિરક્ત સાધુઓની ખુબી સૌને સ્પષ્ટ છે; માટે તે વિષે વધારે લખવાની જરૂર નથી.

જમાત બાંધવી, જગ્યા બાંધવી, અખાડા-દ્વારા કરવા, જટા, લટા, પટા રાખવાં, ભભૂતિ લગાવવી, વિદ્યા ન ભણવી, અને ભિક્ષા માટે બીજાઓને દુ;ખ આપવું, એક બીજાની નિંદા કરવી અને પરસ્પર કપાઇ મરવું, વિગેરે સાધુનાં લક્ષણ હોઇ શકે કે ?

' આ વિષય, બુદ્ધિમાન મનુષ્યોએ વિચારીને જે સતપુરૂષ, વિદ્વાન, બુદ્ધિમાન, શુભ ગુણ સંપન્ન, નીતિ મર્યાદા પાલનાર અને નિષ્કામ હોય, તેનેજ આદર આપે એ યોગ્ય છે. એ વિરૂદ્ધ જ્યાં સુધી રૂઢી ચાલતી રહેશે, અને ગુણ-કર્મ ઉપર ધ્યાન નહી અપાશે ત્યાં સુધી દિનપ્રતિદિન આર્ય ધર્મ (વેદ ધર્મ) ની ક્ષીણતા થતી જશે, એટલુંજ કહેવું બસ છે. હવે જો પ્રસ્તુત પ્રસંગના સંબંધમાં વિશેષ જોવું હોય તો, મનુસ્મૃતિ વગેરે ગ્રંથમાં જોઇ લેવું.*

પ્રાચીન કાળમાં વર્ણાશ્રમની મર્યાદા, ઉપર લખ્યા મુજબ ગુણ કર્મ ઉપર હતી, અને હાલ પણ એવીજ પદ્ધતિ ઉપર થવી જોઇએ (કોઇ અંશે છે પણ) કેટલાક રૂઢ વર્ણાશ્રમને વળગીને કહે છે કે, "આજ (રૌઢિક વર્ણાશ્રમ) ઠીક થવાથી ધર્મરૂપી રાજ્ય સત્તાવૃદ્ધિને પામીને મર્યાદા બાંધશે," પણ તેમ થવું મારા સમજવામાં આવતું નથી. હા, ધર્મદ્વેષ દૂર કરી, ઉન્નતિ વાસ્તે સંપ કરીએ તો, ધર્મરૂપી સત્તા થઇ શકે છે. પણ તેતો વર્તમાનમાં પરસ્પરના સંપ, સામાજીક એક ધર્મ અને દેશ ઉન્નતિને આધારે રહેલ છે, તે ઉપર બુદ્ધિમાનવિચાર કરશે.×

પ્રસ્તુત વર્ણાશ્રમના વિશેષ વિસ્તાર જાણવા માટે પ્રસિદ્ધ ગ્રંથ "વ્યવહારદર્શન" જુઓ.

---

* ભિક્ષુક નિબંધ નામક પ્રસિદ્ધ ગ્રંથમાં વિશેષ વિસ્તાર છે, તે જુઓ. સં.

×આપણા પૂજ્ય વિદ્વાન સદાચારી બ્રાહ્મણ મંડલ અને શિરોમણી વીર ક્ષત્રીઓ વિના વેદ ધર્મનો પ્રચાર અને વર્ણાશ્રમનો સુધારો તથા આર્ય સંતાનને સુખ થવાનાં નથી, એમ મારી માન્યતા છે, તો પછી પ્રથમ તઓ પોતાને સુધારે એટલે કે પૂર્વના જેવા ઋષિ અને વીર થાય. તો ઈષ્ટ થવું સિદ્ધ થશે. એવા પ્રયાસ કરવા સારૂ ગમે તેવી યોગ્ય રીતે તેને ઉધત કરવું અઘટિત નથી.

૫૫ પ્રશ્ન—વર્તમાન વેદ, સંધ્યા અને ગાયત્રી મંત્રો વિગેરે છપાય છે, તેથી પ્રચરિત થતાં, શુદ્ર તેમજ અન્ય ધર્મી વેદવાહ્ય મનુષ્યો તેને ભણે તો તે અપવિત્ર થાય છે કે કેમ ?

૫૬ ઉત્તર—વેદજ્ઞાન તેમજ ગાયત્રી આદિ વેદના મંત્રો કદી પણ અપવિત્ર થાય નહીં. ત્હેને અપવિત્ર થયલાં માનવાં એ કેવળ અજ્ઞાનતા અને મૂર્ખતાનું પરિણામ છે વેદ જ્ઞાનને ઇશ્વર પ્રેરિત (કુદરતી જ્ઞાન) સ્વીકારવામાં આવે છે તો તે ઇશ્વરની સકલ સૃષ્ટિ માટે ઉપયોગી હોવું જોઇએ. તેમજ પ્રત્યેક મનુષ્યને જ્ઞાન પ્રાપ્ત કરવાનો અધિકાર હોવો જોઇએ. હવે જો એ બીજાના સંસર્ગથી અપવિત્ર થતું હોય તો અન્ય—જે એ જ્ઞાન પ્રાપ્ત કરે ત્હેનામાં અપવિત્રતા આવવી જોઇએ, પણ તેમ તો દેખાતું નથી. ત્હેને ગ્રહણ કરનાર ખુદ હિંદુ લોકો પણ પ્રથમથીજ પવિત્ર હોતા નથી અને તેમને તે પવિત્ર કરી શકે છે એમ માનવામાં આવે છે, તો શુદ્ર વિગેરેના હાથમાં જવાથી કેમ કરી તે અપવિત્ર થઇ જાય ? પણ આવી માન્યતાનું કારણ એક પ્રકારની નિર્બળતા છે. કાંતો ત્હેનો અર્થ તેઓ પૂર્ણપણે સ્હમજતા નથી તેથી તે અજ્ઞાનતા ઢાંકવાનો તેઓનો આ પ્રયત્ન હોય છે, અગર તો ત્હેનું રહસ્ય કંઇ એવું હોય કે જેથી પ્રગટ થતાં અન્ય ધર્મવાળા તેવા અજ્ઞાનને કે પોલને પ્રસિદ્ધ કરી દે. પણ આ ખોટું છે, અને આ રૂઢીના પરિણામે હાની થઇ છે. વેદ સર્વત્ર ફેલાય એજ સર્વથા વેદોક્ત અને ઇષ્ટ છે. અન્ય ધર્મીઓમાં ત્હેમના ગ્રંથ (કુરાન વિગેરે) માટે આવું જે મનાય છે તે પણ યુક્ત નથી.

૫૭ પ્રશ્ન—મહારાજ ! (૧) આપના સિધ્ધાંતમાં સ્વર્ગ નર્ક ઇત્યાદિ અન્ય સ્વતંત્ર લોક સૃષ્ટિ નથી તો પછી સંધ્યા વંદનાદિ સત્કર્મ કરવાનું શું પ્રયોજન ? (૨) તેમજ આવા પ્રસંગોમાં શાસ્ત્રોના રોચક અને ભયાનક વચનો પણ આપ સ્વીકારતા હોય એમ લાગતું નથી તો યજ્ઞ યાગાદિ કર્મો કરવાનું શું પ્રયોજન ? (૩) વળી સામાન્ય રીતે હિંદુઓમાં

એવી માન્યતા છે કે 'વેદ—એ બ્રાહ્મણ શિવાય ભણાય નહીં', બ્રાહ્મણ શિવાય કોઇ અન્ય વર્ણને તેમજ સ્ત્રીઓને વેદ ભણવાનો અધિકાર નથી' જ્યારે આપ તો કહો છો 'કે અન્ય ધર્મી યવનો હોય તો ત્હેનાથી પણ વેદ અપવિત્ર થતો નથી, તેમજ લગ્ન સમયે ઉભય વર વહુ એ સપ્તપદીનાં મંત્રાનુસાર પ્રતિજ્ઞા કરવી એટલે સ્ત્રીઓએ પણ વેદ જાણવો જોઇએ.' તો એમાં સત્ય શું ? આ ત્રણે પ્રશ્નોના સંક્ષેપમા ઉત્તર આપો.

૫૭ ઉત્તર—ઠીક, આના ક્રમશઃ ઉત્તર સાંભળો. (૧) અમારી સ્વર્ગ નર્ક આદિ ભાવના સંબન્ધી સિધ્ધાંત આગળ જણાવી ગયા છીએ.* મનુષ્ય શુભાશુભ કર્મમાં પ્રવૃત્ત રહે છે એટલે ત્હેના અભ્યાસના બળને લીધે એકદમ મુકત થઇ શકતો નથી. માટે દુષ્ટ કર્મમાંથી બચવા તથા વાસનાનો ત્યાગ કરવાના હેતુથી સત્કર્મ કરવાનો તેમજ સંધ્યા વંદનાદિ કર્મો કરવાનો ઉપદેશ કરવામાં આવ્યો છે. અને તે નિત્યપ્રતિ થોડો સમય કરવાથી અભ્યાસ પડતાં દુષ્ટ કર્મ અને વાસનાની નિવૃત્તિ થશે.

હવે બીજો વિચાર કરવાનો છે. માત્ર સત્કર્મથી પણ મન પ્રવાહ રૂપે ચલિત રહે છે. અને તેટલા માટે મનની એકાગ્રતા અને નિવૃત્તિ થવા માટે શાસ્ત્રમાં ઉપાસના કરવાનું જણાવ્યું છે. ઉપાસનાથી કરીને મનનો નિરોધ થાય છે. ત્હેનું સ્વરૂપ તથા વિધિ યોગસૂત્ર તથા વ્યાસમુની કૃત સુત્રમાં વર્ણવ્યામાં આવ્યું છે. જો તે નિષ્ફલ હોત તો વેદ અને મહર્ષિઓએ પ્રતિપાદન ન કર્યું હોત. એટલુંજ નહીં પણ ઉપાસનાનું ઇષ્ટફલ પ્રાપ્ત થાય છે એ પ્રત્યક્ષ છે. વર્તમાનમાં કર્મ અને ઉપાસનાના શુધ્ધ તત્ત્વની વિસ્મૃતિ થયેલી જોવામાં આવે છે. અને વિધિની અજ્ઞાનતાને લીધે માત્ર દંભ ખાતર ગાડરીયા પ્રવહિવત કરવામાં આવે છે. આ સંબન્ધમાં વિશેષ વિવેચન અહીં થઇ શકે એમ નથી, તોપણ

* જે લોકમાં વિશેષ સુખ મળે તેને સ્વર્ગ અને જે લોકમાં વિશેષ દુઃખ મળે તેજ નર્ક. આવા અનેક લોકો છે.

કોઇ પણ મનુષ્ય અગ્નિહોત્ર પ્રાણાયામાદિ વિશેષ નહીં તો માત્ર છ માસ યથાવિધિ નિત્ય હવન અને સંધ્યા કરી જુએ તો ત્હેને કેટલો લાભ થાય તે પ્રત્યક્ષ જણાશે. પણ હજી કંઇક વિચાર થાય છે કે—કેટલાક મંદમતિ એવો કુતર્ક કરે છે.

(अ) 'માતા પિતા પોતાની કામવાસનાને સંતોષવાને જે ક્રિયા કરે ત્હેનાથી પુત્રોત્પત્તિ રૂપ સ્વાભાવિક ફલ થાય એ નિયમ છે તેથી કરીને પુત્રને ત્હેમની સેવા કરવાની કંઇ ફરજ નથી.

(क) તેમજ પર સ્ત્રી સાથે નિંદીત આચરણ કર્યાથી પાપ નથી લાગતું. કારણકે અમુક સ્ત્રી અમુકની છે એવું કંઇ કુદરતના ક્રમે નિશ્ચિત કરેલું નથી.

પણ આના સમાધાનમાં એ વિચાર કરવો પ્રાપ્ત થાય છે કે માતાપિતાએ અનેકધા કષ્ટ વેઠી પાલન કર્યું તોજ પોતાના શરીરની રક્ષા થાય છે, તથા સંસારી સુખભોગ લઇ સંસાર સાગરમાં તરવા યોગ્ય થવાય છે. નહીંતર કુતરાં સમાન દુર્ગતિ થાત.

(ख) અન્ય શંકા સંબન્ધી જણાવવાનું કે વ્યભિચાર એ નિયમ નથી. વ્યભિચાર કરવાની છૂટ હોય તો સંસારમાં અવ્યવસ્થા થઈ જાય તેમજ એ અનાચાર પ્રવર્તતાં પ્રજા પ્રમેહ, વિષ્ફોટકાદિ અનેક રોગયુકત બની બુદ્ધિહીન પરાધીન બની જાય. આમ થવાથી સંસારમાં જીવનનો મૂલ હેતુ ભૂલી જવાય છે, અને સમાજની દુર્દશા થાય છે.

૨ હવે બીજા પ્રશ્ન સંબંધી વિચાર કરીએ રોચક, ભયાનક અને યથાર્થ વચનોનું સ્વરૂપ આ પ્રમાણે છે.

રોચક—પદાર્થમાં જે સારાં ગુણ કર્મ અને સ્વભાવ રહ્યાં હોય તેના પ્રતિ શ્રદ્ધા, રૂચી, અને પ્રવૃત્તિ થવા માટે, સ્પષ્ટ રીતે જે વાકયો બોધ કરતાં હોય તેવાં વાકયોને પરિભાષામાં રોચક વાકય કહેવામાં આવે છે. દષ્ટાંત તરીકે ગ્રહાશ્રમ એનાથી સર્વાશ્રમની સિદ્ધી થતી હોવાથી એની ઉત્તમતા દર્શક વાકયો તે રોચક કહી શકાય.

ભયાનક—પુરૂષની નિવૃત્તિઅર્થે પદાર્થના દૂષિત ગુણ કર્મ સ્વભાવ બોધક જે વાક્ય તે ભયાનક વચન કહેવાય છે. દૃષ્ટાંત તરીકે ગ્રહાશ્રમ એ વિષયાસકત અને મૂર્ખને બંધનનો હેતૂ છે. શરીર નાશવંત અને મલિન છે, ત્હેમાં આશક્તિ રાખવી તે મૂર્ખતા છે; ઇત્યાદિ પ્રકારના વાકયો તે ભયાનક વચન કહેવાય છે.

યથાર્થ—મનુષ્યના મનમાં જે સંશય અને ભ્રાંતિ થાય ત્હેના નિવારણઅર્થે જે પદાર્થ સારાં નરસાં ગુણ કર્મ સ્વભાવવાળાં તેમજ ઉપયોગી અનુપયોગી હોય તથા કહેવાંનો જે હેતૂ હોય ત્હેના નિર્ણય કરનારો બોધ જે વાકયથી થાય તે યથાર્થ, દૃષ્ટાંત તરીકે ગ્રહાશ્રમ અને શારીરિક વિલાસમાં અતિ આસક્તિ ન રાખતાં કર્મયોગથી નિર્વાહ કરવો એટલે નિષ્કામ કર્મ કરતાં જીવન જીવવું અથવા અન્ય દૃષ્ટાંત એ કે જે પુરૂષને માથે ત્રણ પ્રકારના ઋણ ન હોય (દેવ ઋણ, પિતૃ ઋણ, લોક ઋણ) અને જેનું જીવન ત્રણ પ્રકારની એષણાથી રહિત હોય તો ત્હેને પરમાત્માની પ્રાપ્તિ અને મોક્ષ સિદ્ધિ અર્થે ગ્રહાશ્રમ વ્યવહારનો ત્યાગ ઉચિત છે. આવાં વાકયો તે યથાર્થ વાકયો છે.

ઉપર જે દૃષ્ટાંતો આપવામાં આવ્યા છે તે પરથી જણાશે કે વાકયોના રોચકાદિ ભેદ છે, પણ તે અયથાર્થ હોય એવું નથી. યથાધિકારી ઉપયોગમાં આવે છે અને પ્રસંગાનુસાર સાર્થ બની હિતસાધક અને ફ્લપ્રદ નીવડી શકે છે. તોપણ જે ગ્રંથો અપ્રમાણિક હોય ત્હેના રોચક ભયાનક વાકયોમાં તેવાં લક્ષણ હોતાં નથી. દૃષ્ટાંત તરીકે કાશીમાં મૃત્યુ પામશો તો મુક્તિ થશે એમ કહેવું તે અયોગ્ય રોચક વાકય કહી શકાય. પણ એમાં પણ વિચારવાનું છે તે એકે કાશીમાં નિવાસ કરતાં વિદ્વાન મહાત્માઓનો સંગ થશે અને તેના પ્રભાવે વર્ત્તમાન વા ઉત્તર જન્મમાં ઇષ્ટ (મોક્ષ) પ્રાપ્ત થશે. પણ શબ્દો અને નામોના ઉંધા અર્થો ન કરવા જોઇએ. જેમકે 'પૂજારી' તે પૂજ્યનો અરિ

અર્થાત શત્રુ કે ગોસ્વામી એટલે ગાયનો સ્વામી, બળદ એવા અર્થ ન થવા જોઇએ. તાત્પર્ય એ છે કે રોચક, ભયાનક ઇત્યાદિ વાકયો પૂર્વાપર સંબન્ધ વિચારી ખૂબીથી અર્થો કરી રહસ્ય સમજવું જોઇએ.

(૩) હવે ત્રીજા પ્રશ્નનો ઉત્તર વિચારીએ. વેદનો અધિકાર સર્વને છે. તેમજ તદનુસાર કર્મો કરી વર્તવાનો અધિકાર માત્ર બ્રાહ્મણને નથી પણ મનુષ્ય માત્રને છે. વેદમાં કહ્યું છે કે

यथेमांवाचं कल्याणी मा वदानि जमेभ्य :

ब्रह्मराजन्य !

भ्या ॅ शूद्रायचार्याय च स्वाय चारणाय ॥

यजु. अ. २३ मं २.

આ મંત્રમાં વેદ ચારે વર્ણને સાંભળવાની આજ્ઞા આપવામાં આવી છે. એટલુંજ નહીં પણ અનુચર પર્યંત આજ્ઞા દર્શાવી છે. શદ્રને માટે મના કરવામાં આવી છે ત્હેનો હેતુ એવો છે કે શૂદ્ર (મૂર્ખ) સમજવાની યોગ્યતા ધરાવી શકતો નથી. મનુસ્મૃતિ, ભાગવતાદિમાં શૂદ્ર શિવાય સર્વને વેદનો અધિકાર દર્શાવવામાં આવ્યો છે. જ્ઞાન પ્રાપ્ત કરી શકયા શિવાય ત્હેનો ઉપદેશ કરી શકાય નહી, માટે બ્રાહ્મણ વિગેરે ને તે ભણાવવા યોગ્ય છે. પણ જન્મથી અથવા વીર્યથી બ્રાહ્મણ ત્હેનેજ માત્ર અધિકાર હોય અને તેજ ઉપયોગમાં લઇ શકે એવું એ જ્ઞાન હોત તો જર્મન વિદેશીઓને વેદનું જ્ઞાન ન હતે અને ઉપયોગમાં ન લઇ શકત. તેમજ દ્વિજાતિઓને વેદોકત સંધ્ય ન કરવાનું કહેવાયજ નહીં. ગાર્ગી, મૈત્રયિ વિગેરે સ્ત્રીઓ તથા વિરોચનાદિ રાક્ષસો સુદ્ધાં વેદ જ્ઞાન ધરાવતા હતા. તાત્પર્ય એ છે કે વેદનો અધિકાર સ્ત્રી પુરૂષ સર્વને માટે છે. માત્ર જડ બુદ્ધિવાળો મનુષ્યજ સ્વભાવતઃ અનધિકારી છે એમ સમજવું.

૫૮ પ્રશ્ન—જયારે ઇશ્વર કર્માનુસાર ફળ આપે છે તો પછી ઇશ્વરની સ્તુતિ, પ્રાર્થના અને ધ્યાન કરવાની શી જરૂર છે?

૫૮ ઉત્તર—ત્હમારી શંકા ઠીક છે પરંતુ ઇશ્વરની સ્તુતિ પાર્થના

કરવાનો હેતુ આ પ્રમાણે છે. જ્યાં સુધી કોઇના પવિત્ર ગુણ કે કર્મ ન જોઇએ કે ન સાંભળીએ અને ન વાંચીએ ત્યાં સુધી આપણી વૃત્તિ સુયોગ્ય રીતે કેળવાતી નથી. પરમાત્મા શિવાય પ્રત્યેક સ્થાવર જંગમ મનુષ્ય વિગેરેમાં દૂષણ તેમજ ભૂષણ ઉભય રહેલાં હોય છે. એટલે મનુષ્યાદિનું સ્મરણ કરીશું તો ત્હેના દૂષણ પણ કવચિત આવી જવા સંભવ રહે છે. તેટલા માટે પરમ પવિત્ર ગુણ સ્વભાવવાળા ઇશ્વરનાજ ગુણ ગાવા અને ત્હેનુંજ સ્મરણ કીર્તન કરવું એ યોગ્ય છે કે જેથી આપણે સદ્‌ગુણ સંપાદન કરી શકીએ

ધ્યાન કરવાનું મુખ્ય કારણ એ છે કે દરેક પદાર્થોનું જ્યાં સુધી એકાગ્ર ચિતવૃત્તિથી મનન ન કરી શકીએ ત્યાં સુધી ત્હેનું સાંગોપાંગ જ્ઞાન અને ઉપયોગ થઇ શકતો નથી, એ સ્પષ્ટ છે. ઇશ્વરનું પરમાનંદ સ્વરૂપ અતિ સૂક્ષ્મ છે, માટે જ્યાં સુધી ચિત્તવૃત્તિ એકાગ્ર ન થાય ત્યાં સુધી ત્હેનો સાક્ષાત્કાર થઇ શકતો નથી. તેટલા માટે પરોક્ષ ઇશ્વરનું ધ્યાન કરવાથી એકાગ્ર થાય છે અને પછી તેજ ત્હેના અનુભવ થવાનું સાધન થઇ પડે છે. વિશેષમાં વૃત્તિની એકાગ્રતા થવાથી સર્વ સિદ્ધિઓનું મૂળ—જે વિચાર, અને આત્મશક્તિ તે કેળવાઇને વૃદ્ધિ પામે છે.

પ્રાર્થના કરવાનું મુખ્ય પ્રયોજન એ છે કે આપણામાં નિરભિમાનતા આવે અને પરમાત્માનો સદા ભય રહે, આમ કરવાથી ઉત્તરોત્તર સદ્‌ગુણ પ્રાપ્ત થાય છે, કારણ કે કંઇ બીજા ઉપર દ્રષ્ટિ નાંખીએ ત્યારે એક બીજામાં ન્યૂનાધિકતા માલમ પડે છે. તેથી સકલ જગતનો સ્વામિ એવો જે પરમાત્મા ત્હેની પ્રાર્થના કરીએ તો, અભિમાન દ્રષ્ટિ થતી નથી.

આમ કહેવાનું તાત્પર્ય એવું નથી કે ઇશ્વર ખુશામતની કે ત્હેની સ્તુતિ પ્રાર્થના કરાવવાની ઇચ્છા આકાંક્ષા રાખે છે, અને તેજ મનુષ્યના દુષ્ટકર્મો ક્ષમા કરશે, પણ આપણું

કલ્યાણ થવા માટે જ નિર્દોષ મંગળ સ્વરૂપ-ઇશ્વરની સ્તુતિ, પ્રાર્થના અને ધ્યાન કરવું એ યોગ્ય છે. પરંતુ સદાચાર, સત્કર્મ કે સદ્વિચાર ન કરવામાં આવે તો તે સ્તુતિ પ્રાર્થનાની કીંમત ભાટચારણની સ્તુતિ સમાન થશે.

પ૯ પ્રશ્ન-મોક્ષ એ શું પદાર્થ છે અને એનું સ્થાન કયાં છે?

પ૯ ઉ-ત્તર-મોક્ષ એ કાંઇ પદાર્થ નથી તેમ એનું કોઇ સવિશેષ સ્થાન નથી. પરંતુ સર્વ દુઃખની નિવૃત્તિ અને પરમાનંદની પ્રાપ્તિ એજ મોક્ષની અવસ્થાનું સ્થિતિસ્વરૂપ છે.

વર્તમાનકાળમાં મોક્ષના સ્વરૂપ સંબન્ધમાં અનેક પ્રકારની અયુકત કલ્પના પ્રચરિત થયલી જોવામાં આવે છે. કેટલાક શરીરની આરોગ્યતાને અથવા નાશ થવાને મોક્ષ માને છે. કોઇ કૈલાસપુરીમાં જીવનું જવું તેને મોક્ષ માને છે, કોઇ આકાશમાં વૈકુંઠ લોક કલ્પે છે અને ત્યાં નિવાસ કરી ભોગ ભોગવવા તેને મોક્ષ કહે છે, કોઇ ગૌલોક, કોઇ અક્ષર ધામ અને કોઇ તે ઉપર મોક્ષ શિલા કલ્પી ત્યાં જઇબેસવું તેને મોક્ષ કહે છે. કોઇ કહે છે ઇશ્વરના લોકમાં રહેવું અને તેના સખારૂપે થવું તે મોક્ષ ઇત્યાદિ અનેક પ્રકારની કલ્પના પ્રચરિત જોવામાં આવે છે.

હવે વિચારવાનું તે એ છે કે મોક્ષ ગયલાની કોઇની ચીઠી આવી નથી, કે નથી પાછા આવી કોઇએ કહ્યું કે અમારો મોક્ષ થયો હતો. વળી ઇશ્વર સર્વવ્યાપક, નિરાકાર, સર્વ શકિતમાન છે એમ આપણે આગળ સિદ્ધ કરી ગયા છીએ તો જીવે તેના જેવો આકાર ગ્રહણ કરવો કે તેના આકારમાં સ્વરૂપે મળી જવું એ અસંભવિત છે, કારણ કે 'બે, એક અને એક બે હોઇ શકતા નથી,' એ નૈસર્ગિક-સૃષ્ટિ નિયમ છે. અને ઇશ્વરના લોકમાં તો કીટ પતંગાદિ સર્વ જીવો રહે છે તો આ જગતના બધા જીવો મુકત છે એમ પણ કેમ કહી શકાય ? અલબત જે કોઇ ધાર્મિક, પુરૂષાર્થદ્વારા દુષ્ટકર્મ અને પાપથી નિવૃત્ત થાય તો તેને ઇશ્વરની સમીપ અથવા તેનો સખા કહેવામાં ખાસ અડચણ નથી. પણ કેટલાકો વિષ્ણુને ચતુર્ભુજવાળા વૈકુંઠનાથ, ગોલોકવાસી,

અક્ષરધામ નિવાસી માની ત્હેની પાસે રહેવું તેને મોક્ષલોક અને તેના સખા થવું એમ ગણે છે, પણ એ ઉપર જણાવ્યા પ્રમાણે કલ્પના માત્ર છે. (વા રોચક કલ્પના છે) કેટલાક નહરત–બહેસ્ત સ્વર્ગની એવી કલ્પના કરે છે કે ત્યાં ભોગ ભોગવવા સુંદર અપસરાઓ છે તેના અને વિવિધ સુખ ભોગ પ્રાપ્ત થાય છે. કેટલાક લોકોમાં, શબની સાથે ત્હેમનો પીર ખુદાને નામે ચીઠ્ઠી લખી મૂકે છે કે તમારા નામ ઉપર અમને આપેલા પદાર્થો મરનારને ત્યાં આપશો. એક સામાન્ય બુદ્ધિમાન પણ સમજી શકે કે પરમાત્માને નામે ઉપરોક્ત ચિઠ્ઠી પ્રમાણે મૃતકને પ્રાપ્ત થતું હોત તો ચિઠ્ઠી લખનાર કંગાલ રહી શું કરવા ભિક્ષા માંગત ? વસ્તુતઃ આ સર્વ ભોળા અજ્ઞાનોને ફસાવવાની યુક્તિ છે, અજ્ઞાનો અંધ પરંપરાથી આવી જાળમાં ફસાય છે પરંતુ પ્રત્યેક સ્વતંત્ર શોધક જીજ્ઞાસુએ ધ્યાનમાં રાખવું જોઇએ કે મોક્ષનો અનુભવ જીવતાંજ થઇ શકે છે, એનું સ્વરૂપ કહી શકાય એવું નથી. ખરો અપરોક્ષ મોક્ષ અધિકારી પુરૂષોને પ્રાપ્ત થઇ શકે છે, અને થાય છે. માટે મોક્ષ સંબંધી પરોક્ષ કલ્પનામાં ઠગાવું નહીં. અહીં પણ અમે જે સ્વરૂપનો નિર્દેશ કર્યો છે તે ઉચ્ચારણ માત્ર જાણવું. વસ્તુતઃ તો એ અકથ્ય–અનિર્વચનીય સ્વરૂપ અનુભવગમ્ય જ છે.

૬૦ પ્રશ્ન—મહારાજ, આપના મુક્તિના સિદ્ધાન્ત સંબન્ધી હજીયે કેટલાંક શંકાઓ થાય છે. આપના કથન પ્રમાણે આપ જીવનું મુક્ત થવાનું માનો છો, પરંતુ મૃત્યુ પામેલા દેહાન્તર્ગત જીવની મુક્તિજ થઇ છે એની શી ખાત્રી ? કેટલાક ધર્મ તેમજ પંથવાળા એવું માને છે કે મુક્ત થઈએલો જીવ પુનઃ દેહ ધારણ કરતો નથી એટલે યોનીઓદ્વારા ત્હેનું આવાગમન બંધ થઇ જાય છે; એક રીતે મુક્તિનો આ સિદ્ધાન્ત નકટા જેવો છે. આ પણ એક રીતનો બંધ જ થયો. વળી અદ્યાપિ પર્યંત કોઇએ મુક્ત થયાનો સંદેશો મોકલ્યો નથી, તેમ મુક્તિ સંબંધી અન્ય પ્રકારની ખાત્રી મળી નથી. આવું છે તો આપના સિદ્ધાન્તની સમીચીનતા શી રીતે ઘટે ?

૬૦ ઉત્તર—હા, મૃત્યુ બાદ વૈકુંઠ, કૈલાસ, ગૌલોક, અક્ષરધામ, મોક્ષશિલા, નિર્વાણુ, બહેસ્ત વિગેરે સ્થાન—લોકપ્રાપ્તિ સંબન્ધમાં જે વિવિધ સંપ્રદાયવાળાની ભિન્ન ભિન્ન કલ્પના છે તે સંબન્ધમાં ત્હમારૂં આ કહેવું એક રીતે ઘટિતજ છે. પરંતુ મુક્તિનું સ્વરૂપ જે પ્રમાણે ઉપર કહેવામાં આવ્યું છે તે તો જીવતાંજ થઇ શકે છે, તો પછી સાક્ષીની વિશેષ શી જરૂર છે ? જ્યારે પરમાત્મા, પ્રકૃતિ, જગત જીવ અને હું કોણુ છું આ બધાનું સ્વરૂપ વિદ્યાભ્યાસ અને ગુરૂદ્વારા અપરોક્ષ કરી લેવામાં આવે ત્યારેજ મુક્તિ, કર્મફલ, તથા સ્વર્ગનર્કાદિ સંબન્ધી જે જે શંકાઓ થાય છે ત્હેનું યથાર્થ નિરાકરણુ થઇ જશે. જ્યાં સુધી અનુભવી ગુરૂદ્વારા બ્રહ્મવિદ્યાનું જ્ઞાન ન થાય ત્યાં સુધી આ પ્રશ્નનો સંપૂર્ણ ઉત્તર ન બની શકે. આ કરવાને કંઇ દ્રવ્ય નથી ખર્ચવું પડતું, પણુ જીવન વ્યવહારમાં વિષયાસક્ત રહિત રહી સદાચારનું દ્રઢતા પૂર્વક પાલન કરી મનની એકાગ્રતા રાખી સત્સંગ સેવવો. મુક્તિનું સ્વરૂપ જ્ઞાન થયા પછી આવાગમનનો નિર્ણય ત્હેમાંજ થઇ જાય છે.

૬૧ પ્રશ્ન—કાશીમાં મરણુ થવાથી અને ગંગા કિનારે યજ્ઞ કરવાથી મુક્તિ મળે છે એવું જે કેટલાક ગ્રંથોમાં વાંચવામાં આવે છે તે સત્ય છે કેમ ?

૬૧ ઉત્તર—પ્રચલિત લોક વ્યવહારમાં જે પ્રમાણે આ વાકયોનો ભાવાર્થ સમજવામાં આવે છે તે કેવળ અસત્ય છે. એમ તો ગધેડાં અને દુષ્ટ કર્મો કરનાર અનેક મનુષ્યોનું મૃત્યુ કાશીમાં થાય છે તે સર્વ મુક્ત પામવાં જોઇએ ! પણુ એનો ભાવાર્થ એમ નથી. વેદના પુરૂષ સૂક્તમાં લખ્યું છે કે 'तमेव विदित्वाति मृत्यु मेति नान्यः पंथा' ઇશ્વરના જ્ઞાનથીજ મુક્તિ થાય છે. અન્યથા નહીં. માટે જેઓ ઇશ્વરની સ્તુતિ કે કંઇ કરી શકતા નથી તેમજ ઇશ્વર સંબન્ધી કંઇ ખ્યાલ સરખો જેમને હોતો નથી ત્હેમની મુક્તિ શી રીતે સંભવી શકે ? પણુ આનું રહસ્ય એમ છે કે પ્રાચીન કાલમાં કાશી એ વિદ્યા પ્રાપ્તિનું મુખ્ય સ્થાન

હતું. સર્વોત્તમ વિદ્યા જાણુનાર જ્ઞાનીઓનું નિવાસ્થાન કાશી હતું. ત્યાં જવાથી તેમજ રહેવાથી વિદ્વાનોનો સંગ થાય અને જીવન સદાચારયુક્ત થાય તેમજ ધર્મજ્ઞાન પ્રાપ્ત થતાં મુક્તિ સહજ સુલભ બને એવી સંભાવના છે. દ્રષ્ટાંત તરીકે કોઇ કહે કે સંન્યાસથી મુક્તિ થઇ શકે છે, તો માત્ર ગેરિક વસ્ત્રો ધારણુ કરવાથી નહીં પણ વિવેકપૂર્વક તીવ્ર વૈરાગ્ય અને સાધનપૂર્વક જ્ઞાન સંપાદન કરી બ્રહ્મવિદ્યાદ્વારા મુક્તિ થઇ શકે છે.

યજ્ઞાદિ કર્મો તથા તપ કરવા સંબંધી પણ આવુંજ સમજવું. યજ્ઞાદિક કર્મો કરવાથી અને તપ કરવાથી અંતઃકરણ શુદ્ધ થાય છે, અને જ્ઞાનદ્વારા મોક્ષ પ્રાપ્ત કરી શકાય છે. પણ નિષ્કામ દ્રષ્ટિથી આ સઘળું કરવામાં ન આવે તો યથા સંસ્કાર તેનું ફળ મળશે, અને મુક્તિ મળી શકે નહીં.

૬૨ પ્રશ્ન—ભવિષ્યનું જ્ઞાન કોઇને થઇ શકે કે નહી.

૬૨ ઉત્તર—અક્રિયમાણુ ભાવિ કર્મનું અલ્પજ્ઞ જીવને જ્ઞાન થાય એ સંભવી શકે એમ નથી. માત્ર એક પરમાત્માજ સર્વજ્ઞાતા છે. તોપણ કોઇ વિદ્વાન, બુદ્ધિમાન, અનુભવી સત્ય સંકલ્પ સિદ્ધ યોગીને સૂક્ષ્મ 'વ્યાપ્તિ મળે તો આમ થવું જોઇએ,' એમ કહી શકે ખરા. તે પણ નિશ્ચિત કહી શકે એવું કંઇ બનતું નથી. જેમકે કોઇએ મહાભારતના સમયનું અવલોકન કર્યું હોય તો તે હિંદુસ્થાનની સાંપ્રત દુર્દશા બાબત ભવિષ્ય લખી શકે એમાં કંઇ આશ્ચર્ય નથી. એ તો વિદ્યાદ્વારા બની શકે છે. હા; કેટલીક વખત યોગીઓ ભૂત તથા વર્તમાન કાલના બનાવોનું જ્ઞાન સપ્રમાણુ બતાવી શકે છે ખરા, પણ ભવિષ્ય તો એક પરમાત્માજ જાણી શકે, અન્ય નહીં.

ભવિષ્યનું જ્ઞાન જો સંભવિત હોત તો ઘણાએ યોગીઓ થઇ ગયા તેઓ જે બધા યૂરોપી અને મુસલ્માની રાજ્યો થયાં તેનો ઇતિહાસ તથા રેલ્વે, તાર, તેમજ સર્વ માટે લખી ગયા હત પણ તેવું બનતું નથી. માટે જે કોઇ તેનો અધિકારી હોવાનો દાવો કરે તો તે ઢોંગી કે અજ્ઞાની સમજવો.

૬૩ પ્રશ્ન—યોગવિદ્યા એ યથાર્થ છે કે નહીં ? ત્હેમાં જે જે ચમત્કારો, સિદ્ધિ વિગેરેનું નિરૂપણ કરવામાં આવ્યું છે તે સત્ય છે કે કેમ ?

૬૩ ઉત્તર—યોગવિદ્યા તો સત્ય છે, પણ ત્હેના સંબન્ધી ચમત્કાર, સિદ્ધિ વગેરેની જે માન્યતા સામાન્ય લોકમાં પ્રચલિત છે ત્હેનો ભાવાર્થ તેવો નથી. 'સિદ્ધિ' થાય એ ઠીક છે પણ યોગીઓ જે કાંઇ વદે તેની સિદ્ધીજ થાય એ મંતવ્ય ઇષ્ટ નથી. યોગવિદ્યાના કથનનો એ આશય નથી. 'અહિંસાનું પાલન કરવાથી ભૂત પ્રાણી માત્ર ભય, કષ્ટ આપતાં નથી' એ વાકયમાં પણ લોક માન્યતાથી જુદું જ રહસ્ય છે. યોગ વિદ્યામાં લખે છે કે સૂર્યમાં સંયમ કરવાથી ભવનનું જ્ઞાન થાય છે એ ઠીક છે, પણ તેથી એમ આશય નથી કે યોગી તે ત્રિકાળ જ્ઞાની સર્વજ્ઞ છે.

જો કોઇ મનુષ્ય ચિત્તવૃત્તિનો નિરોધ કરી એકાગ્રતાના યોગાભ્યાસ દ્વારા સૂક્ષ્મ પદાર્થોમાં સંયમ કરી શકે તો તે અંતઃકરણમાં જે શકિત છે તે સર્વનો ઉપયોગ કરી શકે. એટલે તૈજસ (ઓરા) પદાર્થદ્વારા સૂક્ષ્મા (સૂક્ષ્મ પ્રકૃતિ, ઇથર) ના પદાર્થોનો યથાશક્તિ ઉપયોગમાં લઇ શકાય; અને એમ થવું સૃષ્ટિ નિયમાનુકૂલજ છે, પરંતુ તે ઉપયોગ લોકમાં પ્રચરિત કે પ્રસિદ્ધ નથી તેમજ પ્રત્યેક કોઇ તેવો ઉપયોગ કરી શકે એમ ન હોવાથી ચમત્કાર કે સિદ્ધિ તરીકે કહેવાય છે. વસ્તુતઃ સૃષ્ટિના નિયમાનુકૂલજ હોય છે, કાંઇ અન્યથા હોતા નથી. માટે મોહમાં નૈ ફસાતાં પ્રયોગ સિદ્ધ પરીક્ષા કરી ભ્રાંતિ રહિત થવું.

૬૪ પ્રશ્ન—શ્રી કૃષ્ણે વિરાટ સ્વરૂપનું દર્શન કરાવ્યું અને ગોવર્દ્ધન પર્વત ઉપાડયો એ કથા સત્ય છે કે કેમ ?

૬૪ ઉત્તર—આ કથનો જે પ્રમાણે માનવામાં આવે એ પ્રમાણે તો સત્ય ન હોતાં કેવળ હસવા યોગ્ય છે. પરંતુ શ્રી કૃષ્ણ-ચંદ્રે કે હનુમાને પર્વત ઉંચકયાની વાતો આવે છે તે કથા રૂપાલંકાર તરીકે વર્ણન કરવામાં આવેલું છે. 'ગો' 'ગૌ' એટલે

ગાયો પણ થાય અને ઇન્દ્રિયો પણ થાય; 'વર' એટલે સ્વામિ, શ્રેષ્ટ, રક્ષક, પાલક એવો અર્થ થાય; 'ઘન' 'ઘણુ' એટલે ટોળું અર્થાત 'ઇન્દ્રિય ગણનો સ્વામિ' અર્થાત ઉપયોગી ગાયોના ટોળાંનો રક્ષક આવી રીતે અર્થ ઘટી શકે છે.

વિરાટ સ્વરૂપના દર્શન સંબંધી જણાવીશું કે યોગીઓ સંકલ્પ, કરીને વિષયને વિરાટ સ્વરૂપ કે ગમે તે સ્વરૂપનું દર્શન કરાવી શકે છે. શ્રી કૃષ્ણ યોગી અથવા ઉપાસક હોય તો તે ત્હેને ઉપર જણાવ્યા મુજબના વિશેષણ લાગુ પાડી શકાય. પરંતુ યોગી અને પરમાત્માનો સ્વરૂપ ભેદ તેથી નષ્ટ થતો નથી. યોગી તે પરમાત્મા નથીજ. (શ્રી કૃષ્ણ અને હનુમાન બન્ને ગિરીધારી હતા છતાં હનુમાનની પૂજ્યતા શ્રી કૃષ્ણ ગિરીધારી જેટલી નથી એવું લોક માને છે.)

૬૫ પ્રશ્ન—ભૂત, જીન, પીર, પેગંબર, દેવતા, પિતૃ. મંત્ર, પ્રયોગ, મારણ, મોહન, મૂઠ, રસાયણ, ( ચાંદી સોનું બનાવવું ) સિદ્ધિ, શુકન, ફાલ, સામુદ્રિક એ વાતો સાચી છે કે જૂઠી છે ? અને તે સંબંધમાં જે માન્યતા જગતમાં ચાલે છે, તે કેમ ચાલી હશે ?

૬૫ ઉત્તર—મૃત્યુ પામેલો જીવ કાંઇ કરી શકતો નથી; મંત્ર અને વચન બળે કરીને કોઇ કોઇને મારી શકતું નથી. વળી તાંબા વગેરેના કુદરતી સ્વરૂપને કોઇ બદલી શકતું નથી. જો એ વાતો સત્ય હોય તો, ગૌવધ શા માટે થાય છે? અને એક બીજાના રાજ્ય અને ગામ ગરાસ શા માટે ખુંચવી લેવાય છે? આર્ય સંતાન નિર્ધન અને પરાક્રમ—સત્તાહીન શા કારણથી પડી રહેલાં છે? શું એવા કોઇ પણ સિદ્ધ, પીર, પેગંબર. દેવતા કે મંત્રશાસ્ત્રી અથવા કિમીયાગર નથી, કે એવાં ન્હાના દુઃખોને પણ નિવૃત્ત ન કરી શકે ? પણ જે પ્રકારે મૂર્તિ, પોતાના ચૈતન્યદાતા સેવકોના ઘાતક, સંપત્તિ નાશક અને સદ્દધર્મ નષ્ટ કરાવનાર થઇને વિદેશીઓને લાવી; તેવીજ રીતે પીર, પ્રેત અને મંત્ર વિગેરે સંબંધી પણ સમજવું. જો મૂર્તિ ચૈતન્યતા અગર કાંઇ પરચો બતાવી શકતી હોય તો, ભૂતાદિ પણ સઘળું કરી

શકે; પણ તેમ નથી;* તમે એવો કોઇ પણ કિમિયાગર અથવા મંત્ર વેત્તાનો સિદ્ધ જુઓ છો કે, જેની પાસે રાજ્ય, ગામ કે કોઠી વિગેરે સંપત્તિ હોય? પણ તેઓ તો ઉલટું ભીખ માગીને ખાય છે. આ ઉપરાંત બીજો શું પુરાવો આપવો ?

ઇંદ્રજાળ અથવા તંત્ર વિદ્યાથી એવા ઘણા દાખલા બને છે કે જે જોઇ ભોળા લોકો, પાખંડીઓના પાખંડમાં ફસાઇ પડે છે, અને મંત્ર તથા સિદ્ધિને સત્ય માને છે. આ તંત્રવિદ્યાની ક્રિયાથી રાતભરમાં વૃક્ષ સુકાઇ જાય, અગ્નિમાંથી કે હવામાંથી ચોમુખી, અષ્ટમુખી, કે ગમે તેવી મૂર્તિ જોવાની ઇચ્છા હોય તેવીજ મૂર્તિ અગ્નિની જ્વાળામાં અથવા આકાશ ઉપર દેખાય, ત્રાંબુ સોના જેવું દેખાય, સભાના માણસ મૂર્છિત–મોહિત થઈ જાય, અગ્નિમાં હાથ અથવા વસ્ત્ર નાંખે તો બળે નહીં, અગ્નિ, કાચ અને સીસું ખાઇ જવા છતાં ઇજા થાય નહીં, પથ્થરની મૂર્તિ ચાલીને આપણી પાસે આવે, પથ્થરની મૂર્તિ, દૂધ કે હજારો મણ તેલ અથવા શરાબ પીએ, એક કલાકમાં આંબો બની ફળ થઇ જાય, કાગળની પૂતળી લડે, શરાબનું દૂધ થઇજાય, ફુંક મારવાથી માણસના શરીરમાંથી લોહી નીકળે, અને બીજાના મનની વાત જાણી બતાવે, ઇત્યાદિ. આમાંની ઘણીક ક્રિયાઓ તો ઔષધિથી થાય છે. વિશેષ કરીને તેમાં ચાલાકી ઉપર વધારે આધાર છે. માટે અમારૂં કહેવું માનતા હો તો, તમારે આ બાબતમાં પોતાનો સમય, ધન અને શરીરની હાની કરવી નહીં.

---

* આર્ય સંતાનના કમનસીબે આર્યાવર્ત્તમાં, મંત્ર, જંત્ર, દેવ, ભૂત અને કિમિઓ વિગેરે માની વહેમ વધારનાર એક 'થિયોસોફીકલ સોસાયટી' ૧૫ વર્ષથી સ્થાપિત થઇ છે, તેના સ્થાપક યુરોપિયન અને ઉત્તેજન આપનાર આપણે (આર્ય સંતાન) છીએ. તેથી આર્ય ધર્મમાં ધોટાળો વધ્યો છે, લોકો પુરૂષાર્થહીન, કાયર થવા માંડયા છે. પરમેશ્વર જાણે, તે સભાની પોલીસીનું આર્ય સંતાન માટે કેવું નઠારૂં પરિણામ નિવડશે ! !

જો કોઇ પ્રત્યક્ષ ચમત્કાર બતાવે તોપણ તમારે દ્રવ્ય નહીં ખરચતાં, તે શીખીને પોતાને ઘેર જઇને તેની આપેલી વસ્તુને ન રાખતાં એકાંતમાં પરીક્ષા કરી લેશો તો પોકળ જણાશે. મંત્ર અને સિદ્ધિ બતાવનારા એવા ઘણા જોવામાં આવે છે કે, જેઓ ચાલાકીથી માત્ર ધન માટે ઠગે છે; વળી એ સિવાય બીજા એવા સિદ્ધિવાળા તમે જોશો કે, જે ચાલાકીથી તમારા બતાવ્યા વગર તમને કહી દેશે કે, આ કામ-બાબત તમે આવ્યા છો ! માટે ધૂતારાઓથી બચવું. જે કોઇ મંત્ર કે સિદ્ધિનો ફાંકો રાખે, તેને કહેવું કે આર્યાવર્તમાં ગૌવધ બંધ કરી આપ. આટલી સિદ્ધિ નહીં દેખાડે ત્યાં સુધી તમારે તે સર્વ નિરર્થક સમજવું.

હવે તમારા પ્રશ્નોનો શબ્દાર્થ જણાવીએઃ—

૧—ભૂત-મૃત્યુ પામેલા જીવ, એક રોગ અને ગત કાલને ભૂત કહે છે. ૨ જીન-ક્રૂર અને તેજસ્વી માણસને જીન કહે છે. ૩ પીર-ચતુર, પ્રતિષ્ઠિત અને વૃદ્ધ માણસને પીર કહે છે. ૪ દેવતા-સદાચારી, વિદ્વાન, બુદ્ધિમાન, તેજસ્વીને દેવ કહે છે. ૫ પેગંબર-દૂતને પેગંબર કહે છે. ૬ પિતૃ-(એનાં લક્ષણ ઉપર લખેલ છે.) ૭ મંત્ર-જે પદ-શ્લોકમાં પદાર્થ વિદ્યા અને વિચારવા યોગ્ય વાતો હોય, તેવા છંદને મંત્ર કહે છે; તેમ વિચારનું નામ પણ મંત્ર છે. ૮ યંત્ર-જે કલાથી ભારે કામ સુગમ થઇ પડે છે, તેને યંત્ર-જંત્ર કહે છે. ૯ પ્રયોગ-સામગ્રી મળતા કામ કરવાની જે કૃતિ તેનું નામ પ્રયોગ. ૧૦ મારણ-કોઇને ઝેર અથવા શસ્ત્રથી મારીએ તે, કિંવા ગુણ દોષ (કામ, રાગ, દયા, પ્રેમ વિગેરે)નું નિવારણ, તેનું નામ મારણ. ૧૧ મોહન-મધુર વચનથી અથવા શુભ ગુણથી કોઇને પ્રેમ બદ્ધ કરવો તે. ૧૨ મુઠ-તરવારનો હાથો અથવા હાથની મુઠી અથવા બન્નેથી ગુપ્ત રીતે કોઇ કૃત્ય કરવું તે. ૧૩ રસાયણ-ભોજન વિદ્યા અથવા બે કે બેથી વધારે વસ્તુ મેળવી કોઇ નવી-વિલક્ષણ વસ્તુ બનાવવી તે. ૧૪ સિદ્ધિ-જે કામનો આરંભ કર્યો હોય, તે પાર પડે-પુરૂં થાય તે. ૧૫ શુકન-મનના ઉત્સાહ અને આનુકુળ સામગ્રી મળવાના દર્શન. ૧૬ ફાળ-(શુકન જુઓ) કોઇ કાર્ય કરવા ન કરવા માટે વિચારશીલ મનની હા કે ના થવી તે. ૧૭ સામુદ્રિક-

મનુષ્યની આકૃતિ, તંતુ અને પ્રકૃતિ જોઇને તેના ગુણ, અવગુણ ઓળખવાની જે વિદ્યા છે તે* પણ હાથ રેખા જોઇને જે બતાવે છે, તે કાંઇ ખાસ વિદ્યા નથી. હાથ જોનારાઓને જો કહ્યા વિના પાછલો સવાલ પૂછશો તો, આડી અવળી વાતો કરશે. પણ ખરી વાત કહી શકશે નહીં; કારણ કે તે અસત્ય છે. ગર્ભમાં મૂઠી બંધ રહે છે, માટે હાડ–માંસ પ્રમાણે સળ (રેખા) પડી જાય છે. તે શિવાય તેમાં અન્ય વિશેષતા નથી. આવા ધંધા કરનારાઓના કહેવામાં અને બતાવવામાં એવી ચાલાકી અને ખૂબી રહેલી હોય છે કે, જ્યોતિષ, ફલાદેશ ફાલ, જફ્ર, રમલ અને શુકન સાચું જણાય. તે ખૂબી અને ચાલાકી ભોળા લોકો સમજી શકતા નથી, માટે તેઓએ જ્યોતિષ પ્રસંગમાં કહ્યા પ્રમાણે તેઓની પરીક્ષા કરી લેવી, પણ કોઇ પણ રીતે આવી વાતોમાં ધન અને કાલ ગુમાવવા નહીં.

વળી કેટલાક (દશ) મહા વિદ્યા અને સાવરણીના સાધનારાઓ અમારા જોવામાં આવ્યા છે. તેમને સાધના કરવાથી તન, ધનની હાની શિવાય બીજો લાભ મળ્યો નથી. ×

વર્ત્તમાનકાળમાં થિયોસોફીસ્ટ–(નવીન પુરાણી–નવીન વેદાંતી) તૈજસ વિદ્યા (મેસ્મેરિઝમ વિદ્યા) ની પરીક્ષાના અનુમાનથી, ભૂત, પિતૃ, જીન, મંત્ર, મારણ, મોહન, કીમિઓ, શુકન, ફાળા સામુદ્રિક ઔષધ, ગ્રહશાંતિથી સારૂં થવું–વિગેરે વાતે, માને છે, અને વિજળી, ઓરા, શબ્દ, ઇથર વિગેરેથી તે વાતોને

* સામુદ્રિક–એટલે મુદ્રા જોઇને મનુષ્યનાં ગુણ–કર્મ સ્વભાવ જાણવાં. એ વિદ્યા બીજા દેશો કરતાં આર્યાવર્તમાં સરસ હતી, અને હજી તે કોઇ વિરલ મહાત્મા અનુભવી પાસે જોઇએ છીએ; તે એટલે સુધી કે મનુષ્યનાં અંગ (મુખમુદ્રા, મગજ, ખોપરી, હસ્તપાદાદિ) વા તેની છબી (ફોટો) જોઇને ઠીક ઠીક બતાવે છે, એ કાંઇ આશ્ચર્યજનક નથી; બલકે લખનારનો પત્ર વાંચી, કિંવા તેની કેવી પ્રકૃતિ (કફ–પિત્ત–વાયુ,) છે, એ નિશ્ચય થતાં, અથવા તેની પ્રીતિ કેવા સ્વાદપર છે, અથવા તેનો અવાજ કેવો છે, એ ઠીક જણાય તો, પરોક્ષ મનુષ્યના ગુણ, કર્મ, સ્વભાવ બતાવે છે. પરંતુ સાધનના અભાવને લીધે આ વિદ્યા નષ્ટ થતી જાય છે. અમેરિકાવાળા એ વિદ્યા શીખવા માંડયા છે, અને તેમાં ઉન્નતિ કરતા જાય છે, છતાં ભારત પાછું પડે છે.

× ભૂત. પ્રેતાદિની ખરી હકીકત તે વિદ્યાનાં મૂળ જાણ્યા વિના સમજાય નહીં.

વિજ્ઞાનદ્વારા પરોક્ષમાં સિદ્ધ કરવા મથે છે, પણ આનું પરિણામ આર્યાવર્ત્ત માટે કેવું નીવડશે, તે ભય ભરેલું છે. (વહેમો વધશે, લોકો વિશેષ આળસુ થાશે, અને હાલમાં સત્તાહીન છે તેથી પણ વધારે સત્તાહીન થશે). પણ કોઇ કારણને લીધે ભૂત, મંત્ર ઉપર શ્રદ્ધા આવી તો ભૂત જેવા ભૂત થવાશે અને મંત્રનો મંત્ર જશે. પરિણામે હાલમાં જેમ વેદ મંત્રનો મંત્ર (વિચાર) નથી રહ્યો, તેમ થશે. જો તે સોસાયટીનું અનુમાન ઠીક માનીએ તો, તેનાં ફળ પ્રત્યક્ષમાં આવવાં જ જોઇએ. અર્થાત ખ્રિસ્તિ અને મુસલમાન તથા હિંદુઓને ભૂત, જીન અને મંત્ર વગેરેના પ્રયોગ કરીને એક કરે. તેમજ સુવર્ણ અને ચાંદી બનાવીને હિંદુસ્થાનને તો શું પણ પોતેજ તો ધનાઢય થાય? અને નોકરી, વ્યાપાર વીગેરે નહીં કરતાં શેઠ અગર સત્તાધારી થઇ શકે, આવું કરી બતાવે તો તેનાં અનુમાન સાચાં મનાય. અમસ્તા શબ્દોના અર્થ અને પરોક્ષ સૂક્ષ્મ પદાર્થો (એલીમેંટના નિયમો) માટે અનુમાન જેમ કરો તેમ થાય. માનો કે ભૂતયોની છે, પણ તેમાં વળ્યું શું? માનોકે ગુપ્ત મહાત્મા છે, પણ તેથી શું થયું? જો તે આવીને લોકના દુઃખ કાપતા હોય–ઉપયોગમાં આવતા હોય, ત્યારે તો તેની ઉપાસના કરવી, અથવા તેને માનવું ઉપયોગી ગણાય નહીં તો સાયન્સવાદિઓના "આકર્ષણ" મુજબ થાય. જેમ અમેરિકન પ્રજા વિદ્યુતને ઉપયોગમાં લઇ લોકોને લાભ આપે છે, તેવી રીતે થિયોસોફીસ્ટો લાભ નહીં આપે ત્યાં સુધી તેનું કથન–મંતવ્ય નૈયાયિકોના "ઘટ–પટ" જેવું, અથવા વેદાંતીઓના "રજ્જુ"–સર્પ" જેવું, કિંવા જૈનીઓના "અનિશ્ચિત–અનેકાંતવાદ" જેવું છે, એમ જાણવું. થિઓસોફી હિંદમાં આવી ત્યારથી હજુ (૨૫ વર્ષ સુધી તો લોકોથી ફાળા કરાવી પોતાનું ટટ્ટુ ચલાવે છે, બીજું કશું કાંઇ નવીન કર્યું નથી.

તમને જો દેવતા, ભૂત, પ્રેતાદિ છે એમ સત્ય જણાય તો તમારે નીચે લખ્યા મુજબ પરીક્ષા કર્યા વિના માનવું નહીં.

૧–કોઇ પણ ન જાણે એવી રીતે બન્ને મૂઠીમાં વસ્તુ લઇને પૂછવું કે મારી મૂઠીમાં શું છે. અથવા પેટીમાં શું છે હવે જો ખરો ભૂત કે દેવી, દેવતા વા જીન, પીર, પેગંબર હશે તો તે તમારી મૂઠી અથવા

પેટીમાં ગુપ્ત રાખેલી વસ્તુનાં નામ, આકાર વિગેરે બાતાવશે. જો નહી બતાવી શકે અથવા જૂઠું કહે તો, તમારે સમજી લેવું કે ઢોંગ છે. ૨—જેમાં કર્તવી ભૂત, દેવતા, ચૂડેલ આવતા હોય તો તેના હાથની ઠમ ઉપર લાલ ચીપીયાવડે ટાઢો કરવો. જો તે જૂઠુ ભૂત હશે તો, ફરીથી નહીં આવશે; અને સાચું હશે તો હાથપર જખમ કરવા દેશે નહીં. ૩—જમીન અથવા ખુંટી ઉપર પડેલી વસ્તુ પોતાની મેળે સ્થાન બદલે; એટલે બીજી જગા તે ભૂત કરી આપે, એ ત્રણે પરીક્ષા કરી તપાસવું.

૬૬ પ્રશ્ન—આગળ એક બાણુમાંથી હજાર બાણ થતા હતા, એમ કહેવાય છે. એ વાત સત્ય છે કે કેમ?

૬૬ ઉત્તર—સત્ય છે, હમણા પણ તેમ થાય છે, પણ "લાખ ટકાની શેર પડયો સમજણમાં ફેર"* પ્રાચીન કવિઓના ગ્રંથ સંબન્ધી ઘણે ઠેકાણે આવું સમજવું પડે છે. હમણા ગુબારાની તોપ જે ચાલે છે તેના એક ગોળામાં નાનાં શસ્ત્રો (છરા અથવા ઝેરી પદાર્થ નાંખે છે,) અથવા કાળા પીળા રંગના પદાર્થ નાંખે છે; એવા પ્રકારના એક બાણ છોડતાં તેના ફુટવાથી એક સાથે હજારો માણસ આંધળા થાય છે, અને મરે છે, માટે આમાં આશ્ચર્ય માનવાનું નથી. (હાલમાં સરકારને ત્યાં ગંગાજી ખેતી કરે છે.૧ યમુનાજી મળવિષ્ટા સાફ કરે છે;૨ અગ્નિદેવ બળદનું કામ કરે છે;૩ વરૂણ તથા વાયુદેવ ઘંટી પીસે છે;૪ ઇંદ્ર (વિદ્યુત) દેવતા દૂતની નોકરી બજાવે છે;૫ પચીસ કરોડ

*સમજણ ફેરથી લક્ષ ટકાની શેરભર આવે એવી કીમતી વસ્તુ છે, એમ અર્થ જણાય છે. પરંતુ અત્રે "ચપડી—જોગની" એક ટકા— બે પૈસાની શેર આવે છે, એ અર્થ છે. એવી રીતે પ્રાચીન ગ્રંથોમાંના રૂપાલંકાર વીગેરેના અર્થોમાં વર્તમાનના લોકોનો સમજ ફેર થાય છે, એમ જાણવું.

૧—સરકારે ગંગા નદીની ઘણી જગોએ નહેર કરેલ છે. તે પાણીથી ખેતી થાય છે.

૨—યમુના નદીની નહેર શહેરોમાં કરેલ છે, તે પાણીથી મળ સાફ થાય છે.

૩—રેલ્વે—વાહન. ૪—જળચક્કી વાયુ ચક્કી. ૫—ટેલીગ્રામ—તાર. ઇત્યાદી રીતે વર્તમાનમાં પ્રસિદ્ધ છે.

દેવતા (આર્ય સંતાન) તેની સેવા—શુશ્રુષા કરે છે; ઈંદ્ર (રાજા) તેની પ્રભામા અરદલીમાં આવે છે, યોગિનિઓ (મહામારી કોલેરા—દુકાળ) તેની આજ્ઞાને આધિન રહે છે; દરીયાપીર (સમુદ્ર) તેને ત્યાં ભાર વાહકનું કામ કરે છે; પૃથ્વિનો દેવતા હાથ જોડી ઉભો રહે છે; તેની સત્તાવડે પર્વતો ઉડતા જાય છે; વનસ્પતિનો દેવતા તેને ત્યાં માળી થઇ રહે છે. ટુંકામાં (આર્ય) તેના પ્રતાપથી સુર અસુર સર્વ પોતાની નોકરી—ફરજ બજાવે છે. ઇત્યાદિ રૂપક કલ્પી શકાય, અને તે સત્ય છે. પણ કાળાંતરે તો આવો ઉલ્લેખ વાંચનારને આશ્ચર્ય પમાડયા વગર રહે નહીં. એવી રીતે પ્રાચીન વાતો માટે ઘટિત પ્રકાર યોજી લેવા.

૬૭ પ્રશ્ન—કિરાની, કુરાની, જૈની, ઇરાની, પુરાણી વિગેરેના ગ્રંથો ઉપરથી એમ જણાય છે કે, પૂર્વ કાળમાં મનુષ્યના હજારો વર્ષના આયુષ્ય હતાં, અને શરીર નવ નવ હાથના ઉંચા થતાં હતાં, તે હવે કેમ થતાં નથી ?

૬૭ ઉત્તર—એવા પ્રકારની વાતો જેની, ઇરાની, કિરાની, કુરાની અને પુરાણીના ગ્રંથોમાં માલમ પડે છે, તે તદ્દન કલ્પિત જણાય છે; કારણ કે દુનિયામાં સૌથી જુનો ગ્રંથ વેદ છે, સર્વથી પ્રાચીન કાળ એટલે વેદ કાળમાં સામાન્યતઃ મનુષ્યોની ઉમ્મર ૧૦૦ વર્ષ (शरद शतम. ૪) ની લખેલ છે. અને ખાસની ૩૦૦ વા ૪૦૦ (रायावयं० अथर्ववेद अ. २ प्र. २९ कां १४ જુઓ) વર્ષ સુધીની જણાવેલી છે. તથા અન્ય દેશના ઇતિહાસ પરથી પણ આથી વધારે ઉમર જણાતી નથી; માટે તે ગ્રંથોનો લેખ માની શકાય નહીં.

પ્રચલિત રામાયણ અને ભાગવતાદિના લેખ પ્રમાણે ગણતાં બ્રહ્મા—ઇક્ષ્વાકુથી લઇને રામચંદ્ર સુધી (૬૩ વા ૬૬) અને રાજા રામચંદ્રથી લઇને મહાભારતમાં જે બ્રહદબળ રાજા થયેલા છે ત્યાં સુધી (૨૯), અને બ્રહદબળથી અયોધ્યાના રાજા સુમિત્ર સુધી, (૩૦ વા ૩૧) અને સુમિત્રથી પૃથુરાજ ચોહાણના સાળા ચીતોડગઢના

રાજા સમરસી રાવળ સુધી (૯૩), એટલે સંવત ૧૨૫૦ સુધી ૨૧૭ પેઢી થયેલી છે. છાંદોગ્ય, બ્રહદારણ્યકાદિ ઉપનિષદોમાં જે બ્રહ્મજ્ઞાની-ઓની વંશાવળી લેખેલી છે તેહેના સંખ્યાંક પણ ઉપરના હિસાબને મળતાં આવે છે. હવે યુધિષ્ઠિરથી લઇને પૃથુરાજ ચોહાન સુધીમાં ૧૨૩ પેઢી છે. જો દરેક પેઢીની ઉમ્મર ૩૫ વર્ષ ગણીએ તો, ૪૩૦૫ થાય, (એ હિસાબેવર્ત્તમાનમાં મહાભારતને ૫૦૦૦ વર્ષ થયાં માની શકાય.) એ હિસાબે ૨૧૭ પેઢી×૩૫=૭૫૯૫ વર્ષ પૃથુરાજ સુધી થાય, તેમાં ૭૦૦ ઉમેરીએ તો આજ સુધીમાં બ્રહ્માને ૮૩૦૦ વર્ષ થયાં એમ જણાય છે. પરંતુ વેદ કાળ તપાસતાં મનુષ્ય સૃષ્ટિ ઉત્પત્તિને વધારે વર્ષો થયાં છે. આ ઉપરથી એમ જણાય છે કે. કાંતો મજકુર ઇતિહાસ યથાર્થ નથી, અથવા તો રામચંદ્ર હિરણ્યક સ્યપાદિની જે ઉમ્મર લખેલી છે તે, શ્વાસ અગર પળ માનીને મોટી ઉમ્મર લખેલી હશે, અથવા તો બ્રહ્મા, રામચંદ્રજી વિગેરેને ઉપર લખ્યા પ્રમાણે વર્ષ થયાં છે, અને વેદ કાળ તેનાથી લાખો વર્ષ પૂર્વનો છે. તો પછી વેદમાં જે ઉમ્મર લખેલ છે તેહેનાથી વધારે ઉમ્મર તે પછીના કાળમાં થઇ હોય, એમ કેમ મનાય ?

અન્ય દેશવાળા કિરાની વિગેરે સૃષ્ટિની ઉત્પત્તિને ૫૦૦૦ વર્ષ થયાં એમ માને છે,પણ કુરાનીઓ પોતાના પેગંબર આદમ વિગેરેની લાખો વર્ષની ઉમ્મર માને છે. આ ઉપરથી તેઓના લેખ ભૂલ ભરેલા છે, એમ માનવું પડે છે. ભૂસ્તર વિદ્યાવાળાઓ તે બન્નેના ઇ તિહાસને ભુલ ભરેલો અસત્ય સિદ્ધ કરી, મનુષ્ય સૃષ્ટિ લાખો વર્ષથી ઉપરની સિદ્ધ કરે છે.

જૈનીઓ ઋષભદેવના 'શરીરનું' જેટલું પરિમાણ બતાવે છે, તેટલું હોય તો, આ આર્યાવર્તની ભૂમિના ક્ષેત્રફળમાં તેવા થોડાક માણસ માંડ સમાવી શકાય, એમ છે. કદાચિત ઉપર લખેલ શ્વાસ, હશે. નિમિષાદિને વર્ષ માની ગણત્રી કરેલી છે, તેમ ઋષભદેવના ધનુષ્યના શરીરવાળા ધનુષ્યનું પરિમાણ આંગળોના ટેરવાની રેખાપર હોય તો તે જુદી વાત છે.

પૃથુરાજ રાસામાં ચામુન્ડરાય વીરનો નાસ્તાનો ખોરાક સવામણ અને તેના શરીરની જે પ્રકારની ખુબી લખેલી છે, તે વાચવાથી સમજાશે

કે તર્દ્દન અતિશયોક્તિવાળું છે. કદાચ તે એવો અમીર હશે કે નાસ્તાકાળે તેની હાજરીવાળામાં સવામણ જેટલું ખર્ચ થતું હશે, અગર સવામણ એ પદનું બીજું પરિમાણ હશે, એમ માનવું પડશે. (આપણા રાજાઓ આવી મિથ્યા કીર્તિથીજ પ્રસ્તુત ગતિને પામ્યા છે !) પૃથુરાજને ૭૦૦ વર્ષ થયાં, અને તેના વખતના મુસલમાની ગ્રંથો પણ છે, પરંતુ તેમાં તેવા (ચામુન્ડરાય જેવા) શરીર ખોરાક તથા ઉમ્મર કોઇની વર્ણવી નથી. આ એકજ દ્દષ્ટાંતપરથી બીજા પ્રાચીન ગ્રંથોની (ભાગવતાદિ) પ્રામાણિકતા તથા અપ્રામાણિકતાનું અનુમાન કરી શકાય તેમ છે.

ભીમ પાંડવનાં શરીર અને તેમના આહારનાં ઇતિહાસ વાંચીએ છીએ, તથા લોકોમાં તેના રહેવાની કહેવાતી નાની ગુફા વિગેરે જોઇએ છીએ, તો બન્નેની સરખામણી કરતાં બન્નેમાંથી એક વાતને ખોટી માન્યા વિના છૂટકો નથી.

છતાં પણ જો કોઇ પૂરી સાક્ષી મળે અથવા (જેમ વર્તમાનમાં ૧૫૦ વર્ષ સુધીનાં માણસ જોઇએ છીએ તેમ) હજારો વર્ષની ઉમ્મરવાળાં અને નવ નવ હાથવાળાં શરીર જોઇએ તો, તેમ માનવામાં અડચણ નથી; અને તે વ્યાપ્તિથી ઉપરોક્ત ગ્રંથોના લેખ સિદ્ધ માની શકાય. પરંતુ વ્યાપ્તિ મળતાં સુધી તેમ મનાય નહીં.

અંતિમ તાત્પર્ય એકે જો પૂર્વે તેવાં મનુષ્ય થતાં હોત તો, હમણાં પણ વધારે નહીં તો કવચિત તો વ્યાપ્તિ મળત. પણ એવી વ્યાપ્તિ ન મળવાથી પૂર્વે કાળમાં તેવાં મનુષ્ય થતાં હતાં, એમ માની શકાય નહીં. થિઓસોફી તેમ સિદ્ધ કરવા ઘણો પ્રયાસ અને યુક્તિ કરે છે પણ હજી સુધી તે ફાવી નથી. અને ફાવી શકે તેમ જણાતું નથી. વર્તમાનના શરીરોથી આગલાં શરીર બળવાન હશે, અને કાંઇક વધારે જીવતાં હશે. એમ માનવામાં હરકત નથી તોપણ તમારી અથવા ઉપરોક્ત ગ્રંથની માન્યતા પ્રમાણે તો ત્યારેજ મનાય કે જ્યારે તે પ્રમાણદ્વારા સિદ્ધ થાય, તે વિના નહી.

૬૮ પ્રશ્ન—શિખા—ચોટલી રાખવાથી આર્ય કહેવાય છે તેનું શું પ્રયોજન હશે?

૬૮ ઉત્તર—ચોટલી રાખવી તે કાંઇ ધર્મ નથી, જો કોઇ કદાચિત ન રાખે તો, ત્હેની ઇચ્છા. આપણાં ધર્મશાસ્ત્રોમાં પણ એવીજ રીતે ત્હેનું વિધાન છે. દાઢી, મૂછ, ચોટલી રાખવી કેન રાખવી એ, શરીરની સ્થિતિ* અને રાખનારની ઇચ્છા અન્વય છે. પણ જેમ મુસલમાનોમાં દાઢી ન રાખે તો દોજખમાં જાય એમ મનાય છે, તેમ એવા અયુક્ત વિશ્વાસ ઉપર રહેવું અને આધાર રાખવો તે મિથ્યાલાપ અને હાનીકારક છે.

## દાન ધર્માદિ વિષયક વિચાર.

૬૯ પ્રશ્ન—ભિક્ષા માંગવી તથા આપવી એ ધર્માનુકૂલ છે કેમ ? દાન કરવું તથા સ્વીકારવું એ યોગ્ય છે કે કેમ ? જો યોગ્ય હોય તો ત્હેનું ફળ શું ?

૬૯ ઉત્તર—અધિકાર ઉત્પન્ન થયા વિના અન્ય પાસેથી યાચના કરવી ત્હેનું નામ ભિક્ષા છે. એવી યાચના ઉન્નતીશીલ નથી, પણ એક રીતે અધમત્તાનું ચિન્હ છે. તેમજ આ પ્રકારની ભિક્ષા આપીને ઉત્તેજન આપવું એનું પરિણામ સારૂં નથી આવતું. એથી નિર્બળતા વધે છે અને છલ, કપટ, ચોરી ઇત્યાદિ દુર્ગુણોની વૃદ્ધિ થાય છે. પ્રમાદ, આળસ્ય, નિરૂદ્યમી પણાને ઉત્તેજન મળે છે. અને પરિણામે જે દેશમાં એ રૂઢિનું પ્રાબલ્ય હોય છે તે દેશની અધોગતિ સત્વર થવા માંડે છે. આપણા આર્યાવર્તની સમસ્ત પ્રજામાં બ્રાહ્મણ, ચારણ, ભાટ, ફકીર મળીને લગભગ પાંચ કરોડ ભિક્ષાવૃત્તિ પર જીવે છે અને ત્હેમાં પર લાખ મનુષ્યો તો કેવળ નિરૂદ્યમી આળસુ બની ભમતા રહી નિર્વાહ ચલાવે છે. દેશની અધોગતિનું આ એક ચિન્હ છે. વર્તમાનમાં આપણો દેશ જે

---

૧—અઢાર વર્ષની ઉમ્મર પછી સ્રીને એક પ્રકારનું પાણી—શ્લેષ્મ ઉતરે છે, તેને નજલો કહે છે. ને તે જે ઇન્દ્રિય—અવયવ પર ઉતરે છે, તેની કાંઇ પણ હાની કરે છે. જેમ કોઇને દાંત કે છાતી ઉપર ઉતરે તો દાંતનો રોગ રહે, કફ વધે, છાતી નિર્બળ થાય છે—વિગેરે. આથી માથાના મધ્ય ભાગમાં ચોટલી રાખવાથી લાભ છે. મગજના દુષ્ટ પરમાણુ જલદી બ્હાર નીકળે, નજલાનું પાણી ઉપર ખેંચાય, ને મગજમાં ઠીક રહે.

અનેક રોગોથી પીડાય છે ત્હેમાં ભિક્ષાવૃત્તિનો આ પ્રકાર પણ એક મહા રોગ છે. પ્રાચીન કાળમાં થોડાક મનુષ્યો ભિક્ષા પાત્ર હતા તેથી આ વૃત્તિ તરફ અનાદર કે તીરસ્કાર ન આવ્યો હોય પરંતુ વર્તમાનમાં જે કોઇ ભિક્ષા માંગે તેને ખરો સાધુ કે સાચો બ્રાહ્મણ ન જાણવો.

દાનનો સ્વીકાર કરવો એ પણ ઉત્તમ વૃત્તિતો નથી, કારણકે જેનો હાથ યાચનાવાળો છે ત્હેનામાં ઉત્સાહ, ઉચ્ચતા, પુરૂષાર્થવૃત્તિ શૌર્ય, લજ્જા, માન, સન્માન, વિગેરે ઉચ્ચ ગુણકર્મ રહેતાં નથી.

ત્યારે અંહી પ્રશ્ન એ થાય છે કે શાસ્ત્રોક્ત દાન તે કીયું, અને ત્હેના અધિકારી કોણ હોય છે. યોગ્ય પાત્રને દાન આપવું એ અઘટિત નથી, બલ્કે ત્હેમાં ધાર્મિકતા રૂહેલી હોય છે. પોતાના ઉપાર્જન કરેલા દ્રવ્યમાંથી દાન પાત્રને યોગ્ય પદાર્થ આપવો એનું નામ દાન કહેવાય છે. અને ત્હેના અધિકારી નીચે મુજબ સમજવા.

૧ કમાઇ ન શકે એવો અશક્ત, નિર્ધન મનુષ્ય. તે દુષ્ટાત્મા ન હોતાં આધાર રહિત હોવો જોઇએ.

૨ માંતા પિતા વિનાના અનાથ બાળકો.

૩ પતિ તેમજ પુત્ર વિનાની, નિર્ધન, અનાથ સુશીલ વિધવા.

૪ આશ્રય વિનાનાં નિર્ધન વિદ્યાર્થી.

૫ પરોપકારી, સદાચાર: યુક્ત, વિદ્વાન, ગુરૂ અને બ્રાહ્મણ જેની પાસે આજીવિકાના અન્ય સાધન નથી હોતાં અને માત્ર વિદ્યાના પઠન પાઠનમાં જીવન ગાળતા હોય.

૬ કનક, કાન્તા અને ત્રણ પ્રકારની એષણા રહિત વિદ્વાન સંન્યાસી.

આવા મનુષ્યોના સત્કાર કરવો તેમજ નિર્વાહ માટે યથાશકિત સહાય આપવી એ ધર્મ છે. એવા યોગ્ય અધિકારી, બ્રહ્મચારી, બ્રાહ્મણ સંન્યાસીને દાન આપવાથી તેમનાદ્વારા અનેક પ્રકારના લાભ સંસારને પ્રાપ્ત થાય છે અને સંસારની ઉન્નતિ થાય છે, બાકી કેટલેક ઠેકાણે દાન પદથી 'પુત્રવાન ભવ કે 'ધનવાન ભવ,' એવા જે આશીર્વાદ લેવાના હેતુથી સંકલ્પ કરી અપાય છે તે યોગ્ય નથી.

ઉપરોક્ત યોગ્ય રીતે દાન આપવાથી અનેક પ્રકારના લાભ પ્રાપ્ત થાય છે, ગરીબોના અંતઃકરણના શુભ આશીર્વાદથી ઉત્તમ સુખ અને સંતોષ થાય છે તેમજ સર્વની ઉન્નતિમાં પોતાની ઉન્નતિ રહેલી હોય છે એવી ઉચ્ચ ભાવના પોષાય છે.

વર્તમાન સમયાનુસાર, વિદ્યાશાળા, કન્યાશાળા, અનાથાલયો, વાડી, કુવા, તળાવો વિગેરે દ્રવ્ય ખર્ચી લોકોપકાર કરવો એ પણ દાનનો એક પ્રકાર છે. એ ફલપ્રદજ નીવડે છે. પણ રૂઢ થઇ ગયલી ભિક્ષાવૃત્તિની રીતો જેવી કે શય્યાદાન, ગ્રહદાન, વિગેરે વિના પ્રયોજન તેમજ અયોગ્યને આપવું એ ધર્મ યોગ્ય નથી.

કેટલાકો એવો કુતર્ક કરે છે કે દુઃખીનું દુઃખ એ ત્હેના પૂર્વના પાપનું ફલ છે અને ત્હેને સહાય કરી દુઃખ મુક્ત કરવો એમાં ઇશ્વરની આજ્ઞા ભંગ કરવા જેવું છે. પણ આ સ્વાર્થી વિચાર છે, અને અંહકારી ઉપહાસ વૃત્તિમાંથી બહુધા ઉદ્દભવે છે. દુઃખ એ જેમ કર્મના ફલ તરીકે મળે છે તેમ દયા પરોપકાર એ પણ કર્મનાંજ ફલો છે, માટે દુઃખીઓની રક્ષા ઇશ્વર નિયમ વિરૂદ્ધ નથી.*

## માંસ ભક્ષ્યાભક્ષ્ય વિચાર.

૭૦ **પ્રશ્ન**—મહરાજ, સામાન્ય રીતે વેદમાં પશુવધનું વિધાન નથી તોપણ માંસ ભક્ષણ અને મદ્યપાન કરવું એ યોગ્ય છે કે કેમ? એ સંબન્ધમાં આપનો શો મત છે?

૭૦ **ઉત્તર**—વેદ અને મનુસ્મૃતિ વિગેરે ગ્રંથો માં માંસાહાર અને મદ્યપાન નો નિષેધ છે અને તે સંબંધમાં અનેક પ્રમાણો જડે છે.

इम ऽ साहस्रशत धारमत्स, इत्यादि. यजु.
अ. १३ मं ४८.
अः धून्या यजमानस्य पशूनपाहि (यजु)
अ. १६ मं ४६.
अनुमंता विशसिताच निंलता क्रयविक्रयि
संस्कर्ता चोपहरताच खादकश्चेति घातकाः
मनु, अ. ५ श्लोक ५१.
अहिंसा सत्यम क्रोध इत्यादि गीता.
मदगदामयेन. इत्यादि यश्रुतायुर्वेद.

---

* વિશેષ માટે 'ભિક્ષુક નિબંધ' વાંચો.

ઉપર લખેલા મંત્રોનો અર્થ સ્પષ્ટ સમજાય એવો છે. અર્થાત જેઓ પરમાર્થના જીજ્ઞાસુઓ છે ત્હેમને માટે માંસાહાર નો સર્વથા સર્વ પ્રકારે નિષેધ કરવામાં આવ્યો છે. મનુસ્મૃતિમાં કેટલેક સ્થળે માંસ ભક્ષણનું વિધાન કરવામાં આવ્યું છે એમ જણાવવામાં આવે છે પણ એ શ્લોકો ક્ષેપક છે. મુસલ્માની તેમ ખ્રિસ્તી ધર્મમાં પણ કેટલાક પ્રસંગોમાં આ બન્ને પદાર્થનો નિષેધ કરવામાં આવ્યો છે, છતાં દેશસ્થિતિ, અભ્યાસ, તથા જીવ્હા લોલુપતાને લીધે ત્યજી શકતા નથી. કેટલીક વખત માંસ ભક્ષણ વાદિઓ પક્ષપાતને લીધે અઘટિત અર્થો કરે છે. કેટલાક એમ કહે છે કે, પ્રકૃતિથી જ મનુષ્ય માંસાહારી છે કારણ કે જેને ઉપર નીચેની દાઢો હોય તે માંસનો આહાર કરે છે પણ આ કલ્પના અઘટિત છે. એમ તો વાનરને બન્ને દાઢો નથી હોતી છતાં માંસ ભક્ષણ કરે છે. એટલે પ્રકૃતિથી મનુષ્ય માંસાહારને અનુકુલ છે એ કહેવું ખોટું છે. ત્યારે તો અર્થાપત્તિથી એમ પણ કહી શકાય કે જેમ સિંહાદિ માંસાહારી પ્રાણીને માતાપણા વિષેનું જ્ઞાન નથી હોતું અને અજ્ઞાન હોય છે તેવી બુદ્ધિ માંસાહારથી થવાનું સંભવી શકે. પણ અહિં એક બીજો વિચાર કરવાનો છે કે ઉત્ક્રાંતિના નિયમમાં મનુષ્ય અને અન્ય પ્રાણીઓ વચ્ચે જે ફેર છે તે બુદ્ધિ ભેદનો છે. મનુષ્યમાં વિચાર શક્તિ અને બુદ્ધિની વિશેષતા છે. પ્રાકૃતિક જગતમાં મનુષ્યના ઉપભોગ અને ઉદર નિર્વાહાર્થે અનેક પદાર્થો રચાયલા છે તો પછી બુદ્ધિપૂર્વક ત્હેને ઉપયોગમાં લેવા તેને ઠેકાણે પોતાના જેવાં ઉપયોગી અને નિર્દોષ પ્રાણીઓનાં પ્રાણ હરણ કરી ભક્ષ કરવાનું શું પ્રયોજન? શું ત્હેમને પીડા નહીં થતી હોય? અહીં કોઇ શંકા કરશે કે એમ તો વૃક્ષમાં પણ જીવ છે ત્હેનો કેમ ભોજન તરીકે ઉપયોગ કરવામાં આવે છે? તો વિચારવાનું એ છે કે વૃક્ષમાં જીવ છે પણ પીડાજ્ઞાન થવાનું સાધન જે અંતઃકરણ તે તિરોધીત છે. વળી કુદરતે આ સંબન્ધમાં આપણને લાચાર બનાવ્યા છે. એમ તો એક જળના ટીપામાં હજારો સૂક્ષ્મ જીવો હોય છે, શ્વાસ લેતાં હજારો જીવો આપણા શરીરમાં જાય છે આ બધી બાબતમાં અનિવાર્ય સંજોગો હોય છે, અન્ય ઇલાજ જ હોતો નથી. તેથી કરી કંઇ આત્મહત્યા કરાતી નથી.

કેટલાક વળી કુતર્ક કરે છે કે જીવનું મૃત્યુ થતુંજ નથી. મરણ તો દેહનું થાય છે, તો પછી પશ્વાદિની હત્યામાં પાપ શેનું ? ત્યારે તો એમ પણ કહી શકાય કે વૈદક શાસ્ત્રમાં ઘોડા તેમજ માણસના માંસના અનેક ગુણ લખવામાં આવ્યા છે તેથી આપણા બાળકો તેમ માતા-પિતાદિની હત્યા કરી તો આહાર કરતા નથી. તાત્પર્ય એ છે કે અન્યથા પીડા આપી લાગણી દુ:ખાવવી એ અતિ અધમ પ્રકારની સ્વાર્થવૃત્તિને પોષક તેમજ આત્મભાવની વૃત્તિ કેળવવામાં પ્રતિબંધ રૂપે છે. તેમજ ઉપયોગીતાવાદની દ્રષ્ટિથી પણ જે વસ્તુઓ ઘણા મનુષ્યોના હિતમાં સાધન ભૂત હોય ત્હેનો ગેરઉપયોગ કરવો એ અધર્મ છે. ગાય સરખાં ઉપયોગી પ્રાણીનો વધ કરવાથી કદાચ માત્ર એક દિવસમાં ૧૬ મનુષ્યનું પેટ ભરાતું હોય પણ ત્હેના છાણ મુત્ર સંતાન વિગેરે ના ઉપયોગનો હિસાબ કરીએ તો ચાર લક્ષ (૪૦૦૦૦૦) મનુષ્યનું પાલન થઇ શકે છે. આવાં ઉપયોગી નિર્દોષ પ્રાણીનો પ્રાણહરણ કરી ભક્ષ કરવાનું કેવું ક્રરતાજનક રાક્ષસી કૃત્ય છે મહમદીય ધર્મ સિદ્ધાંતમાં પણ (જાબહુલવકર કાતઉલ શજર ઇત્યાદિ વાકયો જુઓ) શરાબ પીનાર, વૃક્ષનું છેદન કરનાર, ગૌહત્યા કરનાર સબ્હવારમાં સુઇ રહેનાર, અને વરસાદ નહીં ઇચ્છનાર અવશ્ય નર્કગામી થશે એમ ('આયતકુદશી'માં) કહ્યું છે. અંગ્રેજી ધર્મ ગ્રંથોમાં પણ એના નિષેધના દ્રષ્ટાંતો મલી શકે છે. અહીં એટલું જણાવીશું કે કોઇ એમ કહે કે અતિ દુષ્ટ હાનીકારક મનુષ્ય, સર્પ, વીંછી, સિંહ વિગેરે પ્રાણીઓને મનુષ્યની અપેક્ષાએ મારવા માં હાની નથી કારણ કે તેથી ઘણા જીવોની રક્ષા થાય છે. તો તે પ્રસંગોપાત અન્ય વિચાર ગણાશે.* આ સંબન્ધમાં વધુ વિવેચન વિસ્તાર ભયથી ન કરતા એટલુંજ જણાવીશું કે:—

* પ્રજા રક્ષક, દુષ્ટ નાશક ક્ષત્રિયમાટે હિંદુઓના ગ્રંથોમાં પોતાની મેળે મૃગયા (શિકાર) કરી માંસ ખાવાની છુટ જણાય છે ખરી, કેમકે તે અભ્યાસને લીધે દુષ્ટ નાશ કરવામાં સમર્થ રહી શકાય, અન્યથા ઝનુન આવે નહીં, અને લોહી કરવા સમથ ન થાય. પરંતુ તે માંસ ભક્ષણથી ઉત્પન્ન થતા—માંસ જન્ય ખોટા ઝનુન—જુસ્સાને, વિષય શકિત વિગેરેમાં ન ગુમાવતાં પોતાના કર્તવ્યમાં યોજે એટલે દુષ્ટનો નાશ અને પ્રજારક્ષણ રૂપે પોતાના

૧ ઉપયોગી અને નિરપરાધી પ્રાણીઓની પ્રાણહાની કદી ન કરવી. અને દુષ્ટ અપરાધીનું હનન કરવા સંબંધમાં તેવો દોષ

---

ક્ષાત્ર ધર્મમાં ઉપયોગ લે અને સ્વાદ માટે ન ખાય, આવો અભિપ્રાય જણાય છે. શરીર રક્ષા વાસ્તે, કેટલાએક દર્દોમાં તથા શીત ને અતિશીત પ્રદેશમાં માંસાહારનો પ્રતિબંધ હાનીકારક છે.

## મૃગયાનું પ્રમાણ—

જુઓ—વેદ ભાષ્યકર્તા મહીધર અને સાયણાચાર્ય વેદ મંત્રોના અર્થ પશુવધ અને વૈદિક કર્મપ્રસંગે માંસ ભક્ષણમાં કરેલા છે તે પ્રસિદ્ધ છે. હાલમાં વેદભાષ્યકર્ત્તા સ્વામી દયાનંદ થઇ ગયાં છે તે પણ કાંઇક રૂપાંતરે તેવા રૂપમાં અર્થ કરે છે.—

यजुर्वेद अ. १३ ना मंत्र याइपवः मं. ७। येवामीशेचनं मं. ८। इमंमा. मं. ४८। इमं साहस्र. मं. ४८। इमं मुर्णायं.। ५०। अजोह्यग्ने मं. ५१ ના તેના શબ્દાર્થ કરેલ વાંચો. જો વટાદિ વનસ્પતીઓકે આશ્રિત રહેતે હૈં વા જો ગુપ્ત માર્ગોંમેં સોતે હૈં, ઉન ચંચલ દુષ્ટ પ્રાણિયોંકે લિયે વજ્રા ચલા. મં. ૭। જો પરોક્ષમેં રહેને વાલે વા વિજલી કે પ્રકાશમે અથવા જો સૂર્યકી રશ્મીમેં અથવા જિનકા જલોંમેં સ્થાન બના હૈ ઉનપ્રાણિયોંકો વજ્રાસે માર. મં. ૮। તેરેસે શ્વેત વર્ણવાલે પશુકો શોક પ્રાપ્ત હોવે (અર્થાત ઉસે માર) મં. ૪૮। તેરા શોક ઉસ રોઝ (હાનીકારક નીલ ગાય) કો પ્રાપ્ત હો ( અર્થાત ઉસે માર ) મં. ૪૯। હાનીકારક જંગલી ઉંટ મારને યોગ્ય હૈ ૫૦ શલ્ય શેહી (શાહુડી—સેહી) કો તેરા શોક પ્રાપ્ત હો (અર્થાત માર). એ શબ્દાર્થ છે.

તે મંત્રોનો ભાવાર્થ સ્વામીજી પોતાની તરફથી એમ લખે છે.-જો માર્ગો ઔર બનોમે ઉચકકે પ્રાણી એકાંતમે દીનકે સમય સોતેહૈ. ઉનડાકુઓ ઔર સર્પોંકો શસ્ત્ર ઔર ઔષદાદિ સે નિવારણ કર મં. ૭। જો જલોમેં, આકાશમેં દુષ્ટ પ્રાણી વા સર્પ રહેતે હૈં ઉનકો શસ્ત્રોસે નિવૃત્ત કરે ૮। જિન જંગેલા પશુઓંસે ગામકે પશુ ખેતી ઔર મનુષ્યોકી હાની હો ઉનકો રાજપુરૂષ મારે ઔર બંધન કરે. મં. ૪૭। જો હાનીકારક પશુ હૈં ઉનકો મારે, ૪૮। જો જંગલમે રનેહવાલે નીલગાય આદિ પ્રજાકી હાની કરે વે મારને યોગ્ય હૈં મં. ૪૯। (આ ૫૦ મં. મંત્રમાં જંગલી ઉટના હનનને

ન હોવાથી અનિવાર્ય કરવું પડે છે.

૨ બહુ કરીને તો માંસ રોગનું ઘર છે, તેથી બુદ્ધિ સારી રહેતી નથી.

---

શબ્દ ખાઇ ગયા છે, ૫૦ હા જો ખેતીકે ઉજાડને સ્યાહી આદિ પશુ હૈં ઉનકો પ્રજાકી રક્ષાકે લિયે મારે. ૫૧.

તેમજ यजुर्वेद अध्याय १६ ના मंत्र ૧૭. ૧૮ માં नीलग्रीवा शीतकंठा दिवछंद इ. नीलग्रीवा शीतकंठा शर्वा ૧૮ માં નીલ-ગળાવાળા અને શ્વેત કંઠવાળા હિંસક પ્રાણિયોને મારવા માટે એટલા સુધી આજ્ઞા છે કે સહસ્ત્ર યોજનમાં પણ હોય તેને ધનુષ્યથી મારી નાખવા. (એ અર્થ પણ સ્વામી દયાનંદનો છે).

ઉપરોક્ત તમામ મંત્રોનો આશય એ છે કે જે તર્યક (સર્પાદિ) પશુ (સિંહ, સુવરાદિ) પક્ષી (વાજાદિ) જાનવરોથી ખેતી અને પ્રજા-મંડળને હાની થતી હોય તેવાને રાજપુરૂષોએ મારવું (શીકાર કરવો જે જાનવરોથી કૃષિ અને પ્રજાજનનો લાભ થતો હોય તેની રક્ષા કરવી "(અમારી દ્રષ્ટિમાં વેદ અને દયાનંદજીનો એ ભાવ ઉચિત લાગે છે; કેમકે, તેમ કીધા વીના મનુષ્યનો સુખપૂર્વક નિર્વાહ થાય નહી. તથાપિ અહિંસા શબ્દમાંના અના પણ બે અર્થ થાય છે. पर्युदास प्रतिषेध (એટલે હિંસા નહીં પણ હિંસા સદશ.—યથા ખુનીને ફાંસી આપવી, ચોરને મારવો ) અને प्रसज्य प्रतिषेध ( સર્વથા હિંસા ન કરવી. જેમકે નિરપરાધીને ન મારવું વા યોગ અભ્યાસીએ સર્વથા હિંસાથી બચવું ); સંક્ષેપમાં અત્રે अ નો ક્રિયાની સાથે સાક્ષાત સંબંધ નથી; (એટલાજ માટે વેદ મંત્રોમાં અહિંસા છે પણ "अहिंसा परमो धर्मः" એમ પદ વાપરેલ નથી. ) સંક્ષેપમાં ઉપયોગી નિરપરાધી પ્રાણીની રક્ષા કરવી અને અનુપયોગી અપરાધી (પ્રજાના હાનીકારક) ને મારવું, એ સાર નીકળે છે. એજ આ ગ્રંથ કર્ત્તાનો આશય છે.

ઉપરોક્ત આશય મનુષ્ય સોસાયટીની દ્રષ્ટિથી છે. કુદરતની દ્રષ્ટિ શેનાપર છે એ વાત મનુષ્યની બુદ્ધિ નિર્ણય કરી શકતી નથી.

मांस भक्षण:

यज्ञार्थं ब्राह्मणर्वध्याः प्रशस्तामृगं पक्षिणः मृत्यानांचैव वृत्त्यर्थमगस्त्यो-ह्याचरत्पुरा. મનુ. (શિવગીતા—પદ્મ પુરાણ પણ વાંચો. રામચંદ્રજી પંચવટીમાં જે મૃગયા રમેલા તેનું વર્ણન તેમાં વાંચો.

૩ ઇંદ્રિયો માંસાહારથી પ્રબલ વેગવાળી બને છે, અને યોગ્ય દમન થઈ શકતું ન હોવાથી અત્યાચાર કરવા તરફ પ્રવૃત્તિ થાય છે.

---

अर्थ इच्छेन्पुत्रोमे पंडितो ઇત્યાદિ શતપથ કાં. ૧૪. અ. ૯ માંસ યુક્ત ભાત.

आज्य मन्नाथकाता तैत्तीरं (ગૃહસૂત્ર).

ण तद्वउस्तादीयो यददधिगवं क्षीरवा मांस वा तदेवनाशनीयात् अथर्व ૯/ ૬/ ૩૯/ (અતિથિ પ્રસંગમાં મધુપર્ક).

ઉપર પ્રમાણે પૌરાણીઓના અનેક ગ્રંથ–શબ્દ પ્રમાણ માંસ ભક્ષણને અવસર આપે છે એટલે જો તે વાકયોના અર્થ તેજ હોય જે કે પ્રચલિત છે અથવા તે વાકયો ક્ષેપક નહોય તો એ અનુમાન અયથાર્થ નથી.

તે સંબંધે ખ્રિસ્તી અને મુસલમાની ધર્મના પ્રમાણ આપવાની જરૂર નથી કેમકે તેઓનો ધર્મ વ્યવહાર પ્રસિદ્ધ છે.

જૈન મતનું ભાગવતી સૂત્ર શતક ૧ લું વાંચો, મહાવીર સ્વામીને જ્યારે ખુનની બીમારી થઇ ત્યારે તેના **સીહા** ચેલાને શું કહ્યું અને **રેવતી**ગાથાએ મહાવીર સ્વામી માટે શું રાંધેલ હતું, પછી સીહાના કહેવાથી શું રાંધીને સીહાની સાથે મહાવીર પાસે શું મોકલ્યું અને મહાવીરે તે ખાધું. વળી કલ્પ સૈત્ર શીભદ્રભડા અને આચારંગ સુત્રશ્રુત સ્કંધ બીજો, જુઓ. ઇત્યાદિ માંસ ભક્ષણ પ્રસંગ મુંબઇ સમાચાર ૩ નજુ સં. ૧૮૯૯ પૃષ્ટ ૬ માં છાપેલું તે બાહેર પડતાં તેની ભારી ચર્ચા ઉઠી હતી. જૈનના એક પક્ષકારે તે વાત પુરવાર કરી હતી. સંક્ષેપે કોઇ રૂપમાં તે ધર્મ પણ અવસર આપે છે.

બૌદ્ધોના ગ્રંથોમાં ખાસ પ્રતિબંધ નથી. તેઓ વાપરે છે.

મનુષ્ય સ્વયં ખાઇ શકે અને તેને હજમ થઇ જાય છે, તેમ કુદરત અવસર આપે છે અને તેથી યુક્તિને માર્ગ મળે છે. સર્પણી જ્યારે બચ્ચાંને જન્મ આપે છે તે વખતે તેને અતિશય ક્ષુધા વ્યાપે છે, તેથી દુર ગયેલા પોતના બચ્ચાંને ખાઇ જાય છે એટલે તેમાં પોતાના બચ્ચાં માટે પણ દયા નથી. સિંહિકા જ્યારે બચ્ચાં દે છે ત્યારે તેને પણ અતિશય ક્ષુધા વ્યાપે છે તેથી પોતાના બચ્ચાને ન ખાતાં પોતાની જંઘાનું થોડુંક માંસ ખાઇ સંતોષ પામે છે. સંક્ષેપમાં તિર્યક પશુ પક્ષી અને મનુષ્ય એટલે પ્રાણી માત્રમાં દયા અને નિર્દયતા: ઉભય ગુણ દેખીએ છીએ અર્થાત ઉભય હિંસા અને અહિંસા ધર્મ છે. તેથી નિર્બળને બળવાન ખાય અને દાબે એ સૃષ્ટિ નિયમને પણ વ્યભિચારી માનવો પડે છે.

૪ શરીરનું પોષણ થતાં હિંસા કરવી એ અનુચિત કૃત્ય છે, માટે પરમાર્થ ઇચ્છક જીજ્ઞાસુએ માંસ નહીં ખાવું જોઇએ.

---

સંભવ છે કે કોઇ દેશકાળમાં જીવનના પુરતાં સાધન ન હોવાથી વા ઓછા સાધન હોવાથી માંસ ભક્ષણનો અભ્યાસ અને પ્રચાર થયો હોય; જેમકે આફ્રીકા વગેરેના જંગલોના રહેવાશી તથા હિમ પ્રદેશોના રહેવાશી મનુષ્યોમાં હાલ જોઇએ છીએ. પછી જીવનના બીજાં સાધન ઉદ્દભવ હોવા પર માંસના ગુણ સ્વભાવ જોઇને મનુષ્યે પોતાના સ્વાર્થાનુકુલ માંસ ભક્ષણની અમુક હદ બાંધી હોય.

ઉપરના કારણ અને તેના જેવા બીજા કારણ મૃગયા રાખવાના જણાય છે. અને તેમ કરવા ક્ષત્રી કોમ માટેજ છુટ રાખી હોય, એમ સમજાય છે. પછી દેશકાલ સ્થિતિ અને મનુષ્યની પ્રકૃતિ વિષય પ્રવૃત્તમાં છે. તેને લીધે ભક્ષણનો અભ્યાસ અને પ્રચાર રહેવાથી પક્ષ વધતા ગયા.

છતાં ગ્રંથકારનો આશય તો યોગ અને પરમાર્થ પ્રાપ્તિના જિજ્ઞાસુ માટે તેમ કરવા (શિકાર કરવા—માંસ ખાવાની) સર્વથા વિરૂદ્ધ પડે છે.

વિકાસવાદની શોધખોળ પ્રમાણે (૧) પશુ પક્ષીઓની વૃદ્ધિ થવાથી માણસ જાતીને રહેવાની જગ્યા નહીં મલે તેથી (૨) અને હજી સુધી ભૂમીપર એટલું અન્ન (અનાજ) પેદા થતું નથી કે જે ભુમંડલના માણસો, તેનાથી જીવન કરી શકે (જુઓ સમુદ્રના બેટનિવાસી અને શરદ દેશના નિવાસી ત્યાં અનાજ ન હોવાથી માંસ ભક્ષણથીજ જીવે છે) તેથી માંસ ભક્ષણનું નિષેધ અણસમજુઓ કરે છે, આમ છે તો પણ જ્યારે ચોખ્ખી રીતે જીવન નિર્વાહ કરવાના ઉત્તમ સાધન—ખોરાક આ દેશ(આર્યાવર્ત્ત)માં વિદ્યમાન છે તો પછી તેને (ઘી, દુધ, અડદ ઘઉં વગેરેને) મુકી આવા આહાર તરફ ઉતરવું એ ઉચિત જણાતું નથી. કેમકે માંસ કરતાં દુધ ઘીમાં વધારે બળ રહેલું છે (હાથી, સુવર એ માંસાહારી નથી, સિંહ દીપડા એ માંસાહારી છે. શિયાળ અને સિંહ એ બન્ને માંસાહારી છે તેના બળ અને સ્થિતિપર ધ્યાન આપો). કદાચિત મનુષ્ય મંડળે જો ઉપરના કારણને લઇને સ્વાર્થાધીન અમુક કોમને તેમ કરવા (મૃગિયાદિ કરવા)છુટ આપેલી હોય તો તેમાં અમારે વચમાં આવવાની જરૂર નથી. કારણકે દષ્ટાંત તરીકે ખુનીને ફાંસી આપવી વ્યર્થ છે એમ એક કહે છે ત્યારે બીજો આમ કહે છે કે 'આપવી.' અને તે બન્ને સજ્જડ પુરાવા આપે છે, એવો આ ઝગડાભરેલો સવાલ છે. વિશેષ મંડળને જેમ રૂચે છે તેમ આ બાબત પ્રચાર પામી અને પામશે તેથી હાલ આનાથી ઉપેક્ષા ધારીએ છીએ. સંપાદક.

હવે મદ્યપાન સંબન્ધી થોડું વિવેચન કરીએ. સંસ્કૃતમાં દારૂને સામાન્ય રીતે મદ્ય નામથી સંબોધવામાં આવે છે. એટલે નિશો અને અભિમાન કરનારી વસ્તુને—મદ્ય કહે છે. ફારસીમાં શરાબ તરીકે ઓળખવામાં આવે છે. એટલે લુચ્ચાઇ અને દોંગાઇના પાણીને શરાબ કહે છે.

એનું સેવન કરવાથી ઉન્મત થવાય છે. અને એ દુર્ગુણનુ પરિણામ સામાન્ય રીતે હાનીકારકજ છે.

૧ પોતાની એબ અને (છિદ્ર) ગુપ્ત ભેદો મનુષ્ય કહેવા ઇચ્છા કરતો નથી પરંતુ તે શરાબનું સેવન કરનાર મનુષ્ય સ્વતઃ કરી છે.

૨ સામાન્ય રીતે મનુષ્ય પોતાની સહધર્મચારિણીનો, પત્નીનો અન્યને અધર્મી સ્પર્શ સરખો થવા દેતો નથી, પણ આ મદિરાનું સેવન કરનાર ઉન્મત એવો ઉદાર બની જાય છે કે પોતાનાં દ્રવ્ય વસ્ત્રો તો શું પણ સ્ત્રી સુદ્ધાંનું દાન કરી દે છે.

૩ મનુષ્ય યોગ્ય રીતે શારીરિક સંપત્તિ જાળવે તો સો વર્ષ પર્યંત જીવી શકે છે જ્યારે મદિરાપાની વ્યસન સમયથી ત્રીશેક વર્ષ પર્યંત કદાચ જીવે. કેવી મુકિતપ્રદ દવા!

૪ નૃત્ય વિગેરે જોવા દ્રવ્ય વિગેરે ખર્ચવું પડે છે પણ મદિરાપાની વગર પૈસાનું મફતમાં નૃત્ય બતાવે છે.

૫ પોતાનું ઘર બાળી કોઇ તમાશો જોતો નથી પણ આ મૂર્ખને કોઇ વાતની ચિંતા નથી.

૬ સંતાન વિગેરેનાં ઉદર નિર્વાહની ચિંતા મદ્યપાનીને હોતીજ નથી

૭ યુધ્ધ કરવા માટે મ્હોડેથી વાતના તડાકા મ્હોટા બાણુવળીથી વિશેષ મારે, પણ સમય આવે એવો દયાળુ થઇ જાય કે શત્રુને જોતાં વાર પોતાની ગરદન ધરી દે છે.

૮ શરૂઆતમાં પરસ્ત્રી ભોગવવાની લાલસા કરે છે પણ પાછલથી પરિણામે પોતાની પત્ની પરપુરૂષનો સહચાર કરતી જુએ છતાં આંખ આડા કાન કરતો થાય છે.

તાત્પર્ય એ છે કે એનાથી હાની એટલી બધી થાયછે કે સર્વનું કથન અહીં થઇ શકે એમ નથી. આર્યધર્મ શાસ્ત્રોમાં એનો સ્પષ્ટ નિષેધ કર્યો છે.

છતાં કેટલાક કહે છે કે 'જો મદ્યને ઔષધિ તરીકે*ગણી પ્રમાણસર પીવામાં આવે તો જઠરા પ્રદિપ્ત થાય અને અન્ન પાચન થાય તેમજ કામ અને બુદ્ધિ વધે છે, અને એના દ્રષ્ટાંત તરીકે વિદેશીઓને બતાવે છે.' આનું સંપૂર્ણ સમાધાન કરવાને અતિ વિસ્તારની જરૂર છે. દરેક ગરમ વસ્તુ પદાર્થને પીગળાવે છે, એટલે મદ્યપાનથી પણ પેટમાં એમજ થાય પણ તે શુધ્ધ પાચનક્રિયા નથી. પરિણામે થોડા સમય પછી ખોરાક ઘટે છે અને થોડો પીએ છે તોપણ પાચન થતું નથી. અને પીવાનું પ્રમાણ વધારતાં માત્ર નિશો વધતો જાય છે. શરૂઆતમાં શરાબની ગરમી ને લીધે જો કે વીર્યનો ઉકાળો થાય છે પણ તેજ ગરમીથી આખરે વીર્યનું ઉચિત ઘટપણું જતું રહી પાણીવત પાતળું થઇ જાય છે, અને મનુષ્ય વીર્યહીન બની જાય છે. આવું વીર્ય પ્રજોત્પત્તિમાં બાધક છે. પરદેશીઓમાં પણ આ વ્યસનના દુર્ગુણ નથી એમ નથી. અલબત હિમાવર્ત દેશોમાં થોડી હાની કરે છે. અહીં વિગતવાર વર્ણન થઇ શકે એમ નથી. એટલા માટે તેમજ આર્યાવર્ત ગરમ દેશ હોવાથી એનો નિષેધ કરવામાં આવેલો છે. મનુસ્મૃતિ અધ્યાય ૧૧ શ્લોક ૯૩-૯૪ ૯૫-૯૬ માં. મદ્યપાનનો

સુરાવૈમલમન્નાના પાપ્માચલમુચ્યતે ।
તસ્માત્ બ્રાહ્મણરાજન્યૌ વૈશ્યશ્ચ ન સુરાં પીબેત્ ॥

સ્પષ્ટ નિષેધ કરવામાં આવ્યો છે. જેમ કે વ્યવહારમાં પણ એનું પાન સભ્ય નથી ગણાતું, રાજકીય વ્યવસ્થામાં અને ન્યાયાલયમાં પણ એને નિષિદ્ધ તરીકે ગણાવામાં આવે છે. મધપાનને શિષ્ટાચાર તરીકે સ્વીકારવામાં આવે તો શરાબ પીને કોર્ટમાં બેસનારા શિક્ષાપાત્ર ન ગણાતે. ટુંકમાં એ સર્વથા સર્વદા ત્યાજ્ય છે.

---

* પ્રસુતા, કોલેરા વાયુગોળા વગેરે રોગ માટે બ્રાન્ડી અકસીર દવા છે ખરી, પણ પરિણામ સારૂ આવે તે મુશ્કેલ છે, એટલે એનો સંસર્ગ થતાં કોઇ જીતેંદ્રિય વૈદ્યરાજ ઠેકાણે પડે તો પડે; નહીં તો એ દારૂ (બંદુકનો) દારૂ છે એમ જાણવું. બ્રાન્ડી પીવાથી યકૃતના રોગ, દેશી દારૂ પીવાથી કફ અને વાયુના રોગ થઇ, તે રોગોમાં દારૂડીઓ લેવાઇ જાય છે. એક મોટા રાજા અને મોટા ડાકટરની આવી સ્થિતિ જોઇ છે; ત્યાં બીજા ગરીબોના સ્થિતિ માટે તો શું કહું ?

જો આમાં કાંઇપણ શ્રેષ્ટતા હોતતો શરાબ પીને કોર્ટમાં બેસનાર શિક્ષાપાત્ર નહીં થાત. એટલે રાજાએ પણ તેને નિષિદ્ધ માનેલ છે.

અંગ્રેજી ડાકટરોનાં પુસ્તક જુઓ.—૧ ઇન્સપેકટર જનરલ સરજોન હોલ કે. સી. બી. ૨ સર ગાનીંટ હોર્સ્લી. ૩ સેક્ષપિયર યુરોપીયન. ૪ ડોકટર નેશનૂ. ૫ ડોકટર હંટર ઇત્યાદિ. તેમજ ૧ ડાકટર ત્રીભોવનદાસ મોતીચંદ કૃત ગ્રંથ. ૨ મુંબાઇ પ્રેસીડન્સીના વાર્ષિક રીપોર્ટ ૧૮૮૦ થી ૧૮૮૪ સુધીની જુઓ. સર્વમાં દારૂના અગણિત દુર્ગુણ પુરાવા સહિત લખ્યા છે. હાલમાં હિંદુસ્તાનમાં પંદર હજારથી વધારે દુકાનો થઇ ગઇ છે. પરિણામે ઇશ્વર એવું ન કરે કે, કેટલાક વર્ષમાં શરાબમાં નહીં પણ તેને બદલે ભઠ્ઠીમાં હિંદવાસીઓ પોતેજ બળી જાય!!

અહીં કહેવાનું જેટલુ યોગ્ય હતું તેટલુંજ કહ્યું છે. જેઓને મદ્ય અને માંસની બાબતમાં વિશેષ જોવું હોય તેણે આર્યોદ્ધાર ગ્રંથમાં× જોવું તેમાં તેની ઉત્પત્તિ, ગુણ, સ્વરૂપ, વૈદિક, લૌકીક અને સર્વ મતોના ધર્મ ગ્રંથની રીતિયુકત સવિસ્તર લખ્યું છે. (ઉપરોકત માંસ ભક્ષણ દારૂ સેવનના સંબંધમાં મેં મારી સંમ્રુતિથી જણાવેલ છે, એમ જાણવું.)*

---

× આ લિખિત ગ્રંથ મેં વાંચેલ છે. છપાયેલ જોયું નથી.

* **માંસ** ભક્ષ્યાભક્ષ્ય સંબંધે જો શબ્દ પ્રમાણમાં ઉતરીએ તોપણ દરેક ધર્મના ગ્રંથમાં વિધિ, નિષેધ એ બન્ને પક્ષ મળી શકશે, એ ઉભય પક્ષનો વિવાદ દીર્ઘ કાળથી ચાલ્યો આવે છે. વૈદ્યકનાં પ્રમાણ પણ ઉભયપક્ષના મળી શકે છે. કુદરત પણ એ નિર્ણય માટે ઉદ્યત નથી, (કિંતુ ઉભય પક્ષને અવસર આપે છે.) સર્વંયે ખાવું કે સર્વંયે ન ખાવું, એમ બોખ્યું નથી; કિંતુ તેના દેશ, કાળ, સ્થિતિ અને પરિણામપર દ્રષ્ટિ રાખવા સૂચવે છે. માટે આ વિષે યથામતિ લખેલ છે; કેમકે આ વિષયમાં માણુસ જાતી પોત પોતાની બુદ્ધિ, સંસ્કાર દેશ, કાળ અનુકુળતા પ્રતિકુળતા તથા પક્ષ પ્રમાણે વર્તે છે, વર્ત્યા છે, અને વર્ત્તશે. તેમજ કેટલેક અંશે દારૂ સંબંધમાં પણ એમજ જણાય છે. છતાં ગ્રંથકાર, સર્વે ન ખાવું, એમ ચોખ્ખી રીતે બોધ તો નથી, કિંતુ વર્તનારના દેશ, કાળ, સ્થિતિ અને

૭૧ **પ્રશ્ન**—મહારાજ, ત્યારે સામાન્ય રીતે લોકોમાં એવું મનાય છે કે પ્રાચીન કાળમાં ઋષિઓ યજ્ઞમાં પશુઓને હોમી

---

પરિણામ ભોગવવા પર દ્રષ્ટિ રાખવા સૂચવે છે (એ વગેરે ટીપણમાં ઉપર જણાવેલ છે). તેમજ હરકોઇ ઇતિહાસ વેત્તા, જે મત મતાંતરનું રહસ્ય જાણનાર હોય તેમજ દેશયાત્રા કરનાર, દેશકાળ સ્થિતિ વિચારનાર અને વ્યવહારિક અનુભવી પુરૂષ હોય તે આ વિષય માટે પોતપોતાની મતિ અનુસાર લખે વા કહે છે; કેમકે આ વિષયમાં માણસ જાતિને પોતપોતાની બુદ્ધિ, સંસ્કાર, દેશ, કાળ, અનુકુળતા અને પ્રતિકૂળતા પ્રમાણે વર્તવું પડે છે, પડયું છે. અને પડશે. અલબત્ત અજ્ઞમંડલ પોતપોતાના પક્ષને તાણી કલેશ વધારે છે, તે તેની હલકાઇ છે. છતાં ગ્રંથકારે જે લખેલ છે, તે પોતાની સંમતી જણાવે છે, એમ જાણવું. (એ વાત પોતેજ લખે છે એટલે કે મારી સંમતિમાં આમ છે એમ પોતે જણાવે છે).

વર્ત્તમાન કાળપર દ્રષ્ટિ નાંખતા અમને તો એમ ઠીક લાગે છે કે માંસાહાર અને મદ્યપાન (દારૂ માટે વિશેષ ભાગે પ્રતિકૂળ છે તોપણ) એ વિષયના ખંડન મંડનમાં બને ત્યાં સુધી ઉપેક્ષા રાખવી. જો જરૂર પડે તો એ બન્ને વિષયની ઉભય બાજુનું (લાભ હાની) સભ્યતાથી વર્ણન કરવું; કારણકે આપણા દેશમાં દ્વેષની તો કાંઇ કમી નથી, તો પછી મૂર્તિ અને આવા વિષયમાં ખેંચાતાણ કરીને શાસારૂ દ્વેષ વધારવો જોઇએ? વિશેષતઃ માંસના સવાલ માટે ધ્યાન રાખવાની જરૂર છે. કારણકે એ સવાલ દુષ્ટ ખુનીને મારી નાખવો કે નહીં તેના જેવો વિવાદ ભરેલો છે. મનુષ્ય સૃષ્ટિના આરંભ કાળથી આજસુધી તો આ તકરારનો નિર્ણય આવ્યો નથી, તેમ ભવિષ્યમાં અમુકજ નિશ્ચિત નિર્ણય થાય, તેમ જણાતું નથી. જૈન કાળમાં પણ ક્ષત્રી કોમે માંસના ઉપયોગનો નિષેધ કહ્યા છતાં પણ તેનો ત્યાગ કર્યો નહોતો. વર્ત્તમાનમાં તો તેને મળતી કોમ (મુ. ખ્રિ.) મુકાબલામાં છે, તોપછી એનો નિર્ણય થાય એમ લાગતું નથી. છતાં આ સવાલ કેટલીક વખત કોઇ સભા અથવા મંડળીમાં રજુ કરી તેના પર જો વિવેચન કરવામાં આવે છે તો દ્વેષની વૃદ્ધિ અને દેશહિતને હાની પહોંચતી જોવામાં આવે છે. માટે એવે સમયે મને તો આ સવાલ ઉભો કરવાની પણ ઉપેક્ષા છે, અને બીજો તેમ કરવા માને યા ન માને પણ હું તો મારા સુજ્ઞ બંધુઓને એમજ સલાહ આપું કે (ટોલરેશન, અતિરસ્કાર) રાખી આ સવાલ ઉઠાવવા અને તેના વિવેચન કરવાથી હાલમાં તો ઉપેક્ષા રાખવી; એજ ઠીક છે. (સંપાદક.)

તે પશુઓના જીવને સ્વર્ગે પ્હોંચાડતા અને વધ કરેલા પશુઓનું માંસ હોમીને પ્રસાદ તરીકે ખાતા, તેમજ તે મૃત્યુ પામેલા પશુઓને પુનઃ સજીવન કરતા, તે વાત સત્ય છે કે કેમ?

૭૧ ઉત્તર—આ સંબન્ધમાં કેટલાક સમર્થ ધુરંધર વિદ્વાનોનો મત એવો છે કે યજ્ઞમાં પશુહિંસા કરવાનું કે ત્હેના માંસનું ભક્ષણ કરવાનું પ્રાચીન ગ્રંથોમાં છેજ નહીં. છતાં હઠ કરીને આવી અસંભવ વાતોમાં કોઇ શ્રધ્ધા રાખે તો જણાવવું જરૂરનું છે કે વેદ અને ત્હેના મંત્રો તથા યજ્ઞ કરાવનાર બ્રાહ્મણો હમણાં પણ છે છતાં, તેઓ આવી રીતે સજીવન તો કરી શકતા નથી એ વાત પ્રત્યક્ષ પ્રમાણથી સિધ્ધ છે. એમ જો માનવામાં આવે કે સજીવ થઇ શકે છે તો પોતાના પિતા, પુત્રો વિગેરે ને હોમી પરીક્ષા કરવાથી તરત ખાતરી થઇ જશે. કેટલાક એમ કહે છે કે કળી કાળમાં આમ થતું નથી. ત્યારે જો સત્યયુગમાં પુનઃ સજીવ કરી શકાતાં હોય તો ત્યાં સુધી મુલ્તવી રાખવું એ ઇષ્ટ છે. પણ અહીં એક વાત તો વિચારો કે જો આવી રીતે સૃષ્ટિક્રમ વિરૂધ્ધ થઇ શકતું હોય તો આપણા મહર્ષિઓના મરણ શી રીતે થયાં અને ગરીબ બિચારી ગાયની દુર્દશા શું કામ થતે? શતપથ બ્રાહ્મણ કાંડ–૧૩ અ–૧–ન્રાહ્મમાં તો સ્પષ્ટ લખ્યું છે કે राष्ट्रं वा अश्वमेघः अन्न हिगौः अग्निर्वा अश्वः आज्यं मेघः ઇત્યાદી.

અહીં વિવિધ પ્રકારના યજ્ઞોનું વર્ણન છે. ન્યાય તથા ધર્મપૂર્વક પ્રજાનું પાલન કરે એવી વ્યવસ્થા રાજા બાંધે અને અગ્નિમાં ઘી આદિ દ્રવ્યોનો હોમ કરે ત્હેને અશ્વમેધ કહે છે. અન્ન, ઇન્દ્રિયો, પૃથ્વિ વિગેરે ને પવિત્ર તથા કાબુમાં રાખવાને ગોમેધ કહે છે. ત્હેમના સંબન્ધી આગળ જણાવેલું છે. આ પરથી જણાશે કે પ્રાચીન ગ્રંથોમાં પશુવધનું વિધાન હોય એમ માની શકાતું નથી. માંસાહારી વર્ગ આ વિવિધ પ્રકારના યજ્ઞના નામ વાચક પદોનો અર્થ જીવહિંસામાં ધટાવે છે તે અયુક્ત છે. સુજ્ઞ વાંચક તે સાદી બુદ્ધિથી પણ સહજ વિચારી શકશે. અંગ્રેજી ધર્મ ગ્રંથ બાઇબલમાં પણ પશુહિંસાનો નિષેધ કરવામાં આવ્યો છે.

મુસલ્માની ધર્મ સિદ્ધાંતમાં (કુરાનમાં સુરેઇનામ સિપારા ૮ અને સુરે ઉલમાય) પણ ઘણે ઠેકાણે પશુહિંસાનો સ્પષ્ટ અનાદર કરવામાં આવ્યો છે. આવું છે છતાં મુસલમાન તેમજ ખ્રિસ્તીઓ પોતાના સિદ્ધાંત વિરૂદ્ધ વર્તન રાખે છે. તેવા રીતે સંભવિત છે કે વામ માર્ગીઓએ પાછલા કાળમાં મંત્રોના ખોટા અર્થ યોજીને તેમજ નવીન ગ્રંથ રચીને હિંસા અને માંસાહારનો પ્રચાર કર્યો હોય. ગીતા વિગેરેમાં તો એનો ઉલ્લેખ સરખો નથી આવ્યો! અને કેટલાક શ્રુતિઓમાં બાહ્ય દૃષ્ટિએ એમ લાગે છે કે પ્રાચીન કાલમા અથવા ત્યારના ગ્રંથોમાં કદાચ પશુહિંસા હશે, પરંતુ વેદાંત વિગેરે અન્ય શાસ્ત્રો સાથે સમન્વય કરતાં શાસ્ત્રોના અન્ય અર્થ થાય છે. એટલે કેવળ ઇન્દ્રિયાસકત મનુષ્યો હિંસા કરે છે અને મોહ એ તેનું મુખ્ય કારણ જણાય છે. ધર્મસિંધુમાં કળિયુગ માટે યજ્ઞમાં તેમજ દેવકર્મમાં પશુવધનો નિષેધ કરવામાં આવ્યો છે. પણ વેદ અને મનુસ્મૃતિના સિધ્ધાંત સર્વ કાળ માટે છે આવા અપવાદ તેમાં નથી. તેમજ ધર્મસિંધુ એ કંઇ પ્રમાણ ગ્રંથ નથી.

વસ્તુતઃ વેદ, સ્મૃતિ અને શાસ્ત્રોમાં પશુહિંસાનો સર્વ કાલ માટે નિષેધજ છે. પ્રાચીન કાળના ઋષિઓ તે નિર્દોષ પ્રાણીઓના વધ કરનાર હિંસક ન્હોતા. બાકી આ જમાનામાં કાશીના એક દક્ષિણી પંડિતે અને સિદ્ધપુરના પંડિતે વેદ, સ્મૃતિ તો શું પણ ધર્મસિંધુની આજ્ઞાનું, પણ ઉલ્લંઘન કરી યજ્ઞમાં બકરાને હોમી ભક્ષ કર્યો હતો. સદભાગ્યે આવા પુરૂષો વાઘ કે સિંહને એ પ્રમાણે વિધિપુર્વક બાંધી પકડીને હોમવાનો પ્રયત્ન નથી કરી જોતા એવા દયાળુ છે!

૭૨—પ્રશ્ન—જો કન્યાનું લગ્ન થયા સિવાય કૌમાર અવસ્થામાં પિતાને ત્યાં રજસ્વલા થાય તો, માતપિતા અને ભાઇઓ નર્કમાં પડે, એમ ધર્મસિંધુ વિગેરે ગ્રંથોમાં લખ્યું છે, તે યોગ્ય છે કે કેમ?

૭૨—ઉત્તર—આ વાત યથાર્થ નથી; કેવળ અસત્ય છે. વેદ અને મનુસ્મૃતિ કરતાં નિર્ણયસિંધુ કે ધર્મસિંધુ (અથવા મતલબ સિંધુ) વિશેષ પ્રામાણિક ગણાય નહીં. ઋગવેદમાં સ્પષ્ટ લખ્યું છે:—

(ब्रह्मचर्य्येण कन्या युवानं विन्दते पतिम् १ गृम्णामि तेसौ भगत्वाय.
इत्यादि ऋ. अ. ८ व. १८ मं. २)

બ્રહ્મચર્ય પૂર્ણ થયા પછી યુવા સ્ત્રી અને યુવા પુરૂષનો વિવાહ થવો જોઇએ. તેમજ મનુસ્મૃતિમાં છત્રીસ (૩૬) વાર ઋતુ વંતી થયા પછી વિવાહ કરવો જોઇએ, એમ લખ્યું છે:—

त्रीणिवर्षाण्यु दीक्षेत कुमार्युमर्ती मती ॥ मनुस्मृति जुओ.

છાંદોગ્ય, બ્રહદારણ્યક ઉપનિષદમાં, બ્રહ્મચર્યની જેણે રક્ષા કરી છે એવો ૨૫ વર્ષનોપુરૂષ હોય, તે વિવાહ કરવા યોગ્ય છે, એમ જણાવ્યું છે. વળી ધન્વંતરી ભગવાને, સોળ વર્ષની કન્યા અને ૨૫ વર્ષે વરનો વિવાહ એટલે સંસગ થવાનું લખ્યું છે.

(जुओ सुश्रुत "उन षोडशवर्षायाम" इत्यादि.)

હવે જ્યારે માન્ય ધર્મશાસ્ત્ર મનુસ્મૃતિમાં છત્રીસ ઋતુ એટલે ૧૫ વર્ષ પછી પરણવાની આજ્ઞા કરી છે, ત્યારે બીજી સ્મૃતિઓના અયુક્ત લેખ* મનાયજ નહીં. તેમજ મનુસ્મૃતિ વિગેરે પ્રાચીન ગ્રંથોમાં પણ સ્વાર્થીઓએ સેળભેળ કરી છે, કેટલાક શ્લોકો ક્ષેપક છે એમ સિદ્ધ થયેલ છે માટે આ વિષયના વિધાન માટે વેદ ગ્રંથ શિવાય, બીજા ગ્રંથના વાક્ય પ્રમાણ મનાયજ નહીં. તે ઉપરાંત બાળલગ્ન નિષેધક ઘણા દાખલા સત્યાર્થપ્રકાશ અને આર્યોદ્ધાર ગ્રંથમાં એકત્ર કરી લખેલ છે, ત્યાં જોઈ લેવા×

એમ તો યવન, ક્રિશ્ચિયન, ક્ષત્રી, શૂદ્ર એ સર્વ યુવાન કન્યાને પરણાવે છે. હવે જો સર્વ નર્કમાં જાય તો એ બધાને માટે બીજાં કેટલાં બધાં નવીન નર્ક કરવાં પડશે? કારણકે પૃથ્વીપર બાળલગ્ન માનનારા બ્રાહ્મણો અને થોડાક વૈશ્યો છે. તેઓમાંજ બાળલગ્ન પ્રચલિત છે. અને તે બધાં મળી આશરે ચાર પાંચ કરોડ માણસો હશે; પરંતુ બાળલગ્ન ન માનનારા બીજા દોઢ અબજથી પણ વધારે છે. આમ છે તો પછી આપણે સંતોષ માનીશુ

---

* अष्टवर्षा भवेद गौरी. ઇત્યાદિ કલ્પિત વાક્ય.

× પ્રસિદ્ધ ગ્રંથ વ્યવહારદર્શન પણ જુઓ.

કે કન્યાને વેચનારા કેટલાકે બ્રાહ્મણો અને વૈશ્યો ધર્માત્મા થઇને વૈકુંઠમાં જશે, અને બીજાઓ નર્કમાં જશે! ભલે, આપણે કુવામાં નહીં તો થાળામાં તો ઉભા રહીશું; પણ બાપડી નિરપરાધી કન્યાઓને રડતી* અથવા વ્યભિચારિણી કે હિંસક તો નહીં જોઇશું.

અહીં આ સંબંધમાં કંઇક એવું અનુમાન કરી શકાય એમ છે કે આપણા દેશમાં બાળ લગ્નની રૂઢી મુસલમાની રાજ્ય પછી ચાલી હોય એમ જણાય છે. અન્યાયી મુસલમાનો, જડને પરમેશ્વર માનનારાઓની કુંવારી પુત્રીઓને દ્વેષથી પકડી લઇ જતા, કારણકે તેમના ધર્મમાં બીજાની પરણેલી સ્ત્રીનો છુટાછેડા થયા વીના લેવાનો નિષેધ છે. તેટલા માટે બાળલગ્નની રીતિ ચલાવવી પડી હતી, એમ સામાન્ય રીતે તપાસતાં જણાય છે. કદાચિત ઉપરોક્ત કારણને લીધે મુસલમાની વખતમાં બાળલગ્ન જાણીજોઇને ઉચિત માનેલ હશે, પરંતુ વર્તમાનમાં તો નીતિવાન રાજ્ય છે, માટે તે રીતિ કાઢી નાંખવી જોઇએ. તેમજ વર્તમાનમાં બાર વર્ષ સુધી સંસર્ગ ન કરી શકાય, એવું કાયદાનું પણ રાજ્ય તરફથી નિયંત્રણ છે. તો હવે બાળવિવાહને ધર્માનુકુળ માનનારાઓનો ધર્મ ગયો કે રહ્યો? છતાં પણ અવિચારી અને સ્વાર્થી પુરૂષો બાળલગ્ન માટે હજી પોતાના પેટના સ્વાર્થના હેતુથી આગ્રહ કરે છે. બાકી આ રૂઢીનું ખરાબ પરિણામ સહેજ જોઇ શકાશે કે આર્યાવર્ત્ત વીર્યહીન થયો, સંતાન ન્હાનાં અને દુર્બળ થવા લાગ્યાં, તેજ ગયું, શક્તિ ગઇ, વિદ્યા ગઇ, ટુંકી ઉમ્મર થઇ, આળસ વધ્યું, વ્યભિચાર વધ્યો, રોગ વધ્યો ઇત્યાદિ અત્યંત દુષણયુક્ત ખરાબ પરિણામ આવ્યાં છે. આ પ્રત્યેક હાનીનું વિસ્તાર પૂર્વક વિવેચન અને દ્રષ્ટાંત, ગ્રંથ વિસ્તારના ભયથી લખતા નથી. ટુંકામાં જો બુદ્ધિવાનો પોતપોતાના ધર્મગુરૂ અને જ્ઞાતિને આ વિષયના ગુઢ ભેદ અને વિચાર (રહસ્ય) તથા તેનાં લાભ હાની‡ જણાવીને

* ગત વસ્તીપત્રકમાં લખેલ છે કે, આર્યાવર્તમાં ૪ વર્ષની ઉમ્મરની વિવાહિત ૪૦૦ બાળક વિધવા છે. ઇત્યાદિ શોકપ્રદ વિગત છે.

‡ (કિશોર બાલકો કુચેષ્ટામાં ફસાઇને તમામ ઉમરનું દુઃખ પ્રાપ્ત કરે છે.)

તેમની હઠ છોડાવીને જો કોઇ ગુરૂકુલ વગેરે યોગ્ય રીતિએ સનાતન યુવા વિવાહની રૂઢી ચલાવશે તો, કાળાંતરે આર્યાવર્ત્ત પોતાની મૂળ સત્તા મેળવીને બળવાન થશે, અને સનાતન ધર્મનો પુનરૂદય થશે.

૭૩ પ્રશ્ન–મહારાજ, નિયોગ અને પુનર્લગ્ન કરવાં ઉચીત છે, કે કેમ?

૭૩ ઉત્તર—જ્યારે પતિ અગર પત્નીનું સંતાનરહિત મૃત્યુ થાય અથવા ઉન્મતપણું, અગર વંધ્યાદિ દોષ કારણ ઉત્પન્ન થાય, તો એવા આપત્તિકાળે સંતાનોત્પત્તિને માટે શાસ્ત્ર નિયમાનુસાર× પુરૂષ સ્ત્રીને વીર્યદાન આપે, અને સ્ત્રી પુરૂષ પાસેથી ગ્રહણ કરે. એ સંસર્ગ સંબંધીઓની સમ્મતિથી થાય. સ્ત્રી પોતાના પતિના ઘરમાં રહીને સંતાનોત્પત્તિ કરીને તે પુરૂષને આપે, અથવા પોતે રાખે, એનું નામ "નિયોગ" તરીકે વર્ણન કરવામાં આવ્યું છે. પ્રાચીનકાળમાં આ પ્રણાલિકા હતી. પૂર્વે નિયોગથી ઉત્પન્ન થયલા પુત્રો હતા એમ મહાભારત વિગેરે ગ્રંથોપરથી જણાય છે: "(તેમ નહીં તો, તે જાર કર્મજન્ય કહેવાય, પણ તે તો મહાત્મા–યોગ્ય પુરૂષ ગણાયા છે; માટે તેમ હોય નહીં.)" તેમજ આપદ્ધર્મ તરીકે આ નિયોગનું વિધાન વેદમાં પણ કથન કરવામાં આવ્યું છે. (જુઓ ઋ. મંત્ર ૧ સૂ. ૧ મં. ૧; ઋ. અ ૭ વ. ૧૮ મં. ૨; અ. કં. ૧૮ અ. ૩ વ. ૧; ઋ. અ. ૮ અ. ૩ વ. ૨૮ અને ૨૭ મં.)

પુનર્લગ્નનાં એ લક્ષણ છે કે, ઉપર લખેલા આપત્કાલમાં સંતાનોત્પત્તિ માટે પોતાના પતિના ઘરનો ત્યાગ કરી નવીન પતિના ઘરમાં રહીને સંતાનોત્પત્તિ કરે. આને પુનર્લગ્ન કહે છે. પુનર્લગ્ન જન્ય સંતતિ નવીન પતિની કહેવાશે.

---

× નિયોગ પ્રસંગના વીર્યદાન કાળમાં બન્ને જણાએ શરીરે ઘૃત મરદન કરવું પડે છે. આલિંગન–સ્પર્શન થતું નથી. ઇત્યાદિ ઘણા સખત નિયમો છે. તેનું રહસ્ય પણ આ સાથે સમજવાનું છે (મનુસ્મૃતિ જુઓ)

આ બન્ને વિષયનો સંપૂર્ણ વિચાર કરતાં લાભ હાની એટલાં તો છે કે, જો વિસ્તારથી વીવેચન કરવામાં આવે તો, બીજો ગ્રંથ બને; છતાં હાલમાં એ ઉપર ઘણી તકરારો ચાલે છે, અને પુનર્વિવાહ થવા પણ લાગ્યા છે, બન્ને પ્રકારમાં હાની સ્પષ્ટ છે. તેમજ આ ધર્મહીન વર્ત્તમાનકાળ માટે કાંઇક લાભ જેવો પણ છે. પણ જો ગુણ-કર્મ ઉપર વર્ણાશ્રમની મર્યાદા બંધાય તો, આપદ્ધર્મ તરીકે નિયોગ એ શ્રેષ્ઠ છે; બાકી વર્ત્તમાનમાં પ્રતિષ્ઠાહાની, જીવ હિંસા, વ્યભિચાર વૃદ્ધિ અને બાળ વિવાહ પ્રચાર વિગેરે દૂષણો તેમજ તેનાં અનિષ્ટ પરિણામો જોતાં કેવળ અક્ષતા બાલ વિધવાના પુનર્લગ્ન પણ યોગ્ય છે. અમ્હારો આંતરિય અભિપ્રાય તો આવો છે કે, ગમે તેમ કરીને પણ શુદ્ધ બ્રહ્મચર્યયુકત પચ્ચીસ વર્ષનો પુરૂષ, અને સોળ વર્ષની કન્યા થાય ત્યારે લગ્ન કરાય તો પુનર્લગ્ન અને નિયોગનો વખત આવેજ નહીં, અને કદાચિત કવચિત્ આવે તો તે સ્ત્રી વિદ્યા ભણાવે અને શાસ્ત્રીય જીવન જીવે પરંતુ લોકરૂઢી પ્રબળપણે વર્ત્તતી જોવામાં આવે છે તેથી આમ લખવું પડે છે કે, મોટા મોટા વિદ્વાન, બુદ્ધિવાન, અનુભવી અને પરિણામદર્શી મંડળ જે માને અને જે કરે તે ખરૂં.

## ભાષા શિક્ષણ વિચાર.

૭૪ પ્રશ્ન—સંસ્કૃત શિવાય અંગ્રેજી, ફારસી ઇત્યાદિ અન્ય ભાષાના શિક્ષણ નો નિષેધ છે ( ना वदेत यावनी भाषा. ) તેમજ જૈન વિગેરે અન્ય મતાનુયાયીઓના મંદિરમાં ન જવું (न गच्छेत जैन मंदिरं) એમ જે કેટલાકો કહે છે તે સંબન્ધમાં આપનો શો મત છે?

૭૪ ઉત્તર—આ પ્રકારની માન્યતા માત્ર દ્વેષમૂલક છે. તેમજ ઉદાર નહીં પણ ધર્માંધપણાની હઠવૃત્તિનું પરિણામ છે પતંજલી મુનીએ તો 'अप शब्द ज्ञान पूर्वकम्' કહી અપભ્રંશ ભાષાનું જ્ઞાન પ્રાપ્ત કરવાની પણ આજ્ઞા કરી છે. તેમજ જૈન મંદિરોમાં જવાથી અપવિત્ર થવાનું હોય તો તેઓના ગ્રંથમાં અન્યના મંદિરોમાં જવાથી ભ્રષ્ટ થવાનું જણાવ્યું છે.

આ એમાં સત્ય કીયું ? આવા વાકયો શાસ્ત્રોઅનુસાર ન હોતાં માત્ર સાંપ્રદાયિક સ્વાર્થીઓના પરસ્પર કલેશના દ્વેષવર્ધક સ્થિતિના સૂચક છે. પરિણામે અન્ય ધર્મવાળા અને અન્ય ભાષાવાળાની તાબેદારી ભોગવવી પડે છે. તો પણ અહીં એક બીજો વિચાર કરવાનો છે. (૧) 'જેની ભાષા ત્હેનો ધર્મ' એ અનુભવમાં સંપૂર્ણ સત્યાંશ છે. માટે જાતિ, ન્યાતી, કુટુમ્બ, સગાં, સંબન્ધી, ધર્મપુસ્તક, અને વ્યાપાર, તેમજ વ્યાપારિક ખત પત્રો હિસાબની વહી વિગેરે પુસ્તકો ઇત્યાદિ સર્વમાં વિદેશી ભાષા નજ વાપરવી. કારણકે તેથી જાતિયતાની અસ્મિતા જતી રહે છે, પરંતુ સામાન્ય રીતે જ્ઞાનનું સ્વરૂપ એવું છે કે તે કંઇ દેશી વિદેશી હોતું નથી. માટે સર્વ સારગ્રાહિ દ્રષ્ટિ રાખી ત્હેનો હોય ત્યાંથી સ્વીકાર કરવો એજ ઉત્તમ છે. એટલે આપણી ભાષાના વાહનદ્વારા પણ તે ઉતારવું. હઠાગ્રહી થઇ અન્ય ભાષાનું જ્ઞાન પ્રાપ્ત ન કરવું કે રાજભાષા ન શીખવી એ માત્ર અતિ સંકુચિત વૃત્તિનું પરિણામ હોઇ હાનીકારક પણ છે.

૨. હજી એક બીજો વિચાર અન્ય દ્રષ્ટિયે કરવાનો રહે છે. અને તે એ કે સંસ્કૃત ભાષામાં જે અમૂલ્ય બોધક પુસ્તકો લખાયલાં છે ત્હેનું વિદેશી ભાષામાં ભાષાંતર કરવું કે કેમ ? એક રીતે એમ બને છે કે ભાષાંતર કરવાથી મૂલ ભાષાના જીવનને હાની થાય છે, અને તે રીતે ત્હેના અભ્યાસમાં ન્યુનતા થાય છે. તો પણ અન્ય રીતે વિચાર કરતાં જણાશે કે ભાષાંતર થવાથી સંસ્કૃત ભાષામાં જે જ્ઞાન રહેલું છે ત્હેની કીંમતમાં વૃદ્ધિ થઇ ત્હેનો આદર, અભિરૂચી અને પ્રસાર થવાનો વિશેષ સંભવ રહે છે. અને કાલાનુસાર વર્તમાનમાં જો તેમ કરવામાં ન આવે તો પરભાષાના પ્રસારણથી સંસ્કૃત ભાષાનો પ્રચાર નહીં જેવો રહ્યાથી એમાં જે ઉપયોગી જ્ઞાન રહેલું છે તે લુપ્ત થઇ જશે. એટલુંજ નહીં પણ પર ભાષાના પ્રચારના અતિશયપણાના સંસ્કારનું પ્રાબલ્ય થવાથી ત્હેની અસર ધર્મને પણ થઇને ધર્મનષ્ટ થશે એટલા માટે વિવિધ ભાષાના ગ્રંથોના ભાષાંતરો થાય એમાં હાની

કરતાં લાભ અધિક છે. ખરૂં જો કહીએ તો ત્હેમની નવલક થાદિ પુસ્તકોનું અવતરણ આપણી ભાષાઓમાં કરવામાં આવે ત્હેના કરતાં આપણા પ્રાચીન ગ્રંથોનું વાસ્તવિક તાત્વિક રહસ્ય ત્હેમને આપણે આપીએ તો અધિક પ્રમાણમાં લાભ થશે અને આપણી પ્રાચીન સંસ્કૃતિ માટે ત્હેમને સન્માન થશે.

## પરદેશગમન વિચાર.

૭૫ પ્રશ્ન—ગુરૂવર્ય, પરદેશગમન કરવું એ શાસ્ત્ર વિહિત તેમજ ધર્માનુકૂલ છે કે કેમ ? કારણકે પ્રચલિત લોકમત એવો છે કે પરખંડમાં જવાને માટે વહાણ, નૌકા ઇત્યાદિ વાહનોમાં ખાનપાનાદિક કરવું પડે છે, તેમ ભક્ષ્યાભક્ષ્ય પણ કરવામાં આવે છે, તેથી ધર્મભ્રષ્ટ થવાય છે. આવી માન્યતા હોવાથી પરદેશગમન કરનાર મનુષ્યોની સાથે જ્ઞાતિવ્યવહાર રાખવો ઉચિત છે કે કેમ ?

૭૫ ઉત્તર—પરદેશગમન કરવું એ ઉન્નતિ માટે આવશ્યક તેમજ ઉચિત છે. એમાં શાસ્ત્રનો કોઇપણ પ્રકારે બાધ નથી. જેઓ એમ કહે છે કે પરદેશગમન કરવાથી ધર્મભ્રષ્ટ થવાય છે તેઓ વિવેકરહિત અને બુદ્ધિહીન છે. પ્રાચીનકાળમાં જ્યારે આર્યપ્રજાનું પૂર્ણ સામ્રાજ્ય હતું, અને આર્યધર્મ એની ઉન્નતિને શિખરે હતો તે વખતે ઉદ્દાલક, વ્યાસ, અર્જુન વિગેરે સ્વધર્મનિષ્ટ નામાંકિત મનુષ્યો પરખંડમાં ગયા હતા, એટલુંજ નહીં પણ ત્યાંની પ્રજા સાથે લગ્નવ્યવહાર સુદ્ધાં કર્યો હતો. મહાભારત વાંચવાથી આ વાતની પ્રતીતી થશે. ભક્ષ્યાભક્ષ્ય કરી ભ્રષ્ટ થવું કે કેમ, એ પ્રત્યેક વ્યકિતને સંબન્ધ કરનારી બાબત છે. ત્યાં જવાથી અભક્ષ્ય ગણાતાં પદાર્થોનો આહારવિહાર કરવોજ પડે, એવું કંઇ નથી. યુરોપ, અમેરીકાદિ દેશોમાં ઘણા વિદ્વાન, બુદ્ધિવાન, તેજસ્વી મનુષ્યો મદ્ય, માંસાદિ વર્જ્ય વસ્તુઓનો સ્પર્શ સુદ્ધાં કરતા નથી અને નિરોગી રહી શકે છે. એમ તો અહીં મદ્ય માંસાદિની નિષેધક કથા નિત્ય કરવામાં આવે છે છતાં વિશેષ ભાગમાં ગુપ્ત તેમજ પ્રગટ રીતે ખાવા

માં આવે છે ત્હેને કશું કરવામાં આવતું નથી, અને તેઓ અગર અન્ય મનુષ્યો આર્થિક ઉન્નતિ કે વિદ્યા સંપાદન કરવા જાય કે તરત જ્ઞાતિ તરફથી બહિષ્કાર કરવામાં આવે છે આ કેવળ અન્યાયી, ધર્મ વિરોધી અત્યાચાર છે. વળી જ્ઞાતિના આ મનુષ્યો પોતાના સિધ્ધાન્તની વિરૂધ્ધ આ પ્રકારની શિક્ષા કરે છે. અર્થાત તેઓ જન્માનુસાર (વીર્યપર) જાતિ કે જ્ઞાતિ માને છે તો. પછી ત્યાં જવાથી જનારની જાતિ કે વર્ણ તો બદલાતાં નથી. અને જો ગુણકર્માનુસાર વર્ણ-વ્યવસ્થા સ્વીકારવામાં આવે તો ભક્ષ્યાભક્ષ્યની આ દલીલ ત્યાં જવાથી કે અહીં રહેવાથી સર્વત્ર સરખી છે, અર્થાત ચાલેજ નહીં. વાસ્તવીક રીતે વિચારતાં વધુ સંભવિત તો એ લાગે છે કે આર્યાવર્તનું એક સમયનું વિદ્યા રૂપી ધન ઢંકાઇ ગયું છે અને શકિતસંપન્ન ઉદ્યોગી કે ઉત્સાહિ મનુષ્યો વિદ્યાકળાની પ્રાપ્તિ અર્થે ત્યાં જઇ જયારે પાછા ફરે ત્યારે અજ્ઞાન અને સ્વાર્થી વર્ગની અજ્ઞાનતા બહાર પડે છે, અને ધર્મને નામે ચાલતા અનેક ઢોંગોનો તેઓ અનાદર કરે છે તેથી અજ્ઞાની, સ્વાર્થી મંડલ તરફથી ત્યાં જવાનો પ્રતિબંધ કરવામાં આવે છે. અરેરે જે આર્યાવર્તની પ્રજા એક કાળે સર્વત્ર સામ્રાજ્ય ભોગવતી હતી, જેની ઉન્નતિ સકલ જગતમાં સર્વોત્કૃષ્ટ હતી ત્હેની આવી સંકુચિત મર્યાદામાં સંકડાઇ રહેવાની દુર્દશા ! જે આર્ય પ્રજા પોતાનું જ્ઞાન સકલ સૃષ્ટિને આપતી તે આજે પોતાના જ્ઞાન અને રાજ્યને ગુમાવી બેઠી છે, એટલુંજ નહિ પણ જે કોઇ સંપાદન કરવા જાય છે ત્હેની પણ આડે આવે છે, આ તે કીયા પ્રકારનો ધર્મ ?

અમારી માન્યતા પ્રમાણે પરદેશગમન કરનાર મનુષ્ય ભક્ષ્યાભક્ષ્ય રહિત હોય તેનું સારી રીતે સન્માન કરવું જોઇએ, છતાં જો કોઇ ભક્ષ્યાભક્ષ્ય કરે તો પરોપકાર કરવાના હેતુથી યોગ્ય આર્થિક શિક્ષા કરી પ્રાયશ્ચિત આપી પંકિતમાં સ્વીકારવો જોઇએ. હા, ગૌ માંસાદિના સેવન કરનારનો આર્ય ધર્મમાં સ્વીકાર ન કરવો એ ઉચિતજ છે.

## ભુગોળ અને ખગોળ વિષયક સામાન્ય વિચાર.

૭૬—મહારાજ, હવે (આ સકલ બ્રહ્માંડ અને પ્રાકૃતિક જગતનાં) ભૂગોળ અને ખગોળ શાસ્ત્ર સંબન્ધી કેટલુંક જાણવાની જીજ્ઞાસા થાય છે. કે (૧) આ પૃથ્વિ વિગેરે ગ્રહો એ શું છે? (૨) અને ત્હેનો આકાર, ત્હેની વૃત્તિ અને ગતિ કેવી છે અને તે કેમ બન્યાં છે અને કેમ સ્થિર રહ્યાં છે?

૭૬—પૃથ્વિ અને અન્ય ગ્રહો એ આપણી પૃથ્વિના જેવાજ છે. તેમાં કોઇ ગોળ અને કોઇ લંબગોળ, લાંબા એવી વિવિધ આકૃતિના છે. વેદ તથા વર્તમાન પાશ્ચાત્ય વિદ્વાનો ત્હેમાં વસ્તી હોવાનું જણાવે છે. પણ તે વસ્તી કેવા પ્રકારની હશે તે કહી શકાતું નથી. સૂર્ય અને પૃથ્વી જેવી રીતે પરિક્રમણ કરે છે તેવી રીતે આ ગ્રહો પણ ગતિમાન છે. કોઇ ગોળ અને કોઇ લાંબી રેખામાં ભ્રમણ કરે છે. સૂર્ય એ દેખવામાં સ્થિર છે, એક પ્રકારની કાળી ભૂમિ જણાય છે. આસપાસના ગ્રહોના સંઘર્ષણથી તેજ ઉત્પન્ન થઇ બન્યું રહે છે. તેથી અગ્નિના ગોળા જેવું દેખાય છે, અથવા તેજ અગ્નિથી વીંટાએલું દેખાય છે. દૂરબીનથી સૂર્યનું અવલોકન કરતાં તેપર કાળા રંગના ધાબાં દેખાય છે. તે શું છે ત્હેનો હજી નિશ્ચય થયો નથી સૂર્ય, તારા હિરણ્યગર્ભ (ઇથર) વિગેરે સર્વ પદાર્થો ઇશ્વરની અનંત શકિતથી પરમાણુઓના સંચય વડે બન્યા છે, તે સર્વ ગ્રહો હિરણ્યગર્ભ (ઇથર)રૂપી સમુદ્રના સમાન રહેલા છે, તેમના ગુરૂત્વ અને ઇથરની લચકને લીધે તેઓમાં ગુરૂત્વ અને લચકના નિયમ પ્રમાણે ગતી થયા કરે છે. એ ગુરૂત્વ અને લચકના વ્યાપાર આકર્ષણ એ નામ અપાયેલું છે * એ સર્વ એટલે ગ્રહો તેના ગુરૂત્વ તથા હિરણ્યગર્ભ—સહિત શેષ—પરમાત્માને આશ્રયે રહેલા છે.

(૩ પ્ર)—ઉપરના અને નીચેના સપ્ત લોક માનવામાં આવે છે તે કેવા છે?

(ઉ.)—પૃથ્વીની ઉપર નીચે તારાગણ શિવાય અન્ય લોક નથી. તેજ, વાયુ અને જળના પરમાણુઓના વિભાગોને ભૂઃ વિગેરે લોક કહેવામાં આવે છે. જેમકે વાયુના સાત વિભાગ છે, તેમ અન્ય વિભાગ પણ છે. વળી ભૂઃ, ભૂવઃ, સ્વઃ, મહ, જન, તપ, સત્ય, ઇત્યાદિ સપ્ત લોક નથી, પણ તે તો ઇશ્વરના નામ

---

* આ વિષયનો વધારે ખુલાસો "તત્વદર્શન" અને બ્રહ્મ સિદ્ધાંત ગ્રંથમાં છે.

છે (ઉપનિષદ જુઓ.)* નીચેના સપ્ત લોક અતલ, વિતલ, સુતલ, મહાતલ, તલાતલ, રસાતલ, પાતાલ વિગેરે પૃથ્વીનાજ વિભાગો છે. અર્થાત આપણી પૃથ્વીની નીચેનો ભાગ છે તે પાતાલ છે; અને તે અમેરિકા છે. તેમ ત્હેના તરફથી આપણે પાતાલ દેશવાસી કહેવાઇએ છીએ. કેટલાક વિદ્વાન ભૂઃ વિગેરે અને અતલાદિ વિગેરે રૂપમાં બ્રહ્માંડના ૧૪ વિભાગ પાડે છે.

(૪ પ્ર)—જે તારાઓ ખરતા જોવામાં આવે છે એ શું છે? (૫) ગ્રહોનું આકર્ષણ કેવા પ્રકારનું છે?

(૪ ઉ)—તારાના ખરી જતા જે ભાગો જોવામાં આવે છે એનું ખરૂં કારણ શું છે ત્હેનો ચોકકસ નિર્ણય હજી થયો નથી. પણ તેજ લોકના કોઇ પહાડ પર્વત વિગેરે વિભાગ જ્યારે છૂટા પડીને અન્ય આકર્ષણને લીધે ખસીને સ્થિત્યંતર કરે છે, ત્યારે તે સૂર્યના પ્રકાશને લીધે તેમજ ત્હેની શિઘ્ર ગતિ હોવાને લીધે ચળકતા દેખાય છે. દ્રષ્ટાંત તરીકે આપણી પૃથ્વીની અંદરનો ભાગ જ્યારે ઉપસે છે ત્યારે ત્હેમાંનો કેટલોક ભાગ બ્હાર ચાલ્યો જાય છે, †(જાપાનમાં

---

* કોઇ એમ માને છે કે, દરેક પરમાણુને સાત આવરણ છે. તે સ્થૂળ સૂક્ષ્મ આવરણનું નામ ભૂઃ વિગેરે છે. એ સાતે આવરણ–લોક ઓતપ્રોત છે.

† સંવત ૧૯૬૨ સને ૧૯૦૫ ઇસવી તા૦ ૪,૫ એપ્રિલને દિવસે હિંદુસ્થાનના ઉત્તર ભાગમાં ભૂકંપ થયો. ભૂકંપ થયા પૂર્વે ૧૦ દિવસ પહેલા જવાળામુખીનો જ્યોતિ બંધ પડયો, પછી લગભગ ૧૭ ફુટ ઉંચી જવાલા નિકળી. પછી ભૂકંપ થયો. ભૂકંપના આંચકાથી ન્હાના ગામો જમીનદોસ્ત થઇ ગયા. ધર્મશાળા, કાંગડા, પાલમપુર વગેરે મોટા મોટા શહેરોનો નાશ થયો. હજારો માણસ મરી ગયા. કાંગડાનો નામાંકિત ગઢ ભાંગી જમીનની બરાબર થઇ ગયો. લાહોરમાં મકાન પડી ગયા. શિમલામાં તો ૧૫ દિવસ સુધી આંચકા લાગ્યા. ઇત્યાદિ. પ્રસિદ્ધ કર્ત્તા.

ઘણી વખત આવું બને છે.) તેવી રીતે આ ખરતા ભાગો એ અન્ય ગ્રહોમાંના (વાઇથરમાં ફરતા) છૂટા પડેલા કટકાઓ છે. એ ખરેલો ભાગ જ્યારે કોઇ ગ્રહમાંથી છૂટો પડે છે ત્યારે તે ઘણા મોટા આકારનો હોય છે, પણ ગતિ થતાં થતાં કટકા થતા જાય છે અને ન્હાના બની જાય છે અને તે આપણી પૃથ્વીપર પડતા જોઇએ છીએ. ત્હેનું બંધારણ તપાસતાં રસાયનિક ખનિજ પદાર્થોનું મિશ્રણ જોવામાં આવે છે, (પ્રદર્શનોમાં પણ જોઇએ છીએ). સૂર્ય અને ચંદ્ર શિવાયના જે અન્ય ગ્રહો છે ત્હેનું આકર્ષણ આપણી પૃથ્વી ઉપર ઘણું થોડું પડે છે. (આકર્ષણનું ખરૂં સ્વરૂપ શું છે તે સંબન્ધી આપણું જ્ઞાન ઘણું મર્યાદિત છે. જાણવામાં નથી× આવ્યું.) ઉપરાંત સૂર્ય, અને ચંદ્રની વ્યવસ્થા તો પાછળ કહી છે.

(૬ પ્ર.)—વાદળા, વિદ્યુત, ગર્જના, ઇન્દ્રધનુષ, ચંદ્રમંડળ, અને કરાં એ શું છે?

(૬ ઉ.)—સમુદ્રમાંથી સૂર્યની ગરમી વડે પાણી બાષ્પરૂપે બની વાયુદ્વારા ઉપર ચ્હડે છે. વાયુના બળે સૂર્યના કીરણો પ્રસરાએલાં હોવાથી ઉપર અતિ ઠંડી પડવાથી તે પાણી હિમની પેઠે જામીને વાદળરૂપે દેખાય છે. તે વાદળ જ્યારે વાયુને લીધે એકબીજા સાથે અથડાય છે ત્યારે તુટીને કટકા થઇને કરાં પડે છે. અને સૂર્યના સામીપ્યથી જ્યારે વધારે ગરમી પડે છે અને પવન જ્યારે કેટલાંક કારણોને લીધે બંધ પડે છે ત્યારે તેજ વાદળાં પીગળીને વરસાદરૂપે નીચે પડે છે. એ વાદળાં વાયુને લીધે એક બીજા સાથે અથડાય છે ત્યારે તે અથડાયલા વાયુના શબ્દને ગર્જના કહેવામાં આવે છે. હવે વિદ્યુત શું છે તે જોઇએ. આર્યાવર્તના ઉત્તર ભાગમાં લોખંડની નાળના જોડા પહેરીએ તો બરફપર ચાલી શકાય

---

× હાલના વિદ્વાન ગુરૂત્વને આકર્ષણ કહે છે. એટલે તે સ્વરૂપે કોઇ પદાર્થ નથી, એમ માને છે. તત્વદર્શન નામ ગ્રંથમાં બીજી રીતે એટલે ગુરૂત્વ અને ઇથરની લચકથી ગ્રહ વગેરે પદાર્થોમાં જે વ્યાપાર (ખેંચાણ, દૂર થવું) થાય છે તેનું નામ આકર્ષણ એમ નિર્ણય કરેલ છે. ખરૂં જોતાં હજી ખરૂં સ્વરૂપ જણાયું નથી.

છે, અને તે બરફ સાથે ઘસાય અથવા બરફના કે બીજા બે પત્થરને ઘસીએ તો અગ્નિ ઉત્પન્ન થાય તેવી રીતે અનન્ત ક્રોસમાં ફેલાયલાં વાદળાંમાં એકબીજાની ગતિ અને અથડામણુને લીધે વાયુના ઘર્ષણથી ઉત્પન્ન ( ઉદ્ભવ ) થતી અગ્નિની લીટી દેખાય છે, તે વિદ્યુત છે. તે જો પૃથ્વીની પાસે હોય અને તે અગ્નિને ખેંચનાર આકર્ષણ ( ગુરૂત્વ, પથરની લચકનો વ્યાપાર ) સન્મુખ હોય તો તે વિજળી પૃથ્વીપર પડે છે, અને વૃક્ષ, માણસ વિગેરેને બાળી નાંખે છે. પૃથ્વીમાંથી કેટલાંક તત્વો તથા સૂર્યના કિરણોના આકર્ષણવડે ભેળાં થઇ સૂર્યનાં જે કિરણો, વાદળરૂપ જળમાં પ્રવેશ થતાં આકર્ષણના નિયમાનુસાર જે રાતો, પીળા રંગનો ધનુષ્ય જેવો આકાર બને છે ત્હેને ઇંદ્રધનુષ કહેવામાં આવે છે. ધનુષ્યાકાર ધારણ કરવાનું કારણ એ છે કે જેમ વંટાળીઓ વાયુના ચક્કરને લીધે લાંબો દેખાય છે જેવી રીતે છીદ્રમાંથી સૂર્યના કીરણો અનેક રંગના ભાસે છે તેવી રીતે મેઘજળમાં ત્હેનો આકાર થાય છે. માત્ર ચંદ્રના આકર્ષણને લીધે હવાના નિયમાનુસાર વાદળાનો ગોળ આકાર બને છે ત્હેને ચંદ્રમંડળ કહેવામાં આવે છે.

(૭ પ્ર.)—રાત્રિ દિવસ વધતાં ઓછાં થવાનું કારણ શું છે ?

(૭ ઉ.)—રાત્રિ દિવસ ન્યુનાધિકય થવાનું કારણ એ છે કે પૃથ્વી ઉત્તર ભાગમાં ઉંચી છે, તે બાજુની ધરી તેજ બાજુ રહે છે વળી સૂર્યની આસપાસ અંડજ આકૃતિમાં ભ્રમણ કરે છે, તેથી સૂર્ય દૂર અને સમીપ થવાથી ગતિના ભેદથી ન્હાનો મોટો દિવસ થાય છે. પૃથ્વી ગોળાકાર હોવાથી, ત્હેના કિનારા પર નારંગીની પેઠે પોલ હોવાથી ત્યાં ૬ માસના રાત્રિ દિવસ થાય છે, કેમકે ગતિના પ્રકારને લીધે તે ભાગ ૬ ૬ માસ સુધી સૂર્યની સન્મુખ કે વિમુખ રહે છે.

(૮ પ્ર.)—પૂછડીયા તારા એ શું છે ?

(૮ ઉ.)—પૂછડીયા તારો એક નથી પણ અનેક છે. અન્ય તારાઓ કરતાં ત્હેનો આકાર વિલક્ષણ પ્રકારનો હોય છે કારણ તે હજી યોગ્ય સ્થિતિમાં આવેલો નથી હોતો. તેથી અન્ય પ્રકારનો ભાસે છે. સૂર્યની પાછળ પરિક્રમા કરતાં ત્હેને બહુ દીર્ઘ-

કાળ થાય છે એટલે તે તે સમયે તે દેખાય છે. એ તારાઓની પૂછડી તે ખરેલા (ઘટ્ટ ન થયેલા) પરમાણુ માત્ર છે, તે ધીમે ધીમે પૂછડીયા ગ્રહમાં મળતાં જાય છે, તેથી ગ્રહ મોટો થતો જાય છે અને પૂછડી ટુંકી થતી જાય છે. સંક્ષેપમાં આ સર્વ વિખરાએલા જુથ્થમાંથી હજી પોતાના રૂપમાં આવ્યા નથી માટે આવા દેખાય છે.

(૧૦ પ્ર.)—ધ્રુવમંડળ, સપ્તઋષિ એ મનુષ્ય છે કે શું છે ?

(૧૦ ઉ)—ધ્રુવ, ચંદ્ર, સપ્તઋષિ એ મનુષ્યો નથી પણ ગ્રહો છે. જે માણસે ત્હેની પરીક્ષાદ્વારા ગણત્રી કરી ત્હેણે એનું નામ પોતાના નામ ઉપર અથવા ત્હેના ગુણને લઇને રાખ્યું છે. ધ્રુવ એ ઉત્તરમાં છે. કેટલાક ઉત્તર અને દક્ષિણ એમ બે માને છે. અને ઘણાં દૂર હોવાથી સીધી લીટીપર આવતાં જતાં એટલે ગતિમાં હોવા છતાં પણ સ્થિર દેખાય છે. અને સપ્તઋષિ અથવા ત્હેના જેવી સપ્ત માંકડી ત્હેની આસપાસ ભ્રમણ કરે છે.

(૧૧ પ્ર.)—કોઇ ગ્રહ ફરે છે અને કોઇ નથી ફરતા ત્હેનું શું કારણ ?

(૧૧ ઉ.)—આ અનન્ત બ્રહ્માંડમાં આપણા સૂર્ય ને એનું સૂર્યમંડળ છે તેમ જે તારાઓ ચળકતા જોવામાં આવે છે તે બીજા સૂર્યમંડળના સૂર્યો છે, તે પોતાના મંડળના કેન્દ્ર ભાગમાં આવેલા છે, તે પરસ્પરના આકર્ષણથી સ્થિર રહેલા જણાય છે માટે નથી ફરતા (એમ વ્યવહરાય છે.) અને કેટલાક કેન્દ્રમાં ન હોવાથી આકર્ષણના બળને લીધે ફરે છે. વસ્તુતઃ તમામ સુર્યાદિ ગ્રહ અને ધ્રુ તથા ઉપગ્રહ—એ સર્વ ગતિમાં છે.

(૧૨ પ્ર.)—પૃથ્વિનો વિસ્તાર કેટલો છે ?

(૧૨ ઉ.)—પૃથ્વિનો પરિઘ આશરે ૨૪૦૦૦ મૈલ છે. હોકાયંત્ર સાથે રાખી બસો ચારસો મૈલ પૂર્વ પશ્ચિમ જવાથી તેની ખાતરી થઇ શકે છે. એટલે મુસાફરી કરતાં જો હોકાયંત્ર ન હલાવશો તો ૭૪ ગાઉમાં એક ડીગ્રી—દરજ્જો ખસેશે. આવી પરિક્રમાદ્વારા પૃથ્વી ગોળાકાર છે એ સિદ્ધાન્તનું સ્થાપન અને પરિધિનું માપ થઇ શકયું છે.

(૧૩-૧૪ પ્ર.)—લંકામાં કોઇ જઇ શકે છે કે નહીં? અને ત્યાં શીંગડાવાળા રાક્ષસો વસે છે કે નહીં?

(૧૩-૧૪ ઉ.)—લંકાની આસપાસનો ઘણો ભાગ ડુબી ગયો છે એ હકીકત સર્વના જાણવામાં છે. લંકા સાથે સર્વ વ્યવહાર વર્તમાનમાં થાય છે એ પ્રત્યક્ષ જોઇએ છીએ. ત્યાં કુંભકરણ, સતિ થયેલા સુલોચના રાવણના ચિન્હો છે, પણ ત્યાં રાક્ષસો અને શીંગડાવાળા મનુષ્યો વસે છે એ કપોલ કલ્પના છે. આમાં એવું રૂપક કલ્પી શકાય છે કે અનીતિ અને દુષ્ટ કર્મ જેનામાં હોય તેજ એ શીંગડાવાળા રાક્ષસો છે.

(૧૫ પ્ર.)—લંકા અને દ્વારકા સમુદ્રના જળમાં ઢંકાયલા છે કે કેમ?

(૧૫ ઉ.)—લંકા સંબન્ધી કહેવાઇ ગયું છે. દ્વારકા કોઇ કાળે જળપ્રલયમાં ડુબ્યું હોય પણ વર્તમાનમાં જે છે તેહેની સાથે તો સર્વ પ્રકારનો વ્યવહાર થાય છે. લંકા સુવર્ણની છે જે એવી ઉપમાં આપવામાં આવે છે તેહેનું પ્રયોજન એવું સંભવી શકે છે કે જાવંત્રિ જાયફલાદિના વૃક્ષોના પાંદડા સોનેરી અને સ્વચ્છ હોવાથી તે ઉપર જ્યારે સુવર્ણના કીરણો પડે છે ત્યારે સમુદ્રમાં ફરનારાઓને દૂરથી સુવર્ણ જેવું ચળકતું માલમ પડે છે, અથવા અનુમાન છે કે પ્રાચીનકાળમાં ત્યાં સુવર્ણની ખાણો ઘણી હશે, તેથી આ પ્રકારનું રૂપક કલ્પ્યું હશે. પણ ત્યાંના મકાન વગેરે સુવર્ણના છે એમ નથી.

(૧૫ પ્ર.)—ગિરનાર, ઢોંસી,* મેરૂ× વિગેરે પર્વતો તેમ નારાયણ સરોવરની પાળ વિગેરે સુવર્ણનાં છે કે કેમ?

(૧૫ ઉ.)—આ પણ એક રૂપકાલંકારથી એ પ્રદેશની ભૂમિનું વર્ણન છે. કેટલેક સ્થળે ત્યાંની માટી સુવર્ણની રજ મિશ્રીત છે પણ એ પરથી એવું ઘેલું અનુમાન કરવાનું નથી કે ત્યાંના પત્થરો પણ સુવર્ણના છે.

---

* આનું મુખ્ય નામ આર્ચીક પર્વત છે. ચ્યવન ઋષિયે અહીં તપસ્યા કરેલી. રેવાડી જંકશનથી ૨૫ માઇલ પશ્ચીમમાં આવેલો છે, અગ્રા એક તેહેને "સુવર્ણનો હતો," એમ કહે છે.

× મેરૂ—અર્થાત સીમા, પૃથ્વીના વચલા પરિઘનું નામ, જેમ નારંગી વચ્ચેમા પરિઘના મધ્ય ભાગમાં ઉપસેલો હોય છે તેમ પૃથ્વીનું સમજવું પૃથ્વીના પરિઘની મધ્ય ભાગની ઉંચાઇ આશરે ૪૦૦ મૈલ છે.

(૧૬ પ્ર.)—પ્રાચી વડ, અક્ષય વડ વિગેરે વૃક્ષ પાંચ હજાર વર્ષ પૂર્વના છે કે નહીં ?

(૧૬ ઉ.)—જે વડ આગળ શ્રી કૃષ્ણચંદ્રનું મૃત્યુ થયું તે વૃક્ષને 'પ્રાચી' વડ કહેવામાં આવે છે. તે મૂલ વૃક્ષ હમણાં નથી પણ ત્હેને સટે અન્ય વડના વૃક્ષને 'પ્રાચી' વડ તરીકે ઓળખવામાં આવે છે. પ્રયાગરાજ આગળ જે અક્ષયવડ છે તે પણ પાંચ હજાર વર્ષપરનું જીર્ણ થયલું નથી પણ નવીન છે અને માત્ર ચતુરાઇથી તેજ છે એવું દર્શાવે છે. આટલાં બધાં વર્ષના દીર્ઘાયુષી વૃક્ષો નથી. જો હોય તોયે શું ? જોકે છે તો નહીં.

(૧૭-૧૮ પ્ર.)—ધરતીકંપનું કારણ શું છે ? (૧૯) જવાળામુખી અને ચંદ્રકૂપ એ વસ્તુતઃ શું છે ?

(૧૭-૧૮ ઉ.)—સાંભળો, પૃથ્વીનો વ્યાસ આશરે ૮ હજાર મૈલ છે, ત્હેમાં જો એ મૈલ ઉંડું ખોદીએ તો ત્યાં પાણી અગર પ્રવાહીરૂપે તત્વો હોય છે અને એટલા તો ઉષ્ણતા હોય છે કે ત્યાં મનુષ્ય જીવી શકે નહીં. પૃથ્વીના મધ્ય બિંદુ આગળ ઉષ્ણતાનું પ્રમાણ એટલું બધું હોય છે કે ભૂમીના ગર્ભની અંદરના તમામ પદાર્થો પ્રવાહિ રૂપે રસ રૂપે હોય છે. પૃથ્વી છિદ્રોવાળી છે. પૃથ્વીપરના સમુદ્રનું પાણી આ છિદ્રોમાં જાય ત્યારે તે ઉષ્ણ રસમાં મળીને રસ સહિત ઉકળીને પરપોટા થાય છે. અને જયારે ત્હેના બળનું પ્રમાણ અતિશય હોય છે ત્યારે પૃથ્વીના પડને ભેદીને આકાશ તરફ ફુવારા સમ ઉડે છે. ત્હેને લીધે પૃથ્વીના ઘણા ભાગમાં ચીરાડા પડી જાય છે. હવે જે ઉપર આવેલા પદાર્થો છે તે પૈકી કેટલાક આકાશમાં જતા રહે છે. (અન્ય તારકગણમાં તારા તુટયાનો ભાસ આપે છે). જે નીચે પડે છે અથવા બ્હાર નીકળતાં ઠંડો વાયુ લાગતાં જામી જાય છે અને ઠરી જતાં પહાણા જેવા થઇ જાય છે તે પર્વત રૂપે બને છે. એ પરથી તમામ પહાડો એમજ બન્યા છે એમ નથી પણ જયારે પૃથ્વીનો ભાગ સખત નહી થયો હોય તે વખતે ગતિ, વર્ષા—જલને લીધે પણ થયા

છે, એટલે વિશેષ પહાડો ગતિને લીધે થયાં હશે એમ જાણવું. આનું વર્ણન બહુ વિસ્તારવાળું છે તેથી ટુંકામાં દરશાવેલ છે. તે પહાડોમાં જો કંઇ વાંકું કે સીધું છિદ્ર પૃથ્વીની અંદરના ભાગ સૂધી રહ્યું હોય તો ત્હેમાંથી અગ્નિ નીકળે છે ત્હેને જ્વાળામુખી કહેવામાં આવે છે. આ અગ્નિમુખમાં ગમે તે નાંખવામાં આવે તો તે ખાડો પૂરાશે નહીં. નીચે છેક અંદર જતાં અતિશય ઉષ્ણતા હોવાથી પ્રવાહીરૂપ બની ઓગળી જશે. અજ્ઞાન મૂર્ખ લોક આને દેવી તરીકે ઓળખે છે. હવે તેજ પૃથ્વીનો ઉફાળ જો સમુદ્ર ભાગમાં લાગ્યો હોય તો પાણીમાં અગ્નિની લાહ્ય લાગે છે, ત્હેને વડવાનળ કહેવામાં આવે છે. પૃથ્વીના ઉદરમાંથી નીકળેલા આ તત્વો સઘળાં રસાયનિક હોય છે. અને ત્હેમાં જો ઉપર ઉડતા પદાર્થોમાં ગંધકના તત્વની વિશેષતા હોય તો આકાશ રાતું પીળું દેખાય છે, તથા તે ઉફાળનું જો પૃથ્વીપર આવવા જેટલું બળ ન હોય અને આંતરમાંજ બળ વિસ્તરે અને જોર કરે તો ભૂકંપ થાય છે એટલે પૃથ્વીના પટનો અમુક ભાગ કંપે છે. હવે જેવી રીતે જ્વાળામુખી ફૂટી નીકળે છે તેવીજ રીતે અગ્નિ ન નીકળતાં ફક્ત પરપોટા ઉડે તો નિત્ય ત્હેનો અવાંજ થતો રહે છે અને રાખ નીકળે છે ત્હેને 'ચંદ્રકુપ'ના નામથી લોકમાં ઓળખવામાં આવે છે અને દેવીના નામથી ધુતારા ધુતે છે.

(૨૦ પ્ર.)--અગસ્ત્ય મુનિએ સમુદ્રનું પાન કર્યું હતું આવી ઉક્તિનું શું રહસ્ય છે?

(૨૦ ઉ.)–સમુદ્રમાંથી જ્યારે વિશેષ જળ આકાશમાં ચ્હડે છે તે વખતે ઘણું કરીને અગસ્ત્યનો તારો ઉગવાનો હોય છે અને અસ્ત થાય તો ઘણે અંશે આપણા દેશમાં વર્ષા વર્ષે છે. એ ઉપરથી કોઇ કવિએ આલંકારિક રીતે એમ કહ્યું લાગે છે કે 'અગસ્ત્ય ઋષિએ સમુદ્રનું પાન કરી પાછો નાંખ્યો. ગ્રામ્ય લોકમાં અગસ્ત્ય ઋષિએ સમુદ્રને મુખદ્વારા પીવાની ને લઘુશંકાદ્વારા કાઢી નાંખવાની માન્યતા છે એ કેવળ ભૂલ ભરેલી છે.

(૨૧ પ્ર.)—જળમાં ડુંગરો શી રીતે તરી શકે?

(૨૧ ઉ.)—સમુદ્રમાં જ્યારે હિમ (બરફ) પડે અગર હિમના મોટા ટુકડા ખસી સમુદ્રમાં આવી જાય ત્યારે, તે હલકી હોવાથી તરે છે. તેમજ જે તળાવને કિનારે ઘાસ ઉગે છે ત્હેને માટી જામી ગઇ હોય તે માટીના ન્હાના ન્હાના ડુંગર પાકા થયલા ઘાસને લીધે તળાવમાં તરે છે. ટેમ્પર તળાવ તથા મણિકર્ણિકા તરફ એવા બનાવ ઘણી વખત બને છે. ઇતિહાસપરથી કહેવાય છે કે ઘણા વર્ષોપર કાંગડાના સંસારમદ રાજાએ રેવાસરમાં સેર કરવા લાકડાના કડકા તૈયાર કરાવેલા, ત્હેની સાથે કાળાંતરે નળા નામનું ઘાસ તથા મરોડી મળીને ત્હેના કટકા બંધાઇ ગયા છે. કાર્બની સાથે મળી જતાં તે રહી ગયા છે એટલે પાણીમાં ગળતા નથી મણિકર્ણિકામાં ડુંગર નથી પણ ચાર પાંચ તેવા કટકા તળાવમાં રહી ગયા છે. એક મોટો કટકો ૬૪ ફુટ લાંબો ૧૦ ફુટ જાડો અને ત્રણ ફુટ પહોળો જોવામાં આવે છે. થોડા વર્ષપર એવા કટકા સુકેતના રાજના તળાવમાં બનાવ્યા હતા. તે સંબન્ધી પરસ્પરમાં કોઇક કલહ થતાં ઘરમેળે કાંઇક આપી તે કટકા તોડી નાંખવામાં આવ્યા હતા. મણિકર્ણિકાના પહાડી કટકાપર ઘાસ અને માળા જેવા ન્હાના ઝાડવાં છે.

(૨૨ પ્ર.)—મણિકર્ણિકાના પાણીમાં અગ્નિ વિના ચોખા કેમ ચડી જાય છે?

(૨૨ ઉ.)—જે પ્રદેશમાં ગંધકની ખાણ હોય છે ત્યાંનું પાણી ઘણું ગરમ નીકળે છે. ઘણાં સ્થળોનાં કુંડોમાં એવું પાણી હોય છે. ત્હેને સ્વાર્થીઓ ઉદર નિમિત્તનું સાધન બનાવી તીર્થ તરીકે મનાવે છે. (જેમ કે રોહતકના જીલામાં **સોનાનો** કુંડ.)

(૨૩ પ્ર.)—ભરતી ઓટનું કારણ શું છે?

(૨૩ ઉ.)—સમુદ્ર પૃથ્વીના આશ્રયે છે અને ચંદ્રમાંના આકર્ષણ વડે ત્હેનું પાણી ઉપર ચ્હડે છે અને ઉતરે છે ત્હેને ભરતી ઓટ કહે છે.

(૨૫ પ્ર.)–પૃથ્વી જો ફરતી હોય તો સમુદ્રનું પાણી પડી કેમ નથી જતું? પૃથ્વીપરના સર્વ પદાર્થો, મકાનો વિગેરે પડી કેમ નથી જતાં? સમુદ્ર કોને આધારે રહ્યો છે?

(૨૫ ઉ.)—જેવી રીતે કળશીઓ પાણીથી ભરી ગજે દોરી બાંધી ઉંધો ફેરવવામાં આવે તો ત્હેમાંથી પાણી પડી જતું નથી, તથા પત્થરને આકાશમાં ઉંચે ફેંકવામાં આવતાં પાછો નીચે પડે છે. એટલે કે ભૂમિનું આકર્ષણ અને ગતિ એ પત્થર તથા કળશીઆને આકર્ષી રાખે છે અને ઉપર ગતિ કરવાં દેતાં નથી. તેમજ કળશીઆમાંનું જળ ગતિ અને આકર્ષણ વડે જમીનપર પડતું નથી. તાત્પર્ય એ કે ઉપર જણાવેલ આકર્ષણ વ્યાપારના નિયમાનુસાર આ સર્વ વ્યવસ્થા થઇ જાય છે, અને તે પૃથ્વીને આશ્રયે પૃથ્વીના આકર્ષણ વડે રહેલાં છે અને અંતરિક્ષમાં પડી જતાં નથી કે ખસી શકતાં નથી.

(૨૬ પ્ર.)—પુરાણ અને જ્યોતિષના ગ્રંથોમાં શો મતભેદ જોવામાં આવે છે? (૨૭) જૈન ધર્મી, ખ્રિસ્તી, અને મુસલ્માન ધર્મીઓના મતમાં આ સંબન્ધી શો મતભેદ જોવામાં આવે છે? (૨૮) ગ્રહણ, ગ્રહોની ગતિ વિગેરે ગણત્રી સર્વના મંતવ્યાનુસાર એક સરખી મળતી જોવામાં આવે છે ત્યારે તેઓના મતમાં અંતર હોવાનું કારણ શું હશે?

(૨૬-૨૭-૨૮ ઉ.)—ગણિત ભાગ સત્ય હોવાથી ગ્રહોની ગણત્રી બધા લોકોની* સરખી છે. પૃથ્વીની ગણનાને કોઇ સૂર્યની ગણના ઠરાવીને ગણે છે અને કોઇ પૃથ્વીને કેન્દ્રસ્થાન માની ગણે છે, તેથી ગણત્રી બધી મળતી આવે છે. પણ તે શિવાય ખગોળ અને ભૂગોળ સંબન્ધી ખ્રિસ્તી, જૈની, મુસલ્માની વિગેરે ધર્મીઓની જ્યોતિષ વિષયક માન્યતામાં આસ્માન ને જમીન જેટલું અંતર છે. એ સર્વ બાબતનું વિવેચન વિસ્તાર ભયથી અહીં કરી શકાય એમ નથી. *ખ્રિસ્તી વિગેરે ધર્મમતોમાં એ સંબન્ધમાં જે કંઇ વિક્ષેપ

---

*. મુસલમાન મતમાં એમ લખેલું છે કે ખુદાએ પૃથ્વી રચી પણ તે કાંપતી હતી, ત્હેના ઉપર પહાડોની મેખ ઠોકી ત્યારે સ્થિર થઇ. એ વાત સત્ય નથી. ઇત્યાદિ જ્યોતિષ અને ધર્મપંથના માનેલ ખગોળ ભુગોળમાં ઘણો અંતર છે.

લખ્યું છે તે ભૂગોળના જે સામાન્ય સિધ્ધાન્તો છે ત્હેની સાથે તેમજ વિવિધ દેશોની મુસાફરી કરવાથી જે જ્ઞાન થાય છે તેની સાથે બંધબેસ્તું નથી. દ્રષ્ટાંત તરીકે કૈલાસ પર્વત ટીબેટમાં છે અને તે કૈલાસપુરી કહેવાય છે. પણ પુરાણોમાં કૈલાસનું જે મહાત્મ્ય અને વર્ણન કરવામાં આવ્યું છે તે છેજ નહીં. મેરૂ એ નામ પૃથ્વીની સીમાનું છે પણ પૌરાણિકોએ ત્હેને સુમેરૂ માની સૂર્ય ત્હેની પ્રદક્ષિણા કરે છે એવું કથન કર્યું છે. 'શેષ' નામ પરમાત્માનું છે ત્હેને આશ્રયે પૃથ્વી રહેલી છે, પણ પુરાણાદિ ગ્રંથોમાં તો શેષને સર્પ ઠરાવવા પ્રયત્ન કર્યો છે. આ સર્વ કંઇ રૂપકો તરીકે કલ્પવામાં આવે તો તે સ-પ્રયોજન ગણી શકાશે, બાકી સ્થૂળ તીર્થ તરીકે સ્વીકારવામાં આવતાં હસનીય અને કેવળ મિથ્યા સમજવાના છે.

(૨૯–૩૦ પ્ર.)—મનુષ્યોના રંગમાં વિવિધતા હોવાનું શું કારણ હશે ? તેમજ ક્ષીરસાગર, મેરૂ પર્વત વિગેરે શું છે ?

(૨૯–૩૦ ઉ.)—આ સૃષ્ટિમાં શીત પ્રદેશોમાં વસનારા મનુષ્યને સૂર્યના કીરણો અને ઉષ્ણતા કમી લાગવાથી શરીરનો વર્ણ ગૌર હોય છે. પંજાબ, કાશ્મીરાદિ પ્રાંતોના લોકો ગૌર કાંતિના હોય છે જ્યારે દક્ષિણ પ્રદેશમાં સૂર્યના કીરણો સીધાં લાગવાથી મનુષ્યના શરીરને વિશેષ સ્પર્શ થવાથી પ્રજા શ્યામ વર્ણની બને છે. યુરોપ દેશનિવાસી વિશેષ ગોરા અને આફ્રીકાવાસી વિશેષ શ્યામ એનું કારણ આજ છે.

એક ભેદ બીજા પ્રકારનો છે તે એ કે પહાડી પ્રદેશના મનુષ્યોના શરીરો ટુંકા હોય છે અને અન્ય પ્રદેશના મનુષ્યોના શરીરો ઉંચા હોય છે. સરખામણી કરવાથી આ ભેદ સ્પષ્ટપણે દ્રષ્ટિગોચર થશે.

જળમાં પણ આવો રંગ ભેદ દ્રષ્ટિગોચર થાય છે ત્હેનો પણ વિચાર અહીં કરશું. આપણા જાણવામાં છે કે સમુદ્રદ્વારા મુસાફરી કરનારા મનુષ્યોએ સરલતા ખાતર જુદા જુદા ભાગોના સમુદ્રના ભિન્ન ભિન્ન નામ પાડયાં છે. જ્યાં પ્રાણી છીછરૂં હોય છે ત્યાં ધરતીના સ્વભાવાનુસાર પાણી તેવો રંગ પકડે છે. એટલે લાલ, કાળો, પીળો,

ધોળો એવા વિવિધ રંગ માલમ પડે છે, અને તે પરથી ક્ષીર સમુદ્ર રાતો સમુદ્ર એવાં નામ પાડવામાં આવેલાં છે. પણ આના સંબન્ધી ત્યાં કોઇ વિષ્ણુ કે ચતુર્ભુજ મનુષ્ય સર્પ ઉપર શયન કરે છે એવું જે પૌરાણિકો તરફથી અનુમાન કરવામાં આવે છે તે સત્ય નથી. હા, રૂપકાલંકારથી અન્ય અર્થ સંભવી શકે છે ખરો. મેરૂ સંબન્ધી આપણે આગલા પ્રશ્નોત્તરમાં વિવેચન કરી ગયા છીએ.

ઉપરનું વિવેચન વાંચ્યાથી વાચકવૃંદને સ્પષ્ટ પ્રતીત થશે કે જે ઉત્તરો અહીં આપવામાં આવ્યા છે તે બને એટલા સરલ, સ્પષ્ટ ને ટુંકા છે, એ સંબન્ધી સવિસ્તર અને સંપૂર્ણ ઉત્તર જોઇતો હોય તેમણે તો વેદ, ઉપવેદ, બ્રાહ્મણગ્રંથ, સૂર્યસિદ્ધાંત સિદ્ધાન્ત શિરોમણી અને વર્તમાન કાળમાં જે વિજ્ઞાન વિષયક પુસ્તકો કોલેજો અને પાઠશાળામાં ચલાવવામાં આવે છે ત્હેનું અધ્યયન અવલોકન કરવું. બાકી પૌરાણિકો, કિરાની, કુરાની, ઇરાનીના ધર્મગ્રંથોમાં જે કાંઇ લખાયું છે તે વિજ્ઞાનસિદ્ધ શાસ્ત્રીય વિચારથી વિરૂદ્ધ કેળવ બાલિશ કલ્પનાજન્ય જણાય છે. વર્તમાન કાળમાં દેશાટન અને પૃથ્વી પર્યટન થઇ શકે છે અને તેથી કરીને ભૂગોળનું જ્ઞાન એટલું તો સુલભ થઇ ગયું છે કે તેઓની કલ્પનાની અશાસ્ત્રીયતા કોઇને પણ સહજમાં જણાઇ આવે છે. ઉપરાંત રસાયણ વિદ્યા, રેખા ગણિત વિદ્યા, અને પદાર્થ વિદ્યાનું જ્ઞાન સંપાદન કર્યાથી સામાન્ય લોકમત જેને દૈવી ચમત્કાર તરીકે માને છે ત્હેનાં કારણો પણ પ્રત્યક્ષ માલમ પડશે. માટે પ્રત્યેક જીજ્ઞાસુ જને આ સર્વ વિવેચન તેમજ ઉત્તરો વાંચી તે પર મનન કરી યથાશકિત શુદ્ધ જ્ઞાન પ્રાપ્ત કરી, સારાસારની તુલના કરી વ્હેમ મુકત થવા પ્રયત્ન કરવો.

## પ્રમાણ વિચાર.

(૭૭* પ્રશ્ન.)—પ્રમાણ (યથાર્થ જ્ઞાન થવાનું કારણ–કરણ–સાધન) કેટલાં છે, કે જેના સાધનવડે પદાર્થોનો યથાર્થ નિર્ણય અને અનુભવ થાય, તે લક્ષણ સહિત કહો.

---

* ૭૭ મો પ્રશ્ન આખો, પ્રથમાવૃત્તિમાં જરૂર જેટલો દાખલ થયેલો નથી એમ સમજી, અને તેને ઉપયોગી સમજીને અહીં કર્તાના ઉત્તરાર્દ્ધના આધારે નવાજ સ્વરૂપમાં જરા વધારીને દાખલ કર્યો છે.

૭૭× ઉત્તર—પ્રત્યક્ષ, અનુમાન, શાબ્દ, ઉપમાન, અર્થાપત્તિ અને અભાવ–એ ૭ મુખ્ય પ્રમાણ કહેવાય છે; અને તે ઉપરાંત ચેષ્ટા, ઐતિહ્ય, સંભવ, સ્મૃતિ, અનુભવ, તુલા, અને પક્ષી એ સાત–છે. એટલે પ્રમાણની સંખ્યા કોઇ ૧૩, કોઇ ૮, કોઇ ૬, કોઇ ૪, માને છે, અને કોઇ તો માત્ર બે (પ્રત્યક્ષ–અનુમાન), અને કોઇ તો વળી એક પ્રત્યક્ષ પ્રમાણ જ માનીને નિર્વાહ કરે છે. તોપણ પ્રત્યક્ષ, અનુમાન અને શાબ્દ–એ ત્રણે પ્રમાણ માન્યા વિના મનુષ્યનું જીવન બની શકતું નથી. તેઓના લક્ષણ નીચે પ્રમાણે:—

૧–પ્રત્યક્ષ પ્રમાણ—પ્રત્યક્ષ જ્ઞાનનું જે કરણ (સાધન) તે પ્રત્યક્ષ પ્રમાણ કહેવાય છે.* તે બે પ્રકારમાં હોય છે —

(૧) શરીરાંતર વસ્તુનું જેથી જ્ઞાન થાય છે, તે કરણ, આંતર–પ્રત્યક્ષપ્રમાણ; અને શરીરથી બાહ્ય વસ્તુનું જેથી જ્ઞાન થાય છે, તે કારણ બાહ્ય પ્રત્યક્ષ પ્રમાણ.

(૨) આત્મા સંયુક્ત જે મન તે, આંતર–પ્રમાણ. (જેમકે અંતરના દરદ–પીડા વગેરેનું જેથી જ્ઞાન થાય છે તે.) મન ન હોય તો, કેવળ જીવને તેનું જ્ઞાન થાય નહીં; માટે "આત્મા અને મનનો જે સંયોગ" અથવા "આત્માસંયુક્ત જે મન" તે આંતર–પ્રમાણ કહેવાય છે.

(૩) આત્માસંયુક્ત મનનો સંયોગ ઇન્દ્રિયો સાથે હોય, આવી ઇન્દ્રિયોનું બાહ્ય વિષય [શબ્દાદિ વિષય]ની સાથે જે સંનીકર્ષપણું,

---

× અત્રે પ્રમાણ પ્રસંગ સંક્ષેપમાં જણાવ્યો છે. વિશેષ વિસ્તારી વિવેચન માટે વ્યવહાર દર્શન અને સ્વામિ આત્માનંદ કૃત વૃત્તિપ્રભાકરનું અવલોકન–દર્શન જુઓ.

* જ્ઞાનથી ઇતર જે જ્ઞાન થવાનું સાધન, તે. પ્રત્યક્ષથી ઇતર અનુમાનાદિ તમામ પ્રમાણોમાં જ્ઞાનને સાધન–કરણ કહિ શકાય, પણ પ્રત્યક્ષમાં આમ નથી. પ્રત્યક્ષ પ્રમાણનું આ અસાધારણ લક્ષણ છે, એમ જાણવું.

યોગ્ય સંબન્ધ અથવા તેવી ઇન્દ્રિયો તે બાહ્ય-પ્રત્યક્ષપ્રમાણ કહેવાય છે. આનાથી બાહ્ય શબ્દ, સ્પર્શ, રૂપ, રંગ, રસ,* ગંધ વગેરે-વિષયોનું જ્ઞાન થાય છે. જો શ્રોત્ર વગેરે પાંચ જ્ઞાનેંદ્રિયો ન હોય અને કેવળ આત્મા અને મનજ હોય તો, બાહ્ય વિષયોનું જ્ઞાન થાય નહીં. તેમ જો કેવળ ઇન્દ્રિયો હોય અને આત્મા, મન ન હોય, કિંવા આત્મા મનની સાથે ઇન્દ્રિયોનો સંબન્ધ ન હોય, તોપણ બાહ્ય વિષયોનું જ્ઞાન થાય નહીં; તેટલા માટે પૂર્વોક્ત "આત્મા મન સંયુક્ત પંચ જ્ઞાનેંદ્રિય" અથવા "તેવી ઇંદ્રિયોનો વિષયો સાથે જે સંબંધ છે તે સંબંધ" બાહ્ય પ્રત્યક્ષપ્રમાણ કહેવાય. (સ્થૂલ રીતે ચક્ષુ વગેરે પાંચ જ્ઞાનેંદ્રિય, બાહ્ય પ્રત્યક્ષપ્રમાણ, અને મન બુધ્ધિ, આંતર પ્રત્યક્ષપ્રમાણ કહેવાય.) તે બાહ્ય પ્રત્યક્ષપ્રમાણ પાંચ પ્રકારનાં છે. એટલે શ્રોત્રાદિ જે પાંચ જ્ઞાનેંદ્રિય છે તે પાંચ ઇન્દ્રિયોથી ભિન્ન* ભિન્ન વિષયોનું જ્ઞાન થાય છે, માટે બાહ્ય પ્રત્યક્ષનાં પ્રમાણ છે.

(૪) ઉપર પ્રમાણે કોઇ આત્મા સંયુકત મન માત્રને, અને કોઇ તેવા મન અને મનનો વિષય (દરદ વગેરે) સાથ જે સંબંધ તે સંબંધને આંતર પ્રત્યક્ષ પ્રમાણ માને છે. તેમજ કોઇ આત્માસંયુકત જે મન તેવા મન સંયુકત જે ઇન્દ્રિયો તેને અને કોઇ તેવી ઇન્દ્રિયોનો વિષય સાથ જે સંબંધ છે તે સંબંધને બાહ્ય પ્રત્યક્ષ પ્રમાણ કહે છે આ ઉભય પક્ષમાં પાંડિત્ય વિના અન્ય સંશય લેવાનું કાંઇ કારણ નથી, ગમે તેમ માનો.

(૫) આંતર પ્રત્યક્ષ પણ બે પ્રકારનાં હોય છે. ૧ લૌકિકપ્રત્યક્ષ-જેમકે, શુદ્ધ અંતઃકરણવાળાને અંતરના દુઃખ, દરદ, શબ્દ સ્પર્શ, રૂપ, રસ, ગંધ, ચક્ર, પ્રકાશ અને વિદ્યુત વગેરેનું જ્ઞાન. થાય છે તે. બાહ્યેંદ્રિયોથી એ દુઃખાદિનું જ્ઞાન થતું નથી, પણ તે કેવળ મનથીજ થાય છે, માટે આંતર પ્રત્યક્ષ કહેવાય છે. ૨ અલૌકીક પ્રત્યક્ષ-

---

* શ્રોત્રેંદ્રિયથી શબ્દનુંજ જ્ઞાન થાય; રૂપ, રસ, ગંધ, સ્પર્શ વગેરેનું ન થાય. ચક્ષુઇંદ્રિયવડે રૂપ (રંગ,)નુંજ જ્ઞાન થાય; બીજા વિષયનું ન થાય ઇત્યદિ.

જેમકે, મેસ્મેરીઝમ પ્રાણ વિનિમય-તૈજસવિદ્યાથી પ્રયોગ કરેલ વિધેય સબજેક્ટને, અથવા યોગસાધન સંપન્ન યોગીને, કેટલાક બાહ્યાંતર, દુર સમીપસ્થ, પરોક્ષાપરોક્ષ, સૂક્ષ્મ પદાર્થોનું, દૂરના શબ્દ, સ્પર્શ, રસ, ગંધ અને વિદ્યુત વગેરેનું જ્ઞાન થાય છે, તે અલૌકીક પ્રત્યક્ષ કહેવાય છે (મેસ્મેરીઝમ દ્વારા તો આવા પ્રયોગો વર્ત્તમાન કાળમાં ઘણાં માણસો કરે છે). યદ્યપિ આવા સૃષ્ટિના સૂક્ષ્મ પદાર્થોનું જ્ઞાન તથા દુરસ્થ પદાર્થોનું જ્ઞાન, પ્રાપ્ત કરવા કોઇ વિરલ મનુષ્ય શક્તિમાન થાય છે, તેથી તેનું નામ અલૌકિક પ્રત્યક્ષ પાડયું છે; તથાપિ તેથી તે કાંઇ સૃષ્ટિનિયમ વિનાનું કે નિયમ બહારનું નથી, કે જેથી ચમત્કાર ગનાય એટલે પરમાર્થમાં તો કાંઇ પણ ચમત્કાર નથી: તો પણ સાધારણ મનુષ્યોની દ્રષ્ટિએ અનભ્યસિત હોવાથી આશ્ચર્યકારક-ચમત્કારરૂપ લાગે છે ! !

(૬) જે અનુમાનાદિરૂપે જ્ઞાન થાય તેપણ પોતાના સ્વરૂપે તો પ્રત્યક્ષજ છે, જેમકે ધુમાડો જોઇને પરોક્ષ અગ્નિનો અનુમાન રૂપે નિશ્ચય થાય છે. તે નિશ્ચય પરોક્ષજ્ઞાન—અનુમિતિજ્ઞાન (આ પર્વતમાં અગ્નિ છે, આવું જે જ્ઞાન તે) પોતાના સ્વરૂપથી અપરોક્ષ પ્રત્યક્ષજ છે; માટે તે પણ પ્રત્યક્ષ તો કહેવાય. પરંતુ તે જ્ઞાનનો વિષય જેહૂઅગ્નિ, તે પ્રત્યક્ષની પેઠે પ્રત્યક્ષ નહી હોતાં અંતરે— પરોક્ષ-અદ્રષ્ય છે, તેટલા માટે પ્રત્યક્ષ અને અનુમાનમાં અંતર માનવામાં આવે છે-જૂદું પાડવામાં આવે છે. આવી રીતે બીજા પ્રમાણોમાં યથાપ્રસંગ અંતર સમજી લેવો. વસ્તુતઃ સર્વ પ્રમાણ પ્રત્યક્ષાધીનજ છે.

(૭) જ્યાં ભ્રમજ્ઞાન (ઉલટું જ્ઞાન-અસત્ય-જુઠું જ્ઞાન-અન્યથા જ્ઞાન) થાય છે, તેપણ પોતાના સ્વરૂપે પ્રત્યક્ષજ થાય છે. જો પ્ર-

ત્યક્ષ ન હોય તો, દોરીમાં જે સર્પ ભાસે છે તેનો સર્પરૂપે નિશ્ચય થાયજ નહીં. કિંવા "આ ઝાડ ? કે ભૂત ? કે મનુષ્ય છે ?", આવા સંશયનો નિશ્ચય થાય નહીં; માટે ભ્રમ અને સંશયજ્ઞાન પણ પ્રત્યક્ષજ છે; છતાં પરીક્ષાકાળે તે ભ્રમ-વિષય અને તે વિષયનું જે જ્ઞાન, એ બન્નેનો બાધ (અભાવ-નિવૃત્તિ) થઇ જાય છે માટે તેને ભ્રમ કે સંશય કહે છે.

(૮) સંક્ષેપમાં આવી રીતે પ્રમાણોના ઘણા ભેદો છે. અને તેનું સ્વરૂપ અતિ સૂક્ષ્મ છે, કે જે આ ગ્રંથના આધિકારી-જિજ્ઞાસુઓને અત્યુપયોગી નહીં જાણીને, વિશેષ લખતા નથી.

(૯) મન અને ઇંદ્રિય રહિત જે ઇશ્વર છે ત્હેને કેવી રીતે જ્ઞાન થાય છે, તે પ્રકારનું સ્વરૂપ બીજું છે, તે અત્રે ઉપયોગી નહીં હોવાને લીધે લખતા નથી. (ઉત્તરાર્દ્ધમાં વાંચશો).

૨-**અનુમાન પ્રમાણ**—કોઇ વસ્તુનો પૂર્ણ અથવા કોઇ ભાગ, (અંગવ્યાપ્ય-સંયોગી-તાદાત્મ્ય વા સમવાય રૂપે સંગી) ગમે તે વખતે, સંશયરહિત, પ્રત્યક્ષ કર્યો હોય અને પછી કાળાંતરે તેજ અથવા ત્હેના જેવા દૂર દેશસ્થિત વસ્તુનો કોઇ (દ્રશ્ય) ભાગ જોવાથી તે અથવા ત્હેના જેવી અન્ય વસ્તુનો પરોક્ષનિશ્ચય-અનુમાનરૂપે જે જ્ઞાન થાય છે-તે જ્ઞાન, **અનુમિતિજ્ઞાન** કહેવાય છે. આ અનુમિતિ જ્ઞાનનું જે સાધન (લિંગવ્યાપ્તિ, પરામર્શજ્ઞાન) તે, **અનુમાનપ્રમાણ** કહેવાય છે. જેમકે રસોડા વગેરે સ્થલોમાં જ્યારે ધુમાડો જોવામાં આવે છે ત્યારે ધુમાડો અગ્નિવિના (કોઇ વખતે વા કોઇ સ્થલે પણ) જોવામાં આવતોજ નથી. એટલે "ધુમાડા વિના અગ્નિ હોય પણ ધુમાડો અગ્નિવિના હોતો નથી," આવી રીતે બન્નેના વ્યભિચાર રહિત (ક્યારે પણ ધુમાડો અગ્નિ વિના હોતો-રહેતો નથી એ) સહચાર (ધુમાડો હોય ત્યાં અગ્નિનો સહચાર હોયજ એ)નું જ્ઞાન નિશ્ચયાત્મક થઇ જાય છે; અને તે પછી કાળાંતરે પર્વતમાં ધુમાડો (જે કે ધુમાડાવાળા અગ્નિનો એક ભાગ મનાય છે, કેમકે ધુમાડો અગ્નિ વિના હોતો નથી માટે અગ્નિ ધુમાડાનો વ્યાપક-અને ધુમાડો અગ્નિનો વ્યાપ્ય એ નામથી વ્યવહરાય છે તે] ઉડતો જોઇને "આ પર્વતમાં અગ્નિ છે" આવું

પરોક્ષ [નિશ્ચયરૂપ] જ્ઞાન—અનુમાન થઇ જાય છે. અત્રે "અગ્નિ છે" આવો નિશ્ચય કરાવવામાં ધુમાડો સાધન થઇ પડે છે "(માટે તેને સાધન અથવા લિંગ કહે છે અને તેવડે જે સધાય તેને (અગ્નિને) સાધ્ય કે અનુમિતિજ્ઞાનનો વિષય કે અનુમેય એવું નામ દેવામાં આવે છે)" અને "અગ્નિ છે"—અત્રે અગ્નિ હોવોજ જોઇએ, આનું જ્ઞાન 'અનુમિતિજ્ઞાન' કહેવાય છે. આ અનુમિતિ જ્ઞાનનું જે સાધન, તેને અનુમાન પ્રમાણ કહે છે. હવે આ પ્રમાણે અહીં ધુમાડો, સાધન છે ખરૂં, તોપણ જે માણસે પૂર્વે અગ્નિ સાથે ધુમાડો જોયો ન હોય, પણ કેવળ અગ્નિજ જોયો હોય, તેવો મનુષ્ય આ ધુમાડાની આકૃતિ જુએ, તોપણ તેને ધુમાડો જોતાં છતાં પણ—'અત્રે અગ્નિ છે' આવો નિશ્ચય કે પરોક્ષજ્ઞાન થાય નહીં; માટે એકલો માત્ર ધુમાડોજ પ્રમાણ, આમ કહેવાય નહીં; તેટલા માટે ઉક્ત પ્રમાણના સંબંધમાં વળી આવી રીતનો વિવેક છે કેઃ—પર્વતમાં ધુમાડો જોયા પહેલાં ધુમાડો અનેઅગ્નિનું વ્યાપ્તિજ્ઞાન થાય છે; "[જે વિના, જે ન હો, તેની, તેમાં વ્યાપ્તિ હોય; આવા બન્નેના સંબંધને વ્યાપ્તિ કહે છે. જેમકે અગ્નિ વિના, ધુમાડો હોતો નથી, તે માટે ધુમાડા વિષે અગ્નિની વ્યાપ્તિ છે, અને તેથી ધુમાડો અને અગ્નિનો આ પ્રકારનો જે સંબંધ (અવિનાભાવરૂપ સંબંધ)—તે વ્યાપ્તિ કહેવાય છે, [પણ અગ્નિ તો ધુમાડા વિના પણ હોય છે, તેથી ધુમાડાની, વ્યાપ્તિ કહેવાય નહીં']" આ, વ્યાપ્તિજ્ઞાનનો, પૂર્વકાળમાં જેને અનુભવ થયો હોય છે, તેના મનમાં તે અનુભવને લીધે તેવા સંસ્કાર ગુપ્ત પ્રકારે રહેલા હોય છે, તેવો પુરુષ પછી જ્યારે પર્વતમાં અથવા બીજે સ્થળે ધુમાડો જુએ છે, ત્યારે પૂર્વોક્ત વ્યાપ્તિજ્ઞાનના સંસ્કારવડે, પૂર્વ વ્યાપ્તિની તેને સ્મૃતિ થાય છે, તે સ્મૃતિ કોઇ વેળા અભ્યાસમાં દર્શાય છે, અને ઘણી વખતે વારંવારના અભ્યાસને લીધે, અક્ષર—વર્ણપદ સમાન દરશાવાતી નથી,—તેનું જ્ઞાન થતું નથી; અર્થાત સ્મૃતિ જે છે તે, સ્મૃતિજ્ઞાનથી ભિન્ન હોતી નથી; આમ થઇ જાય છે. નિદાન, ધુમાડો જોતાંવાર જ ઉક્ત સ્મૃતિ સ્ફુરે છે, તેજ અનુમિતિ (માન્યતા—અટકળ) જ્ઞાનનું કરણ—કારણ છે, અને એજ અનુમાનપ્રમાણ કહેવાય છે. પરંતુ પ્રસંગ ઇષ્ટમાં ધુમાડા વિના,

તેવી સ્મૃતિ થતી નથી; માટે તે ધુમાડો તે પ્રમાણમાં સહકારી છે વળી તે સાધ્ય (અગ્નિ) નો એક ભાગ વા લિંગ છે અને અનુમિતિજ્ઞાન કરાવવામાં સહચારી હેતુ છે, તેથી તેને મુખ્ય સહકારી માનવામાં આવે છે. કાચમાં અગ્નિનું પ્રતિબિંબ જોઇને પરોક્ષ અગ્નિનું સાંગોપાંગ વિલક્ષણ પ્રત્યક્ષજેવું પરોક્ષજ્ઞાન–અનુમાન થાય છે, અત્રે પણ પૂર્વરીતે વ્યાપ્તિ લિંગ વગેરે ઘટાવી લેવા.

જો કે આ પ્રસંગમાં પણ કોઇ પૂર્વના અનુભવને, પૂર્વાનુભવજન્ય સંસ્કારને, કોઇ તે સંસ્કારજન્યસ્મૃતિને, અને કોઇ તે સ્મૃતિજ્ઞાનને પ્રમાણ કહે છે; પણ એ સર્વમાંથી એકજ રહસ્ય નિષ્પન્ન થાય છે. તેમજ કોઇ ધુમાડામાત્રને, કોઇ તેના જ્ઞાનને, કોઇ વ્યાપ્તિને, કોઇ વ્યાપ્તિજ્ઞાનને, કોઇ ઇંદ્રિયોને, કોઇ બુદ્ધિને, કોઇ ઉક્ત તમામ સામગ્રીને, કોઇ ઉક્ત સામગ્રીમાંથી કેટલીકને પ્રમાણ માને છે; ગમે તેમ માનો; એમાં કાંઇ ફળ વિશેષ નથી; પરંતુ આદ્ય (ધુમાડો) અને અંત વ્યાપ્તિ જ્ઞાન જન્ય અનુભવ–સંસ્કાર–સ્મૃતિ માન્યા વિના છૂટકો નથી.

ઉપર જે ઉદાહરણ દીધું તે, પૂર્વ દૃષ્ટ વસ્તુના જ્ઞાનનું નથી; પણ ત્હેના જેવી વસ્તુનું છે. ત્હેનાજ અનુમાનનું એ ઉદાહરણ છે કે–કોઇ દેશના રાજાને અમુક છત્ર–ધ્વજા વગેરે ચિન્હ સાથે જોયો હોય, અને આવાં ચિન્હ બીજા કોઇ મનુષ્ય નજ ધારી શકે, આવો સંકેત હોય; ત્યારે પ્રસંગે તે રાજાના શરીરને ન જોતાં છતાં, ત્હેનાં ચિન્હ માત્રને જોઇનેજ આ મહેલ અથવા આ વન (શિકારસ્થાન)માં તેજ રાજા છે આવો પરોક્ષ નિશ્ચય-અનુમાન થાય છે. સામગ્રી અને ત્હેના પ્રકાર સહિત અનુમાનપ્રમાણ જાણવાથી પરોક્ષ પદાર્થોનો નિર્ણય થઇ જાય છે, માટે તે ઉપયોગી છે. આપણે જ્યારે ભોજન સમયે ભોજનના સ્થળે બેસીએ છીએ ત્યારે, પૂર્વ કાળનો આ આ અનુભવ હોય છે કે, ભોજન કરવાથી ક્ષુધાની નિવૃત્તિ થઇ તૃપ્તિ થાય છે અને તે અનુભવ–સંસ્કાર–સ્મૃતિ બળથીજ તેમાં પ્રવૃત્તિ થાય છે. જો અનુમાન પ્રમાણ ન માનવામાં આવે તો આમ થાય નહિ એટલે જીવન જ થાય નહીં.

આ અનુમાનપ્રમાણના પણ સ્વાર્થ, પરાર્થ, અન્વય, વ્યતિરેકી, ઉભયાત્મક વગેરે ઘણા ભેદ છે, આમ જાણવું.

૩ શાબ્દપ્રમાણ—શબ્દ વડે જે જ્ઞાન થાય છે, તે જ્ઞાનના કરણને (વાક્યને)શાબ્દપ્રમાણ કહે છે.વિદ્વાન,બુદ્ધિમાન,અનુભવી પક્ષપાતરહિત સદાચારી, જીતેંદ્રિય, અસત્કર્મ રહિત, હિતકારી, પરોપકારી, ધર્માત્મા યથાર્થ જ્ઞાતા અને યથાર્થવક્તા જે આપ્ત પુરૂષ છે, ત્હેમના જે યથાર્થ બોધક વાક્ય છે તેને શાબ્દપ્રમાણ કહે છે. પણ આપ્ત પુરૂષથી ભિન્ન જીવો (દુરાચારી, સ્વાર્થી, અજ્ઞાની, બાલક, ઉન્માદિ, અલ્પજ્ઞ, અવિદ્વાન, બુદ્ધિહીન, પોપટ વગેરે)નાં વાક્ય, પ્રમાણ કહેવાતાં નથી; કેમકે સયુક્ત—યથાર્થના બોધક હોય, આવો જે કોઇ નિયમ તે ત્હેમનાં વાક્યો માટે હોતો નથી. પરંતુ ઉક્ત આપ્ત પુરૂષના જે વાક્યો હોય છે તે અયથાર્થ બોધક હોતાં નથી; કિંતુ સર્વ પ્રકારે સૃષ્ટિનિયમાનુકૂલ, સયુક્ત, હિતકારી હોય છે અને તેમાં કહેલાં વિષયનો પ્રત્યક્ષ વા અનુમાનવડે નિશ્ચય થઇ શકે, એવાં હોય છે; તેટલા માટે જે વાક્ય જે અર્થનો બોધ કરતું હોય તે જો સૃષ્ટિ નિયમ, યુક્તિ, પ્રત્યક્ષ, અનુમાન, અને અનુભવવડે સિદ્ધ ન થાય, તો તે વાક્યને યથાર્થ પ્રમાણરૂપ માની શકાય નહિ.

જો કે શાબ્દપ્રમાણ વિષે વર્ત્તમાનમાં ઘણા વિવાદ ચાલે છે; અને તેમાં મતભેદ છે માટે કેવળ શબ્દપ્રમાણ ઉપર આધાર રાખવો એ, ગમતું નથી.

પરંતુ તેટલા ઉપરથી જે કોઇ શબ્દપ્રમાણને સર્વથા ન સ્વીકારે તે પણ ભૂલ ખાય છે; કેમકે જો શબ્દપ્રમાણને ન માનવામાં આવે તો પછી રાજ્ય, વ્યાપાર ગૃહસ્થાશ્રમ અને બીજા વ્યવહાર માત્ર બનેજ નહીં. આપણો પિતા કોણ છે? ઇત્યાદિ વ્યવહાર કે વ્યાપારનો નિશ્ચય થાય નહીં. એટલું છતાં પણ શબ્દપ્રમાણ માનતી વખતે બીજો પૂર્વાપર સંબન્ધ, સંગતિ, અને સર્વ હકીકત તપાસીને તત્પશ્ચાત્ 'પ્રમાણ, કે અપ્રમાણ' કહેવા યોગ્ય છે, ત્હેમાં પણ આટલું ધ્યાનમાં રાખવાનું છે કે, કોઇનું એક વાક્ય સત્ કે યથાર્થ જ્ઞાનનું બોધક હોય તે ઉપરથી તેનું સર્વ કથન સત્ય કે યથાર્થજ હોય, આમ નિશ્ચય કરી લેવાનું નથી, તેમજ કોઇનું એક વાક્ય અસત્ કે અયથાર્થનું બોધક હોય, તે ઉપરથી ત્હેનું આખું વાક્ય કે સમગ્ર કથન અસત્ય કે યથાર્થ હોય, આમ પણ દૃઢ કરી લેવાનું.

નથી; કિંતુ પ્રત્યેક વાક્ય સૂચક વિષયને પ્રત્યક્ષ, અનુમાન યુક્તિ તર્ક હિત, અહિત, વગેરે સંબન્ધ કરતી હકીકત વડે તપાસીને ગ્રહણ કે ત્યાગ કરવું એ ઉચિત છે. વળી જ્યારે કોઇ યોગ્ય પુરૂષના વાક્ય અથવા શાસ્ત્રનું પ્રમાણ દર્શાવવાનો પ્રસંગ આવે ત્યારે તે વાક્યોક્ત વિષયને કે યુક્તિ તર્કદ્વારા સિદ્ધ કરવો જોઇએ; જ્યાંસુધી આમ નહીં થઇ શકે ત્યાં સુધી ત્હેના વાક્યને સાક્ષીમાં મૂકવાં નહીં; કેમકે તેથી તો એક રીતે તે પુરૂષનું અથવા શાસ્ત્રનું અપમાન કર્યા જેવું થાય છે. એટલે કે તે અયુક્ત વક્તા—મનમુખી—અલ્પ જ્ઞાનવાળો હતો એમ દર્શાવાશે. વળી જ્યારે ત્હેનાં વાકયોના અર્થો કરવા પડે, ત્યારે ત્હેનો પૂર્વાપર સંબન્ધ ત્હેનો હેતુ, તે સમયના દેશ—કાલ—રૂઢી, તે કાલની ભાષા—સંકેત, તે કાલ માટેની યોગ્યતાઅયોગ્યતા, અને વર્ત્તમાન માટેની યોગ્યતાઅયોગ્યતા તથા વકતાના પ્રયોજન—ભાવ—તાત્પર્ય—આ સર્વને લક્ષમાં રાખવા જોઇએ; આમ થવાથી સુઘટિત અર્થ થઇ શકે છે. એ વિના વિધિરહિત અર્થ કરીને અમુક શબ્દ-પ્રમાણ—વાક્ય—ઉપરજ હઠ—આગ્રહથી વળગી રહેવું એ, અજ્ઞ, કાયર, દુરાગ્રહી, સ્વાર્થિ, કપટી વા અયોગ્ય વિશ્વાસવાળાનું કામ છે. આટલું છતાં તેવા અર્થો સિદ્ધ પ્રમાણરૂપે મનાય, તેમ તો થવાનુંજ નથી; કેમ કે સંસ્કૃત, ઇંગ્રેજી કે બીજી હરકોઇ ભાષાનો સંસ્કારી પુરૂષ શબ્દશાસ્ત્ર—ભાષાનો—વિદ્વાન્ કહી શકાય, પણ તેટલા માત્રથી અર્થ—પદાર્થ કે અન્ય વિષયનો (જેનો નિર્ણય કરવાનો છે તેનો) તે વિદ્વાન હોતો નથી. એટલે કે શબ્દશાસ્ત્રનું જ્ઞાન પ્રાપ્ત કરવા માત્રથી વિદ્વાન્ થઇ શકતો નથી. શબ્દશાસ્ત્ર—વ્યાકરણ—ભાષા જ્ઞાન, એતો વિદ્યામાં પ્રવેશ કરવાનું મુખ્ય દ્વાર માત્ર છે, અને તે પણ જે વિદ્યા ગ્રંથ પ્રસિદ્ધ હોય ત્હેને માટેજ ઉપયોગી છે; પરંતુ અશિક્ષિત એટલે ભાષાથી અનભિજ્ઞ પણ અનુભવ જ્ઞાની તો હોઇ શકે છે; આવું રહસ્ય છે. માટે કોઇ એકના વાક્ય માત્રપર જ આધાર રખાય નહીં, અર્થાત્—કે તેના વાકયને પ્રમાણ જ માનવું, આવો આગ્રહ સર્વાંશે યથાર્થ નથી. હા, જો તે વકતા, જે વિષયનો નિર્ણય કરવાનો છે, તેનો યથાર્થ જ્ઞાતા હશે. તો, ત્હેના વાકય પણ તે સંબન્ધ સયુકત જ હશે; અને તેટલામાટે તેવાં વાક્ય અવશ્ય વિચારવા યોગ્ય છે, તથા

પ્રત્યક્ષાદિ પ્રમાણુની પરીક્ષામાં અનુકૂલ અને સયુકત હોય તો તે માનવા મનાવવા માટે પ્રયત્ન કરી શકાય, આટલો વિવેક એમાં કર્ત્તવ્ય છે. તોપણુ અંતતઃ શબ્દ પ્રમાણુ માત્રપરજ આગ્રહ કે આધાર રાખી બેસવું, એ કાંઇ વિશેષતઃ–સિદ્ધતા નથી. (કેમકે શબ્દ એ તો વિદ્વાનોનું રમકડું થઇ જાય છે) પરંતુ ઉકત શબ્દ પ્રમાણુ હોય કિંતુ અન્ય પરીક્ષાથી પણુ સાધ્ય વિષય સિદ્ધ થતો હોય, તો પછી તે માન્યજ ગણાય; અને આ પ્રમાણે સર્વ પ્રકાર પરીક્ષાનુકૂલ હોય, છતાં પણ જો કોઇ તેવા શબ્દ પ્રમાણુ–લેખને સ્વીકારે નહીં અને આગ્રહ કરે, તો પછી તેને શબ્દ પ્રમાણુપર જ આધાર રાખીને 'બાબા વાકય પ્રમાણુ' કહી હઠ કરતો હોય ત્હેના જેવો સમજવો. સારાંશ માત્ર આ છે કે—શબ્દપ્રમાણુનો ઉપયોગ, કે અનુપયોગ, ઉપર લખ્યા પ્રમાણે પરીક્ષા–યુક્તિ, હકીકત, હિતાહિત વગેરે ઉપર આધાર રાખે છે; અન્યથા નહીં. જે અજ્ઞમંડળ છે તેની શબ્દ પ્રમાણુમાં અશ્રદ્ધા કરાવવી નહીં (તેને ડગાવવું નહીં) કેમકે તેને માટે શબ્દ પ્રમાણુ (જેમ આંધલાને લાકડી ઉપયોગી તેમ) ઉપયોગી છે. નહીંતર તે વિના અતિ ભ્રષ્ટ થવાશે.

૪–**અર્થાપત્તિપ્રમાણુ.**—જે કોઇએ કાંઇ વાકય કહ્યું હોય અથવા કોઇ વસ્તુ જોઇ હોય, પણુ પ્રસંગે તે અર્થ ન જોતાં(વાકય સૂચિત વિષયનો અથવા દ્રષ્ટ વસ્તુનો) પણુ તેનાથી 'ભિન્ન સંબંધીની' જે કોઇ યોગ્ય કલ્પના જ્ઞાન થવાનું જે કારણુ–તે **અર્થાપત્તિપ્રમાણુ** કહેવાય છે. જેમકે કોઇ રૂષ્ટપુષ્ટ કુયોગી હોય, તે રાત્રિએ છાનોમાનો ખાતો હોય, અને તેથી લોકમાં એમ પ્રસિદ્ધ હોય કે, તે યોગી "દિવસે ખાતોજ નથી (ભોજન લેતોજ નથી) અથવા ત્હેને દિવસે ખાતાં પણુ જોયો ન હોય એટલે દિવસે ખાતો નથી," આમ આપણુને નિશ્ચય થાય ખરો, પરંતુ ત્હેનું પ્રફુલ્લ વદન જોઇને તે ઉપરથી રાત્રિએ જમે છે આમ નિશ્ચય થઇ જાય છે. માટે અહીં "રાત્રિએ ભોજન કરે છે" એવું જે પરોક્ષ જ્ઞાન થવું, આનું નામ દ્રષ્ટ–અર્થાપત્તિ છે, અને તે જ્ઞાનનું સાધન તે યોગીના શરીરનું પીનત્વ છે. સ્થૂલપણાનું જે જ્ઞાન તે અર્થાપત્તિપ્રમાણુ કહેવાય છે. સ્થૂળ રીતે—રાત્રિએ ભોજન કરવું એ અર્થાપત્તિ અને સ્થૂલ શરીર એ અર્થાપત્તિનું

પ્રમાણુ (અર્થાપત્તિ પ્રમાણુ) છે. આ અર્થાપત્તિ પણુ દૃષ્ટ, શ્રુત, વગેરે ભેદથી જેટલા પ્રમાણુ હોય તેટલા પ્રકારની હોય છે. અનુમાનપ્રમાણુ અને અર્થાપત્તિ પ્રમાણુમાં કિંચિત—નજીવો અંતર હોય છે. માટે કોઇ પક્ષકાર આ પ્રમાણુને અનુમાન પ્રમાણુમાં ગણીને તેનાથી ઇતર આ પ્રમાણુ માનતો નથી.

૫ ઉપમાન પ્રમાણુ—કોઇ વસ્તુના જેવી બતાવવાથી અથવા બતાવ્યાવિના પોતે જેવી જોઇ હોય ત્હેના જેવી જોવાથી 'તેવી વસ્તુ છે,' આવા જ્ઞાનનો હેતુ જે ઉભય વસ્તુનું સાધર્મ્યત્વ અથવા જે તેનું (સાધર્મ્યત્વનું) જ્ઞાન છે, તે ઉપમાન પ્રમાણુ કહેવાયછે જેમકે કોઇએ ખારેકનું ઝાડ ન જોયું હોય, પણુ ખજૂરના ઝાડ અને ફળને જાણુતો હોય, અને પછી તે, પ્રસંગે ખારેકના ઝાડ અને તેનાં ફળ જુએ ત્યારે ( તે ખારેક અને ખજૂરનાં ફળમાં આકૃતિ પ્રકારનો ભેદ જુએ છે તોપણુ ) તે ઉપરથી તેના (ખજૂરના) 'જેવું" આ ( ખારેકનું ઝાડ), ઝાડ છે; આવા પ્રકારનો નિશ્ચય થાય છે અથવા આ (નામ નહીં જાણેલું ખારેકનું ઝાડ) તેના (ખજૂરના ઝાડ) 'જેવું" ઝાડ છે. અત્રે "ખારેકનું ઝાડ, ખજૂરના ઝાડ જેવું ઝાડ, કિંવા ખજૂર ખારેકના ઝાડ જેવું" આવું જે જ્ઞાન, તે ઉપમિતિ કહેવાય છે. અને ખજૂર તથા ખારેકના ઝાડનું જે સાધર્મ્યત્વ (સરખાપણું) અગર તે સાધર્મ્યત્વનું જે જ્ઞાન છે તે જ્ઞાન, ઉપમાન પ્રમાણુ ( ઉપમિતિ જ્ઞાનનું કરણુ ) કહેવાય છે; કેમકે આ વિના ઉક્ત જ્ઞાન થાય નહી.

કોઇએ રોઝ નામનું પ્રાણી ન જોયું હોય, પણુ કોઇ ત્હેને કહે કે 'ગાય જેવું રોઝ થાય છે.' એ સાંભળ્યા પછી કાળાંતરે તે જંગલમાં રોઝને ગાય સદૃશ જોઇને 'આ રોઝ છે' આવો ત્હેનો નિશ્ચય થાય છે. આ પ્રસંગે પણુ પૂર્વવત્ વિભાગ કરી લેવા. પરંતુ આ જ્ઞાન શબ્દ વાક્યજન્ય હોવાને લીધે તેના પ્રમાણુના નામમાં પક્ષકારોનો વિવાદ છે. કોઇ વાક્યને, સહકારી અને કોઇ પ્રમાણુરૂપે સિદ્ધ કરવા જાય છે.

૬ અભાવપ્રમાણુ—વસ્તુના ન હોવાથી તે (વસ્તુ)ના 'ન હોવાનું" જે જ્ઞાન-નિશ્ચય થાય છે; તે જ્ઞાન—નિશ્ચયનું જે સાધન-કરણુ (તે વસ્તુનો જે અભાવ—એજ) તે, અભાવપ્રમાણુ—અનુપલબ્ધિ

પ્રમાણુ કહેવાય છે. જેમ કોઇએ કોઇને કોઇ ઓરડામાં ઘડો લાવવાનું કહ્યું હોય અને તે લેવા જાય. પણ તે ઘડો ત્યાં હોય નહીં તેથી મળે નહીં. તેથી તે માણસ પાછો આવીને કહે કે "ત્યાં ઘડો નથી," ત્યારે ત્હેને પૂછે કે "ત્હારા કહેવામાં શું પ્રમાણુ? (રખે, તું જૂઠું બોલતો હો તો)?" ત્યારે તે કહે કે "ઘડાનું ત્યાં ન હોવું એજ પ્રમાણુ છે." આ પ્રસંગમાં 'ઘડો નથી' આવા જ્ઞાનનું સાધન "ઘડાનું ન હોવાપણું," એજ પ્રમાણુ છે. ઘડાની અપ્રાપ્તિ–અનુપલબ્ધિ છે; ત્હેના જ્ઞાનનું જે ઉક્ત સાધન–કરણ તે અનુપલબ્ધિ પ્રમાણુ કહેવાય છે. (આ પ્રમાણુમાં પણ ઘણા વિવાદ છે.)

૭ ચેષ્ટાપ્રમાણુ—જેમ કે રેલવેના સિગ્નલનો હાથ પડે ત્યારે 'ગાડી આવી' આવું જ્ઞાન ઉતારૂઓને થાય છે, ત્યારે તે તૈયાર થઇ જાય છે. અત્રે 'ગાડી આવી' આવા જ્ઞાનનું સાધન, તે સિગ્નલના હાથ પડવાનું જે જ્ઞાન છે–તે જ્ઞાન છે, માટે તે ચેષ્ટા પ્રમાણુ છે. જેમ મુંગાઓનો વ્યવહાર થાય છે, તે ચેષ્ટા પ્રમાણુવડેજ થાય છે. કોઇ આ પ્રમાણુને શબ્દ પ્રમાણુમાં અને કોઇ અનુમાનમાં ગણે છે.

૮ ઐતિહ્ય–(ઐતિહાસિક) આ પ્રમાણુનો શબ્દપ્રમાણુમાં સમાવેશ થાય છે.

૯ સંભવ–જો યથાર્થ હોય તો, આ પ્રમાણુનો અનુમાનમાં સમાવેશ થાય છે.

૧૦–સ્મૃતિ–પરીક્ષામાં પાસ થવાનું સાધન સ્મૃતિ છે. પૂર્વદૃષ્ટ વસ્તુના 'આ–તેજ છે'–આવા જ્ઞાનનું સાધન, સ્મૃતિ છે. તોપણુ પ્રત્યક્ષથી ભિન્ન નથી. પૂર્વ સંસ્કારજન્ય હોવાને લીધે એને પ્રમાણુરૂપે તો ગણુતા નથી. કોઇ પક્ષકારે એને ભિન્ન પ્રમાણુ માને છે, તે માનવું "અયોગ્ય છે" આમ સમજવાનું નથી.

૧૧–અનુભવ–જો કે અનુભવ પ્રત્યક્ષાદિવડે ઉત્પન્ન થાય છે અને સંસ્કાર મૂકીને નષ્ટ થાય છે,–માટે અનુભવને પ્રમાણુ ગણુતા નથી. કેમકે પુનરૂક્તિ થાય છે; તોપણુ આ પક્ષ વિષે વિવાદ છે. અનુભવને પ્રમાણુ માનવામાં વાંધો પણુ નથી, કેમકે દુઃખ સુખ યા મનના જ્ઞાન માટે અનુભવ જ પ્રમાણુ છે. વિશેષ ઉત્તરાર્ધમાં વાંચશો.

૧૨–માન.–એના ત્રણ ભેદ છે:–વસ્તુ (ગુરૂત્વ) દેશ, અને કાલ. તેમાંથી:—

(૧) આ પદાર્થ કેટલા વજનનો છે? આ જ્ઞાનનું જે સાધન, તે તુલાપ્રમાણ કહેવાય છે; પરંતુ ગુરૂત્વ કાંઇ પ્રત્યક્ષ હોતું નથી; બલ્કે હમેશાં પરોક્ષ જ રહે છે, તેથી તે પ્રમાણ [ તોલા વગેરે ] નો સમાવેશ પરોક્ષ પ્રમાણ વિષે [ અનુમાનપ્રમાણમાં ] કરવામાં આવે છે–ગણાય છે.

(૨) આ પદાર્થ આટલો લાંબો, એનાથી ન્હાનો, એનાથી મોટો, ઇત્યાદિ, જ્ઞાન જેનાથી થાય ત્હેને (સ્કેલ, ધ્રુવ, ગજ ફુટ વગેરે) દેશ પ્રમાણ કહે છે, પણ ખરી રીતે તપાસ કરતાં એ માપ મનુષ્ય કલ્પિત છે, પ્રકૃતિથી નથી અને પોતપોતાના વ્યવહારમાં પણ ભિન્ન ભિન્ન છે: માટે ત્હેનાથી જેનું જ્ઞાન થાય, તે તેમજ છે, એમ નથી. કોઇ આને ત્વાચ પ્રત્યક્ષ (ત્વચાનો વિષય) માને છે.

(૩) આ, આનાથી ઉમરમાં આટલું મોટું, આટલું ન્હાનું વગેરે–કાલિક [ સામયિક ] પરત્વ–અપરત્વનું જ્ઞાન જેનાથી (ઘટિકા–શ્વાસ–તડકો–સૂર્ય–તારા વગેરેથી) થાય તે, કાલપ્રમાણ કહેવાય છે. પણ કાલજ્ઞાનનું સાધન ગતિ છે; તે ગતિના જ્ઞાનવડે કાલના કલ્પના થાય છે, અને તે પોતપોતાની બુદ્ધિ અનુકુલ કલ્પેલી હોય છે. જેમ કે મુસલમાન લોકો ચંદ્ર ઉપરથી ગણીને ન્હાનો મોટો માને છે; કોઇ સૂર્યપર, કોઇ શ્વાસપર વર્ષ, માસ, દિન, ઘડી, પલ, ક્ષણ, ગણે છે માટે તે કલ્પિત છે. આથી તે ખરૂં પ્રમાણ કહેવાય નહીં.

ટૂંકામાં ઉપર લખેલ ગુરૂત્વાદિ ત્રણે પ્રમાણનો અન્ય–પ્રત્યક્ષ, અનુમાનમાં સમાવેશ થઇ જાય છે.

૧૩–પલ્લી–તારસંકેત અગર આંકપલ્લી હોય છે તે. આ પણ જ્ઞાનનું સાધન હોય છે. પણ આનો સમાવેશ, શબ્દસંકેત અને ચેષ્ટાસંકેત વા અનુમાન પ્રમાણમાં થઇ જાય છે.

જો પૂર્વોક્ત ૧૩ પ્રમાણોને લઘુરૂપમાં મર્યાદિત કરવામાં આવે તો અપરોક્ષ [ પ્રત્યક્ષ ] અને પરોક્ષ (અનુમાન) આ બે વિભા-

ગમાં ત્હેનો સમાવેશ થઇ શકે છે; કેમકે પ્રત્યક્ષથી ભિન્ન, અન્ય સર્વમાં જ્ઞાન સાધન છે. તે આગમજ્ઞાન પ્રત્યક્ષાધીન છે, અને પરોક્ષમાં જ્ઞેય–પ્રમેય ગોચર નથી; તેથી તમામનો બે ભાગમાં સમાવેશ થઇ શકે છે.

ઉક્ત પ્રમાણોના ઘણા પ્રકારો છે, વળી એકજ પ્રમાણ ઉપર આધાર રાખતાં ભૂલી જવાય છે, તે એટલે સુધી કે કોઇ વેળા પ્રત્યક્ષથી પણ યથાર્થ ગ્રહણ નથી થતું, કિંતુ અયથાર્થ પકડાઇ જાય છે (દૃષ્ટાંત તરીકે વર્ત્તમાનના ધર્મરૂપ વ્યવહાર કે વ્યવહારરૂપ ધર્મ-પંથ ભૂલપર છે ).

પ્રમાણ એટલે યથાર્થ જ્ઞાનનું સાધન. પરંતુ જોવામાં આવે છે કે, એજ મન, ઇંદ્રિયોવડે અયથાર્થજ્ઞાન (જેવી જે વસ્તુ હોય ત્હેનું તેવું નહિ, પણ ત્હેની જગ્યાએ ત્હેનાથી બીજા પ્રકારની વસ્તુનું બીજું જ્ઞાન થવું તે) પણ થઇ જાય છે; તેટલા માટે તેને અયથાર્થ પ્રમાણ કહે છે.—જેમ દોરીમાં જ્યાં સર્પ દેખાય ત્યાં તે સર્પ અને તેનું જ્ઞાન (આ સર્પ છે એવું જ્ઞાન), એ બન્ને યથાર્થ છે, આમ જણાય છે; પણ પરીક્ષા વખતે–દીપક લઇને જોતાં–અંતર પડે છે અને ભિન્ન જ્ઞાન થાય છે, તેથી સર્પ, એ અયથાર્થ વિષય, અને સર્પજ્ઞાન, એ અયથાર્થ જ્ઞાન કહેવાય છે; [આવીજ રીતે છીપમાં રૂપું વગેરે અને તેનું જ્ઞાન અયથાર્થ જાણવું.] તેટલા–માટે ત્હેનાં સાધન–દૂષિત કે દુષ્ટ ઈંદ્રિયો વગેરે,–તે વખતે પ્રમાણરૂપે ગણાતાં નથી. છતાં આ ભ્રમ પ્રસંગે મતવાદિઓના અનેક પક્ષ છે તે વિશેષ ભાગે અનુપયોગી અને સૂક્ષ્મ પ્રકારના હોવાને લીધે અત્રે લખતા નથી.

વળી જે લિંગ–સાધન–હેતુથી અનુમાનજ્ઞાન થાય છે, તેપણ કોઇ વેળા અયથાર્થ છતાં યથાર્થરૂપે વિષય થવાને લીધે, ખોટું અનુમાન થઇ જાય છે. આવા સદોષ–દુષ્ટ હેતુને હેત્વાભાસ કહે છે.

જેમકે—૧ સંધ્યાકાળે ગામ બહાર ઝાડીમાં ધૂમાડો [આકાશ ગંગા જેવો ] હોય છે, પણ ત્યાં અગ્નિ હોતો નથી. ૨ વર્ષાઋતુમાં તેજ ઝાડીમાં અગ્નિ હોય અને ધૂમાડો ત્યાં ઉર્ધ્વ લિંગરૂપે ન હોય, જો કે [ આકાશ ગંગા જેવો ] પ્રસરેલો હોય છે, ત્યારે ત્યાં

અગ્નિ હોવા છતાં તેનું અનુમાન નથી થતું; કેમકે તે ધૂમાડામાં ધુમસની ભ્રાંતિ થઇ જાય છે. ૩ કેટલીક વખતે કોઇ ધૂમાડો મિશ્રિત વંટોળિયો જોઇને, ( એન્જીનની વરાળ અને વંટોળિયો જોઇને ) જ્યાં અગ્નિ ન હોય ત્યાં, અગ્નિ હોવાનું અનુમાન થઇ જાય છે. ૪ કોઇ વેળા નળ વગેરે ઉપાધિને લીધે અગ્નિ કહી અને ઉર્ધ્વરેખ ધૂમાડો કહીં–બીજે સ્થળે હોવા છતાં પણ અગ્નિ હોવાનો ભ્રમ થાય છે. ૫ જળ, મનુષ્ય પણ બનાવે છે, પ્રકૃતિમાં પણ સ્વાભાવતઃ બને છે, પરંતુ આ વ્યાપ્તિને લઇને વિભુ, અક્રિય ઇશ્વર પણ બનાવે છે, આમ અનુમાન થઇ જાય છે; વગેરે વગેરે.

તેટલા માટે જ્યાં સુધી હેતુ અને વ્યાપ્તિ–કાર્ય–કારણ-કે તાદાત્મ્ય સંબન્ધ ) નો યથાર્થ નિર્ણય ન થાય, ત્યાં સુધી અનુમાન સ્વીકારાય નહીં એમ છે.

એવીજ રીતે પ્રત્યક્ષ પ્રમાણમાં પણ ભૂલ થવાનો સંભવ છે, એમ જાણવું. જેમકે ચામડાં રંગનારને, રંગવાના સ્થાનમાં દુર્ગંધનો અનુભવ થતો નથી અને બીજા સારા માણસને થાય છે. અંધારામાં આપણા ઘરમાંજ પોતાને સર્પ હોવાનો નિશ્ચય થતો નથી, પણ બિલાડીને થાય છે. આ ગાળેલા જળબિંદુમાં જીવ નથી, આમ હરકોઇ કહે છે, પરંતુ સૂક્ષ્મદર્શક યંત્રવડે જોતાં ભૂલ જણાય છે, એટલે તેમાં સેંકડો જીવ દેખાય છે.–વગેરે વગેરે. આવીજ રીતે બીજા પ્રમાણોમાં પણ ભૂલ થઇ જાય છે, એટલે તમામ પ્રમાણોના યથાર્થ અને અયથાર્થ, એવા બે પ્રકાર છે. વિસ્તાર ભયથી ઉદાહરણ લખ્યાં નથી ટુંકામાં:—

જ્યારે **પ્રત્યક્ષ અને અનુમાનની આવી દશા**, ત્યારે શબ્દ પ્રમાણ વગેરે પ્રમાણોની તો વાતજ શી ? માટે એકજ પ્રમાણ અથવા એકનાજ કહેવા સાંભળવાપર અથવા તો એકનીજ યુક્તિ,તર્ક માત્ર ઉપર નહીં રહેતાં, સર્વ રીતે તુલના થાય તેમજ સૃષ્ટિનિયમ અને અનુભવને અનુકૂલ હોય ત્યારેજ કંઇ પણ માનવું એ યોગ્ય છે. અને તેજ પ્રમાણ કહેવાય અન્યથા નહીં.

## પાશ્ચાત્ય વિકાસવાદ.

૭૮-પ્રશ્ન—( ઉન્નતિ અવનતિ, ઉત્ક્રાંતિ અપક્રાંતિ ).

તત્ત્વ પદાર્થના સંયોગ વિયોગનો ક્રમ અનાદિ કાળથી ચાલ્યો આવે છે. ત્હેને આદિ અને અંત નથી. આખા વિશ્વમાં પ્રકૃતિ અને ગતિ, અથવા તત્ત્વ પદાર્થોના રૂપાંતર પ્રત્યેક ક્ષણે થાય છે. આ સર્વનો ઈતિહાસ ત્હેમના અખંડ અજ્ઞેય તત્વમાંથી પ્રાદુર્ભૂત થયા પછી પાછા ત્હેમાં લય થતા સુધીમાં સમાપ્ત થાય છે. અર્થાત પ્રકૃતિ અને ગતિ વારાફરતી વધતા ઓછા પ્રમાણમાં સંયોગ વિયોગ પામ્યાં કરે છે. આ સંયોગ વિયોગજન્ય સમૂહના એવા પરિણામ થાય છે કે ત્હેને ઉત્ક્રાંતિ અથવા ઉન્નતિ એવા નામથી સંબોધવામાં આવે છે. એક વખતે પ્રકૃતિનું વિશેષ પ્રાબલ્ય થાય છે અને ગતિ છૂટી પડે છે, બીજી વખતે ગતિનું પ્રાબલ્ય વિશેષ થાય છે અને પ્રકૃતિનું જોર કમી થાય છે. એથી એક વખત જગત ઉત્પન્ન થાય છે અને બીજી વખતે લય પામે છે,—પ્રલય થાય છે. હમણા ઉન્નતિક્રમ ચાલુ છે.

બીજો પક્ષકાર એમ કહે છે કે તત્વોના સંયોગ વિયોગ જન્ય પદાર્થો માનવા ન જોઇએ. પણ પૂર્વથી પરિણામો થતાં રહ્યાં છે અને ત્હેનાથી વર્તમાન પરિણામો અને તેવાજ રીતે ભવિષ્યમાં ઉત્તરોત્તર પરિણામ થતા રહેશે. એ પરિણામો અનાદિથી ઉન્નતિને માર્ગે ક્રમણ કરે છે. અને એ પરિણામ મનુષ્યના માનસિક વિકાસદ્વારા જોવામાં આવે છે. મનુષ્યની શરીર રચનામાં મગજ નામે જે અવયવ છે ત્હેનો વિકાસ થાય છે. ભૂતકાળમાં સંપાદન કરેલા અનુભવ પ્રમાણે સુધરેલા અને જંગલી બન્ને પ્રકારના મનુષ્યો દેખીતા સામ્ય પ્રમાણે વર્ગીકરણ કરે છે. ફેર એટલો હોય છે કે સુધરેલા મનુષ્યના જ્ઞાન અને અનુભવ વિશાળ અને ઝીણવટ વાળાં હોય છે. જ્યારે પ્રાથમિક જંગલી મનુષ્યના મગજનો અનુભવ ટુંકો અને સાદો હોય છે. દષ્ટાંત તરીકે એક મનુષ્ય બરફ ને કાચના કટકાનો ભેદ સમજી શકે છે, જ્યારે બીજો દેખીતું

સામ્ય જોઇ સ્પષ્ટ રીતે વર્ગીકરણ કરી શકતા નથી તેથી ત્હેને એકજ વર્ગમાં મૂકે છે; ત્હેનો માનસિક વિકાસ થયલો હોતો નથી. ત્હેની જ્ઞાન મર્યાદા અતિ પ્રાથમિક અવસ્થાની હોય છે. તાત્પર્ય આ અવયવની (Evolution) ઉન્નતિ થાય છે, અને એ ચાલુ રહે છે. નીતિ શાસ્ત્ર સાથે એની મીલાવટ કરવાથી ભાવિ સુખ વિષે અનુમાન બાંધી શકાય છે. સર્વ વસ્તુઓનું વલન સ્વરબંધ (Harmony) તરફ છે. માનવ સ્વભાવની પરિસ્થિતિ જોડે પૂર્ણ સ્વરબંધ થશે એટલે જગતમાં ઐહિક સુખની પરાકાષ્ટા થશે એ નિઃશંક છે. સંસારના આરંભથી આ પ્રગતિ ધીરે ધીરે થતી આવી છે. એને લીધે મનુષ્યની સર્વ દુષ્ટેચ્છાનો અભાવ થશે. પોતાની વાસ્તવિક મર્યાદા ઉપરાંત હક્ક નાંખવાનો મોહાંધકાર નષ્ટ થશે, અને આદર્શ વ્યવસ્થા થશે. આ વ્યવસ્થા કપોલ કલ્પિત નથી. ઘણાજ ધીરે પણ મક્કમ રીતે ઉચ્ચતમ જીવન તરફ પ્રગતિ થાય છે. માટે શુભ કાર્ય હમેશ કરવાં, પરોપકારી વૃત્તિ રાખી શાંત તાત્વિક દૃષ્ટિથી પ્રત્યેક ક્ષણે ઉન્નતિ કરવી. હજી અવનતિક્રમ શરૂ નથી થયો. આ વાદોની માન્યતા પ્રમાણે જીવ વાદ, જીવના કર્મવાદ અને ઇશ્વરવાદ માનવાની અગત્યતા રહેતી નથી. દેશોન્નતિ, ક્રમાનુસાર બનીજ જાય છે.

## ઉક્ત સિદ્ધાંત સમર્થક કેટલીક દલીલો.

### મનુષ્યોત્પત્તિ.

મૂળ સેન્દ્રિય વ્યક્તિ અતિ સૂક્ષ્મ હોય છે. ત્હેનું સ્વરૂપ અતિ સાદું હોય છે, દીર્ઘકાલ પછી વ્યક્તિવિકાસ પામતે પામતે મોટું સ્વરૂપ ધારણ કરે છે. અને અનેક અંગોપાંગ વિવિધ પ્રકારના ઉત્પન્ન થાય છે. ટુંકમાં અતિ સૂક્ષ્મ સેન્દ્રિય તત્ત્વમાંથી, જંતુ, કીટ, પતંગાદિથી પશુ ને વાંદર પર્યંત વ્યક્તિ સ્વરૂપો બને છે. અને તેમાંથી મનુષ્યોની ઉત્પત્તિ થયેલી માનવામાં આવે છે. ચીમ્પાઞ્ઝી ગોરીલા, ઓરાંગ ઉટાંગ ઇત્યાદિ જાતના સુધરેલા વાંદરો પણ આવે છે. એમાં જહેનો માનસિક વિકાસ થયો હોય છે, ત્હેના પૂછડાં ઉપયોગમાં આવતા ન હોવાથી ઘસાઇ જાય છે. અવયવોના વિકાસ

અવિકાસમાં પડવાની જરૂર નથી પણ સામાન્ય રીતે એવું મનાય છે કે અનુભવદ્વારા જ્ઞાનની વૃદ્ધિ થતાં ઉદર પોષણ થવાના ઘણા સાધનો બુદ્ધિદ્વારા યોજાય છે. અને ઝાડો ઉપર કુદકા મારવાની જરૂર ન રહેવાથી પૂછડીનો ઉપયોગ વિશેષ થતો ન હોવાથી, તેમજ પૂછડું શરીરની સમતુલના જાળવવાને ઉપયોગી હોવાથી તે, ઉપયોગ અટકી પડે છે. આથી ઘસાઇને કમતી થાય છે અને નિરૂપયોગી થતાં કંતાઇને ક્ષિણ થઇ જાય છે. આમ દીર્ઘકાળે તદન જતાં રહે છે—અને હાલ તે સ્થળે ગાંઠ જેવું માત્ર જોવામાં આવે છે. એની ભવિષ્યની સંતતિ તે પ્રાથમિક યુગના જંગલી મનુષ્યો થશે. ક્રમે ક્રમે આ પ્રમાણે ઉન્નતિ થતાં વર્તમાન મનુષ્યના જેવું જ્ઞાન સંપાદન કરવાની યોગ્યતાવાળાં પ્રાણી બનશે.

આ વાંદરાઓના માનસિક વિકાસની મર્યાદા જોકે પ્રાથમિક યુગના જંગલી મનુષ્યો જેટલી નથી તોપણ ત્હેના જેવીજ કેટલેક અંશે તો છે. રહેવાને ઘાસના ઝુંપડા બાંધે છે, નર અને માદાનું યુગલ હોય છે, તેઓ કુટુમ્બ સહિત ઝુંપડીમાં રહે છે, ફૂલ ફલાદિ ખાય છે, કોઇ ત્હેને પકડવા જાય તો લ્હડે છે, કોઇ ભૂલો પડેલો માણસ દૈવયોગે ત્હેના ઝુંપડા આગળ આવી પહોંચે તો તે વાંદર ત્હેને પીવા પાણી અને ખાવા મેવો આપે છે, વખતે રસ્તો પણ બતાવે છે. આ વાંદરોના નાળાંમાંથી જો કોઇ મનુષ્ય એકાદને પકડી લાવે તો તે તળાવમાંથી પાણી ભરવું, ધાન્ય સાફ કરવું, દળવું એવાં કામો સીધી રીતે કરે છે. તેઓ ઉભા થઇને ચાલે છે, છતાં હજી લાકડી વાપરવી પડે છે. તેઓ થોડા શબ્દવાળી પોતાની ભાષામાં બોલે છે. એક અંગ્રેજે ત્હેની ડીક્ષનરી સુદ્ધાં બનાવેલી છે.

ઉન્નતિક્રમ જોતાં તેમજ વાંદરોના આવા દૃષ્ટાંત જોતાં યૂરોપીય વિદ્વાનો એવું અનુમાન કરે છે કે વર્તમાન મનુષ્ય જાતિનું મૂળ વાંદરમાં છે. બરડાની કરોડનો છેડો એ ઘસાયેલા પૂછડાંનું મૂળ છે.

વિજ્ઞાનની વિવિધ શાખાઓના જ્ઞાનનો સમન્વય કરતાં વૈજ્ઞાનિકોએ ઉપન્યાસો તારવી કાઢ્યાં છે તે દ્વારા પણ ત્યાંના વિચારકો આ વાદનું અનુમોદન કરે છે.

હજી વિશેષ. બે વિજાતીય સંયોગથી ત્રીજી જાતિ ઉત્પન્ન થાય છે. જેમકે ઘોડા અને ગધેડાંના સંયોગથી ખચ્ચર જન્મે છે. પણ

એ ખચ્ચર ગધેડા કે ઘોડા સાથે સંયોગ કરતું નથી. આ પરથી જે સિદ્ધાંત નીકળે છે તે એ છે કે ઉત્ક્રાંતિ (ઇવોલ્યુશન, વિકાસક્રમ ઉન્નતિક્રમ) અને અપક્રાંતિ,—અવનતિ (ઇન્વોલ્યુશન, ડીસોલ્યુશન) એ સૃષ્ટિ નિયમ છે. પ્રત્યેક રૂપાંતર, પરિણામ ક્રમશઃ ધીમે ધીમે ઉન્નતિ તરફ પ્રયાણ કરે છે. અને તેથીજ હવે મનુષ્યથી વાંદરાની ઉત્પતિ થતી નથી.

## મનુષ્યોના ઉન્નતિક્રમ સંબન્ધી કલ્પના.

આજે જે પ્રાણીઓ અને ઉદ્ભિજ્જો આપણે જોઇએ છીએ તેમાં કશો ફેરફાર થયો નથી અને થતો પણ નથી, જગતની ઉત્પત્તિ પ્રભુની ઇચ્છાથી અમુક ક્રમમાંજ થઇ છે, તેમને મૂળથી ઉત્પન્ન કર્યા તેવાંજ છે વિગેરે વિચાર આ વાદ સ્વીકારી શકે એમ નથી. જ્ઞાન અને બુદ્ધિ વિકાસ સંબન્ધી આ વાદની કલ્પના આ પ્રકારે છે. બુદ્ધિનો પ્રાદુર્ભાવ કયે સ્થાનેથી થાય છે એ કહેવું કઠણ છે. મનુષ્ય અને ઇતર પ્રાણીના મગજમાં કેવળ ભેદ નથી હોતો. જે ભેદ છે તે બેમાં ઓછા વધતા વિકાસને લીધે છે. પ્રેરણા શક્તિ અને તર્ક શક્તિમાં મુલગત સ્વરૂપ ભેદ સમજવાની જરૂર નથી. છેક નીચા વર્ગના અવનત ક્રમના પ્રાણીથી માંડી તે છેક ઉન્નત મનુષ્ય મગજ પર્યંત નિરીક્ષણ કરતાં પ્રેરણા કયાં પૂરી થાય છે અને બુદ્ધિ કયાંથી શરૂ થાય છે એ કહી શકાતું નથી. તોપણ મનુષ્યમાં જે બુદ્ધિ જોઇએ છીએ તે ત્હેનાથી નીચલા વર્ગના સર્વ પ્રાણીઓની બુદ્ધિ કહો કે પ્રેરણા કહો તે સર્વના અનુભવ દ્વારા પ્રાપ્ત થયલું જ્ઞાન છે. છેક સાદી મગજ શક્તિમાંથી કાળાંતરે ધીમે ધીમે માનવ મગજ ઉત્પન્ન થયું છે અને તે ઉત્ક્રાંતિના નિયમાનુસારેજ થયું છે, જ્ઞાન રજ્જુને બાહ્ય જગતનો આઘાત થતાં, પ્રત્યાઘાતથી જે પરિણામ આવે ત્હેને ચેતન કહેવામાં આવે છે, જુદા જુદા પ્રકારના આઘાત પ્રાત્યાઘાતથી ભાવના, પ્રેરણા, સ્મરણ શકિત, તર્ક, ઇચ્છા ભય, ક્રોધ, વિગેરે ઉત્પન્ન થાય છે. એટલુંજ નહીં પણ ઇન્દ્રિય વૈજ્ઞાનિક કાર્ય કયાં પુરૂં થાય છે, અને માનસિક કાર્ય કયાં શરૂ થાય છે એની મર્યાદા આંકી શકાતી નથી. જો કે વસ્તુતઃ સ્થૂળ જીવન અને માનસિક જીવન કે સૂક્ષ્મ જીવન એ એક જીવનનાજ છૂટા નહીં પાડી શકાય એવા બે વિભાગો છે.

## મનુષ્યજાતિની પ્રગતિનો ક્રમ.

ઉપર જણાવ્યા મુજબ મનુષ્યની ઉત્પત્તિ થયા પછી એના વિકાસ માટે નીચે મુજબ ઐતિહાસિક અનુમાન પાશ્ચાત્ય ઉત્ક્રાંતિવાદીઓ કરે છે. ગતિ હમેશાં અનુકૂલ સરલ માર્ગે ક્રમણ કરે છે, અને જે માર્ગે પ્રતિરોધ ઓછો નડે તે માર્ગે ક્રમણ કરે છે. એ સામાન્ય પ્રવર્તતા સિધ્ધાંતનો ઉત્ક્રાંતિવાદ સર્વથા સ્વીકાર કરેછે. અને આ નિયમ મનુષ્યના વિકાસક્રમ ને પણ લાગુ પડે છે. એટલે જે પ્રદેશોમાં પ્રાણીઓને ક્ષુધા, તૃષા કે ઠંડીથી રક્ષણ ઇત્યાદિ કુદરતી જરૂરીયાતો, પ્રયાસ વિના કે ઓછા પ્રયાસે પ્રાપ્ત થાય તેવા પ્રદેશો જલદીથી વસાયા હશે. આથી કે સમુદ્ર કિનારાના પ્રદેશો કે જ્યાં માછલી વિગેરે પ્રાણીઓ પૂરતા જથામાં મળી શકે અગર ફળફળાદિ કંદ મળ હરકત વિના કે ઓછી હરકતે મળે તેવા પ્રદેશો પ્રથમ વસાયા હશે. એ પ્રાથમિક યુગમાં નિર્વાહના સાધનો સાદાં હશે એટલે સમુદ્રના કિનારા તરફ વસતાં મનુષ્યોએ માછલી વિગેરે પકડી પોષણ કર્યું હશે. વનવગડામાં ભટકતાં મનુષ્યોએ ફળફળાદિ કંદમૂળપર જીવન ગુજાર્યું હશે, તેમજ પ્રાણીઓના શિકાર કરી ત્હેનો ઉપયોગ કર્યો હશે. શિકાર સહેલાઇથી ન મળી શકે એ સ્થિતિ ઉત્પન્ન થતાં પશુઓ પકડી ત્હેને પાળવા તરફ વૃત્તિ થઇ હશે. મેઢાં, બકરાં આદિ ગરીબ પ્રાણીઓ સુગમતાથી પકડી શકાય એ માટે પ્રથમ ત્હેને પાળવામાં આવ્યાં હશે. ગાય ભેંસ અને એવાં પ્રાણીઓને પકડી ઉપયોગમાં લેવાની પ્રવૃત્તિ પછીનાં કાળની હોવી જોઇએ.

મેઢાં, બકરાં, ગાયો, અને ભેંસોના ટોળાંને માટે વેદમાં 'ધન' એવો શબ્દ પ્રયોગ થયલો જોવામાં આવે છે. એનો અપભ્રંશ 'ધણ' વર્તમાનમાં પ્રચલિત છે. હાલમાં તો ધન સામાન્ય રીતે સુવર્ણ, ચાંદી, અને ત્રાંબાનાણાંને ગણવામાં આવે છે; તે કાળે સંસ્કૃતિનું સ્વરૂપ જુદું હોવાથી, પ્રકૃતિમાં પ્રવૃત્તિની આટલી વૈવિધ્યતા ન હોવાથી અને ઉદર પોષક મુખ્ય સાધનો એજ હોવાથી એનેજ ધન તરીકે ગણતાં હશે. ઉત્ક્રાંતિના પ્રાથમિક યુગમાં, મનુષ્યનું જ્ઞાન અનુભવજન્ય હોવાથી, આરંભ કાલે તો અન્ય પ્રાણીઓ માફક મનુષ્ય માંસાહારી

હોવા સંભવ છે. પાકશાસ્ત્ર એ તો પાછળની ઉત્પત્તિ જણાય છે. એ સ્થિતિપર આવતાં બહુ વર્ષો વીત્યાં હશે. પ્રકૃતિમાં જ્યારે કંઇ નવીન જોવામાં આવે ત્યારે ધીમે ધીમે જરૂર પડતાં અને અનુકુળ સંજોગો ઉત્પન્ન થતાં કાર્ય કારણદ્વારા અવલોકન કરવાનું સૂઝે છે. વનમાં દવ બળતો જોવામાં આવે, બે કાષ્ટ ઘસાતાં અગ્નિ ઉત્પન્ન થાય તો આજે નવીનતા ન લાગે. એક કાળ એવો હશે કે આ એક ચમત્કાર તરીકે ગણાયો હશે આજે એ અગ્નિને વ્યવહારના સામાન્ય સાધનોમાં એટલી બધી ઉપયોગમાં લીધી કે એ અનુભવનું જ્ઞાન કેવળ અશિક્ષિતને પણ પ્રેરણા તુલ્ય લાગે છે. અગ્નિમાં બળતું થતાં પશુઓ જો શેકાઇ ગયા હોય અને તે મનુષ્યના ખાવામાં આવતાં તેમાં જો સ્વાદ વધુ લાગે તો આવી એક સામાન્ય ક્રિયાપરથી પાકશાસ્ત્ર આખું કાલાંતરે ઉદભવે એ અશક્ય નથી. બે પત્થરથી ઝરતા ચકમકમાંથી આજે વીજળી દ્વારા અગ્નિ ઉત્પન્ન થાય છે એ શોધ પર્યંત મનુષ્ય સમાજ આવી પહોંચ્યો છે, તો આ કલ્પનામાં પણ પ્રાથમિક જ્ઞાનનો ઉદ્દભવ ક્રમ વિચારતાં તેવુંજ છે. આ કાળના મનુષ્યો પશુઓને ઘાસપાન ચરાવતા હશે, અને નદી કે વ્હેળાનું પાણી પાતા હશે. વરસાદનું પાણી ભરાઇ રહેલું ઉપયોગમાં લઇ શકાય છે એ ઉપરથી તળાવ બાંધવાનું જ્ઞાન થતું હોય. કુવા ખોદવાના લાભ તો પાછળથી સુઝયા હશે. દુકાળ સમયે ઘાસચારો ન મળ્યો હોય તો એકઠું કરવાનું સૂઝે એ સ્વાભાવીક છે. ધાન્યના દાણા ઢોરોને ખવરાવતાં દૂધની ઉત્પત્તિ થતી હશે, તે ઉપરથી દાણાનું વાવેતર કરવાનું સુઝયું હશે ને પછી કૃષિ કરવા તરફ પ્રવૃત્તિ થઇ હશે. પ્રથમના હથિયારો લાકડાં, પત્થર, કે હાડકાંના હશે.

આ પ્રમાણે ધાન્યની ઉત્પત્તિ થઇ હશે. ધાન્યના દાણા કાચા ચાવીને ખાવામાં આવતા હશે. હમણાંયે કેટલાક આરબ લોકો ધાન્યના દાણાને શિલા ઉપર પાણી નાંખી, ત્હેને પીસીને લોટ બનાવી ત્હેનો લોંદો બનાવી શેકીને ખાય છે.

વસ્ત્રો બાબત પણ એમજ સમજવાનું છે. પ્રાથમિક યુગમાં ઝાડના પાંદડા, પશુઓના ચામડાં વિગેરે ઉપયોગમાં લેવાતાં હશે.

સૂતર, રેશમ, ઉન વગેરે તો અનેક સહસ્ત્રો વર્ષો વિત્યાં બાદ આજે જોવામાં આવે છે. સાદામાં સાદી વાત તો એ છે કે ક્ષુધાની નિવૃત્યર્થે ખોરાકની જરૂર પડે છે, તૃષા છીપાવવા જળની જરૂર પડે છે, ઠંડી લાગતાં અંગ ઢાંકવાની જરૂર પડે છે, તડકો લાગતાં છાંયડો શોધવાની જરૂર પડે છે, વરસાદમાં રક્ષણ કરવા ગુફા કે ઘરની જરૂર પડે છે ઇત્યાદિ પ્રાથમિક સાદી સ્થિતિમાં બીજી એક વાત વિચારવાની છે કે અમુક પ્રદેશમાં સુલભતાથી નિર્વાહ થઇ શકે ત્યાં સુધી તે પ્રદેશમાં વસતીની વૃદ્ધી થઇ શકે છે. ત્યાર પછી બીસ વધુ થતાં અન્ય પ્રદેશો તરફ વાસ શોધવાની જરૂર પડે છે. શિવાય આ પ્રગતિવાદને અનુકુલ એ સંબન્ધી વિશેષ વિવેચન વિસ્તાર ભયથી નહીં કરતાં ઉન્નતિક્રમની અન્ય સ્થિતિના વર્ણન તરફ વળશું.

## મનુષ્યનું સામાજીક જીવન.

સમાજ શાસ્ત્રની મીમાંસા ઉત્ક્રાંતિવાદના નિયમોનું સૌથી ઉત્તમ નિદર્શન છે. સામાજીક અભિવૃદ્ધિનો અભ્યાસ જેટલે અંશે ઉત્ક્રાંતિના અભ્યાસ વડે સરલ થાય છે તેટલી બીજી કોઇ રીતે થતો નથી. પ્રાથમિક યુગના મનુષ્યો વનવગડામાં ભટકતાં છૂટાં રહે છે. પ્રત્યક વ્યકિત પોતેજ શિકારી, પોતેજ લુહાર, પોતેજ કડીઓ એવી રીતે કામ કરે છે. પ્રાથમિક સમાજમાં પ્રત્યેક ધંધાવાળી જુદી જુદી વ્યકિત હોતી નથી. ધીરે ધીરે સુધારો થતાં નાયકની જરૂર પડે છે. જો કોઇ પણ કાર્ય એકત્રપણે રહી કરવું પડે ને શત્રુ સામે રક્ષણ કરવાનું હોય તો વિશેષ બળવાનને ઓછા બળવાળો ખુશીથી નાયક તરીકે ગણે છે. આમ થતાં સત્તાધીશને સત્તાવાન એવા બે ભેદ પડે છે. આ પછી ભેદ વધતા જાય છે. દરમ્યાન ઔદ્યોગિક વ્યસ્થામાં ફેરફાર થાય છે. પ્રત્યેક વ્યકિત જુદાં જુદાં ખાસ કાર્યો કરે છે, કાર્યની વ્હેંચણી થતી જાય છે. આમ વ્હેંચણી વધતાં પ્રત્યેક મનુષ્ય એક એકપર આધાર રાખતાં થાય છે. એટલે જે મનુષ્યો ભિન્ન ભિન્ન હોય છે તહેને એકત્રિત રહેવાની જરૂર પડે છે. આમ એક સ્થળે ઘણા પ્રકારની પ્રવૃત્તિ વાળા રહે છે તેમ કુટુમ્બમાં પણ એકથી વધુ રહે છે, આ પ્રમાણે કુટુંમ્બ ને ગામ બને છે, અને પછી સામાજિક સ્થિતિ

બને છે. સમાજમાં બે લક્ષણ આવશ્યક છે. એકતો વ્યક્તિઓનો સમુદાય હોવો જોઇએ અને બીજું તે વ્યક્તિઓ વચ્ચે એકીભાવ હોવો જોઇએ; એમતો રસ્તામાં પ્રયોજન વિના મનુષ્યો એકઠાં થયાં હોય તો તેટલા ઉપરથી સમાજ બનતો નથી. વિશિષ્ટ પ્રસંગ માટે મનુષ્ય એકઠાં થાય તેને મંડળ, કલબ, યુનીઅન કહે-વાશે, પણ તેને જનસમાજ બન્યો એમ ન કહેવાય, સમાજમાં વધુ વ્યાપકતા હોય છે. એક દેશ, એક ભાષા, આચાર વિચારમાં સામાન્ય-પણું હિતમાં એકીકરણ ભાવના વગેરેથી સમાજ બંધાય છે. કાલાંતરે વનવગડામાં છૂટા છવાયા રહી શકાતું નથી. સમાજ ઘણાનો બને છે, નહીંતર વ્યવહાર સરલ ચાલે નહીં. એકીભાવ ને સમુદાયના વિચા-રનો ક્રમે ક્રમે આવિષ્કાર થાય છે. દુનિયાના વિવિધ સમાજ પર દૃષ્ટિપાત કરતાં આ સત્ય સમજી શકાય છે. પણ આમાંના કોઇ કાર-ણના અભાવે સમાજ નજ બને એવું નથી. એક પ્રજાના જુદા જુદા કોલોનીઝ દૂર બને છે એ આનું દૃષ્ટાંત છે. આ સમાજ એક આખું અંગ છે અને વ્યક્તિઓ તે અંગી છે. આ સમાજની સુ-સ્થિતિ માટે પ્રત્યેક વ્યક્તિનું જીવન સુખ સંપન્ન હોવું જોઇએ. આ પછી તે સુખ સ્થિતિ ટકાવવા, બ્હારની સ્થિતિથી રક્ષણ કરવા, સમાજમાં સુલેહ રાખવા, સુવ્યવસ્થા રાખવા, રાજાની જરૂર પડે છે. તે જે બળવાન હોય ત્હેને નાયક તરીકે પંસદ કરવામાં આવે છે. સબળ હોય તેજ વ્યક્તિઓ વચ્ચેના કલેશની શાંતિ કરી શકે છે. એ નિયમે પસંદગી કરવામાં આવે છે. આ રીતે રાજ્યની સ્થાપના થાય છે. જેમ હિંસક અને નુકસાન કરનાર પ્રાણીઓથી રક્ષણ કરવા કાંટાની વાડ કરવામાં આવે છે તેમ ગામ કે શહેરનો બચાવ કરવા પત્થરના કિલ્લા બાંધવામાં આવે છે

ઉત્ક્રાંતિવાદનો આ નિયમ સર્વત્ર લાગુ પડે છે. મનુષ્યની પ્રાથમિક અવસ્થામાં વિચારના વિનિમય કરવા માટે સાંકેતિક શબ્દો યોજાયા પહેલાં અનુસારાથી (ઇશારાદ્વારા) કામ પાડવામાં આવતું હશે, મનના ભાવો, અને લાગણીઓ જણાવવામાં સંકેત તો પછી યોજાયાં હશે, તે પછી ભાષાનું બંધારણ અને ત્હેનું નિ-યમન કરવાને વ્યાકરણ યોજાયું હશે. પ્રથમ વાચાના શબ્દો પણ

બાળક જેમ સાદા શબ્દોના ઉચ્ચાર કરે છે, તેમ સાદાજ હશે, ને જેમ જેમ પ્રવૃત્તિ અને વ્યવહાર વધતાં ગયા તેમ તેમ વધુ વધુ શબ્દોની ગુંથણી કરવામાં આવી હશે. ભાષાશાસ્ત્રના નિયમો જોતાં આ સિદ્ધ થાય એવું છે. વૃક્ષ, વાયુ, જળ, પશુ, પક્ષીના નાદો પરથી સાંકેતિક શબ્દો યોજાયા હશે. આજ પ્રમાણે પ્રાથમિક સાદા યુગમાં લગ્ન નિયમો ન હોય અને માત્ર કામ વાસનાની તૃપ્તી હશે. એમાં કલેશ ટંટા વધતા ગયા તેમ તેમ કાલાંતરે લગ્નની સંસ્થા સમાજ તરફથી ઘડવામાં આવી. આપણે આગળ વિચારી ગયા છિયે કે મૂલ ઉત્પત્તિકાળે પહેલાં શિકારનો ધંધો, પછી પશુ પાલક ભરવાડ, પછી કૃષિ, અને પછી ઔદ્યોગિક વ્યાપાર પ્રવૃત્તિ, એવી રીતે ઉન્નતિ થતી ગઇ. પ્રથમતો વસ્તુઓની અદલા બદલી થઇ હશે, દ્રવ્ય કે નાણાં થી સંતોલન કરવાનો સમય તો પછી આવ્યો હશે. જ્યારે વસ્તી વધતી ગઇ ને ઓછા વધતા કામ મુજબ ધાન્ય આપવાથી તકરાર જેવું થયું હશે, ત્યારે મજૂરીથી કામ કરવાની ગોઠવણ થઇ હશે. જે વ્યકિતઓ સાધન ધરાવતી હોય તે પોતપોતાનું સાધન પરસ્પર આપે એવા પ્રકારની પ્રવૃત્તિ પછી આ ગોઠવણ બની હશે. એ પ્રવૃત્તિઓ વધતાં વધતાં આજના અર્થશાસ્ત્રો રચાવાની દશા પર જગત આવ્યું. જેમ જેમ પ્રવૃતિ વધતી ગઇ તેમ તેમ વધુ વધુ શબ્દોની ગુંથણી કરવામાં આવી હશે. સઉ ભાષાશાસ્ત્ર ને નિયમો જોતાં આ સિદ્ધ થાય એવું છે. આવી રીતે સુખના પ્રદર્શક સાધનો સંબંધમાં પણ સમજવું. ઝુંપડાને સટે ઘર સાદડી ને સટે ખુરસી, કે જે જે વૈભવના પદાર્થો જોવામાં આવે છે તે સઘળા આ પ્રમાણે થયાં હશે.

રાજ્ય કેમ સ્થાપન થયાં તે વિચારી ગયા છીયે. એમાં બળવાન હોય તે અંતે જ્યારે એક રાજાની પ્રજાને પોતાનો પ્રદેશ સાંકડો પડે અગર દ્રવ્ય ને વૈભવની લાલચ હોય ત્યારે વધુ પ્રદેશો માટે આકાંક્ષા થાય છે. આમ અન્ય પ્રદેશો તરફ સ્વાભાવિક ગતિ થાય છે, અગર આક્રમણ કરી જીતે છે, ને રાજ્યો મોટાં થાય છે. આમ કલહ થયા કરે છે, થાય છે, ને શાંતિ કેવળ નથી આવી શકી પણ કલહ શાંત થયા પછી ઔદ્યોગિક

પ્રવૃત્તિઓ એક રાજ્ય થવાથી, ને સ્વાર્થમાં એકતા હોવાથી વધે છે ને શાંતિ થાય છે. આ કલેશ વૃત્તિ કાલબળે નીતિ નિયમોની પણ ઉત્ક્રાંતિ થતાં શાંત થાય છે. એટલે યુધ્ધો અવનતિ સાધક નહીં પણ ભવિષ્યની ઉન્નતિ ને શાંતિ સાધક અણધાર્યાં બની જાય છે. હજી કેવળ શાંતિનો સમય આવ્યો નથી તેનું કારણ સમાજ 'સૈનિક ઔદ્યોગિક' સ્થિતિમાંથી નીતિમય ઔદ્યોગિકત પર આવ્યો નથી તે આવશે એ નિશ્ચય છે, પણ ક્યારે તે અનુમાન કરી શકાય તેમ નથી. તો પણ મનુષ્યમાં નીતિમયતા માટે વલન રહેલું હોય છે, અને જગતનું ક્રમણ તે માર્ગે છે. એટલે આ વિકાસ ક્રમમાં જો કે કોઇ દેવાંશી શક્તિ ચમત્કાર કરી સુખ વરસાવે છે એવું માનવામાં ન આવતું હોય, અથવા પરોપકાર કરવાથી પૂણ્ય થાય ને ઇશ્વરને ત્યાં અનેક સુખ મળે એવું માનવામાં ન આવતું હોય તો પણ નીતિની આવશ્યકતા સ્વીકારમાં આવે છે. કલહમાં સબળ જીતે છે એ વાત ખરી, પણ એના નીતિવાદ સાથે સંબન્ધ કરતાં સબલ નિર્બલનું રક્ષણ કરે છે તે પણ ખરૂં. કલહ ને યુધ્ધો જગતમાં છે તે ખરૂં પણ તેથી દયા, પ્રેમ, અનુકંપાઆદિ વૃત્તિઓ કેળવવાની નથી એવું એના નીતિવાદમાં નથી. વિકાસક્રમ એ કુદરતી નિયમ છે એ વાત ખરી, પણ તેથી મનુષ્યના પ્રયત્નની આવશ્યકતા નથી એમ કહેવાનું પ્રયોજન નથી. એક રીતે જાણે કુદરત મનુષ્ય સુધી આવી પછી બુધ્ધિ વિકાસ કરવા સ્વતંત્ર થવા દે છે. ઘણી વખત પ્રયત્ન કરવામાં આવે તે નીષ્ફળ જાય, કેટલીક વખત હાનીકારક નીવડે, કેટલીક વખત સંજોગ પ્રતિકુલ હોવાથી માર્ગમાં અવરોધ આવે, માટે કુદરતના નિયમને અનુકુલ પ્રયત્ન કરીએ તો ફલસિદ્ધિ સત્વર થાય. બાળકને શિક્ષણ ન આપીએ તો યોગ્ય ઉમરે માનસિક વિકાસ થાય એ વાત ખરી પણ શિક્ષણદ્વારા શારીરિક, માનસિક વિકાસ સત્વર કરી શકાય છે કેટલીક વખત એમ થવાથી માનસિક વિનાશ થતો અટકે છે. પ્રયત્ન ન કરવો જોઇએ એ વાત આ વાદનું ખરૂં દૃષ્ટિબિંદુ દર્શાવતી નથી બલ્કે એમ સમજવાનું છે કે પ્રયત્ન યોગ્ય દિશામાં થવો જોઇએ. આ પ્રમાણે ઇશ્વર તત્વ સંબન્ધી તટસ્થ રહેતાં છતાં મનુષ્યોના ઉન્નતિમાં સહાયક બની શકાય છે. ત્યારે

**પ્રશ્ન એ થાય છે કે મનુષ્યોમાં પૂજ્ય વૃત્તિ અને ધાર્મિક ભાવના આવ્યાં શી રીતે? આ પ્રશ્ન સંબન્ધી ઉત્ક્રાન્તિવાદ શું કહે છે તે જોઇએ.**

ઘણી વખત સામાન્ય જનસમાજમાં એવું માનવામાં આવે છે કે પૂજ્યભાવ કે ધાર્મિક ભાવના મનુષ્યના હૃદયમાં ઉત્પન્ન થઇ એ ઉત્કર્ષ કે અતિ ઉંચા પ્રકારની ઉન્નતિનું ચિન્હ છે. પણ ઉન્નતિ વાદ કે ઉત્ક્રાન્તિવાદ આવું સ્વીકારતો નથી. પ્રશ્ન પ્રાચીન કાળથી છેજ. અને સામાન્ય રીતે જેને ધાર્મિક વિચારો તરીકે પૂજવામાં આવે છે, ત્હેની ઉત્પત્તિ અજ્ઞાનતામાંથી થયેલી હોવાનું અનુમાન કરે છે. વિકાસ ક્રમનો જે નિયમ અન્યત્ર પ્રવર્તે છે ત્હેનાથી આની ગતિ ભિન્ન પ્રકારની છે એવું માનવાની જરૂર નથી. અતિ પ્રાથમિક અવસ્થાના મનુષ્યની બુધ્ધિ એટલી તો ટુંકી હતી ત્હેનો વિકાસ થયલો ન હોવાથી તે બુધ્ધિએ ધર્મ કોને માન્યો હશે એ કહેવું મુશ્કિલ છે. એક માન્યતા સ્થાપન થતાં આગળની ક્રમશઃ નષ્ટ થાય છે. પ્રાથમિક યુગનાં પ્રથમ બુધ્ધિના વિકાસ વગરના મનુષ્યે જેના તરફ પૂજ્ય વૃત્તિ જે જે કારણે ધરાવી હશે તે આજના ગમે એવા સામાન્ય જનને સ્વીકારવાનું કહેવામાં આવે તો માને નહીં. અને હસનીય ગણશે. આપણે આજની માન્યતાનો સંપૂર્ણ માનસિક ત્યાગ કરીએ (જે કેવળ અસંભવિત) તોજ પ્રારંભ કાળની આ માનસિક દશા સમજી શકાય. જગમાં કેટકેટલી વિચીત્ર માન્યતા, કેટલાં દારૂણ યુધ્ધો, કેટકેટલા પ્રકારના અનુભવોમાંથી જગત એની વર્તમાન સ્થિતિપર આવ્યું હશે, પ્રાથમિક યુગના આરંભ કાળમાં આ પૂજ્યવૃત્તિ ઉત્પન્ન થવાનું મૂળ કારણ એવું માનવામાં આવે છે કે મનુષ્યોના જીવન જોડે આજુ બાજુના સૃષ્ટિના દ્રશ્ય માનોને સંબંધ હોવાથી એને કોઇ વખત આશ્ચર્ય તો કોઇ વખત ભય ઉત્પન્ન થયાં હશે. અને તેમાંથી ત્હેને માન ને પૂજ્યભાવ ઉત્પન્ન થયાં. શરદી લાગતાં પહાડોથી શરીરનું રક્ષણ થતાં પહાડને પૂજ્ય ગણે તેમજ શરદી સૂર્યપ્રકાશથી નિવારણ પામે છે એથી સૂર્યને પૂજ્ય ગણાયો હોય. સૂર્ય, ચંદ્ર, પૃથ્વી, વાયુ, સમુદ્ર વિગેરે દ્રશ્યમાનોની અસર કુદરતી રીતે આશ્ચર્યકારક અને ગૂઢ લાગે અને તેથી પૂજ્યભાવ ઉદ્દીપન પામ્યો હોય. આ કલ્પના જો કુ

બંધએસ્તી છે છતાં કેટલાક ઉત્ક્રાંતિવાદી એને સત્ય તરીકે ગણતા નથી. મનુષ્યના હૃદયની અને મનની આવી આશ્ચર્ય સ્થિતિની ઉત્પતી થવા માટે પ્રાથમિક મનુષ્યની માનસિક ઘટના ઓછી પડે છે. આમાં અમુક દરજ્જે ઉન્નત મનની જરૂર છે. પ્રાથમિક મનુષ્ય તો બુધ્ધિશૂન્ય અને હૃદયશૂન્ય છે એમ તેઓ કહે છે. રાત્રિ દિવસ, સૂર્યોદય સૂર્યાસ્ત વિગેરે જોઇ કેવળ અજ્ઞ મનુષ્ય તો તટસ્થજ રહે છે. તે આશ્ચર્ય પામતોજ નથી. અહીં મનુષ્ય તો પશુ જેવો, માત્ર આહાર ને એવા શારીરિક ધર્મો જ ત્હેનામાં હોય છે. બુધ્ધિનો તો વિકાસજ નથી હોતો અને તેથી ત્હેને જીજ્ઞાસા હોતીજ નથી. એટલે બુધ્ધિવિકાસ રૂપી સાધન અધુરૂં હોવાથી સૃષ્ટિ પૂજા એ ધાર્મિક ભાવનાનું મૂળ બીજ નથી, એમ તેઓ માને છે. તેઓ આ પ્રશ્નનો અન્ય રીતે વિચાર કરે છે. તેઓ કહે છે કે પ્રકાશ, પરાવર્તન ને સ્વપ્ન સરખા બનાવોની અસર પ્રાથમિક મનુષ્યને કેવી થઇ હશે, તેનો વિચાર શાંતિથી કરવાથી આનું તત્વ સમજાશે. પોતાનો પડછાયો પડે ને તે જોઇને પ્રાથમિક મનુષ્યને એવો વિચાર થયો હશે કે પોતાના શરીર એક નથી પણ બે છે. ગણિત જ્ઞાન તોપછી આવે છે. પહેલાંતો પડછાયો જોઇ સંશય થાય કે સ્વપ્નમાં આવતું શરીર ને નિદ્રાધીન શરીર બે છે તેમ આમાં પણ બે શરીરો હશે. પાણીમાં પ્રતિબિંબ જુએ ત્યારે પણ કલ્પના થતી હશે. આવી રીતે સર્વ સ્થળે—પાણીના પ્રતિબિંબમાં, સ્વપ્નમાં અને ચાલતી વખતે પડછાયાને સહચારી ગણે. છાયા શરીરો દેખાય ખરાં પણ સ્પર્શી શકાતાં નથી. આ વિચારની સાથે સ્વપ્નાવસ્થાનો સંબન્ધ લગાડવાથી વધુ વિચાર થઇ શકશે. તે સ્વપ્ન ને જાગૃત વચ્ચે ભેદ બહુ જોતો નથી. પણ પાછળથી અન્ય તરફથી જાણી શકે છે કે એ ક્રિયાઓ સમયે ત્હેનું શરીર તો એકજ સ્થળે નિષ્ક્રીય પડેલુંજ હતું. આ બધી વિચાર સંકલના પરથી પરિણામ આવે તે એજ કે ઉપર કહ્યા મુજબ પ્રત્યેક વસ્તુને બે શરીર છે. એમ અનુભવ થયા પછી પેલું અસ્પર્શ્ય દેખાતું શરીર એક જગ્યાએથી બીજી જગ્યાએ જાય છે. એટલે સ્વપ્ન, મૂર્છાવસ્થા, વિગેરે અનુભવોને ફક્ત છાયાના અનુભવો પરથી પ્રેત જેવી વસ્તુમાંની શ્રધ્ધા ઉત્પન્ન થાય છે, મત્યુ જેવા પ્રસંગે આ લાગણીની અસર વધુ થાય છે.

જીવતકાલના સ્વપ્નમાં છાયા શરીર ભ્રમણ કરીને પાછું આવે છે તે મૃત્યુ સમયે હમેશનું જાય છે આવી માન્યતા થાય છે. જો કે જે શરીરને લઇને છાયા શરીર હતું તે શરીર છોડીને તે ગયું છે છતાં સમૂલગો નાશ થયો નથી. આવી રીતે માન્યતા દઢ થાય છે. આમાંથી કાળક્રમે પુનર્જન્મની માન્યતાઉત્પન્ન થાય છે. આ માન્યતા લંબાતા આત્માની અમરતાની કલ્પના આવે છે.

આવું થાય છે, તેના સાથે બીજો વિચાર થાય છે કે છાયા શરીરો જીવે છે. એવી માન્યતા હોવાથી ત્હેને માટે જોઇતી સામગ્રી પૂરી પાડવાની પ્રથા પડે છે. આવામાં કોઇ ટોળીનો નાયક કે પરાક્રમી મરણ પામતાં તે ખાસ ધ્યાન આવવા યોગ્ય વ્યકિત ગણાય છે. ત્હેનાં જો કંઇ સ્વપ્ન આવે તે બહુ ઉપયોગી આજ્ઞાવચન ગણાય છે આમ થતાં ધીમે ધીમે આપ્રકારની ધાર્મિક ભાવના દઢ થાય. છે વખત જતાં તે કોઇ કુલ દેવતા તરીકે ગણાય અને ત્હેના મરણસ્થાન આગળ કંઇ ચણતર, દેવડી એવું કરવામાં આવે છે. આવા આવા પ્રાથમિક વિચારોમાંથી પ્રતિમા પૂજન, સૃષ્ટિપૂજા વિગેરે ધર્મપંથો ઉદ્ભવ્યા.

આવી રીતે દ્વંદ્વાસ્તિત્વવાદ, પછી પિતૃપૂજા, પછી દેવવાદ અને છેવટે મનુષ્યની બુદ્ધિનો વિકાસ વધુ ઉન્નત થયો ત્યારે એ ઈશ્વરવાદની ભાવના ઉત્પન્ન થઇ. આજે જેટલા ધર્મપંથો છે તે ઉકત વિકાસક્રમને અપવાદ રૂપ નથી. ધાર્મિક આચાર વિચાર ઉન્નત કે અવનત હોવાનો આધાર તે તે સમયના સમાજની અવસ્થાપર હોય છે. પ્રામાણિક ઇશ્વર મનુષ્યના મગજની ઉમદામાં ઉમદાકૃતિ છે. આ સત્ય હોય તો એમ પણ ખરૂં કે ઉંચી કલ્પના પણ ઉમદા મગજમાંજ રહે છે ને તે સમાજના સંસ્કારનું પરિણામ છે. ધર્મમાં જે સુધારા વધારા થયા ને થાય છે તે સમાજની સ્થિતિમાં થતા માનસિક અને નૈતિક ફેરફાર પ્રમાણે થયા છે ને થાય છે. અન્ય ધર્મ ઉપદેશવામાં આવે ને સમાજ સ્થિતિ ત્હેને સ્વીકારવા જેટલી તૈયાર ને પકવ ન થઇ હોય તો તે ધર્મ તે સમાજના જીવનમાં પ્રવેશ કરી શકતો નથી. એક અનુમાન આ પરથી એમ નીકળે છે કે જુદાં જુદાં સમયના ધર્મ પંથો તે તે સમયે યોગ્ય હશે અને સમાજની જરૂરીયાત કરતાં વધુ ઉંચો ધર્મ સામાન્ય

મનુષ્યના હૃદયમાં પ્રવેશી શકતો નથી. એટલે સમાજની આવશ્યકતા પ્રમાણે આદર્શમય કાલ્પનિક ભાવનાનું નામજ ધર્મ છે. મનુષ્ય પોતાની ઇચ્છાની પ્રતિકૃતિ મુજબ ઇશ્વર ને ધર્મ યોજે છે. જેમ મનુષ્ય વધુ સુધરેલો તેમ ત્હેના ધર્મ ઇશ્વર પણ વધુ સુધરેલા. પ્રાથમિક કે જંગલી મનુષ્યનો ઇશ્વર ક્રૂર, ઘાતકી ને ટુંકી બુદ્ધિવાળો. તે પછીના મનુષ્યોનો ઇશ્વર શસ્ત્રધારી, શૃંગારી સ્ત્રી વ્યસનવાળો, તે પછી મનુષ્યોની બુદ્ધિ વિકાસ પામતાં ત્હેમનો ઇશ્વર દયાળુ, સુધરેલો થાય છે.*

આગળ જતાં ઉત્ક્રાંતિવાદી કહે છે કે ગમે તેવા શબ્દોનું પ્રયોજન કરીએ, ગમે એટલી સૂક્ષ્મ તાર્કિક બુધ્ધિ મનુષ્ય વાપરે પણ જ્યાં સુધી મનુષ્યપણામાંથી છૂટા થઇ શકતા નથી, જ્યાં સુધી આપણી મર્યાદિત માનવશકિત અમર્યાદિત થઇ શકતી નથી, ત્યાં સુધી આ વિષયનો નિર્ણય ન થઇ શકે. ભૂત કાળની પ્રાથમિક ધર્મ ભાવના કરતાં વર્તમાન ધર્મભાવનામાં ફેર છે, અને જેમ મનુષ્યના નિકૃષ્ટ ગુણોને ઇશ્વરમાંથી બાતલ કરવામાં આવ્યા છે તેમ ભવિષ્યમાં પણ સુધારો થશે ને સર્વ ગુણોનો ધીરે ધીરે ત્યાગ થતો જશે. અર્થાત મનુષ્યનો માનસિક વિકાસ મનુષ્યપણું છોડી બહાર જઇ શકતો નથી. કારણ કેવળ અસંભવિત છે. ઉચ્ચમાં ઉચ્ચ માનવ વિકાસની બહારની વાત છે. ધાર્મિક વૃત્તિને પૂજ્ય ભાવ કેવી રીતે માનવ મગજમાં આરંભ કાળથી થતા આવ્યા છે વિવિધ કાલે તેણે કેવા કેવા ભિન્ન સ્વરૂપો ધારણ કર્યા, ને તે કલ્પના કેવી રીતે વિકાસ પામતી ગઇ એ આપણે ઉપર જોઇ ગયા. એટલે આ વિચારના વધુ વિવેચનની જરૂર નથી.

ટુંકમાં ખગોળ શાસ્ત્રીના નિહારીકા વાદથી માંડીને સૂક્ષ્મમાં સૂક્ષ્મ અણુ પર્યંત, અને દૃશ્ય જગતમાં સર્વત્ર જડ, ચેતન, જીવ, જંતુ, પશુ, પ્રાણી, મનુષ્ય, કૃષિશાસ્ત્ર, વિજ્ઞાનશાસ્ત્રોની સર્વ

---

* આ વિકાસ થીયરી લખનારે યૂરોપ, એશિયા વગેરેની ધાર્મિક પ્રજાના ઇશ્વર અને દેવતાઓના લક્ષણ વર્તનના કોટેશન તે ત્હેના ધાર્મિક અને ઇતિહાસિક ગ્રંથોમાંથી ઉદાહરણ રૂપે આપેલા છે.

શાખાઓ, ભૂસ્તરશાસ્ત્ર રસાયણ શાસ્ત્ર, ભાષા અને સાહિત્ય, અર્થ શાસ્ત્ર, નીતિશાસ્ત્ર, સંગીત, શિલ્પ, સ્થાપત્ય, પ્રત્યેક શાસ્ત્રમાં આ ઉત્ક્રાંતિ વાદનો નિયમ પ્રવર્તે છે.

આ પ્રકારે સૃષ્ટિના આરંભથી એટલે ગ્રહ ઉપગ્રહ પ્રથમ બન્યા તેમાંથી, ખનિજ પદાર્થો પરિણામ તરીકે બન્યા, તેમાંથી વનસ્પતિરૂપ પરિણામ થયા, તે નાના પરિણામમાંથી કીટ પતંગ, પક્ષી, તિર્યંક, પશુ વિગેરે થયા. આ સંબંધી વિશેષ સવિસ્તર વર્ણન જોવું હોય તો ડાર્વિન, હક્સ્લી, સ્પેન્સર ઇત્યાદિ વિચારકોના ગ્રંથ જોવા.

૭૮—ઉત્તર—ઉત્ક્રાંતિવાદના આ વિચારો સાંભળ્યા. આ સંબન્ધી ટુંકમાં જે ઉત્તર આપવા યોગ્ય છે, તેટલો આપીશું. ઉન્નતિ કે અવનતિ, ઉત્ક્રાંતિ કે અપક્રાંતિ, વિકાસ કે અવિકાસ વિગેરે જે જે કંઇ છે અને એ સંબન્ધી જે જુદી જુદી ચરણો શાળાઓ છે ત્હેનો સમાવેશ નીચે જે વિભાગો પાડવામાં આવ્યા છે તેમાં થઇ શકે છે.

૧ જાતિ ઉન્નતિ (સ્વરૂપ કે તત્વની ઉન્નતિ થવી તે.)
૨ જાતિ અવનતિ (સ્વરૂપ કે તત્વની અવનતિ થવી તે.)
૩ સંસર્ગી ઉન્નતિ (એકથી વધુ તત્વો મળીને સંયોગ પામીને કે મિશ્ર થઇને ઉન્નતિ થાય).
૪ સંસર્ગી અવનતિ (એકથી અધિક તત્વોના મિશ્ર થવાથી જે કંઇ થયું હોય ત્હેની અવનતિ).

ઉપર પ્રમાણે જે ચાર વિભાગ પાડવામાં આવ્યા છે, તેમાં જાતિ ઉન્નતિ અને જાતિ અવનતિના બબ્બે ભેદ છે.

૧ **પરિણામી** (પરિણામ પામીને થતી ઉન્નતિ) (ઉન્નતિ.)
૨ **પરિણામી** (પરિણામ થતી અવનતિ) (**અવનતિ.**)
૩ **અપરિણામી ઉન્નતિ.**
૪ **અપરિણામી અવનતિ.**

એવીજ રીતે સંસર્ગીના બબ્બે ભેદ કલ્પી શકાય છે.

હવે જે કેવળ અવયવ રહિત નિરવયવ સ્વરૂપ છે ત્હેની ઉન્નતિ પરિણામ પામ્યા વગર અપરિણામી મનાય છે. અને જે અવયવી, સાવયવ સ્વરૂપ છે ત્હેની ઉન્નતિ પરિણામી હોય છે.

હજી પાછા આમાંયે અન્ય પ્રકારના ભેદ છે. અને તે કાળને લક્ષે છે. ઉન્નતિ પરિણામી હોય કે અપરિણામી હોય પણ તે (૧) **અનંત ઉન્નતિ** એટલે ઉત્તરોત્તર અસીમ ઉન્નતિ છે) કે (૨) **મર્યાદિત** ( સાંત ) ઉન્નતિ તેમજ અવનતિ પરિણામી છે કે અપરિણામી પણ તે (૩) **અનંત અવનતિ** છે કે (૪) **મર્યાદિત (સાંત) અવનતિ** છે. વળી એનાંયે હજી બબ્બે ભેદ કલ્પાય છે. ૧ **સ્થાયી** ઉન્નતિ, અર્થાત ઉન્નતિના પરમ શિખરની સ્થિતિયે પહોંચ્યા પછી તે અનંત કાળ સુધી, તે સ્થિતિમાંજ રહે છે. અને **પ્રાવાહિક** ઉન્નતિ એટલે ઉન્નતિની પરમ અવસ્થાએ પહોંચ્યા પછી પાછું અવનતિની સ્થિતિપર આવવું તે. એવીજ રીતે **અવનતિ**ની સ્થિતિ માટે પણ આ બન્ને ભેદ સમજવા.

વળી ઉન્નતિ અવનતિનો એક બીજો વિચારણીય ભેદ છે. તે **ઉન્નત્યવનતિક્રમ** એટલે પ્રત્યેક પદાર્થ પછી તે તત્વ હોય કે અતત્વ હોય, આઘાત, પ્રત્યાઘાત, સંસર્ગ, અસંસર્ગ ઇત્યાદિ સંબંન્ધોને લીધે કોઇ સમયે ઉન્નતિ પામે છે. અને પાછો કોઇ કાળે અવનતિને પામે છે; એવો ક્ષણિક પ્રવાહ છે.

વળી પાછું **એક વ્યકિતની** ઉન્નતિનો ક્રમ **અનાદિથી** ચાલ્યો આવે છે કે સાદિ છે એ ભેદ પણ કલ્પવાના છે. તેવીજ રીતે અવનતિ સંબન્ધમાં પણ આ ભેદ કલ્પવાના હોય છે.

તે પછી પાછો **સમષ્ટિ** રૂપે ઉન્નતિનો પ્રવાહ **અનાદિ** છે કે સાદિ અને **સમષ્ટિ** અવનતિરૂપે અનાદિ છે કે સાદિ એ પ્રકારનાં ભેદ કલ્પવા. ઉપરોકત વિકલ્પો અને પક્ષોની ગણના કરવામાં આવે તો ઘણા ભેદ થઇ જાય છે. પરંતુ તે સામાન્ય શોધકને ઉપયોગી નથી એટલે વધુ લખવાની જરૂર નથી. પણ ઉપર જે ભેદો પાડવામાં આવ્યા છે તે પ્રત્યેકના પ્રચલિત પક્ષ વાદીઓ અને ધર્મ સિધ્ધાંતીઓ છે તે દ્વારા ગણના કરીશું, એટલે સામાન્ય વાચક પોતાની મેળે ભાગ પાડી શંકા સમાધાન કરી લેશે. તે પછી ઉન્નતિ અવનતિનું રહસ્ય લખવામાં આવશે.

૧ બૌધ્ધ અને જૈન મતમાં જીવની ઉન્નતિ—અનાદિ. (ક્રમ), જાતિ, પરિણામી, અને અસ્થાયી ઉન્નતિ.

૨ થીઓસોફીના જીવની ઉન્નતિ—જાતિ પરિણામી, સ્થાયી પરંતુ સાદિ.

૩ ન્યાયના જીવની ઉન્નતિ—જાતિ, અપરિણામી, સ્થાયી ઉન્નતિ, પરંતુ અનાદિ.

૪ આર્ય સમાજમાં જીવની ઉન્નતિ પ્રાવાહિક, ઉન્નત્યાવનતિ, અનાદિ અનંત (ક્રમ).

૫ રામાનુજનાઁ જીવની ઉન્નતિ જાતિ, પરિણામી, સ્થાયી ઉન્નતિ પરંતુ ક્રમ અનાદિથી.

૬ વલ્લભાચાર્યના મતમાં જીવની ઉન્નતિ—જાતિ પરિણામી, સ્થાયી, અને ઉન્નતિનો ક્રમ આદિ.

૭ બ્રાહ્મ સમાજમાં જીવની ઉન્નતિ—જાતિ, અપરિણામી, સ્થાયી અને સાદિ ઉન્નતિ.

૮ ખ્રીસ્તી, મુસલ્માન, પારસી, અને કટલાક પૌરાણિકોમાં જીવની ઉન્નતિ બ્રહ્મસમાજી વત્ સમજવી.

૯ પૌરાણીઓના જીવની કોઇ કાળે ઉન્નતિ અને કોઇ કાળે અવનતિ એવી રીતે જીવ ઉન્નત્યાવનતિમાં પડતો છેવટે જાતિ, અપરિણામી અને સ્થાયી ઉન્નતિ. (નિયમ)

૧૦ જે જીવને તત્વ માને છે ત્હેના મતમાં જાતિ, અપરિણામી, નૈમિત્તિકી, સંસર્ગી, અનાદિ અને પ્રાવાહિક, ઉન્નતિ અવનતિ માનવી પડે છે.

૧૧ જેના મતમાં જીવ અતત્વ છે ત્હેના મતમાં સંસર્ગી, પરિણામી, પ્રાવાહિક અને સાદિ સાંત ઉન્નત્યવનતિ માનવી પડશે.

૧૨ વનસ્પતિની ઉન્નતિ સંસર્ગી, પરિણામી, પ્રાવાહિક, અને સાદિ સાંત છે.

આવી રીતે ઉન્નત્યવનતિના ઘણાં દૃષ્ટાંતો જડે છે. એટલું ધ્યાનમાં રાખવાનું છે કે જેટલા પદાર્થ કાર્યરૂપે, પારણામરૂપે ક્રમરૂપે જોવામાં આવે છે તે બધાની સંસર્ગી, પરિણામી, પ્રાવાહિક, અને સાદી સાંત ઉન્નત્યવનતિ સ્વીકારવી પડશે, કારણકે જે મુળ તત્વો

અથવા પદાર્થોના સંયોગ પામવાથી તે બનેલા છે તે ઉત્પન્ન અને અમુક પ્રમાણના મર્યાદિત ગુણ સ્વભાવવાળા છે. માટે ત્હેના કાર્યની ગમે એટલા કાળ સુધી ઉન્નતિ અવનતિ માનો, તો પણ તે મર્યાદિત અને સાદિ સાંત જ સિદ્ધ થશે. અને જે મૂળ તત્વ પદાર્થ છે ત્હેની જાતિને લક્ષતી અથવા સંસર્ગી અથવા કોઇ પણ પ્રકારની ઉન્નત્યવનતિ હોઇ શકે નહીં. કારણકે તે અવયવરહિત, અમિશ્રીત અને અપરિણામી હોય છે. જ્યારે સૃષ્ટિનિયમોનું વિમર્શન અને જ્ઞાન થશે ત્યારે આ વિચાર આપોઆપ વધુ સ્પષ્ટ થશે.

ડાર્વીનાદિ પાશ્ચાત્ય ઉત્ક્રાંતિવાદીઓ કે થીઓસોફી અથવા અન્ય કોઇ પણ પક્ષવાદીઓ વ્યષ્ટિ કે સમષ્ટિની કેવળ ઉન્નતિજ માનતા હોય તો તે વાત દૃષ્ટાંત પુર્વક સંપૂર્ણ સિદ્ધ થઇ શકે એમ નથી. દરેક ગ્રહ, ઉપગ્રહ, વનસ્પતિ, પશુ, પક્ષી, મનુષ્ય વિગેરેમાં ઉન્નતિ અને અવનતિ એ ઉભયનો ક્રમ અને મર્યાદિત સ્થાયી ભાવ જોઇએ છિયે, માટે ત્હેમનો કહેલો ક્રમપ્રકાર સ્વીકારી શકાય નહિ. છતાં ડાર્વિનના વિકાસ વાદના પ્રમાણાનુસાર તે કોઇ ક્રમ બોધાતો હોય ત્હેને ક્ષણિક કર્મ પ્રસંગ તરીકે માનવાને વાંધો નથી. પરંતુ સર્વથા ઉન્નતિ કે અવનતિ તરીકે માની શકાય નહિ. ઉન્નતિ અવનતિ એ સાપેક્ષ છે. એટલે આખરે એમ માનવું પડશે કે ઉન્નતિ છે તે અવનતિને માટે અને અવનતિ છે તે ઉન્નતિને માટે એ પ્રમાણે ક્રમ ચાલ્યો જાય છે.

હવે જીવના સંબંન્ધમાં સંક્ષેપમાં વિચારી જઇયે કારણ કે ઉક્ત સર્વ સિદ્ધાંતિઓ જીવની ઉન્નતિ માટે કલ્પના કરે છે કે જીવ જો તત્વ રૂપે કોઇ સ્વતંત્ર પદાર્થ હોય તો ત્હેની ઉન્નતિ, અવનતિ, બંધ, મોક્ષ કંઇ પણ મનાય નહિ. કારણ કે તત્વ સ્વરૂપ પોતાના મૂળ સ્વરૂપને કદી છોડતું નથી. સંસર્ગ કાળમાં પણ તે વિકારી અગર પરિણામી થતો નથી.

હવે જીવને જો અતત્વ પદાર્થ તરીકે માનવામાં આવે તો એકથી વધુ સજાતીયવા વિજાતીય તત્વો કે દ્રવ્યોના સંયોગથી બનેલો માન્યા શિવાય ચાલે નહિ. એટલે તે પરિણામી ઠરશે. ત્હેના

ઓછા વધતા અવયવો થતા રહેશે, એમ સૃષ્ટિ નિયમાનુસાર સ્વીકાર્ય શિવાય ચાલે એમ નથી. એટલે તેની ઉન્નત્યવનતિ સાદિ સાંત ઠરશે. જીવને જો કોઇ તત્વ કે અતત્વ પદાર્થ તરીકે ન સ્વીકારવામાં આવે અને માત્ર અમુક અવસ્થા અગર રચનાનું નામ તરીકે કલ્પવામાં આવે, અથવા તો અજ્ઞાનથી ભાસે છે એવું માનવામાં આવે તો ત્હેની ઉન્નતિ વા અવનતિ એ કથન માત્ર છે.

ટુંકમાં એજ કે જીવ એ જો ઇશ્વરનો અંશ અથવા ઇશ્વરનું સ્ફુરણ કે ત્હેના ગુણ, શક્તિ, શ્વાસ, આજ્ઞારૂપ હોય અથવા તો ઇશ્વરથી ભિન્ન કોઇ તત્વરૂપ પદાર્થ હોય તો ત્હેની ઉન્નતિ કે અવનતિ સિદ્ધ થઇ શકે નહિ.

જીવ જો અનુપાદાનજન્ય અભાવજન્ય કોઇ તત્વોનો બનેલો હોય તો ત્હેની ઉન્નતિ અને અવનતિ સાદી સાંત માનવી પડશે.

આવીરીતે ભિન્ન ભિન્ન માન્યતાનુસાર ભિન્ન ભિન્ન કોટિઓ બંધાય છે. પરિણામે બુદ્ધિવિલાસ ને ચાતુર્યના કાલક્ષેપ કરનારા ઝગડા જેવું છે.

એ સંબન્ધમાં ઉપર જે કથન કરવામાં આવ્યું છે અને આના ઉતરાર્દ્ધમાં જે સૃષ્ટિ નિયમો લખેલા છે તે ગુરૂદ્વારા સમજવામાં આવશે તો શંકાનું પ્રયોજન રહેશે નહિ.

કાર્યરૂપ પરિણામોની જો ઉન્નતિ અવનતિ માનવામાં આવે છે જો તેનેજ સ્વીકારવામાં આવે, 'તોપણ જીવના કર્મ (ગતિ, ફોર્સ) અને પ્રારબ્ધ, સંચિત, ક્રિયમાણાદિ અને કર્મવાદના સિદ્ધાંતને કોઇ પણ પ્રકારની હાની નથી. એટલે જીવના કર્મ અને ત્હેના ફળ પુનર્જન્માદિ કાયમ રહે છે.

એટલું ખરૂં છે કે જો તે સિદ્ધાંતીઓ જીવને મધ્યમ પરિમાણ (મૂળ તત્વોથી બનેલો, સાંદિ, સાંત, ઓછો વધતો થનાર પરિણામી) માને તો ત્હેના કર્મ અને ફળ સાદિ સાંત અને પ્રાવાહિક માનવા પડશે. પણ એમ સ્વીકારવાથી જીવને અન્ય યોનીઓ (પશુથી મનુષ્ય અને મનુષ્યથી પશુ વિગેરે) પણ પ્રાપ્ત થઇ શકશે. એટલે કર્માંનુસાર વિવિધ યોનીની પ્રાપ્તિ કરે છે એ વિચાર ને બાધ આવતો નથી.

હવે ઉપર જે ડાર્વિનાદિ પાશ્ચાત્ય વિચારકોના વિવિધ વાદો સંબન્ધી વિવેચન કર્યું છે, તે સંબન્ધી પ્રથમ તો એ જણાવવાનું કે જ્યાં સુધી ઉન્નતિ અને અવનતિ એ બન્નેની મર્યાદા ન બંધાય ત્યાં સુધી ઉત્ક્રાંતિ કે અપક્રાંતિ, પ્રગતિ કે અધોગતિ, ઉત્કર્ષ કે અપકર્ષ, વિકાસ કે વિનાશ, એ વાસ્તવિક રીતે બોલી શકાય નહિ. કારણ કે એ બન્ને પ્રકારની તમવત સ્થિતિ સાપેક્ષ છે. એક વખત ઉન્નતિ થઇ હોય તોજ ત્હેની અપેક્ષાએ અવનતિની સ્થિતિ કહી શકાય. અર્થાત કાર્યરૂપ જે પદાર્થ છે ત્હેની ઉન્નત્યવનતિનો આદિ કે અંત નથી, એટલે ઉન્નતિ અવનતિનો ક્રમ અનાદિથી પૂર્વ પૂર્વ ચાલ્યા આવે છે, અને બન્યો રહેશે. એક રીતે ખરેખરૂં વિચારી જોશો તો જે તત્વ પદાર્થ છે, ત્હેની ઉન્નતિ અવન્તતિ, વિકાસ, વિનાશ, ઉત્ક્રાંતિ કે અપક્રાંતિ બનતીજ નથી. તો પછી કાર્યરૂપ પદાર્થની ઉન્નતિ અથવા અવનતિ માનવી એ બુધ્ધિવિલાસ માત્ર છે.

વર્તમાનમાં બન્ને પ્રકારના દૃષ્ટાંતો પરથી સૂચિત રૂપે ઉન્નત્યવનતિ કહી શકાય નહીં.

ચંદ્ર, આર્યાવર્તની વનસ્પતિ, ગાય, ઘોડા અને માણસોની અવનતિ છે. પૃથ્વિ, અમેરિકાની વનસ્પતિ, ઓસ્ટ્રેલીયાના ઘોડા અને મનુષ્ય જાતિની ઉન્નતિ છે.

હિમાલય વિગેરે પર્વતો અને ખચ્ચરોની ઉન્નતિ અને અવનતિ નથી.

તે પ્રમાણે કોઇ વ્યામિને લીધે અનુમાન થતું હોય અગર તેમ સિધ્ધ પક્ષ હોય તો પણ જીવ અને ત્હેના કર્મ ફળમાં વાંધો આવતો નથી. તેથી ત્હેના ખંડન મંડનનું પ્રયોજન નથી.

વ્યષ્ટિની ઉન્નતિ અથવા દેશોન્નતિ માટે તો વિચારવાનું એમ છે કે વિકાસ કે અવિકાસ થવાનો એ ક્રમ ત્હમે માનો છો તેમ તે પ્રમાણે થવાની સામગ્રીનો પણ નિયમ છે. એટલે ઉન્નતિ કે અવનતિ થવાની સામગ્રીને માટે પ્રયત્ન કરીશું. અને ત્હેને ઉપયોગમાં લેશું, મૃત્યુ એ નિશ્ચિત છે, છતાં ઉદર નિર્વાહ માટે

કડાકુટ કરવી પડે છે. એવી રીતે ઉન્નતિ અવનતિનું સમ
એટલે ઉન્નતિ માટે પ્રયત્ન કરવાની જરૂર છે. જીવ, પુનર્જ
ઇશ્વર એમ થયું હોય એ સંબન્ધી આગળ યોગ્ય વિવેચન કર
આવ્યુંજ છે.

હવે વાંદરમાંથી મનુષ્યો થયા અને તેમની સિદ્ધિ સંસ્કાર ને ગ
સિકવિકાસદ્વારા અને પોતાની મેળે વિશેષ જ્ઞાન મેળવ્યું તો હા
પણ તેમ થવું જોઇએ. જો થોડાં બાળકોને એકાદ એકાંત જંગલમાં ર
મૂકી પ્રયોગ કરવામાં આવશે તો તે પોતાની મેળે બુધ્ધિ વિ
દ્વારા જ્ઞાન પ્રાપ્ત કરી શકશે નહીં એટલે આ અનુમાન (
માનતાં સંકોચ થાય છે. જંગલોમાં કેટલાંક વનચર સરખાં
મનુષ્યો અમારા જોવામાં આવ્યાં છે તે દેખાવે મનુષ્ય જેવાં
છે, છતાં વાંદરાં જેવા શબ્દોચ્ચારણ શિવાય અન્ય
રના શબ્દોચ્ચાર કરી શકતા નથી, તેઓની નિ
જરૂરીયાતની પરિતૃપ્તિ કરવા ઉપરાંત અધિક માન
વિકાસ થયલો હોતો નથી. જો કદાચિત પ્રત્યક્ષ દૃષ્ટાંતોથી વિદ્વા
આ કથન સત્ય ઠરે તો સ્વીકારવામાં વાંધો નથી. પણ બ
વિના માત્ર અનુમાનથી માનવું મુશ્કેલ છે. આવી રીતે માન
આવતાં કર્મવાદના સિધ્ધાંત ને પુનર્જન્માદિ વ્યવસ્થા સંબ
અનેક અડચણો આવશે. અને પુનર્જન્માદિ વ્યવ
અને કર્મવાદના સિધ્ધાંતનું ખંડન માત્ર આ અનુમ
આધારે કરવાની મહત્વતા માની શકાય એમ
કર્મફળની વ્યવસ્થા અને પુનર્જન્માદિ સિધ્ધાંતનું સ્થ
એ કંઇ દ્રવ્ય અને ગતિ એ બેનાજ ર
દેખાતા. સંબન્ધને લઇને નથી બનેલું, પણ ઉપરાંત સકલ વિ
પ્રતીત થતી, વૃક્ષ વનસ્પતિથી માંડી ઉચ્ચમાં ઉચ્ચ કોટિના
બ્ય એ બધાં જીવન પર્યંત,ની ઘટનાનાં સર્વ અંશોનો પ્ર
શાસ્ત્ર, માનસશાસ્ત્ર, વિગેરેના વિચારો સાથે સુમન્વય કરવ
થઇ શકે છે.

ઇશ્વરના સ્વરૂપ સંબંધી વિશેષ હકીકતનું સ્પષ્ટીકરણ કરવ
આવ્યું છે આગળ જણાવવામાં આવેલ છે. એટલે ઇશ્વર સ
સંબંધી જે પ્રચલિત કલ્પના છે તે અમારી નથી. આ શિવાય મનુષ

ઉન્નતિ ક્રમ સંબન્ધમાં જે અનુમાનો દર્શાવવામાં આવ્યા છે તે સંબંધમાં સંપૂર્ણ ઇતિહાસને અભાવે તટસ્થ રહેવાનું ઉચિત છે.*

---

## પ્રાસંગિક સૂચના.

* આ ગ્રંથ સાધારણ બુદ્ધિવાળાઓ માટે લખાએલો છે. તેથી ઉપર જણાવેલા વિષયોમાંથી અનેક વિષયનું સ્થૂલ વર્ણન કરવામાં આવ્યું છે, અને સૂક્ષ્મતાની ઉપેક્ષા કરવામાં આવી છે, વિવેચન સામાન્ય જનસમાજને ગમ્ય થાય એ હેતુથી સાદા રૂપમાં કરવામાં આવ્યું છે. તેમજ પ્રસ્તુત ઇવોલ્યુશનથીયરી વિકાસવાદના ખંડન મંડનના સંબંધમાં પણ એમજ જાણી લેવું કેમકે વિકાસવાદના મૂળ તત્વો, પ્રમાણો જાણ્યા વિના તેનું મંડન કરવું તે જલ્પ અને ખંડન કરવું તે વિતંડાવાદ કહી શકાશે. તેનું ખંડન મંડન વિસ્તારવાળું તથા બારીક છે.

આ તમામ—જગત અજ્ઞેય તત્વમાંથી પ્રાદુર્ભુત થાય છે, સૂર્યથી પૃથ્વીની ઉત્પતી તેનો વિકાસ, વનસ્પતિ અને પ્રાણીના મૂલ પ્રોટોપ્લાજમ, તેમાં અજ્ઞાતગતિ, તેને માટે સર્વથા પહેલું રૂપ એમીબા, એ વાતો મૂલ છે. વળી એ સિદ્ધાંત (વિકાસવાદ) સિદ્ધિ માટે ૫ શાસ્ત્ર (જાતી વિભાગ, શરીરતુલના, ગર્ભ, લુપ્તજંતુ, ભૂગોલ) પ્રમાણ છે વર્તમાન દ્રશ્યથી તેની પરીક્ષા કરાવે છે. જીવ, ઇશ્વર વા ચૈતન રૂપ કોઇ વસ્તુ નથી. પ્રકૃતિ યોગ્યને ચુંટે છે અયોગ્ય નાશ પામે છે: "માઇટ ઇઝ રાઇટ" એ નિયમ સર્વ પ્રસંગમાં પ્રવર્તે છે એ તેનું મુખ્ય તત્વ છે. આ થીયરી—વાદ વર્તમાનની નવીન પ્રજાને બહુ પસંદ પડે છે પરંતુ તેનું ફલ—અવશ્ય યૂરોપની માફક નઠારૂં ઉપજવાનું એમ બહુ મત છે. એની સાથે સાથે એમ પણ મનાય છે કે પશ્ચિમની માફક સ્વાર્થી પ્રવૃત્તિ અને 'માઇટ ઇઝ રાઇટ' એ શીખવવા માટે આ વિકાસથીયરી પ્રશંસનીય છે. તેથી અમો તેના પ્રતિપક્ષી નથી, પણ વસ્તુતઃ આ સિદ્ધાંત પ્રમાણેજ સત્ય છે તેમ પણ માની શકાતું નથી.

મૂળ તત્વને અજ્ઞેય કહેવું અને પછી તેમાંથી પ્રાદુર્ભાવ માનવો, એ ભૂલ ભાવના કે કલ્પના માત્ર નહી તો શું? પ્રાદુર્ભૂત થવું એટલે શું? દૂધ દહીવત્ જલવત્ બરફવત્ ઓક્ષીજન હાઇડ્રોજનના જલવત્ કનક કુંડલ, માટી ઘટવત્, જલ માછલીવત્ ૧ વા

આકાશ પરમાણુવત્, ૨ વા રજ્જુ સર્પવત, ૩ સ્વાભાવિક, ૪ વા અજ્ઞેય ઇચ્છાથી. પહેલા પક્ષોમાં અજ્ઞેય તત્વ સત્ય અને જડ હોવાથી પરાધીન ઠરશે. તેનાથી અન્ય અધિષ્ઠાન—બીજો આધાર માનવું પડશે, બીજા પક્ષમા સ્વરૂપાપ્રવેશ દોષ (એક હસ્તીમાં બીજાનું અસ્તીતવ હોઇ શકે નહી એ દોષ) આવશે. ત્રીજામાં અજ્ઞેય તત્વ ભ્રાંત ઠરશે, ભ્રાંતિનું ઉપાદાન માનવું પડશે. ચોથા પાંચમાં પક્ષમાં વિકાસ અને અવિકાસ માટે પ્રયત્ન વ્યર્થ માનવો પડશે, અને નિયમ નહીં રહેશે. મનુષ્ય પરતંત્રજ રહેશે. મંડન ખંડન, તથા તમેમેં પક્ષો સ્વીકારવા પડશે, ઇત્યાદિ દોષો છે. વળી મૂળ વાતો (પ્રોટો૦ માં ગતિ કયાંથી કેમ થઇ, બુદ્ધિ કયાંથી કેમ થઇ ઇત્યાદિ). વિકાસવાદના પ્રવર્ત્તક પોતે નથી જાણતા, એમ કહેતાં છતાં કાર્યોની વ્યવસ્થા કરવા જાય છે. એ કેવી નવાઇ.

તત્ત્વ દર્શનમાં જણાવવામાં આવ્યું છે કે “ વિકાસવાદી કહે છે કે વાંદર અને માણસના વચમાંની કડી લુપ્ત થએલી છે તે અમે જાણતા નથી.” તેમજ પ્રોટો પ્લાઝમ અને નિર્દોષ ચેતન (અજ્ઞેય તત્વ બ્રહ્મ ચેતન)ના વચમાની કડી ( મનસ ) હજી તેમના સ્વપ્નામા પણ જણાયલી નથી. વળી વિકાસવાદી ઘણી મૂળ વાતો જાણતો નથી એ પોતે સ્વીકારે છે (વિગત તત્ત્વદર્શનમાં છે.) આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે એ મૂળ વિનાની અનુમાન રચના છે. વળી એ થીયરીના પક્ષકારોમાં ઘણા મતભેદ ( પ્રોટો૦ કેમ થયું ? કયાંથી આવ્યું ? ઇત્યાદિ પ્રસંગોમાં મતભેદ) છે ઇત્યાદિ ” તેટલા માટે આ થીઅરીના સિદ્ધાંત સર્વાંશે માન્ય નથી.

ઉપરના પ્રકરણમાં જણાવવામાં આવેલી વિકાસવાદની તમામ વાતોનું વિવેચન તથા તેની સિદ્ધિ અને વળી તેના અમુક ભાગની અસમીચીનતાનું દ્રષ્ટાંત સહિત સૂક્ષ્મતાપૂર્વક તત્ત્વ દર્શન • હિંદી ગ્રંથના અ૦ ૧ માં પેજ ૧૨૪ થી ૧૮૭ સુધીમાં વિસ્તાર પૂર્વક નિદર્શન કરવામાં આવ્યું છે. જેને ઇચ્છા હોય તેને ત્યાં જોઇ લેવા વિનંતી છે તો પછી વાંચી વિચારનાર આ અનુમાનિક વિકાસવાદની થીયરીમાં નહી ફસાશે અને તેમાંની સારી ઉપયોગી વાતો ગ્રહણ કરશે, એવી આશા છે.

## થીઓસોફી મત પરીક્ષા.

૭૯. પ્રશ્ન—થીઓસોફીકલ સોસાયટી એ ઇ૦ સ૦ ૧૮૭૫ માં જન્મ પામી અને ઇ૦ સ૦ ૧૮૭૮ માં હિંદુસ્થાનમાં ત્હેનું સ્થાપન કરવામાં આવ્યું. તેમાં ઘણાખરા અંગ્રેજી ભણેલા પુરૂષો શામીલ થાય છે. ત્હેના મૂળ સ્થાપક અને નેતાઓ તરીકે કર્નલ ઓલ્કોટ અને મેડમ બ્લેવેટસ્કી ગણાય છે. હાલમાં ત્હેની મુખ્ય ઉપદેષ્ટા મીસીસ એની બીસાન્ટ છે. લોકો એના વિચારો તરફ આકર્ષાય છે તે ઉપરથી એવું અનુમાન થાય છે કે આ સંપ્રદાયના ધર્મ વિચારો સારા હશે, કારણકે હિંદુ ધર્મને અનુકૂલ ત્હેના વિચારો ન હોય તો આ દેશના લોકો તેમાં દાખલ થાય નહિ. આ સોસાયટીના નીતિના નિયમો 'બંધુભાવ પ્રસારવો, ધર્મ, શાસ્ત્ર અને વિદ્યાના અભ્યાસને પુષ્ટિ આપવી, અગમ્ય નિયમો અને અધ્યાત્મ રહસ્યનો શોધ કરવો' એમ મનાય છે. ત્હેના સ્થાપકના ઉક્ત મંતવ્ય અને એ મંતવ્યને અંગે કરવામાં આવતી કેટલીક કલ્પનાઓ લોકો માનવા લાગ્યા છે તો તે સર્વ ઠીક છે કે નહીં એ જાણવાની જીજ્ઞાસા થાય છે.

૭૯. ઉત્તર—થિઓસોફીકલ સોસાયટીના મંતવ્યમાં ઉક્ત નીતિ નિયમો સિવાય બીજું કાંઇ નથી એવું કહેવાય છે ખરૂં પણ વાસ્તવમાં તે યોગ્ય નથી. વસ્તુતઃ વિચારશો તો તે પણ એક પ્રકારનો પંથ, સંપ્રદાય, વાડો છે એમ જણાશે. કેમકે ત્હેના સ્થાપક મેડમ બ્લેવેટસ્કી તથા અન્ય નેતાઓનો નીચે જણાવ્યા પ્રમાણેનો મંતવ્ય છે, અને તે જો કે સમીચીન નથી છતાં ત્હેના અનુયાયીઓ તેમજ માને છે અને સિદ્ધ કરવાને મથન કરે છે. આપરથી એવું લાગે છે કે આ સોસાયટી ધર્મને નામે ત્હેના સ્થાપકના ઉદ્દેશ અને હેતુ સિદ્ધ કરવાને માટે, અને આ દેશની પ્રજાનું ત્હેના પ્રતિ આકર્ષણ કરવાને, એક ધર્મની કલા–કુનેહરૂપે (પોલીસી તરીકે) સ્થપાઇ છે. નેતાઓને પોતાના વિચારો સત્ય ધર્મથી વિમુખ વ્હેમી મનુષ્યો આગળ પ્રચરિત કરવાને માટે ધર્મ એ તો આ સંપ્રદાયમાં એક હાલરૂપ છે.

અફસોસ કરવા યોગ્ય બાબત તો એ છે કે જેવી રીતે આપણી આર્ય પ્રજાના હુન્નર ઉદ્યોગ, વ્યાપાર, રાજસત્તા તેના હાથમાં ન રહેતાં પ્રજા કેવલ પરવશ બની ગઇ છે, તેવી રીતે ધર્મ પણ આ પ્રકારે વિદેશી મનુષ્યોને હસ્તગત થઇ ત્હેમના વિચારો પ્રચરિત પામે એ હેતુથી આ સોસાયટી હિંદુસ્થાનમાં સ્થાપન થયલી હોવાનું લાગે છે. અને એટલા જ માટે હિંદુ, પારસી, મુસલ્માન કે કોઇ પણ ધર્મના અનુયાયીને શોધક તરીકે તે મંડળમાં દાખલ કરે છે. દાખલ થયા પછી ત્હેના મંતવ્યના પુસ્તકો વાંચવામાં આવતાં આ પુસ્તકમાંના વિચારો અને સિદ્ધાંતો વાંચનારાઓના હૃદયમાં ઘર કરી બેસે છે; અને પરિણામે પોતાના સ્વધર્મથી વિમુખ થઇ અન્ય સંસ્કારો ગ્રહણ કરે છે.

અહીં આવી કલાબાજી (પોલીસી) નું આથી વિશેષ સ્પષ્ટ વિવેચન કરવાની જરૂર નથી* કારણકે આ કુનેહનું સ્વરૂપ સમજાતાં તેમની સ્થાપેલી કંઇક સંસ્થામાંથી હિંદુઓ છુટા થતા જાય છે, અથવા તો ત્યાંથી તેમનો બહિષ્કાર કરવામાં આવ્યો છે. પણ આવી વાતોની ઉપેક્ષા કરીને આપણે તો તેના સિદ્ધાંતોની યોગ્યાયોગ્યતા સંબંધી વિચાર કરીશું.

આપણી પ્રજા તેના કલ્પિત અટપટા સિદ્ધાંતોથી જોઇએ એટલી જાણીતી નથી માટે પ્રથમ ત્હેના થોડાક વિચારો તેમના પુસ્તકોમાંથીજ સારરૂપે ઉતારી દર્શાવીશું. કર્નલ ઑલ્કોટ તો પોતાને બૌદ્ધ તરીકેજ ઓળખાવે છે માટે તેનો અત્રે પ્રસંગ નથી.

મેડમ બ્લેવેટસ્કી અને તેની શિષ્યા એની બીસાંટ તો એકજ મતના છે. આ મત શું છે તે તેમના રચિત પુસ્તકો જેવાં કે મેડમ બ્લેવેટસ્કી કૃત ગુપ્ત જ્ઞાન સંહિતા, અને મીસીસ બીસાંટ કૃત પુરાણી પ્રજ્ઞા, ને મુમુક્ષુનો માર્ગ, અવતાર, હિંદુધર્મ, સપ્તપર્ણ, દેશ ઉન્નતિ-

* આ મંડળ સ્થાપનનો મુખ્ય હેતુ અને ત્હેના નેતાઓ સંબંધી વિગતવાર હકીકત માટે ' **થીઓસોફી તંત્ર** ' નામનું પુસ્તક જેવું.

નો માગ અને સોસાયટીના સનાતન-ધર્મ ઇત્યાદિ પુસ્તકોમાંના અવતરણો તેમજ એ પુસ્તકના ગુજરાતી ભાષાંતર થયલા છે તેનો સાર ઉપજાવી જણાવીશું.

(क) બ્રહ્મ અનંત, અમર્યાદિત, સક્રિય, મૂળતત્ત્વ, અદ્વિતિય, અગમ્ય, અનાદિ અનંત, સત્સ્વરૂપ છે. તમામ તત્વો ત્હેના રૂપાંતર છે. બ્રહ્માંડ તેનું રૂપાંતર છે એટલે બ્રહ્મ પરિણામી છે. સૃષ્ટિ ઉત્પન્ન કરવાની તેને ઇચ્છા થતાં પોતાની સ્વતંત્ર લીલાથી પોતાની અખંડ એકતાનો-ત્યાગ કરી.અનેકતા ઉત્પન્ન કરે છે.

આ સૃષ્ટિ (જીવ વગેરે) મુળ ઇશ્વરના અંશ રૂપે હોઇ ઇશ્વરત્વ પ્રાપ્ત કરવાના હેતુથી ઉત્પન્ન થઇ છે. સચ્ચિદાનંદ રૂપી મહાસાગરની મધુર સ્વરની લહેરીઓ સદા વૃદ્ધિને પામે, ઇત્યાદિ સૃષ્ટિ ઉત્પન્ન થવાના હેતુ છે. નિર્ગુણ અવસ્થામાંથી સગુણ અવસ્થામાં આવતાં બ્રહ્મને સ્વાર્પણ કરવું પડે છે. એટલે કે બ્રહ્મને-સૃષ્ટિ કરવાની ઇચ્છા થતાં મર્યાદા ગ્રહણ કરે છે. તેમાંથી સૃષ્ટિને-આરંભે પરમાત્મા ત્રિપુટિ રૂપે થાય છે.–(૧)લું સ્વરૂપ પ્રજાપતિ (જેમાંથી સત્તા માત્રનો ઉદ્દભવ થાય છે). (૨)જું સ્વરૂપ પ્રકૃતિ પુરૂષ (જેમાંથી આખી સૃષ્ટિ ઉત્પન્ન થવાની છે). (૩)જું સ્વરૂપ-મહત્ બ્રહ્મ (જેમાંથી દેવતાઓ એટલે પૂર્વ સૃષ્ટિમાં ઉન્નતિ પામેલા દેવો ઉદ્દભવે છે). આ નવી સૃષ્ટિનું બીજ પૂર્વ સૃષ્ટિ છે. નવી સૃષ્ટિ ઉત્પન્ન કરવા સમયે પૂર્વ સૃષ્ટિમાં ઉન્નતિ પામેલા જીવોને પણ પોતાની સાથેજ ઉત્પન્ન કરે છે. એ દરેક દેવતાઓ ઉત્પન્ન થયેલી પ્રકૃતિમાંથી સામગ્રી લઇને સાત ગોલકો અને ગ્રહ ઉપગ્રહો બનાવે છે. અને જીવોના કર્મોની વ્યવસ્થા કરે છે ઇશ્વરો અનેક ઉત્પન્ન થાય છે, આપણા સુર્ય મંડળને એક ઇશ્વર છે, એવી રીતે બીજા સપ્તકોના જુદા જુદા ઇશ્વર છે, વળી તેઓના ઉપર એક મહાન ઇશ્વર છે ઇત્યાદિ ઇશ્વરનું સ્વરૂપ મર્યાદિત હોવું જોઇએ. ઇશ્વર એક વ્યકિત નથી પણ ખાન ચોહાનો (અમુક પ્રકારના દેવતાઓનો સમુહ) છે. ઇશ્વરે જે જીવ ઉત્પન્ન કીધા તે સર્વાંશે સંપૂર્ણ નહોતા મનુષ્યની વ્યવસ્થાનું કામ ઇશ્વરને પણ દુર્ઘટ હોવાથી દેવતા ઇશ્વરના કારભારી જાણવા. મનુષ્યની, દેહ, અને પૃથ્વી વિગેરે જુદા જુદા દેવોએ ઉત્પન્ન કર્યા છે, અને જીવોના કર્મોની વ્યવસ્થા પણ તેઓજ કરે છે.

(ख) વેદનું જ્ઞાન જ્ઞાની દ્વારા પ્રાપ્ત થાય છે. તે લોકોને તે શ્રુતિ, દેવતાઓ દ્વારા મળેલી છે. તે ઇશ્વરોકત શાસ્ત્ર (વેદ) પ્રમાણ મનાય છે. પણ આચારમાં ત્હેના ઉપર દ્રષ્ટિ રહેતી નથી. કારણકે તેમાં ઘણી ન્યુનતાઓ જણાય છે.કૃષ્ણે કોપ કરી સર્વ વૈદિક ક્રિયાનો અટકાવ કીધો, કૃષ્ણે અને વ્યાસે વૈદિક કર્મનો તિરસ્કાર કીધો. બ્રાહ્મણોએ ઉપનિષદોમાં કાપકુપ કરી ટુંકા કીધા. દર્શન શાસ્ત્રોમાંથી સંપૂર્ણ રહસ્ય સમજાતું નથી. ગુપ્ત શાસ્ત્ર (થીઓસોફીના શાસ્ત્ર) વસ્તુનું આંતર સ્વરૂપ બતાવે છે. દેવતાઓએ બ્લેવેટસ્કીના 'સીક્રેટ ડોકટ્રીન' ગ્રંથ દ્વારા કંઇક જ્ઞાન આપેલું છે. ગુપ્ત દર્શનની કેટલીક વાતો હિંદુઓના ષડદર્શનમાં મળતી નથી, કેમકે દર્શનના વખતમાં સાતમું ગુપ્ત દર્શન (થીઓસોફીનું દર્શન) ગુપ્ત રાખવામાં આવ્યું હતું.

(ग) ઇશ્વર પૃથ્વિમાં આવી કોઇ જીવમાં પ્રવેશ કરે છે. તેનું નામ અવતાર. જે આત્મા અમારા તમારામાં છે તેજ આત્મા ઇશ્વરમાં છે. સુર્ય મંડળમાં રહેનારા મોટા દેવતાનું નામ મહાવિષ્ણુ શ્રી કૃષ્ણ, અને ઇસુખ્રિસ્ત એ મહા વિષ્ણુના અવતાર હતા. ઇસુ મનુષ્ય રૂપે ઉતર્યો હતો અને તેણે જગદુદ્ધાર માટે જન્મ ધારણ કર્યો હતો. બુદ્ધ ઇશ્વરત્વને પામ્યો અને તેને સંપૂર્ણ જ્ઞાન થયું હતું. શંકરાચાર્ય તે મહાદેવનો અંશ અવતાર હતો. રામચંદ્ર સૂર્ય દેવતાનો અવતાર હતો. વિગેરે વિગેરે.

(घ) સુર્ય પરમાત્માનું સ્થુળ શરીર છે. સૃષ્ટિ ઉત્પન્ન થતાં સાત લોક પછી, એક સૂર્ય અને સાત ગ્રહ સપ્તકયુકત સૂર્યમંડલ ઉદભવે છે. પ્રત્યેક ગ્રહને ૭ ૭ ગોલકો હોય છે, પ્રત્યેક ગ્રહનો સપ્તક થાય છે. જીવ કોટીઓ પ્રત્યેક ગોલકપર અનુક્રમે આવે છે. તેમાંથી સૃષ્ટિની સાત મુખ્ય યોનિઓ—(તાત્વિક ભૂતની ત્રણ યોની, ખનિજ, વનસ્પતિ, પશુ અને મનુષ્ય) ઉપજે છે. જીવ ઉત્તરોત્તર વિકાસ પામે છે અને અંતે મહાન ગુરૂરૂપે થઇ બીજા મનુષ્યોનો લાભ આપી પોતાના ઋણમાંથી મુકત થવાનો અધિકાર તે મેળવી લે છે.

(ङ.) પરમાણુ માત્ર એક પ્રકારના ચૈતન જીવ છે. કોઇ વસ્તુ નિર્જીવ છેજ નહિં. જીવ એ ઇશ્વરની સંકલ્પ શકિતથી ઉદ્ભવે છે. સૃષ્ટિની ઉત્પતિ અમુક સ્થિતિને જ્યારે પહોંચે છે ત્યારે બ્રહ્મમાં બીજું સ્ફુરણ

થાય છે. એથી એક બીજી શકિત પ્રગટે છે. એનું નામ આત્મા, બુદ્ધિ એટલે જીવ કહેવાય છે. એ આત્મા—બુદ્ધિ રૂપે જે છે તે જીવ પોતેજ જીવમાં ક્રિયા થતાં બીજા અણુમાં ક્રિયા થાય છે; તે ક્રીયાને લીધે તે અણુની અસર જીવ ઉપર થાય છે, અને તેથી ગોલકોના પરમાણુઓના થર ત્હેનાપર ચઢે છે. અને અમુક પ્રકારનું બંધારણ પકડે છે.

(च) પ્રથમ જીવસમૂહ જુદાજુદા સાત પ્રકારના ઉત્પન્ન થાય છે. તે જીવોમાંથી ઉપજીવો ઉદ્ભવ પામે છે. એ જીવો પ્રથમ તાત્વિક સત્વ યોની ધારે છે. જેમ જેમ પૂર્વના જીવો બીજી યોનીમાં જાય છે તેમ તેમ ત્હેને સ્થાને બીજા નવીન ઉત્પન્ન થયેલા જીવો આવતા જાય છે. આવી રીતે પરમાત્માના સ્ફુરણથી અમુક હદ સુધી નવા જીવો ઉત્પન્ન થઇને આવતા જાય છે. આવી રીતે બુદ્ધિ અને મનસલોકમાં સંબંધ પામી તે જીવો ભુવર્લોકના સ્થુલમાં સ્થુલ પદાર્થોના સંબંધમાં આવતાં ભૂર્લોકના સૂક્ષ્મ વાયુના સંબંધમાં આવે છે. એ રૂપો તે ભુર્લોકના ખનીજ વર્ગના સૂક્ષ્મ વાયુ રૂપો છે. આ રૂપ ઉપર દેવગણો સ્થુલ પરમાણુ લાવી તે વડે સ્થુલ રૂપો ઉત્પન્ન કરે છે. એ પછી અંતે તેમાંથી વનસ્પતિ વર્ગ ઉત્પન્ન થઇ આવે છે. અહિં પણ દેવગણો સ્થૂલ પડ ચઢાવે છે. વનસ્પતિ યોનીમાં જીવને અહંભાવ ઉત્પન્ન થવાનું શરૂ થાય છે; સ્પર્શ જ્ઞાન પણ થવા માંડે છે અને દ્વંદ્વનો અનુભવ થતાં કાંઇક ભેદ જ્ઞાનનું મૂળ ઉપજે છે. આવી રીતે સ્વાભાવિક થયા કરે છે. તે પછી તે જીવ પ્રાણી યોનીમાં ઉતરે છે. ત્યાં અહંભાવ અને ભેદ વૃત્તિ વૃદ્ધિને પામે છે, અને એક ઠેકાણેથી બીજે ઠેકાણે જઇ શકે છે. એવી રીતે પશુ વિગેરે યોનિમાં ઘુમે છે, જ્યારે આમ થતાં અહંભાવ અને ભેદભાવ દ્રઢ થઇ જાય છે, ત્યારે પશુનો દેહ મૂકીને કામ લોકમાં રહે છે, અને ત્યાં નવા નવાં એકજ પ્રકારના દેહ ધારણ કરતાં અભ્યાસ દ્રઢ થાય છે. અહિં સુધી આત્મા અને બુદ્ધિ, એનું નામ જીવ છે, અને આત્મા, બુદ્ધિ અને કામ એ ત્રણ તત્વોનો સમુહ છે. અહિં-સુધી જીવના વિકાસનો પૂર્વાર્દ્ધ જાણવો. આ સ્થિતિએ પહોંચે ત્યાંસુધી જીવનું કંઇ કર્મ નિમિત્ત નથી, પણ સ્વાભાવિક રીતેજ થાય છે. હવે પછી એને મનસ તત્વ અને કારણ દેહ મળતાં ઉન્નતિના વિકાસ ક્રમનો ઉત્તરાર્દ્ધ આરંભ થાય છે, તે નીચે પ્રમાણેઃ—

(છ) ઉપર જણુાવ્યા પ્રમાણે જ્યારે સામાન્ય જીવની સ્થિતિ થાય છે ત્યારે તેને લીધે માનસ લોકમાં ક્રિયા થયા માંડે છે અને પરમાત્માનુ ત્રીજું સ્ફુરણ થાય છે. એ સ્ફુરણનું નામ મનસ છે. એ મનસ માનસ લોકમાંથી તૈયાર થયેલા કારણદેહ સાથે લઇને તે જીવમાં પ્રવેશ કરે છે. હવે પૂર્ણ મનુષ્યનો જીવ આત્મા—બુદ્ધિ. મનસ—એ ત્રિપુટિ રૂપે છે. હવે આત્મા—બુદ્ધિ—મનસ—કારણ દેહ—કામતત્વ એ પાંચે તત્વો ભેળાં થયાં એમ જાણવું. એ પાંચ મધ્યે કામલોકના અરૂપ લોકનું તત્વ, એ અશુદ્ધ મનસ જાણવું. પૂર્વોક્ત શુદ્ધ મનસ સર્વવ્યાપકનો અંશ છે; અમર છે; પોતાની ભૂમિકા પર સર્વજ્ઞ છે. મન શક્તિ અને સમજણ શકિતને શુદ્ધ મનસ ન સમજવું. જેમ સૂર્યના કિરણો એકત્ર થાય છે, એવી રીતે આત્મા—બુદ્ધિ અને મનસ ત્રણે મળીને એકત્ર થાય છે. ઉપર જણાવેલ મનુષ્ય સામગ્રીમાં અમુક દેવતાઓ આવીને જીવાત્માનું બીજ રોપે છે. અને કેટલાક તો પોતે જ તેમાં આવી મનુષ્ય યોની ધારણ કરે છે, અને તે ધર્મ ગુરૂઓ વિગેરે થઇને વ્યવસ્થા કરે છે. અને બીજા નવીન ઉત્પન્ન થયેલા જીવો નીચે પ્રમાણે ક્રમ ધારણ કરે છે.—

ઉપર જણાવેલા પાંચે તત્વોને છાયા શરીર, સ્વાભાવિક વિકાસના ક્રમ પ્રમાણે દેવતાઓ દ્વારા મળે છે. અને તે સહિત પૂર્વોક્ત જીવ ગર્ભમાં આવે છે. ત્યાં છાયા શરીરના નિયમ પ્રમાણે સ્થુલ શરીર બંધાય છે. આ પહેલો દેહ મળતા સુધી જીવને કર્મ બંધન થયેલું હોતું નથી, અને જે દુઃખ સુખના અનુભવ મળેલા છે તે પણ સ્વાભાવિકજ થયેલા હોય છે. ટુંકામાં મનુષ્ય દેહ પ્રથમ બંધાયો તે વખતે કેવા પરમાણુઓનો સંગ્રહ કરવો, તે તેમાં રહેલા જીવને હાથ નહોતું; ઇશ્વરની ઇચ્છાને આધિન હતું; અને દેવતાઓ વિકાસના ક્રમાનુસાર સ્થુળ દેહ આપે છે, એટલે જીવ જવાબદાર થતો નથી. પ્રાણીના પુનર્જન્મ અને મનુષ્યના પુનર્જન્મનો ભેદ એટલો જ છે કે પ્રાણિમાં મનસ તત્વ અને કારણ દેહ નથી, જ્યારે મનુષ્યમાં તે હોય છે. હવે તે જીવ સૃષ્ટિમાંથી દુઃખ સુખ અનુભવે છે. તે પછી શરીર મુકી ભૂવર્લોક (સૂક્ષ્મલોક)માં થઇને સ્વર્ગમાં જાય છે, ત્યાં રહી સંસ્કારો સંગ્રહી પાછો ભૂવર્લોકમાં થઇને ભૂર્લોક ( આ

લોક)માં બીજો મનુષ્ય દેહ ધારણ કરે છે. આવી રીતે કર્મ કરતો અને તદનુસાર ફળ ભોગવતો ભ્રમણ કર્યા કરે છે. પણ એટલું ધ્યાનમાં રાખવું કે આ ચક્કરમાં રહેતાં પણ જીવ ઉત્તરોત્તર સારો દેહ ધારણ કરે છે; કેમકે મનુષ્યમાં તો ઇશ્વરે પોતાની મૂર્તિ ઉત્પન્ન કરી છે તેથી નીચે યોની એટલે પશુ, પક્ષી, તિર્યક્, વનસ્પતિ, રાક્ષસ વગેરેમાં આવતો નથી. આવી રીતે ઉન્નતિ પામતાં ચોથી ભૂમિ ઉપર આવે છે, અને પોતાનું સ્વરૂપ સમજીને ચિદ્ સ્વરૂપ થઇ જાય છે. એટલે પાછો જન્મ ધારણ કરવાનો રહેતો નથી; સ્થૂળ દેહ, સૂક્ષ્મ દેહ, મનસ દેહ અને કારણ દેહની ઉપાધીથી મુકત થાય છે: અને આ જીવન મુકત જ્યારે સ્થુળ દેહ મૂકે છે, એટલે મોક્ષ થઇ જાય છે. પછી આવતી ઉત્તર સૃષ્ટિમાં ઉત્પન્ન થઇ પરોપકારાર્થે જન્મ ધારણ કરી લોકોને ઉપદેશ કરે છે, અને નવા શિષ્યોને સહાય અને જ્ઞાન આપી પોતે ઋણમુકત થઇ છેવટે કેવળ મુકત થઇ જાય છે. એના પછી પેલી પાર શું તે અમે જાણતા નથી.

(ज) ઉપર જીવના આરંભ અને અંતનો જે ક્રમ જણાવ્યો છે તે દરમ્યાનમાં પણ કેટલીક કલ્પિત વાતો માને છે, તે ટુંકામાં જણાવીએ:—

મનુષ્યનો જીવ સ્થુલ શરીરનો જ્યારે ત્યાગ કરે છે, ત્યારે છાયા શરીર કોઇ વેળા પ્રેતરૂપે ભાસે છે અને પછી નાશ થઇ જાય છે. કોઇ વેળા કામરૂપ શરીર ભૂલોકમાં પ્રેતરૂપે દેખાય, અને અન્યના શરીરમાં પ્રવેશ કરે છે. કોઇ વેળા જીવ વિનાનું કામતત્વ, મનુષ્ય દેહ ધારણ કરે છે; અને તે પશુ જેવો હોય છે. કોઇ વેળા કામતત્વ પ્રેતરૂપે થઇ મનુષ્યને દુ:ખ દેછે. કોઇ વેળા પાંચ તત્વવાળો જીવ પણ પ્રેત થાય છે કોઇ વેળા અમુક અધિકારી જીવ સ્વર્ગમાં ન જતાં પાછો ભૂલોકમાં આવે છે. કોઇ વેળા યોગીનો જીવ પોતાનું માયા શરીર રચી બીજા શરીરથી ઉપયોગ લેછે. ઉપર જે પ્રેતો લખ્યા તેમાં આત્મા-બુદ્ધિ–મનસ અને કારણ–શરીર હોતાં નથી; છતાં તેઓ માણસ જેવાં કામ કરે છે, અને છેવટે નાશ પામે છે. શ્રાદ્ધનું ફળ ઉપર લખેલા પ્રેતોને પહોંચે છે, પણ જીવ એટલે પિતૃ અથવા દેવને મળતું નથી.

(ञ) સ્વર્ગમાં વધારેમાં વધારે ૧૫૦૦ વર્ષ જીવ રહી શકે છે. અને પાછો ભૂલોકમાં આવે છે.

(ज) ઇશ્વરજ સર્વને નિયંત્રે છે અને યોગ્ય માર્ગે દોરવે છે. ઇશ્વરની ઇચ્છાથી વિરૂદ્ધ જે કરે છે તે ઇશ્વરી ઇચ્છાનુસારજ હોય છે. સૃષ્ટિમાં અન્યાયનો સંભવજ નથી. રાક્ષસ, દેવ, અસુર, સુર એ સર્વ ઇશ્વરનીજ શક્તિ છે. પાપ સંભવ તરીકે છે તે ઇશ્વરના અસ્તીત્વને લીધે છે.

(ट) વૃદ્ધિ (શરીર, સત્તા, પદવી, બુદ્ધિ વિગેરેની વૃદ્ધિ)ની તૃષ્ણા મારી નાખવી (ન કરવી) જોઇએ. ભારતના દ્વાર, વિદેશીઓ વાસ્તે ખુલ્લાં કરવાં, એ કૃષ્ણ અવતાર થવાનું પ્રયોજન હતું. (ઇત્યાદિ દેશોન્નતિ વિરૂદ્ધ આ મંતવ્યમાં કેટલુંક વિવેચન છે).

(ठ) સ્વર્ગમાં સત્ સ્વરૂપ સમજાતું નથી, અને તેમાં મોહ-જાળ પ્રસૂરેલી છે. જીવ પોતપોતાનું કલ્પેલું સ્વર્ગ ત્યાં ઉપજાવી શકે છે. પરમાત્મા ત્યાં તેને ઇષ્ટરૂપે મળે છે.

(ड) મનુષ્યનો જીવ, શિવ થઇ રહે છે. જીવનો પરમાત્મામાં લય થવો એનું નામ મોક્ષ.

(ढ) અવતારી પુરૂષો સર્વજ્ઞ હોય છે. માટે તેઓ જે કહે તે સત્યજ હોય છે.

(ण) સત્‌લોક અને તપ લોકમાં શી ક્રીયા થાય છે, તે આપણને કેવળ અજ્ઞાત રહે છે. મુક્તિ પછી શું થાય છે તે પણ કેવળ અજ્ઞાત છે. અવ્યક્તબ્રહ્મ, વ્યક્ત સ્વરૂપ કેવી રીતે ધારણ કરે છે તેની પણ અમને ખબર નથી. બ્રહ્મમાં વિદ્યા અવિદ્યા અવ્યક્તરૂપે રહેલાં છે; એનો અર્થ શું તેનું જ્ઞાન આપણને થઇ શકતું નથી. કોઇ પણ પ્રાણી કે પદાર્થનું સત્ય સ્વરૂપ શું છે તે તો આપણે જાણી શકતાજ નથી.

(त) સન ૧૮૯૭-૯૮ ઇ૦ માં જડવાદનો અસ્ત થશે. એમ મેડમ બ્લેવટ્સ્કીએ ભવિષ્ય ભાખ્યું હતું.

(थ) બધા સૃષ્ટિ નિયમ અખંડ છે, સૂક્ષ્મ સૃષ્ટિમાં પણ સૃષ્ટિ નિયમ અખંડ છે.

(द) આત્મા, એ પરમાત્માનોજ અંશ છે, બન્ને એક સ્વરૂપ છે. આત્મા, પરમાત્માનો અંશ હોવાથી એમાં પરમાત્માના સર્વ ગુણ, ધર્મ અને શક્તિ રહેલાં છે, પણ તે તિરોભૂત રહેલાં હોય છે; તે ઉદ્દભવતાં આત્મા પાછો પરમાત્મારૂપ થાય છે. તે બીજાના સંબન્ધથી ઉદ્દભવે છે. માણસનો આત્મા પરમાત્મા હોવાથી તેવાજ જ્ઞાન અને પવિત્રતાથી ભરપુર છે.

(ध) આત્મા, પરમાત્માનું કિરણ–આભાસ–પ્રતિબિંબ છે. ઇશ્વર અને તેનો જે ચિદાભાસ પ્રગટ થાય છે તેમાં બહુ ભેદ છે. જીવાત્મા પરમાત્માની છાયા છે. પરમાત્મામાંથી ઉત્પન્ન થયેલું આકાશ અનંત છે.

(न) વિકાસ ક્રમ એ આ સિદ્ધાંતનો મુખ્ય પાયો છે અને તે ઇશ્વરેચ્છાને આધીન છે.

ઉપર જણાવ્યા પ્રમાણે થીયોસોફીના પ્રવર્તક નેતાઓ તરફથી જે વિચારોનો પ્રચાર કરવામાં આવે છે તેનો સાર છે.

## ઉક્ત સિદ્ધાંતની અસમીચીનતા.

હવે ટુંકામાં તેની અસમીચીનતાનું દર્શન કરિયે.

ઉપર જણાવેલા સિદ્ધાંતમાં જો આપણે (द) પેરેગ્રાફ અને (ध) પેરેગ્રાફને વિચારીએ તો ઘણોજ વિરોધ જણાય છે. વળી (ण) પેરેગ્રાફમાં કેવળ અજ્ઞાનતાજનક વિચાર છે તથા આકાશને ઉત્પત્તિવાન કહીને અનંત કહે છે, તત્વ જ્ઞાનની આ કલ્પના બાલિશ છે. વળી (क) પેરેગ્રાફમાં બ્રહ્મને અમર્યાદિત એક સ્વરૂપ માનીને સક્રિય અને પરિણામી કહે છે, વળી નાના રૂપ ધારણ કરવાનું માને છે, આ કેવળ હાસ્યજનક લાગે છે. સૃષ્ટિક્રમ વિરૂદ્ધ તેમનાં આવાં મંતવ્યો જોતાં તેનું ખંડન કરવા પ્રવૃત્તિ કરવી એ પણ મિથ્યા કાલક્ષેપ કરવા જેવું છે. તોપણ અમારા હિંદુભાઇઓ તે વાતોને સમજવા શ્રમ લેતા નથી, અને અંધ શ્રદ્ધામાં તણાયા જાય છે, માટે ટુંકામાં તેની અયોગ્યતા જણાવીએ છીએ.

તે સ્થુલ અને સૂક્ષ્મ સૃષ્ટિમાં સૃષ્ટિ નિયમોને* અખંડ માને છે, માટે કેટલાક અબાધિત સૃષ્ટિ નિયમજ ટાંકીએ જેથી ત્હેના મંતવ્યો કેવા ભ્રમજનક અને કલ્પિત છે તે સ્પષ્ટ થશે.

૧ તત્વ (અમિશ્રિત, અનાદિ, અનંત, નિરવયવ, અખંડ, સ્થિતિસ્થાપકતા રહિત) વસ્તુનું સ્વરૂપ કોઇરીતે પણ બદલાતું નથી. સંસર્ગ કાલમાં પણ જેવુંને તેવુંજ રહે છે. (આ સૃષ્ટિ નિયમ દર્શાવી આપે છે કે તત્વ બ્રહ્મમાં અગર પરમાણુઓમાં કાંઇપણ ફેરફાર થતો નથી.

૨ તત્વ વસ્તુનું પરિણામ થતું નથી. (આ નિયમ ઉપર જણાવેલા (क) મંતવ્યનો બાધક થઇ પડે છે.

૩ જેનું પરિણામ એટલે રૂપાંતર થાય તે મધ્યમ (સાવયવ-સ્થિતિથાપક સંસ્કારવાળું અને જે ઉત્પન્ન થયું હોય તે.) હોય છે. (આ નિયમ (क) સિદ્ધાંતનો બાધક થાય છે. અને ઉપર માનેલા જીવ સ્વરૂપને કલ્પિત બતાવી આપે છે.)

૪ અસીમ (જેની આજુ બાજુ કાંઇપણ ન હોય એવું અમર્યાદિત વિભુ) વસ્તુનું પરિણામ થતું નથી, ત્હેનું સ્ફુરણ વિગેરે કોઇ પણ પ્રકારની ગતી કે તેમાં વજન હોતું નથી. તેમ તે કોઇનું ઉપાદાન હોઇ શંકતું નથી. કેમકે દેશ વિના એ કાર્ય હોઇ શકતાં નથી અને અસીમમાં દેશની પ્રાપ્તિ હોતી નથી. (આ નિયમ એમ દર્શાવી આપે છે કે જો બ્રહ્મ અસીમ અમર્યાદિત હોય તો ત્હેનું રૂપાંતર થાય નહિ, સ્ફુરણ થાય નહિ, તેમાં વજન હોય નહિ, અને તે કોઇનું ઉપાદાન બને નહિ, એટલે કે થીયોસોફીના સિધ્ધાંતો કેવળ કલ્પિત ઠરે છે.

૫ ગતિવાન પદાર્થ પરિચ્છિન્ન હોય છે. (આ નિયમ થીયોસોફીના બ્રહ્મને પરિચ્છિન્ન બતાવે છે.)

૬ એક બે અને બે એક રૂપે, હોઇ શકતાં નથી એટલે કે જે એક છે તે અનેક રૂપે હોયજ નહિ. તેમજ એક તત્વસ્વરૂપમાંથી

---

* અત્રે જણાવેલા સ્વતઃસિદ્ધ સૃષ્ટિ નિયમોનું વિવેચન હતુ, દ્રષ્ટાંત અને ઉદાહરણ જોવાં હોય તો તત્વ દર્શન ગ્રંથમાં વાંચી લેવા.

અનેક સ્વરૂપ થઇ શકતાં નથી. ( આ નિયમ એમ બતાવે છે કે જો બ્રહ્મ એક તત્વ રૂપે હોય તો, ક્રીયાવાન જીવ, બ્રહ્મ રૂપે હોઇ શકે નહિ. અને એક બ્રહ્મ પોતે નાના જગત્ રૂપે અને નાના રૂપાત્મક જગત, બ્રહ્મ રૂપે હોઇ શકે નહિ.)

૭ નાના (સમુહાત્મક)માંથી અનેક કાર્ય થાય છે. (આ નિયમ થીયોસોફીના બ્રહ્મને સમુહાત્મક પદાર્થ દર્શાવે છે, કેમકે તેમ મનાતોજ તેમાંથી નાના રૂપ જગત્ બને.)

૮. જે અસીમ (વિભુ–બ્રહ્મ) છે તે સીમાવાળો અને મર્યાદિત થઇ શકતો નથી. (આ નિયમ (क) સિદ્ધાંતને ઉડાવી દે છે.)

૯ ઉપાદેય (પરિણામ–કંડીશન–કાર્ય) પોતાના ઉપાદાન (પરિણામી કારણથી બીજા પ્રકારનું હોતું નથી. (આ નિયમથી જણાય છે કે આ પરીચ્છિન્ન નાના રૂપાત્મક જગત્, નિરૂપ બ્રહ્મ સ્વરૂપ નથી.)

૧૦ જેવું ઉપાદાન તેવું ઉપાદેય હોય છે. (આ નિયમ એ બતાવે છે કે, જો આ જગત બ્રહ્મનું ઉપાદેય હોય તો સકળ જગત પવિત્રજ હોવું જોઇએ. કેમકે બ્રહ્મને પવિત્ર માને છે. વળી જેવાં ગુણ શકિત બ્રહ્મમાં છે તેવાજ જગત્ના પદાર્થમાં હોવા જોઇએ, પણ તેમ બીલકુલ જણાતું નથી, માટે થીયોસોફીના નેતાઓના મંતવ્યો સૃષ્ટિ નિયમને અનુકુલ નથી.

૧૧ કાર્યનું ઉપાદાન કારણ અને નિમિત્ત કારણ એક હોતાં નથી. (આ નિયમ જગત્ના ઉપાદાન અને નિમિત્તને ભિન્ન બતાવે છે,–તેથી બ્રહ્મ નિમિત્ત કારણ અને તે નિમિત્ત કારણથી ભિન્ન–ઇતર બીજું ઉપાદાન માનવું પડે છે, આ વિચારથી થીઓસોફીના વિચારની–સિદ્ધાંતની હાની થાય છે.

૧૨ ગતિ દેશ વિના થતી નથી, તેમ ગતિવાનને આધારની અપેક્ષા રહે છે. (આ નિયમ એમ સુચવે છે કે થીઓસોફીનો ગતિવાન બ્રહ્મ આકાશને ઉત્પન્ન કરી શકતો નથી કિંતુ દેશની અપેક્ષાવાળો છે. એટલુંજ નહિ પણ તે ગતિવાન બ્રહ્મને અને આ ગતિવાન જગત્ને બીજા કોઇ આધારની અપેક્ષા છે, અર્થાત્ આ આવર્તકોની બ્રહ્મ સંબન્ધી કલ્પના કેવલ અયુકત છે.

૧૩ દ્રષ્ટાથી દ્રશ્ય અને દ્રશ્યથી દ્રષ્ટા ભિન્ન હોય છે, તેવીજ રીતે પ્રકાશ પ્રકાશ્ય, જ્ઞાતા જ્ઞેય, કર્ત્તા કર્મ, સ્વરૂપે ભિન્નજ હોય છે. (એ નિયમ સ્પષ્ટ દર્શાવે છે કે દ્રશ્ય, જગત્ અને તેનો દ્રષ્ટા સ્વરૂપે જુદા જુદા છે. જગતનું નિમિત્ત અને ઉપાદાન સ્વરૂપે ભિન્ન ભિન્ન છે.)

૧૪ જેનું કીરણુ છે તે, અને ખુદ કીરણુ, એ બન્ને—અર્થાત્ પ્રતિબિંબ (આભાસ–છાયા-પ્રતિકૃતિ) અને બિંબ એ બન્ને સ્વરૂપે જુદા જુદા હોય છે. (આ નિયમ થીયોસોફીના લીડરોની (ઘ) સિદ્ધાંતને ઉડાવી દે છે.)

૧૫ નિરવયવના (સ્વરૂપે જે કંઇ અમિશ્રિત એક તત્વ રૂપ છે તેનાં) પરિણામ, અંશ કે ભાગ હોંતા નથી, (આ નિયમ એમ સૂચવે છે કે સક્રિય જીવ, નિરવયવ બ્રહ્મનો અંશ નથી.)

૧૬ પરિમાણુ (માપ) ત્રણુ પ્રકારનાં છે. કોઇ પણુ વસ્તુ અણુ પરિમાણુ હોય કે વિભુ પરિમાણુ હોય અથવા મધ્યમ પરિમાણુ હોય. તેમજ અનાદિઅનંત હોય કે સાદિસાંત હોય. (આ નિયમ એમ દર્શાવે છે કે બ્રહ્મ જો વિભુ હોય, તો અપરિણામી અને અક્રિયજ હોય, જો મધ્યમ હશે તો ઉત્પત્તિવાન હોવો જોઇએ અને જો અણુ રૂપ હશે તો જગતનું ઉપાદાન નહિ ઠરશે. તેમંજ જીવ જો સંયોગ જન્ય હશે એકથી અધિક વસ્તુનો બનેલો હશે તો નાશવાન ઠરશે. અને અણુ હશે તો બ્રહ્મની સાથે એકતા નહિ થઇ શકે અને જો વિભુ હશે તો કર્ત્તા ભોક્તા થશે નહિ, એટલે કે દરેક પ્રકારે થીઓ-સોફીના સિદ્ધાંતો શાસ્ત્રીય અને ન્યાય નિયમ વિરૂદ્ધ છે.

૧૭ જેનું અસ્તીત્વ નથી તે પદાર્થ પ્રતીતિનો વિષય થતો નથી એટલે પ્રતીત થાય તે કોઇ પ્રકૃતિજન્ય હોવો જોઇએ. (આ નિયમ એમ સૂચવે છે કે આ દ્રશ્ય જગતનું કોઇ પ્રકૃતિ તત્વ છે.)

૧૮ સંખ્યાથી કોઇપણુ અનંત હોતું નથી; કેમકે જેટલું છે તેટલુંજ છે, તેટલીજ તેની મર્યાદા, તેટલીજ સંખ્યા (આ નિયમ એમ જણાવે છે કે "જ્યારે જ્યારે સૃષ્ટિ ઉત્પન્ન થાય છે ત્યારે ત્યારે બ્રહ્મના અંશ રૂપે જીવો નવીન ઉત્પન્ન થાય છે; અને તે

ક્રિયા કરતાં, અનુભવ લેતાં બ્રહ્મ સ્વરૂપ થઇ જાય છે. આવી રીતે જયારે ત્યારે બ્રહ્મના તમામ અંશ પૂર્ણ થઇ રહેશે." આમ જો હોય તો તેમ થયા પછી સૃષ્ટિ ઉત્પન્ન ન થવી જોઇએ; કેમકે થીઓસોફીના સિદ્ધાંત પ્રમાણે વિકાસ ક્રમની જરૂરીયાત રહેતી નથી. પરંતુ સૃષ્ટિનો ઉચ્છેદ થાય તે અસંભવિત છે. કારણ કે કોઇ પણ વસ્તુ નિષ્ફળ નથી હોતી, એ સૃષ્ટિ નિયમ છે, અને એઓના સિદ્ધાંત મુજબ તો અંતે જયારે ત્યારે બ્રહ્મ નિષ્ફળ રહેશે, સંક્ષેપમાં થીઓસોફીની વાતો અસંભવિત અને સૃષ્ટિ નિયમ વિરૂદ્ધ છે.)

ઉપર જે સૃષ્ટિ નિયમ લખવામાં આવ્યા છે ત્હેના પરિણામો વિચારતાં થીઓસોફીના સિધ્ધાંતોનું સમૂલ ખંડન થઇ જાય છે એટલે વધુ વિવેચનની જરૂર નથી છતાં સરલતા ખાતર થોડુંક સ્પષ્ટિ કારણ કરવામાં આવ્યું છે.

૧ જો જગતની ઉત્પતિ લીલારૂપ જ છે, તો પાપ પુણ્ય, ધર્મ અધર્મ, નીતિ અનીતિ, સ્વર્ગ નર્ક, સુગંધી દુર્ગંધી, એ તમામને લીલારૂપ માનવાં પડશે; ને તેથી સાંસારિક વ્યવસ્થા ઠીક નહિ બનતી હોવાથી તમામ દુ:ખી થશે. તેવું જોવાનું બનશે—પણ તેમ જણાતું નથી. કારણ કે દરેક જીવ પોતાને યોગ્ય લાગે તે પ્રમાણે વર્ત્તે છે, માટે આ જગતની ઉત્પતિ લીલારૂપ છે એમ મનાય નહિ. માટે જીવોના સંસ્કાર, અને કર્મ પ્રમાણે થાય છે એજ વ્યવસ્થા સમીચીન છે.

૨ જો દરેક જીવ, ઇશ્વરની પ્રાપ્તિ કરે એ હેતુથી સૃષ્ટિની ઉત્પતિ થતી હોય તો અંતે એક સમયે સઘળા ઇશ્વર પ્રાપ્તિ કરવાના અને તે પછી સૃષ્ટિની ઉત્પતિ બંધ પડવી જોઇએ, પણ એ અસંભવિત છે.

૩ સચ્ચિદાનન્દ બ્રહ્મની લહેરીઓની હમેશાં વૃદ્ધિ થાય એ માનવું અઘટિત છે. કેમકે જો એમજ હોય તો બ્રહ્મને અપૂર્ણ અને અવનતિ રૂપ માનવો પડશે. વળી બ્રહ્મ જેટલો છે તેટલોજ છે તેથી તેની વૃદ્ધિ—ઉન્નતિનો પણ કોઇ સમયે અંત આવવાનો, તેમ થતાં સૃષ્ટિ ઉત્પતિ બંધ થવાની; પણ એ અસંભવિત છે.

૪ નિર્ગુણ કોઇ દિવસ સગુણ થાય નહિ અને સગુણ કોઇ દિવસ નિર્ગુણ થાય નહિ; કેમકે ગુણ કંઇ અસ્તીત્વ વાચક હોય

તો 'અભાવથી ભાવરૂપ ઉત્પતિ હોતી નથી'' એ નિયમાનુસાર નિર્ગુણમાં સગુણપણું હોઇ શકે નહિ.

૫ જો વર્તમાન સૃષ્ટિનું બીજ પૂર્વ સૃષ્ટિ છે અને વર્તમાન સૃષ્ટિ સાથે પૂર્વ સૃષ્ટિના દેવતાઓ ઉત્પન્ન થાય છે'' એમ હોય તો બ્રહ્મની એકસ્વરૂપતા ક્યાં રહી ? એથી તો એમ સિદ્ધ થયું કે બ્રહ્મ કોઇ બીજા દ્રવ્યોથી (પ્રકૃતિ ઉપાદાનથી) જીવોના કર્માનુસાર સૃષ્ટિ રચે છે.

૬ જો ''સૃષ્ટિ રચનારા ઇશ્વરો અનેક છે, અને એકથી એક ઉત્તમ છે'' એમ હોય તો પ્રશ્ન એ થાય છે કે આ પૃથ્વીના જીવોના જ્યારે એવા કર્મ હોય કે ત્હેને બીજા ઇશ્વરના ગ્રહમાં જન્મ લેવો પડે, ત્યારે ઇશ્વરમાં પરસ્પર અનેક વાંધા પડવાના અને અહિંની સામગ્રી તે સ્થાને મળશે નહિ, તેમ કર્મની વ્યવસ્થા યથાર્થરૂપે થઇ શકશે નહિ, જુઓ, તે પોતેજ માને છે કે, ''ઇશ્વરે જીવને સર્વાંશે સંપૂર્ણ બનાવેલો નથી, મનુષ્યનું કામ ઇશ્વરને પણ દુર્ઘટ છે.'' હવે જો આમ હોય તો કર્મ વ્યવસ્થા કેમ થઇ શકશે ? જો એમ માનીએ કે એક ઇશ્વર સૃષ્ટિના જીવો બીજી ઇશ્વર સૃષ્ટિમાં જતાં નથી, અને ત્હેમની ઉન્નતિ અહિંઆ જ થઇ શકે છે, તો થીઓસોફીના માનેલા વિકાસ ક્રમ એ સિદ્ધાંતની હાની થશે. કેમકે જ્યાંસુધી અખિલ બ્રહ્માંડના જ્ઞાન, વિજ્ઞાનની પ્રાપ્તિ નહિ થાય, ત્યાંસુધી પૂર્ણ ઉન્નતિ થઇ એમ મનાય નહિ.

૭ જેવી રીતે સામાન્ય લોકો સર્વજ્ઞત્વપણું માને છે, તેવી રીતેનું સર્વજ્ઞત્વપણું પણ ઇશ્વરમાં સિદ્ધ થતું નથી. દ્રષ્ટાંત તરીકે પોતે કેટલીવાર સૃષ્ટિ રચના કરી, ત્હેનું જ્ઞાન ત્હેને છે કે નહિ ? જો તે નથી જાણતો તો તે અસર્વજ્ઞ છે. અને જો જાણે છે તો સૃષ્ટિ પ્રવાહનું અનાદિત્વ નહિ રહે, કે જે અનાદિત્વ સિદ્ધ છે. જો એમ કહો કે અનંત સૃષ્ટિ રચેલી છે તોપણ ત્હેની અસર્વજ્ઞતા સિદ્ધ થઇ. ઇત્યાદિ (વિશેષ ઉત્તરાદ્ધમાં).* જ્યારે આમ છે તોપછી જે જીવો, ઇશ્વરત્વને પ્રાપ્ત થયા છે, તે સ્વરચિત સૃષ્ટિમાં અન્ય સૃષ્ટિના જીવોની કેમ વ્યવસ્થા કરી શકશે ? નહિંજ.

---

* વિશેષ જોવું હોય તો ''અદ્વૈતાદર્શ'' માં જોવું.

૮ જ્યારે જીવ સાદિ છે તો તેનો મોક્ષ વગેરે પણ સાદિજ હોવો જોઇએ. જો ક્રમશઃ વિકાસ થવાની ઉન્નતિ માનીએ તો બ્રહ્મના અંશનો વિકાસ શું? જો સઘળા જીવો ઇશ્વરનાજ અંશ (કટકા–સ્ફુરણ) છે, તો પછી પરસ્પરમાં રાગ દ્વેષ શેનાં? જ્યારે અણુ પરમાણુ માત્ર ઇશ્વરના અંશ છે તો ઇશ્વરનો અંગ જે જીવ તેને તે પ્રતિકુળ (દુઃખદ) કેમ થઇ શકે? પણ રાગ દ્વેષ અને દુઃખપ્રદ જોઇએ તો છીએ. આટલા માટે જીવ અને પરમાણુ ઇશ્વરના અંશ નથી. જો જીવને બ્રહ્મનો સંકલ્પ, શક્તિ વા સ્ફુરણ માનીએ તોપણ ઉપર પ્રમાણે દોષ આવવાના કારણકે લીડરો પોતે એમ માને છે કે આત્મા–પરમાત્મા બન્ને એક સ્વરૂપ, શુદ્ધ, અને પવિત્ર છે.

૯ જ્યારથી જીવ ઉત્પન્ન થઇ, ખનીજ, વનસ્પતિ, પશુ, પક્ષી, તિર્યક્ અને મનુષ્યનું પહેલું શરીર ધારણ કરે છે, ત્યાં સુધી જીવ કર્મનો જવાબદાર નથી–કર્મ તેને બંધનકર્તા હોતું નથી કારણકે વિકાસ ક્રમાનુસાર ત્હેની ઉન્નતિ થયલી છે. અને એક મનુષ્ય જન્મ થયા પછી કર્માનુસાર ભોગ ભોગવે છે; એમ તેઓ માને છે. એ વિચાર સર્વથા અયુકત છે; કેમકે તેઓ આત્મા–બુદ્ધિ અને મનસ એ જીવનું પૂર્ણ સ્વરૂપ માને છે. પણ આત્મા–બુદ્ધિ એ બે તત્વો મનુષ્ય જન્મમાં આવતાં સુધી જવાબદાર નથી અને મનસ તત્વ આવ્યા પછી જીવ કર્તા ભોકતા થાય છે; એમ કહે છે. આ ઉપરથી પ્રશ્ન એ થાય છે કે મન નામના અંશની ઉન્નતિ કયારે થવાની કેમકે તેને તાત્વિક ખનિજ, વનસ્પતિ, પશુ, પક્ષી, તિર્યક યોનીઓ પ્રાપ્ત થતી નથી એમ માને છે. એ સંબન્ધમાં વિકાસ ક્રમ લાગુ પડતો નથી. એ કેવો વિચિત્ર મંતવ્ય!

૧૦ અહંભાવ, સ્પર્શ અને ભેદજ્ઞાન એ ત્રણે બાબતો સામન્યતઃ પશુ પક્ષીમાં માને છે, છતાં તે માટે યોનીઓનું પરિક્રમણ અને કર્મફળનું પરિણામ નથી માનતા, એ કેવું આશ્ચર્ય?

૧૧ ઇશ્વરજ ઇષ્ટ અથવા અનિષ્ટ માર્ગે દોરે છે, અને દેવતાઓ તે પ્રમાણે સામગ્રી તૈયાર કરી આપે છે. એ મંતવ્ય અન્યાય નહિ તો શું? જો એમજ હોય તો જીવ જવાબદાર નથી અને જ્યારે જ-

વાબદાર નથી તો તેને દુઃખ સુખ શા માટે થાય છે; આનો જવાબ 'અન્યાય' એ સીવાય કશો મળતો નથી. પાપનું અસ્તિત્વ ઇશ્વરથી અને માર્ગમાં દોરવનાર પણ ઇશ્વર, તો પછી ઇશ્વર જવાબદાર નહિ ઠરે તો બીજો કોણ ઠરશે? કીરાની અને કુરાની પણ આના જેવુંજ માને છે. પણ એ મંતવ્ય અયુકત છે.

૧૨ ઉપર જણાવેલ (ट) પ્રમાણે એ ઉપદેશકો આપણા દેશહીતૈષી છે કે હિતશત્રુ છે તેનો વિચાર વાચકોએ જ કરવો.

૧૩ ઉપર જણાવેલ (ठ) પ્રમાણે સ્વર્ગમાં મોહજાળ છે, અને સત સ્વરૂપ જણાતું નથી; એમ માનીને પરમાત્માનું દર્શન થવું માને છે એ કેવો કલ્પિત સિદ્ધાંત ! !

૧૪ જીવ, શિવરૂપ બની તેનો પરમાત્મામાં લય થાય તેનું નામ મોક્ષ એ મંતવ્ય કેમ બની શકે? કારણ કે જીવ ગતિવાન છે. બે ગતિવાન પદાર્થ કોઇ દિવસ એક થઇ શકતા નથી.

૧૫ અવતારી સર્વજ્ઞ હોય (ढ જુઓ), એમ લખવાનો હેતુ એ જણાય છે કે ઇસુખ્રીસ્તના વચન પ્રમાણ મનાય; અને ઇષ્ટ ઉદ્દેશ પાર પડે. પરંતુ વિચારશીલ બુદ્ધિમાન લોકો પરીક્ષામાં નહિ આવે ત્યાં સુધી કોઇનું વાક્ય પ્રમાણરૂપે માનતા નથી. અને સર્વજ્ઞત્વની જીવમાં અસિદ્ધિ છે એ ઉપર જણાવ્યું છે. માટે વાચકે તેના મંતવ્ય ઉપર ધ્યાન ન આપવું જોઇએ.

૧૬ ઉપર જણાવેલ (त) પ્રમાણે બ્લાવેટ્સ્કીનું ભવિષ્ય કથન પાર પડયું નથી, તોપછી તેણીના અન્ય લેખોની ગંભીરતા સંબંધી બુદ્ધિમાનો પોતેજ વિચારશે.

૧૭ ઉપર જણાવેલ (ख અને घ ) મંતવ્યમાં પરસ્પર કેટલો વિરોધ છે, એ વિચારશો તો તેઓનો લેખ બીલકુલ વિશ્વાસ પાત્ર ઠરશે નહિ. આકાશ ઉત્પત્તિવાન અને અનંત છે, એ લખવું કેટલું હાસ્યજનક છે? આત્માને પરમાત્માનો અંશ લખીને, પાછો આત્માને પરમાત્માનું કિરણ, કે પ્રતિબિંબ એમ લખે છે, એ કેવો વિરોધ ! ! માત્ર બાલચેષ્ટાવત છે.

૧૮ ઉપર જણાવેલ (ण) વિષયમાં જે જે વિષયો અજ્ઞાત લખ્યા છે તે ઉપરથી એમ ફલિત થાય છે કે આદ્ય જે સત, તપ,

અને જીવ તથા અંત જે મુક્તિ પરિણામ એ બંને બાબતની જેને ખબરે ન હોય તેના બીજા સિદ્ધાંત કે મંતવ્ય માની શકાય નહિ. હજી તો બ્રહ્મમાં વિદ્યા અને અવિદ્યા શું એનું પણ જ્ઞાન નથી તો પછી વિદ્યા અવિદ્યાના પરિણામ, અને વિદ્યાવડે જે જણાય તેને ઉદ્દેશી લખવાના કરેલા પ્રયત્ન, લેખ, ને મંતવ્ય કેમ મનાય ? નહિજ. માટે આર્યવર્ત વાસીઓએ એવા સિદ્ધાંતોમાં ભોળવાવું ન જોઇએ.

હવે એ સિદ્ધાંતિઓએ જે રીતે એમના વિચારોમાં વિકાસ ક્રમના સિદ્ધાંતની સહાય લઇ લખ્યું છે તે માટે બે શબ્દો બોલીશું.

A જીવ જ્યારે વિકાસ ક્રમ પ્રમાણે ખનીજ વગેરે યોનિઓ-દ્વારા ઉન્નતિમાં આવે છે, તો પછી જલદી ઉન્નતિ થવાને માટે જીવ પાસે મનસ તત્વ મોકલવાની ઇશ્વરને શી જરૂર પડી ? શા સારૂ વિકાસ ક્રમનો ભંગ કર્યો ? જો દયા માનીએ તો પૂર્વ કેમ દયા ન આવી ? ખનિજ વગેરે યોનીના જીવને શા માટે દુઃખથી મુક્ત ન કર્યા ?

B જેમ વિકાસ કર્માધીન આત્મા–બુદ્ધિ ને ખનીજ વિગેરે યોનીઓ પ્રાપ્ત થાય છે, તેમજ વિકાસક્રમાનુસાર મનુષ્ય (મનસ) ને તેવી યોની શા માટે પ્રાપ્ત નથી થતી ? એનું શું કારણ ?

C જીવ વિનાના જે કામતત્વ, મનુષ્ય યોની ધારણ કરે છે અને પ્રેતરૂપ થઇ જીવોને દુઃખ દે છે એ કલ્પનાના સંબન્ધમાં પણ વિકાસક્રમનો ભંગ થયો એમ કહી શકાય; કારણકે તેમના મંતવ્ય પ્રમાણે કામતત્વ. જ્યારે ઉન્નતિમાં આવશે, ત્યારે ખનીજ વગેરે યોનીમાં થઇ મનુષ્ય બનશે. એટલે બેવડો શ્રમ પડશે, જે વિકાસ ક્રમથી વિરૂદ્ધ છે.

D જે વસ્તુ આત્મા–બુદ્ધિ–મનસની ભોગ્ય થાય છે, તેજ જીવ રૂપે બનીને ભોકતા થાય; આ કયા પ્રકારનું તત્વજ્ઞાન ? કયા પ્રકારનો વિકાસ ક્રમ ? ભોકતા તે ભોગ્ય અને ભોગ્ય તે ભોકતા થઇ શકે નહિ એ નિયમ છે. એ નિયમ ન માનીએ તો જડવાદની પ્રાપ્તિ થવાની અને થીયોસોફીના મંતવ્યને જડવાદ કહેવો પડશે.

E જ્યારે વિકાસક્રમને આધાર તરીકે સ્વીકારે છે તો જીવની ઉન્નતિ માટે ઇશ્વર અને દેવતા વચ્ચે શા માટે પડે? આ તો વિકાસક્રમનો ભંગ થયો કહેવાશે. જેમકે—એક માણસ ચોરી કરવા જાય છે અને બીજો દાન આપવા જાય છે, તે દરમ્યાનમાં રાજા ચોરને અટકાવે, અને કોઇ દુષ્ટ દાન દેવામાં પ્રતિબંધક થાય તો તે બન્ને વિકાસક્રમના ભંગ કરનાર થયા એમ મનાય; કેમકે તે બન્ને કર્મો કરવા અને તેનો અનુભવ લેવો તે વિકાસક્રમાનુસારજ હતું. જો એ અટકાવ પણ વિકાસક્રમાનુસારજ છે, તો જેમ જીવને પહેલ વહેલાં તાત્વિક, વનસ્પતિ, પશુ, પક્ષી વગેરેની યોની બીજાના વચ્ચે પડયા વિના વિકાસક્રમાનુસારજ પ્રાપ્ત થયેલી છે, અને ત્હેને અનુસરીને દુ:ખ સુખાદિ દર્શાવવામાં આવ્યા છે, તો આ પ્રસંગે પણ પોતાની મેળે ચોર અને દાન કરનારની નિવૃત્તિ પ્રવૃત્તિ થાત. પણ લોકમાં જોઇએ છિયે કે એક બીજા એક બીજાની નિવૃત્તિ પ્રવૃત્તિના પ્રતિબંધ થઇ પડે છે. માટે એ વિકાસ ક્રમ પણ જીવના કર્માનુસાર માનવો પડે છે.

૨૦ અમારી સમજણમાં એમ આવે છે, કે થીઓસોફીકલ સોસાયટી અને તેના ઉપદેશકોના પ્રચારનું પરિણામ એ આવે કે આર્ય સંતાન ખ્રીસ્તિ થાય કે ન થાય પણ આર્યધર્મી ન રહે. જુઓ:—

A મૂર્તિ એટલા માટે પૂજવા કહે છે કે પ્રતિષ્ઠાની વખતે તેમાં શ્રેષ્ટ પુરૂષોની ઓરા આવે છે તે ત્હમને મળે.

B ગંગા તીર્થમાં એટલા માટે નહાવા કહે છે કે હીમાલયમાં રહેલા માહાત્માઓની ઓરા જલદ્વારા આવે છે તે મળે.

C શ્રાદ્ધ એટલા માટે કરવું કે જીવ વિનાના જે છાયાશરીરો અને કામ તત્ત્વ છે તે માણસને દુ:ખ દે છે તેનો નાશ થાય.

D ઇત્યાદિ.

હવે ઉપર લખેલી ત્રણ વાતોનું પરિણામ એ આવે છે કે, મૂર્તિ જે ભાવે હીંદુઓ પૂજે છે, જે ભાવે હિંદુઓ તીર્થ કરે છે અને જે ભાવે શ્રાદ્ધ કરે છે, તે ધર્મભાવ ન રહે અને તે ત્રણ વાતોમાં

દ્રવ્ય અને કાળનો વ્યર્થ વ્યય થાય, છતાં અમે હિંદુ ધર્મના બોધક છીએ એમ લોકો માનીને અમારામાં રૂચી કરે એવો ડોળ બ્હાર રાખે છે, ઇત્યાદિ ઘણી કળાબાજી (પોલીસીઓ) જણાય છે ×

મૂર્તિની પ્રતિષ્ટા વખતે શ્રેષ્ટોની ઓરા મૂર્તિમાં આવે છે, એમ સ્વીકારીએ તો તે સમયેના નઠારા માણસોની પણ મૂર્તિમાં ઓરા આવે, અને પૂજા કરતી વખતે પણ નઠારા માણસોની નિત્ય તેમાં ઓરા આવે એમ માનવું પડે છે. એટલે ઉક્ત મંતવ્ય અને ત્હેનું લાભ કથન સમીચીન નથી.

તેમજ જો ગંગામાં હીમાયલના મહાત્માની ઓરા આવતી હોય, તો ખરાબ વનસ્પતિઓની અસર પણ ત્હેના જળમાં આવે છે, અને જે નઠારા માણસો તેમાં ન્હાય છે તેની નઠારી ઓરા પણ તેમાં દાખલ થાય છે, એ પણ માનવું પડશે. માટે ઉક્ત મંતવ્ય અને લાભ કથન અમાન્ય છે.

તેમજ જ્યારે આપણા પિતૃ અગર દેવતાઓને શ્રાદ્ધનું ફળ નથી મળતું, તો છાયાશરીર અને કામરૂપી પ્રેતોને અમારા કરેલાં શ્રાદ્ધનું ફળ કેમ મળવાનું, કેમકે અમારો ને તમનો કશો સંબંધ નથી; અમે ત્હેમનું કશું બુરૂં કીધું નથી. તોપછી તેઓ અમને શા માટે દુઃખ દે છે? થીયોસોફીના દેવતા અને ઇશ્વર ત્હેને અટકાવી કેમ ન્યાયી નથી નીવડતા? ઇત્યાદિ. આવી રીતે ઉક્ત મંતવ્ય અસિદ્ધ છે. દૂષિત પણ છે. છતાં પણ આશ્ચર્ય એ છે કે ઘણાક મનુષ્યો તે નેતાઓના પૂજક બની જાય છે, અને પોતાના આર્ય ધર્મથી ભ્રષ્ટ અને પતિત થાય છે. અફસોસ!

૨૧ થીઓસોફી અને તેનાં ઉપદેષ્ટાઓનો મત આર્ય ધર્માનુસાર નથી એ વાત, જ્યારે તે સોસાયટી આર્યાવર્ત્તમાં પહેલાવહેલી આવી ત્યારેજ આર્યસમાજે સારી પેઠે સમજી લીધી હતી, અને એ થીઓસોફી વેદ અને જગતકર્ત્તા–એક ઇશ્વરને નથી માનતી એ વાત પ્રસિધ્ધ કીધી હતી, છતાં હીંદુઓનો ગાડરીયા પ્રવાહનો સ્વભાવ છે, અન અજ્ઞાન અને સ્વાર્થમાં ફસાયેલા છે તેથી તે

× એના વધારે ખુલાસા 'થીઓસોફી તંત્ર' માં પ્રસિદ્ધ છે.

વાતને જુદી માનીને, એ સોસાયટી હીંદુ ધર્માનુસાર છે એમ માની તેમાં દાખલ થયા. હવે પચ્ચીસ વર્ષ પછી હીંદુઓ (સનાતનધર્મી-અસલી વિચારવાળા) ને પણ જણાયું કે એ સોસાયટી અને તેના નેતાઓ હીંદુ ધર્માનુસારી નથી. અને આનું પરિણામ ત્હેમની સ્થાપેલી કોલેજ તેમજ મંડળમાં માલમ પડે છે.

ઉપર જણાવેલ (ख) અને (ग) મંતવ્યો તથા (ण) નિશાની વાળા વિચારમાં તેઓનું અજ્ઞાન તે એ સ્પષ્ટ પ્રતીત કરાવે છે કે થી. સો. એ વેદ, ઇશ્વર, ઉપનિષદ્ અને હિંદુઓના શાસ્ત્રને યોગ્ય ઉચ્ચ દ્રષ્ટિથી અવલોકતી નથી. અને ઇસુખ્રિસ્તને રામથી વધારે કૃષ્ણસમાન મહા વિષ્ણુનો અવતાર માને છે. તેમ વેદ ધર્મનાશક બૌદ્ધ ધર્મને મનાવવા પ્રયાસ કરે છે. અને હિંદુ ધર્મના સિદ્ધાંત—વર્ણાશ્રમને સ્વીકારતી નથી. અને અનેક ઇશ્વર માને છે. (એટલે થી. સો. હિંદુ ધર્માનુસારિણી નથી.)

હિંદુ ધર્મ, વેદ, ઉપનિષદોને સ્વતઃ પ્રમાણ માને છે, જગતકર્ત્તા એક ઇશ્વર સ્વીકારે છે, જીવને અનાદિ માને છે, જીવને તેના કર્માનુસાર યોનીઓ પ્રાપ્ત થાય છે એટલે પશુ પક્ષીથી મનુષ્ય યોનીમાં અને મનુષ્યથી યોનીથી પશુ, પક્ષી યોનીમાં પ્રાપ્ત થવાનું માને છે. પણ થીયોસોફી તેવું બીલકુલ માનતી નથી. હીંદુ ધર્મ, જીવને અનાદિ તત્વ માને છે. થીઓસોફી બુદ્ધિ—આત્મા અને મનસ એ ત્રણે મિશ્રણને જીવ માને છે. હિંદુ ધર્મ, સૃષ્ટિ રચાયાનો હેતુ જીવના કર્મ માને છે. થીઓસોફી તેનો હેતુ વિકાસ ક્રમ માને છે. હિંદુ ધર્મ શ્રુતિને સ્વતઃ પ્રમાણ તથા ઇશ્વરને નિમિત્ત કારણ અને માયાને ઉપાદાન કારણ માને છે, થીઓસોફી તેમ માનતી નથી. હિંદુધર્મ ઇસુખ્રીસ્તને મહા વિષ્ણુનો અવતાર માનતો નથી. થીઓસોફી ઇસુખ્રિસ્તને મહા વિષ્ણુનો અવતાર માને છે. આવી રીતે હિંદુધર્મ અને થીઓસોફીના મંતવ્યમાં અતિશય ભેદ છે, છતાં અંગ્રેજી સંસ્કાર પામેલા પણ કેટલાક હીંદુભાઇઓ હજી સુધી તેના પ્રતિ વળગે છે. આનું કારણ એટલુંજ જણાય છે કે તેઓમાં પોતાના સનાતન ધર્મન જ્ઞાતા નથી, અને મોહ. તેટલા માટે સુચવવાનું કે તેઓએ પોતાના વેદ, ઉપનિષદ્ અને ષડ્ શાસ્ત્રોનું અવલોકન કરવા શ્રમ

સેવા, અને મોહને ખાતર થીઓસોફીસ્ટ એ અંગ્રેજી છાપની મહત્વના લેશ ન માનવી, પણ આર્યધર્મી રહેવું. થીઓસોફીસ્ટ થવાની ઇચ્છા થાય તે પહેલાં "ધી થીઓસોફી એન્ડ ઇટસ હિસ્ટ્રી" (થીઓસોફીની તપાસ અને ઇતિહાસ). અને* "Wno is Mrs Beasant? And why has she come to India" (મિસીસ એનીબીસાન્ટ કોણ છે, અને હિંદમાં શાસારૂ આવી?) એ બે પુસ્તકો વાંચવા.* આથી સર્વ રહસ્ય જણાઇ જશે તેમજ આર્ય ધર્મની મહતતા વિચારી ત્હેમનો ત્યાગ કરી અન્ય ધર્મ તરફ આકર્ષણ જ નહી થાય.

(શંકા) હિંદુઓના ધર્મ ગ્રંથોમાં પણ મત ભેદ છે, તોપછી થીઓસોફી તે ગ્રંથોમાંથી અમુક અવતરણો પુષ્ટિ માટે લઇને પોતાને હિંદુધર્માનુકૂલ માને અથવા કહે તો તેમાં શું દોષ?

(સમાધાન) આર્ય ધર્મના બોધક જે મૂળ ગ્રંથો (વેદ, ઉપનિષદ મનુ સ્મૃતિ વગેરે) છે તેમાં મતભેદ નથી, પણ અધીકારાનુસાર ઉપદેશ છે. અને તેના અર્થો પૂર્વાપર સંગતિ વિચારી કરવાથી સમન્વય થઇ શકે છે. જો કોઇ પૂર્વાપરની સંગતી વિચાર્યા વિના ગ્રંથનું અમુક અવતરણ લઇને કોઇ વાત સિદ્ધ કરવા માંગે તો તે અમાન્ય છે. હાલમાં કિરાની, કુરાની, ઇરાની, પુરાણી અને થીઓસોફી, હિંદુઓની તેમના સિદ્ધાંત પ્રતિ રૂચી ઉત્પન કરવા ત્હેના ગ્રંથોમાંથી પોતાને અનુકુલ પડે તેવા વાકયો લઇને સાક્ષી આપે છે, અને પોતાના મંતવ્યના વિરોધી નિષેધક વાકયો લઇને હિંદુ ધર્મમાં અરૂચી ઉત્પન્ન કરે છે. પરંતુ જો વાંચક, શોધક તે વાકયના પૂર્વાપર સંગતિ અને ગ્રંથનો આશય વિચારશે તો મ્હોટે ભાગે તે અવતરણોનો આશય બીજો જણાશે. બાકી ઇંગ્રેજીમાં થયેલાં ભાષાંતરો પણ યથાર્થ નથી. એમ માલુમ પડશે. દષ્ટાંત તરીકે ઉપનિષદોમાં બ્રહ્મને નિર્ગુણ, નિષ્કલંક, નિષ્ક્રિય અને નિરીહ (ઇચ્છારહિત) કહેલ

---

* અને પ્રસિદ્ધ ગ્રંથ 'અદ્વૈતાદર્શ' (હિંદીમા છે) તથા 'થીયોસોફી તંત્ર' ગુજરાતીમાં છે એ અવશ્ય વાંચવા; કેમકે તે વાંચવાથી સત્ અસત્ જાણીને તેના અસત્ મંતવ્યથી બચી જશો.

છે તથા જગતકર્ત્તા, ધર્તા, હર્તા છે, એમ પણ જણાવ્યું છે. આ વિરોધી દેખાતાં વાકયોની યોગ્ય વ્યવસ્થા થઇ શકે છે, છતાં અવતરણ કરનાર આ મર્મને જાણતા નથી તેથી પોતાને અનુકુલ જે વાકય હોય તે લઇને સાક્ષી આપે છે, માટે એ સાક્ષી અમાન્ય છે. એવીજ રીતે થિઓસોફીના ગ્રંથો, પોતાને અનુકુળ વાકય લઇને હિંદુઓની રૂચીને પોતા તરફ ખેંચે છે. માટે તે રીતે અમાન્ય છે એટલે વાચકે મુળ ગ્રંથ જોયા વિના તે આશય માની લેવો ન જોઇએ. તથા હિંદુ ધર્મના પ્રાચીન ગ્રંથોથી ઇતર આધુનિક ગ્રંથોના વાકયપર આધાર રાખવો ઉચિત નથી.

પહેલા એમ મનાતું હતું કે થિઓસોફી, ઇંગ્રેજી ભણેલા હિંદુઓને ખ્રીસ્તિ થતા કે નાસ્તિક થતી અટકાવે છે, પણ હવે ત્હેનો આંતર હેતુ ખુલ્લો થતાં એમ મનાય છે કે તે આર્યવર્તમાં ભૂત પ્રેત, મંત્ર જંત્ર, જાદુ, કીમીઓ વિગેરે વ્હેમો વધારે છે; એક રીતે જાણે પ્રજાને નિર્માલ્ય કરે છે; દેશોન્નતિને પ્રતિબંધક છે, તથા એથી થયેલી ઉન્નતિ ઉપર પણ પાણી ફરે છે, આર્યધર્માભિમાનીએ આ બધું વિચારી ત્હેનાથી દુર રહેવું એજ ઇષ્ટ છે. *

## ‡ દેશોન્નતિ વિચાર.

૮૦ પ્રશ્ન—વર્તમાનમાં નામાંકિત પુરૂષો દેશોન્નતિ કરવા તત્પર થયા છે, તો વર્તમાનના દેશકાલ સ્થિતિ જોતાં તે સંબંધમાં તમે શું મત ધરાવો છો?

---

* ઉકત મંડળના નેતાઓ (લીડરો) ના દ્રષ્ટિભેદનું સાચું સ્વરૂપ સમજાતાં બનારસની સેંટ્રલ હિંદુ કોલેજ તેના અધિકારમાંથી બહાર ગઇ. અને આ દશકામાં બીજું રૂપ આવવા માંડયું છે, તે હીંદુ મંડળ જાણે છે.

‡ દેશોનતિ એટલે શું? શારીરિક, માનસિક સુખની પ્રાપ્તિ કે સ્વાધિકારાનુસાર જોઇતી સામગ્રી પ્રાપ્ત થવી, કે ધર્મ, અર્થ, કામ, મોક્ષની સિદ્ધિ થવી તે, વિગેરે અનેક પ્રકારના ત્રીસેક લક્ષણ બની શકે છે. આ સર્વના વિસ્તારપૂર્વક વિવેચન માટે 'અદ્વૈતાદર્શ' પુસ્તક જોવું.

૯૦ ઉત્તર–પ્રત્યેક વ્યક્તિની ઉન્નતિ એનો સામાન્ય અર્થ એવો છે કે ત્હેની શારીરિક, માનસિક સુખની પ્રાપ્તિ અને તે પ્રાપ્તિ કરવા માટેના સર્વ સાધનોની સિદ્ધિ તેમજ ધર્મ, અર્થ કામ અને મોક્ષની પ્રાપ્તિ કરવી તે. આ ઉન્નતિ સંસારમાં પરસ્પર એક બીજાને આધીન રહેલી છે. જેવી રીતે એક શરીરના અવયવો પરસ્પરમાં પરસ્પરનું પાલન કરે છે અને એક બીજાની રક્ષા વિના સમસ્ત શરીરની વૃદ્ધિ ઉન્નતિ યથાયોગ્ય થઇ શકતી નથી, તેમજ સમસ્ત દેશની ઉન્નતિ બાબતમાં સમજવું. જેવી રીતે દરેક અવયવની રક્ષાથી શરીર રક્ષા થાય છે, અને પ્રત્યેક શરીર રક્ષાથી દરેક અવયવની રક્ષા થાય છે તેવીજ રીતે પ્રત્યેક વ્યક્તિની ઉન્નતિમાં સમસ્ત પ્રજાની અને દેશની ઉન્નતિ, અને સમસ્ત પ્રજા જીવન અને દેશની ઉન્નતિમાં પ્રત્યેક વ્યક્તિની ઉન્નતિ સમાયલી છે. પરસ્પરના બંધુભાવ, સંપ અને સહાયક બળથી આની સિદ્ધિ થઇ શકે છે.

ઐતિહાસિક દ્રષ્ટિથી વિચાર કરીશું તો આર્યાવર્ત એક કાળે ઉન્નતિને પરમ શિખરે હતો. ત્યાર પછી કાળબળે અનેક પરિવર્તનો થયાં. મધ્ય યુગમાં મુસલ્માનોના આક્રમણ થયાં અને તેઓ આવી વસ્યા. એ સમયમાં અનેક કારણોને લીધે ત્હેમનું અતિ પ્રાબલ્ય હોવા છતાં તેમજ બલાત્કારે હિંદુઓને ઇસલામ ધર્મી બનાવવાનો પ્રયત્ન કર્યાં છતાં તેઓ ઘણે અંશે નિષ્ફળ નીવડયા અને હિંદુધર્મ કેવળ નષ્ટ ન થયો. તાત્પર્ય કે જબરજસ્તિથી મન ગમતું કાર્ય થાય એ કુદરતના ક્રમમાં શક્ય નથી.

વર્તમાનમાં જો આર્યાવર્તની પરિસ્થિતિનો વિચાર કરીને સર્વ દ્રષ્ટિએ એનું સ્વરૂપ તપાસીશું તો અતિશય ખેદકારક-દુ:ખદ લાગણી થયા વિના રહેતી નથી. હતાશ બની જવાય છે. આર્યપ્રજામાં નિર્જીવ, પાયા વિનાની માન્યતાઓને આધારે, તેમજ નૈતિક નિર્બળતા ને વહેમને આધારે એટલા બધા ન્હાના ન્હાના ધર્મો ગુચ્છળાં જેવા વીંટળાઇ વળ્યા છે અને દઢિભૂત થયલા છે કે

જગતની અન્ય પ્રજાની સાથે સરખામણી કરતાં કેવળ નિરાશ બની જવાય છે. અહીંના અજ્ઞ, ધર્મહઠી, અને ધર્મને નામે સ્વાર્થ સિદ્ધ કરનારા એકદેશી મનુષ્યો ઉન્નતિમાં અવરોધક બની પ્રગતિને પ્રતિબંધકજ થાય છે. આવે સમયે જેઓ વિદ્વાન, બુદ્ધિમાન, ઉત્સાહી આત્માઓ છે તેમનો ધર્મ છે કે તેમણે સત્યની અને પ્રેમની અંતર્દષ્ટિ રાખી જનહિતાર્થે યથાશક્તિ પ્રયત્નો કરવા. સર્વ કોઇ મહાપુરૂષ હોતા નથી તેથી દેશના દયાળુ બુદ્ધિમાન અગ્રગણ્ય નેતા અને દ્દષ્ટા પુરૂષો કર્તવ્ય પરાયણ થયા શિવાય સામાન્ય જનમંડળ પરાધીન ને દુઃખિત રહે છે. બળવાન રાજ્ય અને મહાવિદ્વાન વગર, વર્ણાશ્રમ ધર્મના આચાર વિચાર, ઉત્તમ મર્યાદા, અને સુખપ્રદ જ્ઞાતિ તથા રાજ્યનીતિ પ્રવર્તી કે નભી શકે નહીં. અને એ બન્ને સાધનો દેશોન્નતિ (સામાજિક લાભ પ્રાપ્તિ) વિના પ્રાપ્ત થઇ શકતાં નથી. બાકી જ્યાં સુધી ગપ્પાં મારવામાં મિથ્યા કાળક્ષેપ કરવામાં આવે, મોહ, દ્વેષ, મિથ્યાભિમાન, પરસ્પરની નિંદા ને તિરસ્કાર, સામર્થ્ય છતાં પણ દેશી બંધુઓને ઉત્તેજન ન આપવું, વિદેશી વસ્તુ પ્રતિ મોહ રાખી ઉત્તેજન આપવું, માત્ર પ્રારબ્ધવાદિ બની પેટ પૂરતાથી સહેજ પણ અધિક માટે ઉદ્યમ ન કરવો, વિદ્યા ન ભણવી, હુન્નરકલાનું જ્ઞાન પ્રાપ્ત ન કરવું, ખેતી, વ્યાપાર, સેના અને રાજ્યવિદ્યા ન શીખવી વ્યર્થ આભડછેટમાં અંજાયા કરવું, સત્સંગ ન કરવો, દંભીઓની પૂજા કરવી, મૂર્ખોની સંગત રાખવી, આપસ્વાર્થ પર દ્દષ્ટિ રાખવી, પ્રપંચ અને અધર્મમાં ફસાવું, અબ્રહ્મચર્ય, બાળલગ્ન, ભિક્ષાવૃત્તિ, ગુણવાનો ને મદદ ન આપવી કિંતુ તેનો અનાદર કરવો, બાળક અને સ્ત્રીઓને સુશિક્ષિત ન કરવાં, એક બીજાના ધર્મપ્રતિ તિરસ્કાર રાખવો, ઇત્યાદિ દોષોમાંથી સામાન્ય પ્રજાજન મુક્ત ન થાય અને સમુદાય રૂપે સંપની વૃદ્ધિ ન થાય, તેમજ આર્યદેશનો હિતેચ્છુ તેજ આર્ય, એવી માન્યતા સામાન્ય રીતે પ્રત્યેક વ્યક્તિમાં જ્યાં સુધી દ્દઢતાથી ન બંધાય ત્યાં સુધી દેશોદય થવો સંભવિત નથી. પ્રજાકીય ભાવના તરફેનું ઐક્ય એ વગર આર્ય પ્રજાની ઉન્નતિ શક્ય નથી આ કંઇ એક છૂટી વ્યક્તિથી થઇ શકે તેવું કાર્ય નથી. ધર્મમંડળ, જ્ઞાતિમંડળ, રૂઢીમંડળ, સંપની વૃદ્ધિ કરનાર મંડળ, ઉદ્યોગ હુન્નરની

ખીલવણી માટેના મંડળ અને રાજ્ય સભા, વિગેરે વિવિધ મંડળો અને સમાજો પરસ્પરમાં પ્રેમ અને સંપ રાખી, ઉદારતા રાખી વિચારોનો વિનિમય કરી દેશહિતાર્થે તન, મન, ધનવડે પ્રવૃત્તિઓ કરે તો વર્તમાનમાં દેશ જે આચાર, વિચાર ને સર્વ રીતે નિર્બળ બની પ્રત્યેક રીતે પરાધીન બની રહ્યો છે તેમાંથી મુકત થઇ ઉચ્ચ સ્થિતિ પ્રાપ્ત કરે. હજી એ સંબન્ધમાં કેટલાંક અગત્યના વિવેચનની જરૂર છે.

(૧) પ્રથમ તો પ્રત્યેક પ્રજાની ઉન્નતિ તેના વાસ્તવિક સ્વરૂપમાં તેમજ ચિર સ્થાયીપણે ટકવા માટે ધર્મબળ એ પરમ આવશ્યક તત્વ છે. ધર્મબળ શિવાયની ઉન્નતિ સંપૂર્ણ થઇ શકતી નથી. ધર્મબળ વિના પ્રેમ અને સંપ હોતો નથી. અને તે વગર સુખ મળતું નથી. નિદાન આ દેશમાં એક ધર્મનું પ્રસારણ, એ સંપ થવાનું મુખ્ય કારણ છે. એક ધર્મભાવનાથી એક નેશન તરીકેની ભાવના, પ્રજાકીય ભાવના સરલતાથી સબળ બને છે. વર્તમાનમાં યૂરોપી રાજ્યો અને પૂર્વ કાળની બુદ્ધની એક ધર્મભાવના એ એક પ્રજા તરીકે બનાવવાને બળવાન અસર કરી હતી તોપણ વર્તમાનમાં જે રૂઢિના ચિલા ને દંભો ચાલે છે એવા ધર્મોનું ધર્મબળ નહીં, પણ જીવનમાં ધાર્મિકતા આવવી જોઇએ. કુસંપ અને કલેશવર્ધક ધર્મને નામે બંધાયલા ન્હાના ન્હાના કુંડાલા યોગ્ય વિચારોનો વિનિમય કરીને તેમજ સામ, દામ, દંડ, ભેદે કરી વ્યવહારિક દષ્ટિ રાખી નષ્ટ કરવાં જોઇએ. પ્રજાકીય જીવન નીતિ અને ધર્મના તાત્વિક રહસ્યની જ્ઞાનમયતાના એક ધર્મમાં યોજાવું જોઇએ. પ્રત્યેક મતપંથ ને સંપ્રદાયના ધર્મગુરૂઓ તો પ્રત્યેક વ્યકિતના, પોતાના તે સમસ્ત દેશના અભ્યુદય માટે દુરાગ્રહ દૂર કરી આત્મ ભોગ આપી, સભા, પરિષદ, ને સંઘદ્વારા એકમત થઇ એક એવા ઉદાર ધર્મનું સ્થાપન કરી તેવું શિક્ષણ આપવા પ્રયત્ન કરવો જોઇએ. જ્યારે દેશના બ્રાહ્મણો અને સાધુઓ પોતાના પૂર્વજોના ગૌરવનું સ્મરણ કરી સદ્ગુણી, પરોપકારી, વિદ્વાન થઇ સ્વાર્થ રહિત બની સત્યાનુરાગી થશે અને દેશકાલાનુસાર ધર્મ માર્ગે વર્તશે ત્યારેજ આર્યપ્રજાનો અભ્યુદય થશે. સત્યજ કહ્યું છે કે જ્યાં આગળ શુદ્ધ સાધુ અને શુદ્ધ બ્રાહ્મણોનો જય છે ત્યાંજ અજ્ઞાન અને ભય નાશ પામે છે.

(૨) કદાચ વિદેશી ધર્મીઓના મારને લીધે અગર આકર્ષણ કે આકકતરા દબાણને લીધે—કે ગમે તે કારણે, ઉપર જણાવ્યા મુજબ જો પ્રજામાં એક ધર્મીપણું ન આવે, તો, જેટલા પ્રચલિત પંથ, સંપ્રદાય, મંતવ્ય મજહબ, ધર્મો વિગેરે છે તેઓની જન્મ, મરણ, વિવાહ વિગેરેની ક્રિયાની તેમ તેઓના તીલક, છાપા, કંઠી વિગેરે સંપ્રદાય કે પંથ દર્શક સંજ્ઞા માટે ઉપેક્ષા કરવી. અને ઉદાર દષ્ટિ રાખી ત્હેના ખંડન મંડનમાં ન ઉતરતાં, સહિષ્ણુતાની વૃત્તિ રાખવી; તેમજ આત્મભોગ આપી, પ્રેમ અને સંપ વધારવાનો ઉદ્દેશ રાખવાથી પણ પ્રજા તરીકે રક્ષા થઇ શકે છે. દષ્ટાંત તરીકે એકજ શરીરના અવયવો ભિન્ન ભિન્ન આકૃતિના અને ભિન્ન ભિન્ન કર્તવ્યો માટે યોજાયલા છે છતાં પરસ્પરને પોષક બની શરીરની ઉન્નતિમાં સાધક બને છે.

(क) વળી તેવીજ રીતે ખ્રિસ્તી, હિંદુ, મુસલ્માન, જૈન, વૈષ્ણવ વિગેરે અનેક વિરૂદ્ધ ધર્મવાળા હોવા છતાં વ્યાપાર ઉદ્યોગની પ્રવૃત્તિમાં સહકારી બની પરસ્પરમાં દ્વેષ વિના લાભહાની પ્રાપ્ત કરે છે. અહીં કદાચ શંકા થશે કે આવી રીતે ધર્મો ભિન્ન છતાં સહકારે રહી લાભહાની કેમ પ્રાપ્ત કરી શકતાં હશે. તો સમાધાન એ છે કે અન્યો અન્યના ધર્મો, ધર્મક્રિયા, ખાનપાનાદિ ભેદોને વચમાં આવવા દેતા નથી. અતિરસ્કાર દષ્ટિ રાખી વ્યવહારમાં સામાન્ય પ્રજાની લાભહાનીમાં ભાગદાયી બની શકે છે.

(ख) નિશાળોમાં અનેક ધર્મી વિદ્યાર્થીઓમાં જે પ્રેમ અને માયા જોવામાં આવે છે તેવા પ્રેમ, માયા તો એક કુટુમ્બમાં પણ ભાગ્યેજ જોવામાં આવે છે.

(ग) એક હિંદુના નવીન તરતના જન્મેલાં બાળકને જો મુસલમાન ધર્મી સ્ત્રીના ખોળામાં ઉછેર્યો હોય અને તેવાજ મુસલ્માન પુત્રને હિંદુસ્ત્રીના ખોળામાં રાખી ઉછેરવામાં આવ્યો હોય તો હિંદુનું બાળક વેદ ધર્મ વીરોધી અને હિંસક થશે, અને મુસલ્માન પુત્ર વેદ ધર્મી અને ગૌપાલક થશે. આ સંસ્કારનું પ્રાબલ્ય દર્શાવે છે.

તાત્પર્ય એ છે કે પ્રચલિત કલ્પિત ધર્મ મત, પંથ, વિશ્વાસ, અને સંસ્કારાધીન હોય છે. તેવાંજ ધર્મ—પંથની ક્રિયા સંકેત અને

ભેદ જાણવાં. આ એક પ્રકારના શિક્ષણનું પરિણામ છે. તેટલા માટે ત્હેને આધીન થવું અથવા અન્ય ધર્મથી દ્વેષ રાખવો અથવા ત્હેનો તિરસ્કાર કરવો એ ભૂલ ભરેલી માન્યતા છે.

(ઘ) ઉપરના દ્રષ્ટાંતોપરથી સમજાશે કે ઉદારતા, સહિષ્ણુતા અને આત્મભાવ રાખી કોઇ પણ ધર્મને વચમાં ન લેતાં તટસ્થતા જાળવવાથી પ્રજાકીય ભાવના કેળવી શકાય છે અને દેશોન્નતિ સાધી શકાય છે. અર્થાત ધર્મના ભેદો એ દેશોન્નતિમાં બાધકજ છે એવું નથી.

(ચ) પ્રજાનો જે વર્ગ સ્વાર્થી છે અને માત્ર ધર્મને નામે ભિક્ષાવૃત્તિપર જ જીવે છે અને મોજ શોખ માણે છે તેઓ જો આવી ઉન્નતિની આડે આવી વિઘ્નકારક બને તો ત્હેમની સ્ત્રી અને બાળકોને સંસ્કારી કરવાં. તેમની સાથે કટુવાણી અને ખંડન મંડન ન કરતાં માત્ર યોગ્ય પ્રયત્નો દ્વારા સમજાવી વિચારો વાળવા તરફ પ્રવૃત્તિ કરવાથી તેઓના અનિષ્ટ મૂળને નિર્મૂળ કરી શકાશે. ત્હેમની ભિક્ષાવૃતિને ઉત્તેજન નહીં આપતાં ત્હેમને ધંધા ઉદ્યોગ પ્રતિ વાળવા. આમ કરવાથી તેઓ સ્વમાની થઇ વિઘ્ન રૂપ થશે નહીં. કારણ કે અર્થપ્રાપ્તિ થતાં ત્હેમનો મૂલ ઉદ્દેશ સચવાય છે, અને ઉદર નિર્વાહમાં વાંધો આવતો નથી. અર્થાત તેઓની સામાન્ય ઉન્નતિ થઇ શકે છે.

પણ અહીં વિચાર થશે કે આ બધું બને શી રીતે, અને આ વિચાર શી રીતે અમલમાં આવી શકે ? તો ઉત્તર એજ કે સર્વેએ પરિષદના રૂપમાં એકત્ર મળી વિચાર કરવો, અને આ સંસાર સુધારાની પરિષદની ઘટનાનું બંધારણ વધુ ઉદાર રાખવું, સર્વ પ્રકારના વિચાર ધરાવનારા મનુષ્યોને ત્હેમાં આવવા દેવા, એમ કરતાં ઉપર દર્શિત વિચાર ધરાવનારા ઉપદેશકો તૈયાર કરવા, તેઓદ્વારા લોકમત કેળવવા પ્રયત્ન કરવો. આવી રીતે ધર્મ અને પંથથી તટસ્થ રહી ઇષ્ટ ઉદ્દેશ પાર પડી શકશે.

અહીં એક વાતનું સ્મરણ રાખવાની જરૂર છે. ઉન્નતિના અંતિમ સાધ્ય સંબન્ધી મતભેદ નથી હોતો છતાં તે પ્રાપ્ત કરવાના માર્ગ સંબન્ધી વિદ્વાનોમાં અનેક મતભેદ જોવામાં આવે છે.

(૧) કોઇ એવો હોય છે કે વ્યવહારમાં સામાન્ય જનસમાજ યોગ્ય છે કે કેમ, પોતાના વિચારથી સુધરશે કે બગડશે, અમલમાં મૂકવાની યોગ્યતા પ્રજામાં છે કે કેમ, તે વાતના પૂર્ણ વિચાર વગર કેવળ સત્યપરજ જાય છે. અને નવીન યુવાનોને પણ સંસાર તરફ વિરાગ વૃત્તિ આવે એવો બોધ કરે છે.

૨ કોઇ એવો હોવા સંભવ હોય છે કે છલ, કપટ, આદિ દ્વારા ઉન્નતિ સધાતી હોય તો તેવા સાધનોને પણ આદર આપે છે. આથી સામાન્ય જનમંડળમાં અનીતિ ને અધર્મ વધે છે એ વાતની વિસ્મૃતિ થાય છે.

૩ કેટલાક એવા કુશળ માનસિક સમૃદ્ધિના, અને વિચક્ષણ યોજક હોય છે કે સત્યને નીતિને ન મૂકતાં દેશ કાલોચિત સ્થિતિ, અધિકાર વિગેરેની તુલના કરી સામાન્ય જનસમાજને પ્રજાકીય બાબદમાં કેળવવાની પ્રધાન દષ્ટિ રાખી ઉપદેશે છે. અને દેશહિત સાધે છે.

૪ કોઇ પ્રાચીનને જ માત્ર અબાધિત વળગી રહે છે. અને સાથે નવીન સંસર્ગો ને સંબન્ધોને લીધે જે દેશ, કાલ, સ્થિતિની રચના થઇ છે તેની અવગણના કરી નવીનને ધીકકારે છે.

૫ કોઇ માત્ર નવીનને વળગી પ્રાચીનની અવગણના કરી મૃતશરીરવત્ ફેંકી દે છે.

(૬) કોઇ દેશ, કાળ, સ્થિતિ અને અધિકાર, આ સર્વ બાબતનો વિચાર કરી, પ્રાચીન અર્વાચીન સર્વમાંથી જે ઉન્નતિકારક સત્ય હોય તેવું સંગ્રહિ બન્નેનો સુયોગ સાધી કાલાનુસાર ઉપયોગમાં લઇ ઇષ્ટ સિદ્ધિ માટે પ્રયત્ન કરે છે. વિગેરે અનેક પ્રકારના મનુષ્યો હોય છે. આમાં જે ત્રીજા પ્રકારના ને છેવટે છઠ્ઠા પ્રકારના મનુષ્યો જણાવેલા છે તે વધુ ઉન્નતિ સાધક થઇ શકે એમ લાગે છે. અંતિમ ઉદ્દેશ તો એક હોઇ શકે છે. પણ તે સાધવા માટે સંપ અને ઐકયતા વર્ધક પ્રયત્નો હોવા જોઇએ. આ સર્વ માત્ર વિચારો કરવાથી કે ઉપદેશ્યાથી નહિ પણ ક્રિયામાં મૂકવાથીજ ઉન્નતિ થઇ

શકે છે. ક્રિયા વગરની વાચાલતા નકામી છે, નિરૂપયોગી છે. *

## * પ્રાસંગિક વીચાર.

આપણે જ્યારે ઉન્નતિ અવનતિનો પ્રશ્ન વિચારીયે છીએ ત્યારે આપણી પ્રજાની અવનતિ થવાનાં કારણોનો પણ કેટલોક વિચાર કરવાનો છે. એ કારણોમાં દેશની પ્રાકૃતિક સ્થિતિ વર્તમાનના હિંદુવાસીઓથી કેટલે અંશે પ્રતિકૂલ છે ત્હેનો વિચાર કરીશું કારણ કે.

क દેશના કોઇ ભાગમાં પ્રકૃતિની સામગ્રી અને સૃષ્ટિ રચના એવી સુંદર, રમ્ય, મોહક અને આશ્ચર્યકારક હોય છે કે ત્યાંના મનુષ્યો ત્હેની રમ્યતામાં મુગ્ધ બની વિસ્મય પામે છે અને વિશેષ પ્રવૃત્તિ કરી શકતા નથી. (જેમકે ઉત્તરાખંડનો ભાગ).

ख કોઇ દેશમાં પ્રકૃતિની સામગ્રી એવી ભયંકર હોય છે કે ત્યાંના મનુષ્યો વિશેષ પ્રવૃત્તિમાં ફાવી શકતા નથી. (જેમકે આફ્રીકા, ઓસ્ટ્રેલીયાનો મધ્ય ભાગ).

ग કેટલાક દેશમાં મનુષ્યોની જોઇતી ઉદર નિર્વાહના જરૂરીયાતો પાર પડે તેવી ભૂમિ અને સામગ્રી હોતી નથી તેથી ત્યાંના રહેવાશીઓને પુરૂષાર્થ કરવાની અને સંપ રાખવાની સ્વાભાવિક જ જરૂર પડે છે. (જેમકે ઇંગ્લાંડ, જાપાન વીગેરે).

घ કોઇ દેશમાં મનુષ્ય જીવન નિર્વાહના સર્વ સાધનો અને સામગ્રી પ્રાપ્ત થઇ શકે છે તેથી ત્યાંના વતનીઓને અન્યની ગરજ ઓછી હોવાને લીધે પુરૂષાર્થ કરવાની તેમજ સંપની આવશ્યકતા ઓછી હોય છે. વળી ઉષ્ણ પ્રદેશ આલસ્યને ઉત્તેજક પણ હોય છે. (જેમકે આર્યાવર્ત દેશ).

આ રીતે આપણા દેશની જમીન ઉંચા પ્રકારની અને અતિ ફલદ્રુપ છે. ખનિજ સમૃદ્ધિ પણ મોટા પ્રમાણમાં માલૂમ પડે છે. અખૂટ કુદરતી સાધનો પણ વેરાયલાં પડયાં છે. એટલે અનેક પ્રકારના ઉદર નિર્વાહના સાધનો પૂરતાં હોવાથી એક બીજાની ગરજ ઓછી રહે એ સ્વાભાવિક જ છે, માત્ર માનસિક વ્યાપારના સુખ સાધનો માટે તેમ લગના દિક જીવન વ્યાપાર માટે એક બીજાની જરૂર રહે છે. ખેતી-

વાડીની આગાયતી દેશસ્થિતિ વતનીઓને પોતપોતાની જમીન, નિર્વાહની ચિંતામાંથી બહુધા મુક્ત રાખે એટલે ઇંગ્લાંડ કે એવા શીત પ્રદેશોના વતનીની માફક આવા દેશના મનુષ્યો પુરૂષાર્થી હોવાનો સંભવ નથી. વળી વિશેષમાં ઘણા કારણથી સત્ય ધર્મના શુદ્ધ સ્વરૂપનું વિસ્મરણ થતાં પુરૂષાર્થ વિહિન નિવૃત્તિ માર્ગના ઉપદેશની ધારા ચાલી આવે છે તેથી પ્રજાની ઉત્સાહ વૃત્તિ પ્રવૃત્તિ તરફ મંદ પડી ગઇ. નિર્વાહ માટેની સુલભ દેશ સ્થિતિમાં આત્મોન્નતિ માટે જે સમગ્ર પુરૂષાર્થ શકિતનો વ્યય કરવો જોઇએ તે પ્રજા જીવનમાંથી ધર્મબળ જતું રહેતાં માત્ર આલસ્ય અને પ્રમાદ પોષક બળ તરીકે રહ્યું, પરિણામે ગતિ મંદ થતાં પરાધિનતા આવી ને દેશની સંસ્કૃતિ નિદ્રાવશ પડી રહી. એટલુંજ નહિ પણ આવી વસ્તુ સ્થિતિપરથી પાશ્ચાત્ય વિચારકો એવા અનુમાન પર સૂઝ્યાં આવે છે કે એવા દેશોની ફલદ્રુપતા ને સમૃદ્ધિ અન્ય શીત પ્રદેશના વતનીઓના ઉપભોગ માટેજ સર્જાયલી છે. આંગ્લ વિદ્વાન બેન્જામીન કીડ એવા અનુમાનપર આવે છે કેઃ—

૧ સમશીતોષ્ણ પ્રદેશ કરતાં ઉષ્ણ પ્રદેશ વિશેષ ફલદ્રૂપ હોય છે અને ત્યાંની જમીન ઉંચા પ્રકારની હોય છે, (૨) ત્યાં ખનિજ સમૃદ્ધિઓ પણ પુષ્કળ હોય છે. પણ ઉષ્ણ પ્રદેશના લોકની સામાજિક વૃત્તિમાં મંદતા હોવાથી તે ફલદ્રૂપતાનો ઉપભોગ જોઇએ તેવી રીતે તેઓ કરી શકવાના નથી. અને (૩) તેથી પશ્ચિમની ઉંચી સામાજિક વૃત્તિ તે એમને એમ જતી કરે એ બને તેવું નથી. (૪) એટલુંજ નહિં પણ ઉભરાઇ જતાં આ સમૃદ્ધિ ધન અને છલકાઇ જતાં સાધનોનો ઉપયોગ કરવાનું ધર્મ તરીકે સમજશે. (૫) તેમજ જે પ્રજાની મંદતાને લીધે તે ફળો નહીં નીપજાવી શકાતાં હોય ત્યાં પોતે જઇને લાભ લેવાનો સફલ પ્રયત્ન કરશે. અને (૬) તેમ કરવા માટે પાશ્ચાત્ય પ્રજા પોતાની સર્વ પ્રકારની શકિતઓને ઉપયોગ કરશે અર્થાત આ રીતે પાશ્ચાત્ય પ્રજા જ જાણે દુનિયાના આધિપત્ય માટે પરમાત્મા તરફથી નિર્માણ થયલી હોય અને અન્ય પ્રજા તે ગુલામગીરી ને પરવશતા માટેજ સર્જાયલી હોય એવા વિચિત્ર અનુમાન પર

આવે છે. ત્યારે પ્રશ્ન એ થાય છે કે જો આ મંતવ્ય સત્ય હોય તો આર્યાવર્ત એક કાળે ઉન્નતિને પરમ શિખરે હતો, એ વાત સત્ય છે કે કેમ? પ્રાચીન આર્યવીરો અને આર્યઋષિઓના જીવન ઉચ્ચ, ધાર્મિક, *પુરુષાર્થગામી અને ઉન્નતિપરાયણ હતાં કે કેમ? ભૂમંડળપર સર્વ આર્યવર્તવાસીઓની આણ પ્રવર્તતી હતી કે કેમ? એની સંસ્કૃતિમાં એને ગુરૂપદ અપાવનારા એવાં કયાં શિક્ષણદાયી તત્વો હતાં?

આ પ્રશ્નોના વિચાર માટે થોડાક સ્પષ્ટિકરણની જરૂર છે. મનુષ્ય જીવન એક પ્રકારનો વિગ્રહ છે તેમ દુર્લભ પણ છે. એમાં ધર્મ, અર્થ, કામ એમ પુરૂષાર્થત્રયદ્વારા વિજયપ્રાપ્તિ કરી કરી મોક્ષ સિદ્ધી થઇ શકે છે. કર્મ અને પુરૂષાર્થ સિવાય જીવનની ઉન્નતિ સંભવતિજ નથી. દ્રષ્ટસમૂહમાં ચેતન અને જડ એમાં જેમ બે ભેદ છે તેમ મનુષ્ય અને અન્ય પ્રાણિઓમાં પણ ભેદ છે. આ ભેદ બુદ્ધિ ભેદનો છે. મનુષ્ય પોતાની બુદ્ધિનો વિકાસ કરી યથાતથ્ય સ્વરૂપ સ્હમજવાને વિવેકવૃત્તિ કેળવી શકે છે. એટલે અંશે એની વિશેષતા છે. જડ પદાર્થો ઇશ્વરદ્વારા ગુરૂત્વાકર્ષણના નિયમાનુસાર પ્રકૃતિમાં ગતિ કરે છે. મનુષ્યની ગતિ પ્રકૃતિના નિયમાનુસાર તો હોય છે પણ વ્યાપાર પ્રવૃત્તિ બુદ્ધિપૂર્વક હોય છે. પ્રકૃતિ બલને આધીન કરતે કરતે બુદ્ધિનો વિકાસ થતો રહે છે. એ વિશેષતાના સદુપયોગના પ્રમાણમાં તે ઉન્નતિ કરી શકે છે. આ પ્રકૃતિ બલને આધીન કર્યા શિવાય ઉન્નતિ સંભવિતજ નથી. પ્રમાદ, આલસ્યથી માત્ર જડતા અને નિશ્ચેષ્ટતાજ સંભવે છે. તેમાં ઉત્ક્રમણ હોતુંજ નથી. ઉન્નતિને માર્ગે ક્રમણ કરવાને માટે પ્રમાદ અને આલસ્ય અવરોધકજ છે. ઉન્નતિ પ્રાપ્ત કરવાને તો માર્ગમાંથી કંટકો અને કાંકરા દૂર કરવાના હોય છે, ઝાડી ઝાંખરા સાફ કરવાના હોય છે, મુસ્કેલીના ડુંગરો ઉલેચવાના હોય છે, પંથ સંપ્રદાય વાડાને સીમાડાનું ઉલ્લંઘન કરવાનું હોય છે. આ મુસ્કેલી બે પ્રકારની હોય છે. પ્રાકૃતિક અને મનુષ્યના પોતાના અજ્ઞાનની. સકલ સૃષ્ટિમાં આ પ્રકારની મુસ્કેલી હોયજ નહિં તો વિકાસ માટે સ્થાનજ નથી રહેતું. બલ્કે વિકાસની શકયતાને પણ બાધ નડે છે. જગત વ્યાપારની

આ પ્રકારની પ્રવૃત્તિ લીલામાંજ પુરૂષાર્થ ને અવકાશ રહે છે. નહીંતર હિસાબી પ્રમાણે કોઠા (Ready Reckoner) ની માફક ઉન્નતિ તૈયાર મળી જતી હોય કે અંતિમ ઇષ્ટ સર્વને વિના પ્રયત્ન સુલભ થઇ જતું હોય, તો આ સર્વ પ્રવૃત્તિઓ નિષ્ફલ થઇ પડે. તો હવે ઉદર નિર્વાહ માટે જ્યારે પ્રકૃતિની અનુકુલતા છે ત્યારે એ સુલભતા—પ્રજાની ઉન્નતિમાં સહાયક થવાને બદલે અવનતિ પ્રેરક બને ત્યારે એ કારણો પ્રજાના ધર્મ બળની શિથિલતા સાથે નીસબત ધરાવનારાં હોવાં જોઇએ. તો તે કયાં તેનો જરા વિચાર કરીએ.

## સંપની આવશ્યક્તા.

આપણે ઉપર જોઇ ગયા કે મનુષ્ય અને અન્ય પ્રાણીઓ વચ્ચે ભેદ છે. એ ભેદ બુદ્ધિનો છે તેમ બીજો પણ છે. અને તે મનુષ્યમાં સંપીને રહેવાની શક્તિનો છે. મનુષ્ય પ્રાણી આવતાં જીવ સૃષ્ટિમાં આ બે નવીન વાતો ઉમેરાઇ, અને ત્હેને લીધે ઉન્નતિ ક્રમમાં તફાવત પડે છે. આ વિષય જીવવિદ્યા (Biology) સમાજવિદ્યા (Sociology) અને ઉન્નતિના નિયમો પુરા પાડનાર સાધન તરીકે ઇતિહાસનો છે. ઉત્કર્ષશાલી પ્રજાઓ દરેક ઠેકાણે અમુક ખાસ લક્ષણો ધરાવે છે. ઉત્સાહી, તેજદાર અને વંશવિસ્તાર કરી શકનાર વર્ગનું જીવન ઉંચી ટોચે પહોંચેલું હોય છે. ગતિ માટેના ત્હેના પ્રયાસને હેતુ ઉંચા હોય છે. ઉન્નતિને માર્ગે ક્રમણ કરતાં જીવનોનો હેતુ વિશુદ્ધ હોય છે. અહંતાને ગૌણ કરી સામાજીક વૃત્તિને બળવાન કરવાનો તે હોય છે. મનુષ્ય એ બુદ્ધિશક્તિ વાળું પ્રાણી છે અને સ્હમજણું થતાં ત્હેને લાગે છે કે જીવન વિગ્રહમાં સંપ કર્યાથી સારી રીતે ફાવી શકશે. પરિણામે મ્હોટા રાજ્ય બંધારણો થાય છે. આ વિષય સમાજશાસ્ત્રનો છે, એનું સંપૂર્ણ વિવેચન કરવાની અહીં જરૂર નથી. પણ મનુષ્યમાં સંપીને રહેવા માટે વલણ રહેલું હોય છે અને તે વગર દુનિયાનો ક્રમ ચાલતો નથી કે ઉન્નતિ થઇ શકતી નથી તે દર્શાવવા આટલો ઉલ્લેખ કર્યો છે. મનુષ્ય જાણે કોઇ અનિવાર્ય સામાજિક પ્રેરણાથી પોતાના સુખને બાજૂએ મૂકી માનવજાતિના ઉત્કર્ષમાં વૃદ્ધિ કરવા

પ્રયત્નશીલ થાય છે. જ્યાં 'સંપ હોય ત્યાં સુખ' હોય એવી જે સામાન્ય ઉક્તિ છે તેમાં પણ આવુંજ ઉંડું રહસ્ય રહેલું છે. મનુષ્યનો ધર્મ સાથે સંબન્ધ એ આ વસ્તુ સ્થિતિનો ખુલાસો છે. વ્યક્તિ અને સમાજના પરસ્પર વિરોધી સ્વાર્થોમાં ધર્મ એજ સમાધાન કરાવનાર વસ્તુ છે. જ્યાં જે પ્રજામાં આ ધર્મબળ અને સંપબળ વિશેષ ત્યાં તે પ્રજા ઉત્કર્ષશાલી વિશેષ હોવાનો સંભવ રહે છે. આ રીતે વિચારતાં જણાશે કે આ ધર્મ તે કેવો વ્યાપક અને ઉદાર હોવો જોઇએ. પ્રેમ, ઔદાર્ય, સ્વતંત્રતા, પરોપકાર વિગેરે એની પરમભાવનાના લક્ષણો હોય છે. સંપ, સત્ય, પ્રમાણિકતા, પરોપકાર વૃત્તિ, કાર્યભાન, ક્રિયાશક્તિ, કર્તવ્ય નિષ્ટા—આવા ગુણોથી ધર્મબલ અંકાય છે. જ્યાં દ્રષ્ટિમાં વિશાલતા નથી, સંપૂર્ણ સ્વતંત્રતા નથી, ઔદાર્ય નથી, પ્રેમ નથી, સહાનુભૂતિ નથી, પણ સર્વને સટે માત્ર નાની નાની કલેશવૃત્તિઓની મર્યાદાઓ અને સંકુચિતતા છે ત્યાં પુરૂષાર્થહીનતા ને કાયરતા હોય છે, અને પ્રજા ઉત્કર્ષને સટે અપકર્ષ ને અધોગતિમાં પડી રહે છે. આ માટે સંપ એ જીવનમાં સ્વાભાવિક ક્રમ હોવાથી તે હોવાની પરમ આવશ્યકતા છે., કારણ કે તોજ બળ સંચિત થઇ શકે છે, ઉત્સાહ આવી શકે છે, સંયમ સાધી શકાય છે, આર્થિક સાધનોનો સંગ્રહ અને સદુપયોગ થઇ શકે છે, એટલુંજ નહીં પણ એકતંત્ર પણ ગોઠવી શકાય છે. આવો સંપ જ્યાં ધર્મબળ હોય ત્યાં જ હોય છે. તે વગર પ્રકૃતિ અથવા ચેતનસૃષ્ટિના જીવન વિગ્રહમાં ટકાતું નથી, અને મોડે વ્હેલે મરેજ છૂટકો થાય છે.

## આર્ય સંસ્કૃતિનું વધુ ઉન્નત સ્વરૂપ.

આ રીતે સંપ, પરોપકાર વૃત્તિ વગેરે ગુણોની આવશ્યકતા છે: અને એ જેમ ધર્મબળ વધુ અને વ્યાપક હોય તેમ શુદ્ધ સ્વરૂપમાં વિશેષ ખીલેલાં હોયુ છે. તોપણ મનુષ્યની આખી સમગ્ર ઉન્નતિ એટલામાંજ પર્યાપ્ત થતી નથી. પ્રજાકીય જીવનના પ્રશ્નોનું આ ગુણોથી સમાધાન થાય છે. એ જીવનની મહત્તા છે. એ જીવન વગર જગતના જીવન વિગ્રહના નિયમ ક્રમમાં ધર્મરક્ષા થતી નથી એ વાત પણ ખરી તોપણ એ સમાજવિજ્ઞાના પ્રશ્નને લક્ષે છે.

આપણા આર્ય જીવનની સંસ્કૃતિ એથી વધુ વિશાલ, વધુ આખી, સમગ્ર જીવનના હેતુ અને તેના કાર્યક્રમને અનુલક્ષનારી છે. એ આખુંય સમાજ શાસ્ત્ર અને સમાજવિદ્યા આર્ય જીવનની ધર્મ વિદ્યામાં સમાઇ શકે છે. વ્યક્તિ અને સમાજના પરસ્પર સંબન્ધનો ખુલાસો આ સમાજ શાસ્ત્ર કરીને અટકે છે. આર્ય ધર્મ વિદ્યા અને આર્ય જીવનની સંસ્કૃતિ એથી આગળ જાય છે. વર્તમાન પરિસ્થિતિમાં ઉનતા ભારી છે. જીવનમાં નીતિ શૈથિલ્ય બહુ છે. છતાં આ પરસ્પરમાં રાખવા જોઇતા સદાચારના સંબન્ધ નિયમો દરશાવી જ આર્યસ્મૃતિઓ અટકી નથી. વ્યવહારને લક્ષનારી સ્મૃતિઓ શિવાય આત્મા અનાત્મ તત્વનો વિવેક કરનારૂ દર્શન શાસ્ત્રોના તત્વ વિચારો પણ જીવનના ક્રમ નિયામક તરીકે ઉપદેશાય છે. અર્થાત કર્મયોગી પરમ પુરૂષાર્થી જીવનની સાથે તપ, જ્ઞાન યુક્ત આત્મિકને ધાર્મિક જીવનનો સમન્વય કરાય છે. પુરૂષાર્થમાં પણ ધાર્મિકતા ઉપદેશાય છે. સુખની સાથે કલ્યાણની વાસના, પ્રેયની સાથે શ્રેયની વાંચ્છના અને બન્ને સહગામી બને એ આ જીવનને અનુરૂપ છે. પરમ પુરુષાર્થી, પ્રવૃત્તિશાલી, મહાપ્રભાવી, જીવનો હતાં, છતાં ચારિત્ર શીલતા, મનોસ્વસ્થતા અને આત્મશાંતિ જાળવી શકાતાં. મહાન ધર્મ યુદ્ધના સંમારંભમાં—ધર્મ વિગ્રહમાં પણ ધર્મચર્ચા કરી શકે એટલી સાત્વિકતા ને ધર્મવૃત્તિ રાખી શકતા. ગીતા વિગેરે ધર્મ સમુચ્ચયના સંગ્રહમાં આ કર્મયોગ, જ્ઞાન યોગ, ને સર્વ જીવન પ્રવૃત્તિ મૂલક ધર્મયોગનું રહસ્ય આ વસ્તુસ્થિતિનું પ્રતિપાદન કરે છે. યજ્ઞ યાગાદિક કર્મો, આશ્રમ ધર્મો, વર્ણાશ્રમ આ બધાં આ ધર્મ વિદ્યાના અંગો છે. આશ્રમધર્મના પાલનથી પ્રજા કેવા બલવાન ને જ્ઞાની બનતી એનો વિચાર કરી ગયા છીએ. વર્ણાશ્રમ ધર્મના વિવેકથી જગતના વ્યવહાર સુવ્યવસ્થિત બની પ્રજાની ગુણ સામગ્રી ને સંપત્તિ કેટલી ખીલવી શકાતી એનું વિવેચન વર્ણન કરી ગયા છીએ, આની અધિક જરૂર નથી. બધું જતું રહેતાં પ્રજાના સર્વ અંગો ઢીલાં પડી ગયા. સર્વત્ર શિથિલતા પ્રવેશી એટલે મહાભારત કાલ પછી ક્ષાત્ર તેજ ઓછું થયું, ને વર્ણાશ્રમ મર્યાદાઓ તૂટી. આશ્રમ ધર્મો જતાં સંકરતાં આવે એ એ સ્વાભાવિક છે. સંકરતાં પ્રવેશતાં નીતિ શૈથિલ્ય તરફ વલણ વધે છે એ પણ સ્વાભાવિકજ

છે. વર્ણાશ્રમનો ધર્મ જતાં સંસારના વ્યવહારોમાં સર્વ બલોનુ સમતોલન પણું જતુ રહે છે, અને વ્યવહારમાં અવ્યવસ્થિત પણું ઉપલબ્ધ થાય છે. ધર્મના આ બન્ને અંગોમાં વિક્ષેપ આવતાં પ્રજાઓને 'જે ધારણ કરે તે ધર્મ' આવી જે આર્ય ભાવના ત્હેનું ગૌરવ ન જળવાયું, કાર્યનો વિવેક કરનારી વિકાસના હેતુવાળી વર્ણવ્યવસ્થા મહાભારત કાલ પછી ધીમે ધીમે નષ્ટ થતી ગઇ. ક્ષાત્ર તેજ બુધ્ધી કાલની ગતિથી નિવૃત્તિ પરાયણ ભાવના ની અસરને લીધે નષ્ટ થતી ગઇ. ક્ષત્રિઓએ યુધ્ધાદિક સ્વાર્પણપ્રધાન શૌર્ય તેજ થી અંકિત ધર્મનો ત્યાગ કર્યો. રાજાઓ રાજપાટ છોડી ત્યાગી થતા ગયા. ગૃહસ્થાશ્રમની સુંદરભાવના નષ્ટ થઇ. આર્યોના રસજીવન સુંદરતા ભવનોને બદલે દેશમાં સર્વત્ર મઠો અને ગચ્છો થયા. ભિખ્ખુ અને ભિખ્ખુનીઓથી દેશ છવાઇ ગયો તેજસ્વી પુરૂષાર્થ ભર્યા રસભર્યા કેસરી જીવનને બદલે માત્ર સાધુ, જોગી, જતી વિરાગીથી દેશ ભરાઇ ગયો. બુદ્ધધર્મ રાજ્યાશ્રયી હોવાથી તેમજ શરૂઆતમાં તેના પ્રચાર સંબંધી સુધારક વ્યવસ્થાને લીધે ઉત્તરમાં અફઘાનીસ્તાન કાસ્મીરથી માંડી સિંહલદ્વિપ સુધી અને બ્રહ્મદેશથી સોરાષ્ટ સુધી ચોમેર ફેલાયો હતો. છતાં આન્તરબળ ન હોવાને લીધે તેમજ ત્હેની અનીશ્વરી નીતિ ની ભાવનાને લીધે બ્રાહ્મણ ધર્મને નિર્મૂલ કરી શકયો નહીં. પરિણામે આર્યાવર્તમાંથી બહિષ્કાર પામ્યો. અહિંસાઅને દયાવાદનો જે ધર્મમાં અતિ સામર્થ્યથી ઉપદેશ અપાતો હતો તે ધર્મના અનુયાયીઓમાં આજે જગતની અન્ય પ્રજા કરતાં સર્વથી અધિક હિંસા થાય છે. બુદ્ધધર્મી જેટલો માંસાહાર અન્ય પ્રજા ભાગ્યેજ કરતી હશે. આલસ્ય ને પ્રમાદ પ્રજામાં પ્રબલ થયાં. આમ છતાં ધરણિમાં પાલન કરવાનું બલ અધિક હોવાથી ઉદર નિર્વાહની ચિંતા ઓછી રહેતી. એટલે જ્ઞાનના ચેતન પ્રભાવ વગરના રૂઢિના સાધુની ઉક્તિ

અજગર કરે ન ચાકરી પંખી કરે ન કામ,
દાસ મલુકા યું કહે સબકા દાતા રામ.

આવા વચનો તે ગીતાના મહા ગંભીર સાગર જેવા ગાજતા પુરૂષાર્થી, ઓજસ ભર્યા કર્મયોગ ને જ્ઞાનયોગ પ્રધાન વાકયોને ઠેકાણે ઉપદેશ વચન ગણાતા થયા.

ગીતામાં તો કહ્યું છે કેઃ—

तमस्त्व ज्ञानजं विद्धि मोहनं सर्वदेहि नाम्।
प्रमादालस्य निद्रा भिस्तानि बध्नाति भारत ॥

વર્ણાશ્રમ ધર્મ નષ્ટ થતાં ગયા તેમ કેટલાક અંશમાં રૂઠ અંશ રાખવાનો પ્રયત્ન થયો હશે એટલે આ અંધાધુંધીમાં જાતિઓ જન્મથી મનાતી થઇ. વીર્યરક્ષા કે જાતિરક્ષાની શુદ્ધતાના રક્ષણને ઠેકાણે આ વિચારના ખોળીઆમાં જે ગુણકર્મનો આત્મા હતો તે રહ્યો નહિ. ધર્મો નષ્ટ થતાં, જીવન ગતિહિન થતાં પ્રજા પરાધીનતામાં પડી અને જીવન વિશેષ સ્વાર્થી બનતાં જતાં વર્ણધર્મો તે ધંધા થયા. પરિણામે એવા વિચારોને કલ્પના પણ કરતા થયા કે વર્ણો ધર્મ બદલે તો બ્રાહ્મણો ત્હેના મોલવીઓ થશે ? એટલે ગુરૂપણાનો ધંધો તો જન્મથીજ જાણે ! એમાં કાંઇ સ્વાર્થ હાની થવાની નથી જે પુરૂષાર્થ કરવો પડે. દેશહિતના કૂટ પ્રશ્નોની ચર્ચા સાથે આવા બ્રાહ્મણોને સંબન્ધ જ નથી.

વૈશ્યો વિચારતા થયા કે વૈશ્યોને ધર્મસત્તા કે રાજ્યસત્તા તો મળવાની નથી. એતો વ્યાપારી જ. જ્યાં ત્યાં વણજારૂ કરી ઉદર નિર્વાહથી સંતુષ્ટ પામવું.

શુદ્રો એમ વિચારવા લાગ્યા કે સેવક તે સેવક જ. ખ્રિસ્તી, મુસલ્માન કે ગમે તે ધર્મી પ્રજા હોય તો પણ શુદ્ર તે સેવક તે સેવક જ. એટલુંજ નહિ પણ વીર ક્ષત્રિઓના તનુજો રજપૂતો પણ એવું વિચારવા લાગ્યા કે જેટલા રજપૂત તેટલા કંઇ રાજાઓ થવાના નથી. રાજા તો એકજ થશે તો પછી રાજ્યસત્તા અથવા એવી એવી પ્રવૃત્તિઓની શી જરૂર ? આવા ખ્યાલો પ્રચરિત થયા અને કંઇ કંઇ ખૂણે દેશમાં આવા મૂર્ખના ભર્યા વિચારો નથી એમ નથી. પ્રજાકીય ભાવના, એક પ્રજા, સ્વધર્મત્વ, દેશ માટેનું અભિમાન, ગૌરવ, અને અસ્મિતાનું ભાન આમાંનું કંઇ રહ્યું નહિં. ધર્મબલ, ઉંચુ ધર્મબલ જતું રહેતાં અધોગતિ પોષક આલસ્ય રહે એ સ્વાભાવિક છે. ગીતા કહે છે આલસ્ય એ તમો ગુણનું લક્ષણ છે. વર્તમાનની આવી વસ્તુ સ્થિતિમાંથી ઉધ્ધાર કરવાને સત્વર જાગૃત

થવું જોઇએ. આલસ ને પ્રમાદ છોડી દેવા જોઇએ. દૃષ્ટિ સંકુચિત ને ઠેકાણે વિશાલ ને ઉદાર કરવી જોઇએ. દયા પરોપકાર ઇત્યાદિ વૃતિઓ કેળવવી જોઇએ. ઉંચા નીચા નો ખ્યાલી ઝગડો શમાવી બંધુપ્રેમ વીસ્તારવો જોઇએ. કર્મવિવેકનાં હેતુપૂર્વક વર્ણાશ્રમ ધર્મની પ્રથા યોજવામાં આવેલી તે ગુણ વૃત્તિઓ વિકસિત થઇ ફ્લદાયી નીવડે એ રીતે ગુણ કર્મોનુસાર યોજવી જોઇએ. પ્રજા સ્વાર્થી વીર્યહીન ને ઠેકાણે એક જબરદસ્ત બળવાન, પુરૂષાર્થી, ઉત્સાહિ સાહસિક બને માટે આશ્રમ ધર્મોનું યથોચિત પાલન કરવું જોઇએ. આ યુગ વિદ્યા, હુન્નર, ઉદ્યોગ, કલા, કૌશલ્યનો છે. જે પ્રજામાં ઉચ્ચગામી ઉત્સાહિ જીવનો હોય તેજ વિદ્યા પ્રાપ્તિ કરી, નવીન, સંશોધનો કરી, પુરૂષાર્થ કરી, સાહસ ખેડી ટકી શકે છે. આ માટે દ્વેષ મૂકી સંપ સંગ્રહવો જોઇએ. એશ મઝાની ઉડાઉગીરી છોડી દઇ ઠેકાણે જીવનમાં ધાર્મિકતા ને સાદાઇ આવવી જોઇએ. નકામી છૂઆ ને ખોટા આભડ છેટનો વ્યાપક અર્થ કરી. જીવનને પ્રેમબળ અને તેજ બળથી પોષી તેજોમય કરવાથી જ, તેમજ શૌર્ય સદાચારથી શોભિતા કરવાથીજ પ્રજા પ્રભાવ શાલી બનશે અને આર્યવર્ત પોતાની પ્રાચીન ઉન્નતિ પ્રાપ્ત કરી શકશે, ગીતા કહે છે જ કે, "यतो धर्म स्ततो जयः."

## જાપાનનું દ્રષ્ટાંત.

દેશોન્નિતિનો વિચાર કરતાં જાપાન પોતાની પ્રજાકીય ઉન્નતિ ટુંક સમયમાં શી રીતે કરા શકયું એનો વીચાર અસ્થાને ન ગણાશે. આપણે ઉપર જણાવી ગયા છીએ કે પ્રૌઢ ગુણોના અનુશીલન વગર સ્થાયિ વિજય પ્રાપ્ત કરી શકાતાં નથી. જેટલે અંશે પુરૂષાર્થ વપરાય છે તેટલે અંશે ઉન્નતિ સાધી શકાય છે. માત્ર ચાલીસ વર્ષના ટુંક સમયમાં જાપાને જે કાર્યો કરી બતાવ્યાં એ કોઇને પણ વિસ્મય પમાડયા વગર રહે નહિ. પોતાની શકિત માટે પોતાના પરાક્રમ માટે સકલ જગતનું એ ધ્યાન ખેંચી શકયું છે. સાચાં પૌરુષ બલ વગર ઝુઝુમી શકાતું નથી, કે રણાંગણમાં તે વગર વિજય પ્રાપ્ત કરી શકાતો નથી. અને તેથી આનું રહસ્ય જાણવું એ વધારે લાભદાયી છે.

પ્રથમ તો વિદ્યાની વૃદ્ધિ કરવાથી પ્રજાના જ્ઞાનનો વિકાસ થયો એ એક કારણ છે. વર્તમાન વિદ્યા, કળાને યુરોપ અમેરીકા પાસે જાપાન શીખ્યું. એટલુંજ નહિ પણ પોતાના કરી લઇ પ્રજામાં અતિશય પ્રચરિત કર્યાં તેમ કરવા માટે અંધ અનુકરણ નહિ પણ તત્વોનો સંગ્રહ કરી સ્વભાષા દ્વારા પ્રચરિત કર્યાં. આમ કરવાથી આપણે ત્યાં જેમ ભાષા જ્ઞાન કે અંગ્રેજી ભાષા જ્ઞાન માત્ર રાજ્ય ચલાવવાની વ્યવસ્થા કરવાના લેખનમાં ઉપયોગી થાય અને તેમની ખપ પુરતી સગવડ સચવાય એ પ્રકારના સંચા જેવું નહિ, પણ માનસિક અને શારિરીક શક્તિઓને વિકાસ થાય, નવીન શોધો અને સંશોધનો કરી શકાય, સ્વતંત્રતા ને પોષણ મળે એવી રીતે શિક્ષણ ક્રમની યોજના કરવામાં આવે છે.

ઉપરાંત જાતિ–પ્રેમ, સ્વદેશાભિમાન વૃત્તિ, પોતાનો નિર્વાહ સ્વતંત્ર પણે કરી શકે, અને શારીરિક શિક્ષણદ્વારા પ્રજા બળવાન બને એવા કાર્યક્રમને એ શિક્ષણ યોજનામાં સમાવવામાં આવ્યો છે.

પણ માત્ર વિદ્યાકલાના અનુકરણથી જ મુખ્ય ઉન્નતિ થઇ નથી. કારણ તો બીજુંજ છે, અને તે એ પ્રજાની શુદ્ધ અનન્ય ધર્મ તરીકેની સ્વદેશાભિમાન વૃત્તિ. એ દેશભક્તિ તે કાંઇ બ્હારથી આણેલા શિક્ષણશક્તિ જેવું નથી. એ કંઇ વસ્તુ તરીકે પાસે હોવી જોઇએ કરી વાપરવાની વસ્તુ તરીકે તે પ્રજામાં નથી. પણ પ્રબલ કુદરતી લાગણી તરીકે સદૈવ સ્ફુરે છે, જીવનમાં પ્રાણભૂત તત્વ તરીકે તે પ્રજામાં સ્વાભાવિક જ છે. તેના બંધારણમાં જ આ અસ્મિતાનું ભાન રહેલું છે. અને પ્રજાના શિક્ષણક્રમમાં એક બીજા પ્રતિ પ્રેમ, સ્નેહની નીતિભાવના પોષણું પામે એવું શીખવનું હોય, અને સાથે પ્રજામાં આ દેશાભિમાનની વૃત્તિની અસ્મિતાની જાગૃત્તિ નિત્ય સ્વભાવમાં જ હોય તો પછી પ્રસંગ કાળે ઉન્નતિ થયા વિના રહેતી નથી. ધર્મનીતિની આ ભાવનાને લીધે મીકાડો ના ચરણ કમળમાં ન્હાના મોટા ડાઇમિયોએ પોતાના હથિયારો અને જાગીરી જમીન સર્વ મૂકી દીધું. પોતાના સર્વસ્વ રૂપ જે પ્રાણસમાજ વ્હાલી તલવારો તે દરેક સમુરાઇ એ છોડી દીધી. સમુરાઇ શાસન તે ઠેકાણે પ્રજાકીય શાસન આંખનો પલકારો પડે એટલી વારમાં બની

ગયું. ભગીરથ કાર્ય માટેની વૃત્તિ, એકીકરણ કરનારો હૃદય ભાવ, ઉંચી દેશભકિત ને પુરૂષાર્થી વૃત્તિ વગર હોતાં નથી. એ લોકનું શિક્ષણ પણ આવાજ ભાવ પોષક આખ્યાનોથી ભરપૂર હોય છે. અને આવાં શિક્ષણ પાછલ ત્યાંની ૪ા કરોડની વસ્તી માટે દોઢથી બે કરોડ રૂપીઆ ખર્ચાય છે. જ્યારે આ દેશમાં ત્રીસ કરોડ પાછળ તેથીય ઓછું ખર્ચાય છે. જાપાની પ્રજા આવાં શિક્ષણને પ્રભાવે એના અંતરમાં રહેલી દેશાભિમાનની વૃત્તિને બ્હાર પાડી દર્શન કરાવી શકી. ખરી સ્વતંત્રતા, ખરા નિયમો વગર પ્રાપ્ત થતી નથી. ખોટા વ્હેમો અને જાળમાં સપડાયલાં જીવનને લેશ પણ સ્વતંત્રતા શું એનું ભાન હોતું નથી. ઉંચી ઉત્કર્ષશાલી 'શિવલરી' પ્રેમ શૌર્યના ઉદાત્ત ગુણો, અમીરાઇ, સમુરાઇ વર્ગમાં રહેલો ખરા ક્ષાત્રત્વ, ટેક, સ્વાર્પણ આ સર્વયે પૂજવા યોગ્ય છે. આપણા દેશમાં આ વીરતા માત્ર ભૂતકાળની જ રહી. ખરા ક્ષાત્ર ધર્મોથી શોભતા, રાજધર્મોથી રાજતાં રાજવીરો રહ્યાજ નહિ. ટેક, સ્વાર્પણ વગેરે મહદ ગુણો ગયા અને જ્યારે જાપાની પ્રજા સાથે એની સરખામણી કરીએ તો માત્ર મૌન રાખી રૂદન કરવા જેવીજ દશા લાગે છે. સાચા ક્ષાત્રતેજવાલા વીરોજ ન્યાય અને હિંમતને માર્ગે ક્રમણ કરી શકે છે. જે પુરૂષાર્થી હોય ત્હેનામાંજ ઉદારતા સંભવી શકે છે. જેમાં ખરી મરદાનગી હોય ત્હેનામાં જ દયા અનુકંપા હોઇ શકે છે. જે સ્વતંત્રને ટેકી હોય ત્હેનામાંજ મનોનિગ્રહ અને સહનશીલતા ખંત અને ઉદ્યોગશીલતા હોઇ શકે છે. ધર્મનીતિના બળ વગર આ સર્વ હોઇ શકતું નથી. જાપાની પ્રજાએ જોત જોતામાં પોતાની ઉન્નતિ જે મહદ્ ગુણોવડે સાધી એમાંથી ઘણું શીખવાનું મળી શકે છે. બાળકો, વિધવા, વૃધ્ધ, અશકતો આને માટે રાજયતંત્રમાં પ્રબંધ હોવાની જરૂર છે. વીરતા પોષક દેશ રક્ષણ કરનારી લશ્કરી તાલીમ અને ક્ષાત્ર સંસ્કારોની શિક્ષણક્રમમાં અગત્યના છે. તેમજ ધર્મ, નીતિના ઉંચાગુણો જેનું દર્શન કરી ગયા એવા શિક્ષણજ્ઞાનના વિકાસ ને વૃદ્ધિ સ્વભાષાદ્વારા કરવાથી જ આવી ઉન્નતિને માર્ગે જવાય છે.

## ૧ દેશહિત માળા.

ઉપરાંત દેશોન્નતિ સંબન્ધી આગ્રંથને સંબન્ધ કરતાં મિશ્રિત શૈલીના કેટલાક શિક્ષણરૂપ વાકયો લખીએ છીએઃ—(સંપાદક)

૧ વર્ત્તમાનની આર્ય પ્રજા પોતાની વડીલો જેવી રહી નથી. બલ્કે તેની પ્રકાશમાન કીર્તિને બાદલા રૂપે થઇ પડી છે. અન્ય દેશવાસિઓથી ઉતરતી એટલે ઓછી લાયકાત ધરાવનાર અને પરતંત્ર છે. ૨ યૌવન, (તન), ધન, મન, સંપ, ધર્મ, વિદ્યા, બુધ્ધિ એ સાતે બળ ક્ષીણ થઇ ગયાં છે. ૩–એ સ્પષ્ટ થઇ ચુકયું છે.

૨ તેથી હાલ દેશોન્નતિ શું ? ઇત્યાદિ વાતોમાં નહીં ઉતરતાં પણ પૂર્વજોની તુલ્ય યોગ્યતા પ્રાપ્ત કરવાનાં સાધનો સંપાદન કરી તે પ્રમાણે વર્તવાની તો અતિ જરૂર છે.

૩ તે માટે ષડદર્શન (૬ શાસ્ત્ર) નું અધ્યયન કરી તે પ્રમાણે વર્તવાની અપેક્ષા છે તેમાંના કેટલાક સુત્રોના અર્થ.

૧ બાળલગ્ન બંધ કરવા અને ૨૫ અગર ૨૦ વર્ષની ઉમર સુધી પુરૂષનું, અને ૧૫ વર્ષ સુધી સ્ત્રીનું બ્રહ્મચર્ય પળી શકે એવા ઉપાય કરવા.

૨ દરેક મનુષ્યે દંડ, પટા, ક્રીકેટ, કુસ્તી વીગેરે શારિરીક કસરત નિત્ય કરવી. મફતનું નહી ખાતા પુરુષાર્થ કરીને ખાવું એટલે કે ઉપર જણાવેલ ભિક્ષાવૃત્તિ (ભીખ દાન વગેરે) ને મુકી ઉપર જણાવેલ બીજે માર્ગે પ્રવર્તે તેવા માર્ગ શીખી ગ્રહણ કરવા.

૩ જેની હિંદ દેશમાં બાપોતી હોય તેજ હિંદી પ્રજા ગણાય. એના એટલે હિંદી પ્રજાના તમામ સંતાન ખેડુ અને ઢેડ સુદ્ધાંતના છોકરા અને છોકરીઓ ૭ ચોપડી સુધી ભણી શકે એવા પ્રયત્ન કરવા. જો કદાચ દિવસે ભણવાની તક ન મળે તો કાળજી લઇ તે રાત્રે ભણાવવા.

૪ **એકીભાવ**—એટલે (૧) સર્વે બ્રાહ્મણ સર્વ બ્રાહ્મણોમાં તેમજ સર્વ ક્ષત્રિ, સર્વે વૈશ્ય, સર્વે શુદ્ર પોતપોતાના વર્ણમાં રોટી બેટીનો વ્યવહાર કરવા માંડે. (૨) હીંદી પ્રજાના ઘર વ્યવહારમાં, વ્યાપારમાં, વહી, ખત, પત્રોમાં સરકાર દરબારના ઉપચાર વ્યવહારમાં અને પુસ્તકોમાં એક હીંદી ભાષા (જે સરલ અને શુધ્ધ છે) નો ઉપયોગ કરવો સર્વે પ્રજામાં એક તોલ, એક વાર, એક સંવત (કલી) એક નેશન (જે હિંદનો હિતેષિ

તેજ (હિંદી પ્રજાનું અંગ), એક ઉદ્દેશ (હિંદી પ્રજાની ઉન્નતિ) એક સામાન્ય ધર્મનો પ્રચાર થાય તે પ્રયાસો કરી તંત્ર રચવું.

૫ દુઃખ સુખે સ્વદેશી વસ્તુ વાપરવી, પરદેશી વસ્તુથી બચવું.

૬ સ્થળે સ્થળે સાર્વજનીક સમાજો કરી આર્ય સંતાનનાં દેખીતાં દુઃખ કાપીને તેને સુખ મળે એટલે શારિરીક, માનસિક અને સામાજીક ઉન્નતિ જેમ થાય તેવા ઉપાયોની યોજના કરી કોઇ પણ પ્રકારે પ્રસિદ્ધિમાં લાવવા. એટલે જાતિ ન્યાતિ, મેળા, તીર્થ, સ્કુલ, સ્ટેશન, હોસ્પીટલ, ઘર ઘર વગેરે સ્થળોએ ન્હાની ન્હાની ચોપડી અથવા સ્ત્રી પુરૂષોનાં વ્યાખ્યાન કે ઉપદેશદ્વારા પ્રસિદ્ધમાં લાવવા.

ઉપર જણાવેલ ૭ શાસ્ત્રોની મોટી વ્યાખ્યા છે, અત્રે તો દેશહિત માટે કેટલાંક સુત્રોના અર્થો ટાંકેલ છે. એ ષડ શાસ્ત્ર ભણવાથી પૂર્વજો, જેવાં ધર્મ, અર્થ, કામ, અને મોક્ષને પામ્યા છે, તેવાં તમને પણ પ્રાપ્ત થઇ શકશે, તે વિના નહીં.

૫ આપણાથી બીજું કાંઇ ન થાય તો આ દોહરો શીખી તે પ્રમાણે કરાવવા કોશીશ કરવી.

દોહા.

ભૂમિ[1] વીજ અપ તપ હવા, સમ ફલ ઉપજે જાન;<br>
માત[1] તાત ભખ[2] સંગ ભજ,[3] સમ નિપજે સંતાન. ૧.

જૈસી કરના ચાહતે, નીચ ઉત્તમ સંતાન;<br>
વેસા ઉસકી રીતિસે, દો માતાકો[4] જ્ઞાન. ૨.

દેશ હિતૈષી જબ ચહે, દેશ હેત કલ્યાન;<br>
શ્રી[5] વિદ્યા,[6] બલ,[7] સંપકો,[8] દે માતાકો જ્ઞાન. ૩.

દેશોન્નતિ કરનકો, નેપોલિયન સુજાન;<br>
કહી રીત ઉત્તમ યહી, દો માતાકો જ્ઞાન. ૪.

---

૧—ભૂમી માતા બીજ તાત અમ વગેરેનું ક્રમશઃ અર્થ કરવો. ૨ ભક્ષ ખોરક. ૩ અભ્યાસજ—સંસ્કાર. ૪ કન્યા—સ્ત્રીઓ. ૫ બુદ્ધિ કેમ ખીલે. ૬ ભાષાજ્ઞાન, ગણીત, ઇતિહાસ, નીતિ, વૈદ્યક, પાક સીવણ, ગૃહ, જાતી, ધર્મ વિદ્યા. ૭ શરીર બળવાન કેમ થાય સ્વત્વ, સ્વધર્મ અને સ્વદેશાભિમાનનું બલ કેમ થાય તથા એ બન્ને બલ કેમ ટકી શકે. ૮. સંતાનમાં સંપ કેમ રહી શકશે.

૬. યોગ્ય પૂર્ણ પુરૂષાર્થ કરતાં પણ જે નહીં થઇ શકે એજ પ્રારબ્ધ; એમ સમજીને પ્રારબ્ધ ઉપર આધાર નહીં રાખવો, કેમકે પ્રારબ્ધ આપણો પુરૂષાર્થજ છે.

૭ પ્રત્યક્ષાદિ પ્રમાણમાં તોળ્યા વિના કોઇના લખવા કે કહેવા માત્ર ઉપર આધાર ન રાખવો. જે સયુક્ત કથન વા લેખ ન હોય, તેવા કોઇના કથન-ગ્રંથ વા દંતકથા માત્રપર આધાર રાખવો નહીં, એટલે પરીક્ષા કીધા વિના કોઇની વાત માનવી નહીં.

૮ પરસ્પરનાં દુષણ એકાંતમાં જણાવવાથી દ્વેષ થવાને અવસર મળતો નથી.

૯ ધર્મપંથનું નાનાપણું એજ પોતાની એટલે ધર્મ પંથોની અસત્યતા જણાવે છે, માટે ત્હેના ઉપર આધાર ન રાખતા શોધ પૂર્વક એક ધર્મ પંથ કરવાની યુકિત શોધવી, તેથી કુસંપ મટી સંપ થઇ શકશે. એનો ઉપાય વૃદ્ધ, વિદ્વાન, બુદ્ધિમાન, સદાચારી, નીતિજ્ઞ, વ્યવહાર કુશલ અને અનુભવી બતાવી શકશે.

૧૦ દ્રવ્યનો નિષ્ફલ કુવ્યય ન કરવો.

૧૧ નિશાઓ માત્રનાં દુષણ દેખાડી માદક પદાર્થો છોડાવવા.

૧૨ બ્રહ્મચર્ય રહેવાની શૈલી-રીતિ વધારવી અને યોગ્યતા પૂર્વક પાલન કરવુંજ.

૧૩ ફલાદેશ જ્યોતિષ, રમલ, કેરલ, જફર, મંત્ર, જંત્ર, કરામત, સિદ્ધિ, પ્રયોગ, દૈવ, દેવતા, ભૂત, પ્રેત, જિન, પીર, પેગંબર, તીર્થ, શ્રાદ્ધ, જડપૂજન, કીમીઓ, વગેરે ઉપર વીશ્વાસ ન રાખવો.

૧૪ કાળનો વ્યય નકામાં-અર્થ વગરની વાતો સાંભળવા કરવામાં ન કરો કિંતુ ઉત્તમ મંત્ર (વિચાર) સિદ્ધિ માટે કરવો જોઇએ.

૧૫ અનુચિત દ્વેષ કોઇની સાથે પણ કરોમાં, કિંતુ સંપ કરો. ધર્મપંથના ઝઘડા વચમાં ન લેતાં સહિષ્ણુતા રાખો.

૧૬ સ્ત્રીઓને સ્વતંત્ર કરવા જરૂર નથી. તોપણ તેને ગૃહ તંત્રમાં પ્રધાન માનીને તેનો સત્કાર કરવો જોઇએ. વર્ત્તમાનના પેઠે તૃણવત ન ગણવી.

૧૭ રાજાઓએ જોવું જોઇએ કે પોતાના રાજ્યની પ્રજા ઢોરો માટે અન્ન તથા ચારો ૧ વર્ષનો શિલ્લકમાં રાખે.

૧૮ રાજાની મીલ્કત અને રાજ્યની મીલ્કતની જુદી ફોડ હોવી જોઇએ, નહીંતો વર્ત્તમાનની પેઠે પ્રજાનું ધન વ્યર્થ બર્બાદ જવાથી રાજ્ય અને પ્રજાને ઘણું નુકશાન વેઠવું પડે છે.

૧૯ અહંબ્રહ્મ એટલે જીવ બ્રહ્મ છે, અગર આ સર્વ બ્રહ્મ છે અગર ઇશ્વર જે ચાહે તે એટલે અન્યથા પણ કરે, એવા અઘટિત નાશકારી સિદ્ધાંતોનો ત્યાગ કરવો જોઇએ (પ્રસિદ્ધ ગ્રંથ અદ્વૈતાદર્શ વાંચો.)

૨૦ ગૌરક્ષાથી દેશને લાભ છે, તેથી તેનાપર ધ્યાન આપો.

૨૧ અયોગ્ય ઉદારતા, અનુચિત શર્મ અને ખોટી દયાનો ત્યાગ કરો. (વિદુરનીતિ, શુક્રનીતિ, ચાણાક્યનીતિ, પંચતંત્ર, મુદ્રારાક્ષસ અને દશકુમાર ચરિત્ર વાંચો વા સાંભળો.)

૨૨ વર્ણાશ્રમ ગુણકર્મ ઉપર રાખો, વીર્યમાત્રપર નહીં.

૨૩ ભિક્ષા વૃત્તિ અને યાચક વર્ગને માટે ચાલે છે તેવી દાનવૃત્તિ બંધ કરવી જોઇએ. આ વૃત્તિની લાભ હાની, શંકા સમાધાન તથા પ્રબંધ જાણવા માટે પ્રસિદ્ધ ગ્રંથ (ભિક્ષુકનિબંધ વાંચો.)

૨૪ એક બીજાનાં સુખ દુઃખ સમાન સમજી પરસ્પરના રક્ષક થાઓ. કેવળ સ્વાર્થી ન થાઓ.

૨૫ સત્યના ગ્રહણ અને અસત્યના ત્યાગ માટે દુરાગ્રહ કરો ના, એમ કરવાથી છલ, કપટ, ઇર્ષ્યા, દ્વેષ, અપસ્વાર્થ, નાના ધર્મ પંથ અને અન્યાય વગેરે ઘણા દોષોનો નાશ થઇ જશે.

૨૬ એક બીજાની નિંદા, સ્તુતિ, ખંડન મંડન કરોમાં. કિંતુ ગુણ ગ્રહણ કરી દોષીઓને સમતા રાખી સમજાવવા.

૨૭ મિથ્યા અને અયોગ્ય ગ્રંથોનો આદર ન જોઇએ. (સત્યાર્થપ્રકાશ, પુષ્ટિ માર્ગ વગેરે ગ્રંથ વાંચશો તો એનો ખુલાસો વધારે મળશે.)

૨૮ બધાને ભાઇ સમજીને ભ્રાતૃભાવ રાખી સુપ્રેમ વર્તો.

૨૯ જે ભાષામાં જ્ઞાન અસયું હોય તે ભાષા (સંસ્કૃત, ઇંગ્રેજી વગેરે) ભણવી. પરંતુ વ્યાપાર ગૃહકાર્ય, જાતિવ્યવહાર અને ખાનગી કામોમાં પોતાની દેશ ભાષા (હિંદી ભાષા) મુકી બીજી દેશ ભાષાનો પ્રવેશ થવા દેવો નહીં.

**૩૦ જેની ભાષા તેનો ધર્મ-પંથ ચાલશે; માટે ભાષા સંબન્ધી ધ્યાન આપવુંજ.**

૩૧ વિલાયત જવામાં બાધ નથી, ધર્મ વિરૂદ્ધ નથી (જુઓ આત્મ પર્યટન મીમાંસા) કિંતુ લાભ છે.

**૩૨ જે વિદેશી વસ્તુ વિના કામ ચાલી શકે તે કદી પણ નવાપરવી–વાપરોમાં–નહીં નો હવે વધારે વહેલા કંગાલ અને પરાધીન થવાના.**

૩૩ સામાજિક પ્રવૃત્તિ કરી દુષ્ટ રૂઢિનો ત્યાગ કરી સારી રૂઢિનો પ્રચાર કરવો.

(એ વાત જાણવા માટે વ્યવહારદર્શન, ભિક્ષુકનિબંધ, અને ભુતનિ બંધ વાંચે).

૩૪ આ સમય માટે મોટાં બે કામ છે, પોતાના શરીર અને મનના દોષ નિવારણ કરવા અથવા દોષ ન થવા દેવા. એ બન્ને કામ માટે "વ્યવહારદર્શન" વિચારવું અને શરીર સંપત્તિ માટે વૈદક ગ્રંથ પણ સાંભળવા અગર વાંચવા જોઇએ.

૩૫ સ્વધર્મ, સ્વદેશ, સ્વકોમ, સ્વત્વ એ ચાર નષ્ટ થયેલા અભિમાન ઉપદેશ દ્વારા, નવીન પ્રજામાં સજીવન કરવા જોઇએ. તોજ પ્રેમ અથવા એકી ભાવ સત્યરૂપ પકડશે અને સંપ થશે.

૩૬ જો ઉપર લખ્યા પ્રમાણે બ્રહ્મચર્ય પળાય તો બુદ્ધિ, વિદ્યા અને શકિતની વૃદ્ધિ થઇ અનેક લાભ થાય. (આના ઉપાય વ્યવહારદર્શન માં જુઓ.)

૩૭ પરધર્મમાં જવાથી હાનીને હાની. (અદ્વૈતાદર્શ અને આનાર્યઆર્ય ગ્રંથ વાંચો, સાંભળો, વિચારો.)

૩૮ દેશ હિત કરવા માટે દ્રવ્ય જોઇએ, તેના પ્રબંધ માટે નિષ્ફલ વ્યયનો ત્યાગ કરવો. ( ભિક્ષુક નિબંધ અને વ્યવહારદર્શન જુએ.)

૩૯ સૃષ્ટિમાં વૃદ્ધિ અને ચંચલતા હોવાને લીધે કોમોનો દેશ બદલાશે, તેથી ધર્મનો શંભુ મેળો થશે; માટે આર્યના ઉત્તમ તત્વદર્શનનો (તત્વદર્શક ૩૨૨ ફીલોસોફીનો) પ્રચાર કરવો જોઇએ.

૪૦ પ્રચલિત કાનુના જરૂરી નીયમો બાળકોને પણ શીખવવા જોઇએ; કેમકે કાનુનની નાવાકફી તેના લાભમાં નથી.

૪૧ સામાજીક કામ મંડલીની સંમતિથી કરવું, મન મુખીપણે નહીં. અને બહુ પક્ષે જે સમાજ ઠરાવ કરે તેને તાબે થઇને વખોડવું નહિ.

૪૨ અર્થ આભડછેટ રાખોમાં, ભ્રષ્ટ થાઓમાં અને શૌચ પાળો.

૪૩ પ્રાચીન સંસ્કૃત ભાષામાં વૈદક, અર્થ, અને ધનુર્વિદ્યાના શોધ માટે પ્રયત્ન કરવો.

૪૪ નાના પ્રકારના બ્રાહ્મણ, ભીખ દાન ત્યાગીને એક પંક્તિએ બેસવા માંડે, નાના પંથના આચાર્ય સાધુ એક સભામાં ભેગા થઇને વિચાર કરે, બધા રાજાઓ મળી પરસ્પરમાં બેટી વ્યવહાર કરે, વૈશ્ય લોકો એક બીજાના ધંધા ઉપર ન પડે અને પ્રદેશમાં જાય, ગુણકર્મ ઉપર વર્ણાશ્રમ ગણાય, તો અર્યાવર્ત્તપર અનેક લાભોની વૃષ્ટિ થાય.

૪૫ પ્રાચીનરીતિના ૧૬ સંસ્કાર પ્રવૃત્ત થાય તો સારૂં.

૪૬ પોતાની ઉન્નતિમાંજ સંતુષ્ટ ન થવું જોઇએ, કિંતુ આર્ય સંતાન આપણાં અંગ છે. તે માટે તેમની ઉન્નતિથી આપણી ઉન્નતિ છે, એમ સમજવું.

૪૭ સત્ય, નીતિ, સદાચરણના શિક્ષણ માટે કાળજી રાખવી.

૪૮ જે વાતો ઘણા ઘણા ધર્મપંથવાળા માને તે વાતો ઉપદેશવી, એ સંપ થવાનું પહેલું પગથીયું છે.

૪૯ રાજ્યસભા, ધર્મસભા, જાતીસભા સુધારવી, એ સંપ થવાનું બીજું પગથીયું છે. (આવી સભા કરવાની રીતિ વ્યવહારદર્શનમાં સ્પષ્ટ કરેલ છે.)

૫૦ જે મનુષ્યે આર્યાવર્ત્ત દેશની યોગ્યરીતે મુસાફરી કરી હોય અને ઇતિહાસ વાંચ્યા હશે, તેને આર્યાવર્ત્ત દેશના રોગોની ખબર હોવા સંભવ છે.

૫૧ તમારે આમ નહીં સમજવું કે કોઇ દેવતા, દૂત, યોગી, પેગંબર, ઇશ્વરનો દીકરો અગર ઇશ્વરનો અવતાર આવીને તમારાં દુઃખ કાપશે અગર તમારા અપરાધ ક્ષમા કરીને દયા કરશે, ત્યાર પછી સુખ આપશે ! ના ના. પણ જો તમે ઉત્તમ સંસ્કાર નાખી દુઃખનાશ, સુખ મળવાની સામગ્રી ભેળી કરી શકશો, તો વખતે કોઇ ડાહ્યો, ચમત્કારી, પરાક્રમી, અવતારી શૂરવીર, વિદ્વાન પુરૂષ તમને મોટો સહાયભૂત થઇ પડશે. ! !

૫૨ જે વિદ્યા, એમ. એ; બી. એ. વગેરેની શૈલી અગર હુન્નર બીજી ભાષામાં હોય અગર તમે જે જાણતા હો તે સ્વભાષામાં કરીને ભણાવવું અને જો એમ ન કરી શકાય તો સ્વભાષામાં કરીને મરવું.

૫૩ આપણા ન્હાના કે મોટા સત્તાધારી–રક્ષક, ન્યાયી પ્રજા પાલક જે છે, તેની આજ્ઞા પાળવી. તેનાથી વિરૂદ્ધ ન થવું; કેમકે રાજ્ય સત્તાની સહાયતા વિના આપણી ધાર્મિક વા બીજી યોગ્ય ઉન્નતિ થઇ શકે તેમ નથી. વળી તેની સાથે વફાદારી સાથે વર્ત્તવું એ પ્રજાનો ધર્મ છે. આ સામાન્ય નિયમ છે. પ્રસંગ વિશેષમાં ધર્મનેજ પ્રાધાન્ય અપાય.

૫૪ ઇંગ્લંડ સરકારનો એક રીતે ઉપકાર માનવો; કેમકે તેના પ્રતાપે આર્ય સંતાનને પોતાની અયોગ્યતા જાણવામાં આવી છે. ઉન્નતિ માટે ઉચ્ચ વ્યાપક વિચાર કરવાનો અવસર મળ્યો છે, પોતાના વડીલોનું ગુપ્ત ધન ખોળવાને સામર્થ્ય થયા છીએ.

૫૫ સર્વની સાથે વિનયપૂર્વક વર્તો. કોઇને તિરસ્કાર દ્રષ્ટિથી જુઓ નહીં.

૫૬ ઉદાર થાઓ પણ ઉડાઉ નહીં. સ્વત્વ કાયમ રાખો પરંતુ મિથ્યાભિમાની થશો નહીં.

૫૭ નમ્રતા રાખો પણ ખુશામતખોર થશો નહીં.

૫૮ યોગ્ય કારણસિવાય કોઇથી બીશો કે દબાશો નહીં.

૫૯ બહાદુર થાઓ પણ ઉદ્ધત થશો નહીં.

૬૦ આચાર, ઉચ્ચાર, અને વિચાર પવિત્ર રાખો.

૬૧ સજ્જનોની રક્ષા અને દુર્જનોનો પરિત્યાગ ઇષ્ટ છે.

૬૨ સૃષ્ટિ એ એક શાળા છે, તેમાંથી સ્વાર્પણનું ઉચ્ચ શિક્ષણ મેળવો.

૬૩ વર્ત્તમાનમાં જે કેટલેક સ્થળે સાંપ્રદાયિક ધર્મ કેળવણી આપવાને આરંભ થતા જોવામાં આવે છે, તેનું પરિણામ ધર્મ અને દેશહિતને કદાચ પ્રતિબંધક નીવડવા સંભવ છે. કારણકે દરેક પોતપોતાના રાજ્યમાં અને દરેક સોસાઇટી પોતપોતાના અધિકારમાં પોતપોતાના ધર્મનું શિક્ષણ આપે છે, જેમકે રાજા શૈવી તો તેના રાજ્યના છોકરાઓ માટે જે ચોપડી બને છે તેમાં શૈવપક્ષના શબ્દો લખાય અને તે તરફ દોરવાનું રૂપ લેવાય છે. ઇત્યાદિ. આવી કેળવણીનું આ પરિણામ આવે કે પોતપોતાના ધર્મના રૂઢ સંસ્કાર થવાથી એવો વિશ્વાસ અને બીજા ધર્મમાં એવો તિરસ્કાર—અનાદર પેદા થશે કે ત્હેના સંસ્કાર જવા પાછળથી દુર્ઘટ થઇ પડે છે. અને રેશમની ગાંઠ જેવી (સુધરેલા રૂપમાં) ધર્મદ્વેષની અનિવાર્ય ગાંઠ બંધાશે, અને છળ પ્રવર્ત્તક દ્વેષ વધશે. માટે એમ ન થવું જોઇએ. બલ્કે ધર્મની કેળવણી આપવી હોય તો તમામ ધર્મગુરૂ અને સોસાઇટીએ ભેળા થઇને એક સંપે સર્વાનુમતે ધર્મ કેળવણીની અગર સામાન્ય નીતિની ચોપડીઓ કરવી. અને તે પ્રમાણે શિક્ષણ મળે તોજ ઠીક છે. નહિ તો આ ધર્મ કેળવણીની અધર્મ ઉત્પન્ન થવાનું મૂળ થઇ પડશે.

૬૪ ગમે તેવા સારા ઉદ્દેશે (પ્રિન્સીપલે) આપણા દેશમાં નવીન સોસાઇટીઓ (બ્રહ્મ સમાજ, આર્ય સમાજ વગેરે) સ્થપાઇ છે, પરંતુ તેનું કેટલેક અંશે ખરાબ પરિણામ આવતું જોવામાં આવે છે. જેમકે બ્રહ્મ સમાજમાં ફાટફુટ થઇ ફાંટા પડયા. આર્ય સમાજમાં ટોળીઓ—પાર્ટિઓ થઇ પરસ્પરમાં લડવા માંડયા. સનાતન ધર્મ સભા અને આર્ય સમાજ પરસ્પરમાં કજીયા કરી કોર્ટો સુધી જવા લાગી. માટે આવી રીતની સમાજો—સભાઓ થવા કરતાં ન થવી સારી છે.

આજકાલ પ્રજામાં એક પ્રકારનો ધર્મ વિષયક નવીન રોગ ઉત્પન્ન થયો છે. આ રોગ ભણેલાઓમાં પણ જોવામાં આવે છે.

તે એ છે કે પોતાના સંપ્રદાયના મંતવ્યો અને પરિણામો હાની કારક અને અયુક્ત છે તેને પણ સાયન્સ કે વિજ્ઞાનમાં રંગીને પ્રતિપાદન કરેવાનો પ્રયત્ન કરવામાં આવે છે. મૂર્તિપૂજા, નિયોગ તીર્થ, સ્નાન, તિલક, માળા, મંત્ર જંત્ર વિગેરે વિષયોને પણ સાયન્સથી સિદ્ધ કરવાનો પ્રયત્ન કરે છે. જો કે આમ બની શકે એવુ નથી હોતું છતાં અજ્ઞમંડળની સમાજમાં આવાઓની યુક્તિ જણાઈ આવતી નથી. આથી સત્ય ધર્મબોધ ન થતાં ઉન્નતિ થતી અટકે છે. આ પ્રકારની વિચાર શૈલીનું મૂલ કારણ વર્તમાનનો ઉપલકીયો ધર્મશુન્યના સુધારો છે. એ નકલી સુધારાનું સ્વરૂપ નથી તો સાચું પશ્ચિમનું કે નથી પ્રાચીન આર્યાવર્તનું પોરસ્ત્ય. પણ માત્ર કૃત્રિમ સુધારાનો દેખાવ અને ડોળ છે. આ કૃત્રિમ સુધારાના પ્રત્યાઘાત તરીકે આ પ્રયત્નો વખતે થાય છે, અને સાયન્સથી રંગી વિષય સિદ્ધો કરવાની શૈલી જન્મ પામતી લાગી છે, માટે તેનો ત્યાગ કરવો જોઇએ.

૬૬ હવે એક ઉપયોગી વાતનો વિચાર કરીએ. નવીન પ્રકાશના સુધારાવાળા ઘણીવાર બહુ બળપૂર્વક દર્શાવે છે કે હરકોઇ વિષયનો નિર્ણય કરવા માટે મૂળ પ્રીન્સીપલ યા ઉદ્દેશ સાચો હોવો જોઇએ પછી તેનું પરિણામ ગમે તે આવે, અગર કોઇ માને યા નહીં. પણ આ વિચાર કરતાં જણાશે કે આ નિયમમાં ફેરફાર કરવાની જરૂર રહે છે કારણ કે ઉદ્દેશ ગમે તેટલો શુદ્ધ અને સારો હોય છતાં ઉપયોગ તથા પરિણામ પ્રાપ્ત કરવાના પ્રકાર માટે વસ્તુસ્થિતિ, દેશ કાલ સ્થિતિ આ સર્વનો વિચાર કરવાની જરૂર રહે છે. દ્રષ્ટાંત તરીકે

૧ એકનો પ્રીન્સીપલ એવો છે કે પ્રકૃતિ જ્યારે બળ કરે ત્યારે અગર શારીરિક કારણ સર આનંદના ઉપયોગ માટે વેસ્યાગમન અનુચિત નથી. આમાં વ્યભિચારથી આનંદનો ઉદ્દેશ તો સિદ્ધ થશેજ.

૨ બીજાનો પ્રીન્સીપલ ઉદ્દેશ એ પ્રકારનો છે કે પુત્ર ને બી, એ અગર એમ એ કરવાથી તેનું જીવન સુધરશે અને તેમ કરવાને તેના શિક્ષણના ખર્ચ માટે ગમે તેવા કૃત્યો કરી દ્રવ્ય પ્રાપ્તિ કરે છે. આ પ્રસંગમાં પણ પ્રીન્સીપલ તો સત્ય જ છે.

૩ મૂર્તિપૂજકોનો પ્રીન્સીપલ છે કે મૂર્તિપૂજા કરવાથી ચિત્ત ની એકાગ્રતા, શુદ્ધતા થઈ અગ્ર મનુષ્યોને ઇશ્વરમાં આસ્થા અને શ્રદ્ધા રહે છે આમાં પણ પ્રીન્સીપલ તો સાચો જ છે.

૪ રોગીનો નિશ્ચય એવો છે કે છાસ પીવાથી તેહેની તૃષાની શાંતિ થશે.

૫ ક્ષુધાની શાંતિ ભોજનથી થાય છે માટે ગમે તે પ્રકારે ચોરી કરી અગર ગમેએવાં અનિષ્ટ કૃત્યો કરી, દ્રવ્ય પ્રાપ્ત કરી અન્ન પ્રાપ્ત કરી શકાય. દુકાળમાં ચોરી કરવાની છૂટ.

પરંતુ ઉપરના દ્રષ્ટાંતોમાં પ્રીન્સીપલ યા ઉદ્દેશ સાચા દેખાય ખરા છતાં તેહેની સિદ્ધીના પ્રકાર અને પરિણામનો વિચાર કરવાનો રહે છે. પ્રથમના દ્રષ્ટાંતમાં વ્યભિચારથી રોગોત્પત્તિ થઇ સર્વસ્વ નાશ પામે છે. બીજા દ્રષ્ટાંતમાં ચૌર્યાદિ કર્મો કરી પુત્રને શિક્ષણ આપવાથી કારાગ્રહમાં જવું પડે છે. બીજામાં મૂર્તિ પૂજામાં જે પ્રીન્સીપલ માન્યો છે તે સત્ય નથી. (જુઓ મૂર્તિ પ્રસંગ ઉત્તરાંક ૫૦) છતાં તેમ માની લેવાય તે પણ વર્તમાનમાં હાનીકારક પરિણામો જોવામાં આવે છે. ચોથામાં છાસ પીવાથી તૃષા છીપે પણ કદાચ મૂલ રોગમાં વૃદ્ધિ થાય અને રોગી વિશેષ દુઃખી થશે. સારાંશ એકલા પ્રીન્સીપલ ઉદ્દેશ પર રહેવું ઉચિત નથી.

ઉદ્દેશ પણ ચાર પ્રકારના તો છે. સત્ય, અસત્ય, ઇષ્ટ, અનિષ્ટ. આ ચારને પરસ્પરમાં મેળવવાથી તેના આઠ રૂપ થશે.

૧ વ્યભિચાર વાળો દ્રષ્ટાંત સત્ય પણ અનિષ્ટ પરિણામ પ્રદ છે.

૨ વર્તમાન દેશકાળ સ્થિતિ જોતાં મૂર્તિપૂજાનું દ્રષ્ટાંત અસત્ય અને અહિત પરિણામી છે. અજ્ઞાનીને આસ્થા થાય પણ કૃત્રિમ ઇશ્વરમાં; મન ઇન્દ્રિયનો વિષય નથી એવા મહાન વ્યાપક ઇશ્વરમાં નહીં.

૩. જો કે રૂઢિની દ્રષ્ટિયે વિચારતાં તો વિરોધ છે છતાં બાળલગ્ન બંધ કરવાનો પ્રીન્સીપલ સત્ય અને ઇષ્ટ છે.

૪. મુસલમાની વેસ્યા સાથેના સંસર્ગથી હિંદુ વટલતાં મુસલમાન થાય. આ રીતે કદાચ એ મુસલમાન માટે પ્રીન્સીપલ

સારો હોય છતાં એકંદરે અન્ય રીતે અહિતકારક અનિષ્ટજ છે. તાબૂતનો પ્રીન્સીપલ પણ અસત્ય છે છતાં મુસલમાન માટે એથી વીરતાનો અભ્યાસ ને ઝનુન કાયમ રહે છે.

૫. જ્યારે વાહન જે કંઇ હોય ત્હેને માર્યા શિવાય દુષ્ટ શત્રુનો નાશ થતો હોય, તો પછી નિરપરાધી વાહનને મારવાનો ઉદ્દેશ ઇષ્ટ પણ છે અને અનિષ્ટ પણ છે. ઇત્યાદિ અન્ય રીતે પણ વિચારો કરવા. સંક્ષેપમાં દેશહિતના પ્રશ્નનો વિચાર કરવા માટે ઉદ્દેશ, ઉપયોગ, પરિણામ એ બધાનો વિશાળ ને વ્યાપક દૃષ્ટિએ વિચાર કરવો જોઇએ. સામાન્ય નિયમ આ પ્રકારનો હોવો જોઇએ કે 'કોઈપણ ધર્મ, પંથ, સમુદાય વા વ્યક્તિની કે ગમે ત્હેની વાત હોય પણ જો તેમાં પરિણામે દુઃખ ન થતાં ધર્મહિત હોય તેમજ સુખ પ્રાપ્ત થતું હોય અને ઉપયોગી હોય તો ને ગ્રાહ્ય અને તેનાથી વિપરીત હોય તો ગમે તેવી હોય પણ અગ્રાહ્ય ગણવી જોઇએ. તેમાં પણ જો તે વિશેષ ભાગને માટે (સમાજને માટે) ઉપયોગી હોય તો તે તકરાર લીધા વિના ગ્રાહ્ય અને જો વિશેષ ભાગને હાનીકારક હોય તો તે ત્યાજય સમજવી.''

૬૭ જમાનાઓ થયા જગતમાં, વિશેષતઃ આર્યપ્રજામાં આવી રીતે થતું આવ્યું છે કે કોઇ એક વ્યક્તિ સુધારક યા નવીન વિચાર પ્રવર્તક કિંવા મંડલી, લોકલાભનો ઉદ્દેશ રાખી દેશકાળ પરત્વે લોકોપયોગી વિચારણા ઉપદેશે છે અને ત્હેના અનુયાયી તેના ઉદ્દેશ દેશકાળને ધ્યાનમાં લેતાં ત્હેના વિશ્વાસમાં બંધાય છે. બીજી પેઢીમાં તે દઢ થાય છે. ત્રીજીમાં અંધ પરંપરાની રીતે મનાય અને અવર્ણિય ભાવના સહિત ચાલે છે. ચોથી પેઢીમાં ઉદ્દેશ નષ્ટ થવા અને સંશય ઉત્પન્ન થવાની સામગ્રી ઉદ્ભવે છે. પાંચમી પેઢીએ સંશય સજડ થઇ તડ પડવાનું રૂપ બંધાય છે. છઠીમાં તડ પડી જાય છે. સાતમીમાં તો પરસ્પરમાં તિરસ્કાર અને લડાઇ ચાલે છે. કોઇ કોઇ તો આવા દાખલા મળી આવે છે કે ઉપરનું તમામ રૂપ ત્રીજી પેઢીએ થઇ જાય છે. એવી રીતે નષ્ટ પર્યાય થયા પછી સુધારો વધારો થાય છે અને રૂપ બદલાય છે. ઘણે અંશે આવી પ્રથા જોવામાં આવે છે.

એવી રીતે જમાનામાં થયું છે, થઇ રહ્યું છે, અને થવાનું છે. માટે શોક ન કરતાં શુભ હૃદયબુદ્ધિ રાખી અને શુદ્ધ દ્રષ્ટિએ દેશકાળ સ્થિતિ પ્રમાણે લોકોપયોગી કાર્ય યથાશક્તિ કર્યા જવું.

૬૮ ઉપરોક્ત પ્રકારનું દ્રષ્ટાંત :—

દેશહિતૈષી સ્વામી દયાનંદ સંન્યાસીના પ્રયાસથી સં. ૧૯૨૬ વિશેષતઃ સં. ૧૯૩૪ માં આર્યસમાજ નામની ધર્મસભા એવે ઉદ્દેશે સ્થપાઇ હતી કે કલ્પિત દૂષિત ધર્મજન્ય અંધેર અને ગુરૂડમની પ્રણાલી નાશ પામે, વેદ ધર્મ (પ્રાચીન આર્ય ધર્મ)નો પ્રચાર થાય, દેશની ઉન્નતિ થાય અન્ય સંસ્થાની લોકો સ્વતંત્રતા શીખે.

બેશક, વર્ત્તમાનની અન્ય સોસાયટીઓ કરતાં આર્યસમાજ ઠીક હતી અને કામ કરતી હતી. દેશહિત કરવામાં કેટલાક પ્રતિબંધો નિવારણ કરવા તેણે પ્રયાસ કર્યા છે. ધર્મનું અંધેર પ્રદર્શિત કીધું. દરેક ધર્મ મત અને સંપ્રદાયમાં જાગૃતિ આણી છે.

પરંતુ દયાનંદજીના ગુજરી ગયા પછી (૧૯૪૦ પછી) તે ઉદ્દેશ રૂપાંતર થવા લાગ્યો:-

૧—તેમના બનાવેલા ગ્રંથોમાં રૂપાંતર થયું.—સંસ્કાર વિધિની પહેલી આવૃત્તિના પેજ ૧૦, ૪૨ અન્ન પ્રાશન અને ગર્ભાધાન પ્રસંગના બીજી આવૃત્તિ સાથે અને સત્યાર્થપ્રકાશ સં. ૧૯૨૯, ૧૯૩૯, ૧૯૪૪ અને ઉત્તરના સાલોની આવૃત્તિ મેળવીને જુઓ.

૨—અગ્ર ગણ્યોમાં અધિકારી બનવા અને માન પામી પુજાવાની ભાવના ઉત્પન્ન થતાં અન્યરૂપ થવા માંડયું. છેવટે સં. ૧૯૫૨ માંજ મહાત્મા (ગુરૂકુળ પાર્ટી) અને કલચર્ડ (કોલેજપાર્ટિ) એ બે વિભાગ થઇ અનેક સમાજોમાં બે તડ થઇ બે પક્ષ બંધાયા ને બે પ્રતિનિધિ સ્થપાઇ. પરસ્પરમાં કલહની શરૂઆત થઇ.

૩—અંતે એક પ્રકારે ગુરૂડમની ભાવના જેવું થયું.

૪—દયાનંદજીના મંતવ્ય, અમંતવ્ય, સિદ્ધાંત માનવા અને સ્વામી દયાનંદજીના પુસ્તકોથી વિપરીત અર્થ ન થાય, એવા નિયમો મુંબાઇ પ્રતિનિધિએ પાસ કર્યા (૧૮–૧૨–૧૯૦૪ આર્ય પ્રકાશ વાંચો.)

૫—સત્યાર્થ પ્રકાશની પરીક્ષા વૈદિકધર્મની પરીક્ષા ઠરાવી. (જુઓ આર્ય પ્રતિનિધિ સભા સંયુક્ત પ્રદેશનો બહાર પાડેલી નિયમ પત્રિકા આર્યાવર્ત પેપર તા. ૧૮–૩–૧૯૦૫ માં છાપી છે.)

૬—આ સમાજમાં સહિષ્ણુતા તો હતીજ નહીં ઉધ્ધતપણું વિશેષ હતું તો પછી દેશ હિત શું કરશે ! નિદાન ૨૫ વર્ષમાજ ઉદ્દેશો અને શૈલીના રૂપાંતર થઇ ગયા.

ઉકત દ્રષ્ટાંત દાખલા આપી અમે આર્ય સમાજની કેટલીક સાચી સેવાની અવગણના કરતા નથી એટલે તે પણ યથાશકિત યથામતિ દેશની સેવા કરે છે, તોપણ ઉપરના વિષયના દાખલામાંથી એ મુકત નથી એટલી નોંધ તો કરી શકાશે. એટલે જોઇતી જરૂરીઆત પાર પાડવા યોગ્ય રહી હોય એવું કળી શકાતું નથી. પછી ભવિષ્યમાં કેવું રૂપ ધારણ કરે તે અત્યારે કહી શકતા નથી.

એવીજ રીતે બીજા સંપ્રદાય–સભા માટે થઇ રહ્યું છે !! ફાટફુટ અને દાસત્વ એ આર્ય પ્રજાનો સ્વભાવજ જાણે બની ગયો છે, માટે લાચાર.

૬૯ દેશ હિતેચ્છુએ ધર્મ પંથના ઝઘડામાં ઉતરવું નહીં જોઇએ. કિંતુ જો કોઇ સવાલ ઉભો થાય તો તેને ધર્મથી અળગો રાખી દેશ હિતના રૂપમાં લઇ લેવો, છતાં જો. કોઇ ધર્મ વા મત પંથનો હઠ લઇ ન માને તો તેને ધર્મ પંથીની અપૂર્ણતા જણાવવા માટે એકજ સવાલ કરવો તે એ કે—

શકિત એટલે શું ? (એ શકિત પરમાણુ, જીવ, ઇશ્વર, માયા વા ગમે તેની માનો પણ શકિત એટલે શું) તેનું પરિમાણુ (અણુ વિભુ, મધ્યમ) શું છે ? તે સાવયવ છે કે નિરવયવ ? સંયોગી છે કે અસંયોગી ? ગતિમાન છે કે અક્રિય ? સ્વરૂપે એક કે જુદા જુદા ? તે અનેક રૂપે થઇ શકે કે નહીં ?

ઉપરના સવાલનો નિર્ણય મનુષ્ય મંડલ કરી શકે એમ નથી* તો પછી પ્રતિપક્ષીના માનેલ જીવ ઇશ્વરાદિ અને તેની શકિત

* ઉત્તરાર્દ્ધમાં સ્વરૂપ સંભાવના સંજ્ઞા વાંચી ઉત્તરાર્ધ વાંચશો તો આ સવાલ જવાબનું રૂપ વધારે સમજાશે.

માનવાનો આધારજ શું ? જો શકિતને અચિંત્ય કહીશું, તો બસ, જીવમોક્ષાદિનું સ્વરૂપ પણ અચિંત્ય ઠરશે એટલે ધર્મ પંથનો ઝઘડો કોરે મુકવો પડશે.

૭૦ વર્ત્તમાન કાલમાં હિંદની એવી દુર્દશા છે કે તેને સર્વ પ્રકારની જરૂર છે; માટે દરેકમાં અતિરસ્કાર રાખી દરેક વિષય માંથી સાર લઇને લોકોને જણાવવું. યથા—

૧—આર્ય સમાજમાંથી આત્મબલ, નીતિ અને ભેદ પ્રકાર (કેમકે તેમાં સામ, દામ અને દંડ નથી) એ લેવું.

૨—થિઓસોફીથી ઉદ્દેશ પ્રચારક બુદ્ધિ અને સામ લેવો. (તેમાં ભેદ કે દંડ નથી).

૩—સનાતન ધર્મ સભામાંથી આસ્થા—શ્રદ્ધા લેવી (સામાદિ તેમાં નથી).

૪—મુસલમાનોમાંથી દઢતા અને દંડ શીખી લેવાં.

૫—ખ્રિસ્તિ ધર્મમાંથી પંથ પ્રસારક યુકિત (પોલીસી) શીખવી.

૬—સંપ્રદાયીઓ (વાડા—પંથ—રીલીજીયન—મજહબ—તરીકાવાળા) માંથી સ્વાર્થસાધક બુધ્ધિ લેવી.

૭—કાંગ્રેસમાંથી રાજ્ય ભકિત અને રાજ્યદ્વારી કુનેહ ચાતુરી તથા રાજ્યપુરૂષો કેવી રીતે અંધેર ચલાવે છે તે શીખવાં.

૮—બ્રહ્મ સમાજમાંથી વિશ્વાસ પદ્ધતિ શીખવી.

ઇત્યાદિ દરેકમાંથી ગુણ દ્રષ્ટિ રાખી તેના સારા ગુણ—(ભૂષણ) નો સંગ્રહ કરી લોક સમક્ષ પ્રસિધ્ધ કરવા. પણ જ્યાં સુધી તેના આંતરીય ઉદ્દેશ નહીં જાણો અને તેના મુખ્ય આગેવાન (લીડરો)ના આશય નહી સમજો ત્યાંસુધી તેઓને ઉદ્દેશીને તેઓના દૂષણ જાહેરમાં (જનસમાજમાં) કહીને સોસાઇટીને વખોડવી નહીં.

૭૧—યાદ રાખવું કે આપણાં નિશાન—ઉદ્દેશ—સાધવા દેશકાળ સ્થિતિ પરત્વે આપણી શૈલી (અને) સામગ્રી બદલવામાં આંચકો ખાશો નહીં.

એટલે બદલવા યોગ્ય બદલી નાંખવી. જુની અને નવીન ઉભયપર ધ્યાન આપવું.

૭૨ સં. ૧૯૦૧ ઇ. નું વસ્તીપત્રક બતાવે છે કે હિંદમાં ૧૪,૩૯,૫૬,૪૪૬ સ્ત્રીઓ છે તેમાં સરેરાસ પાંચ સ્ત્રીઓમાં એક વીધવા છે। તેમાં પણ ૧ થી ૨, ૨ થી ૩, ૩ થી ૪, ૪ થી ૫, ૫ થી ૧૦, ૧૦ થી ૧૫ વર્ષ સુધીની ઘણી વિધવા છે. ફક્ત હિંદુ (પૌ. જૈ. બ્ર. સિ. ઐા. વે.) પ્રજામાંજ ૨ કરોડને આશરે વિધવા છે (આર્ય ગેઝટ લાહોર ૯-૩-૧૯૦૫).

આ વાતપર ધ્યાન દઇ તેની લાભ હાની તપાસી બાળલગ્ન બંધ થવાના અને વિધવાના શ્રાપથી દેશ મુક્ત રહે એવા પ્રયત્નો થવા જોઇએ.

૭૩ વર્ત્તમાનમાં આર્યાવર્ત્તના શરીરને અનેક રોગ વળગ્યા છે, તેમ તેની નિવૃત્તિ કરવા રોગ નિવારણના અનેક ઉપાય યોજવાની પણ જરૂર છે. તેમાંથી કેટલાક રોગ અને કેટલાક રોગ નિવર્ત્તક ઉપાયોનું સ્વરૂપ આ ગ્રંથમાં દર્શાવ્યું છે. શેષ યથા અવસર જણાવવામાં આવશે.

૭૪ ટુંકમાં એટલુંજ કે જ્યાંસુધી યોગ્યોપદેશક, અગર ઉપકારી સદગ્રહસ્થો નહીં જન્મે વા બહાર નહીં પડે, ત્યાંસુધી આવું જો બની શકે તોપણ સારૂં છે:—

૧ અદ્વૈતાદર્શ, વ્યવહારદર્શન, ભિક્ષુક નિબંધ અને આ ભ્રમનાશક તથા અનાર્યઆર્ય, ભાર્તચિકિત્સા, આર્ય કર્તવ્ય, જાત મહેનત, મુલતવીના માઠાં પરિણામ, અર્થશાસ્ત્ર ને તેવા બીજા ગ્રંથ વાંચ્યા પછી એક અગર અનેક વિષયોની ન્હાની ચોપડીઓ બનાવી સંસ્કાર પ્રચારાર્થે તે ચોપડીઓનો પ્રચાર કરવો. બને તો વિના મૂલ્યે અગર નજીવી કીંમતે અપાય તો વધારે સારૂં. સાધુ બ્રાહ્મણોને દાન, ભિક્ષા અને દક્ષિણામાં તેજ આપવી. મેળા, તીર્થ, જંક્શન, ગ્નાતિ વગેરે પ્રસંગોમાં વ્હેંચવી, તેમ તે વિષયોના સભ્ય શબ્દોમાં વ્યાખ્યાન આપવાં.

૨ જો ઉપર લખ્યા પ્રમાણે નહીં બની શકે તો મિથ્યા બકવાદ ન કરવો, જેટલું બને તેટલું કરવું, અર્થાત તમે જો સંસ્કારવાળા દેશહિતૈષી, દેશભક્ત છો તો તમારા જેવા સંસ્કારવાળા પાંચ મનુષ્ય પણ બનાવી-છોડીને મરી જવું.

૩ માતા શિક્ષિત સંસ્કારી હોય તો સંતાન પણ તેવા થશે તેથી સ્ત્રી કેળવણીને ઉત્તેજન આપવું.

૪ ઘરમાં સ્ત્રીઓ કે યોગ્ય વૃદ્ધ પુરૂષ સદુપદેશ આપે.

૫ બાળકો તેવા વિષયના દોહરા, કવિત, સંગીતનું સ્મરણ, ધ્યાન અગર શ્રવણ કરે.

૬ રેલ્વેમાં કોઇની સાથે મુસાફરી કરતાં, મિત્ર મેળાપ સમયે, જ્ઞાતિ ભોજન સમયે, દેવ મંદિરે, કથા પ્રસંગે, નવરાશની બે ઘડીની વાતચિતોમાં પણ યોગ્ય શબ્દોમાં તેવાજ વિચાર પ્રચરિત કરવા.

૭ વિશેષ પૂર્વોક્ત ગ્રંથો વાંચવાથી રોગ, ત્હેના રૂપ અને ત્હેના યોગ્ય ઉપાયો ધ્યાનમાં આવી શકે તેમ છે.

* * * * * * *

૮૧ પ્રશ્ન—મહારાજ, અત્યાર સુધી સર્વ વિષયો સંબન્ધી જે સ્પષ્ટિકરણ કરવામાં આવ્યું તે પરથી તો એમ લાગે છે કે આપનો કોઇ ખાસ ધર્મ સિદ્ધાન્ત જ નથી. પ્રચલિત ધર્મવાદો જેવા કે હિંદુ, મુસલ્માન, ખ્રિસ્તી જૈન, બૌદ્ધ, પારસી, બ્રહ્મોસમાજ, આર્યસમાજ, સનાતન ધર્મ, નાનકપંથ, કબીરપંથ, ચાર્વાક, લોકાયત્ત કોઇ પણ પંથ, મત, વાદ, વિચાર આપને ગ્રાહ્ય હોય એમ લાગતું નથી. દેવી, દેવતા, પીર, પેગંબર, ભૂત, પ્રેત, મંત્ર, જંત્ર, જ્યોતિષ, મૂર્તિ શ્રાદ્ધ, તીર્થ, સાધુ, બ્રાહ્મણ વિગેરે સંબન્ધી જે પ્રચલિત માન્યતા સામાન્યતઃ લોકસમાજમાં ચાલે છે ત્હેને પણ સ્વીકારતા નથી. તેઓના ધર્મ સ્થાપકો ઇસુ, મુસા, મહાવીર, મહમદ, દયાનંદ, કબીર કે કોઇપણ આવા મહા પુરૂષો માટે લોકના જેવી શ્રદ્ધા ને પૂજ્યભાવ રાખતા નથી. તેઓના ધર્મ પુસ્તકો કુરાન, પુરાણ બાઇબલ કે ભગવતી સૂત્ર ઇત્યાદિને પણ પ્રમાણ તરીકે સ્વીકારતા નથી, તો જ્યારે આ બધા માટે જ આપ અશ્રદ્ધા રાખો છે; આપ આસ્તિક છો એમ શી રીતે ગણાય? આ તે નાસ્તિક હોવાનો ભાસ થાય છે.

(૨) બીજું આપ જે કહો તે સર્વ સત્ય જ કહો છો એ શી રીતે સ્વીકારી શકાય ? કારણ કે ત્હમારા વિચારનું પ્રતિપાદન કરવા ત્હમે યુક્તિબલનો બહુધા ઉપયોગ કરો છો. યુક્તિ એક બીજા કરતાં એક બીજાની સબલ નિર્બલ હોઇ શકે છે. વિષય ચર્ચાની ખંડન મંડનની ધારા આથી તૂટતી નથી, અને કદિ અંત આવતો નથી. માટે ત્હમારૂં ઉક્ત કથન સત્ય જ છે એમ શી રીતે સ્વીકારી શકાય ? કૃપા કરી આનું સમાધાન કરશો.

૮૧ ઉત્તર—તો સાંભળો. આવી ધર્મ વિષયક ચર્ચામાં રાગદ્વેષના પ્રવાહમાં ખેંચાવાથી શુદ્ધ સત્યનું દર્શન કરી શકાય એમ નથી. પણ જ્યારે ત્હમે આવેશમાં આવી કંઇ કટાક્ષયુક્ત રીતે નાસ્તિકતાનો આરોપ મૂકો છો ત્યારે તો નાસ્તિક અને આસ્તિક કોને ગણવા ત્હેનોજ આપણે પ્રથમ વિચાર કરીશું. અર્થાત (૧) જે જેવું હોય ત્હેને તેવું જે ન માને ત્હેનું નામ નાસ્તિક. તેમજ (૨) જેને જેવું જણાયું હોય તેવુંજ ત્હેને જે માને ત્હેનું નામ આસ્તિક. દૃષ્ટાંત તરીકે ઇશ્વર નિરાકાર છે, ચેતન છે છતાં ત્હેને જો કોઇ સાકાર અને જડ માને તો તે નાસ્તિક ગણાવો જોઇએ. અને જો કોઇ ત્હેને હસ્તપાદાદિ અવયવો વિનાનો, મન બુદ્ધિથી અગોચર મહાન વિશ્વવ્યાપિ ચેતન માને, અને ત્હેની આ મૂર્તિઓને પાષાણાદિની જડ માને તો વાસ્તવિક રીતે આસ્તિક ગણાવો જોઇએ.

આટલા દૃષ્ટાંત અને વિવેચન પછી કહેવાનું તે એટલું જ કે અમારા સિદ્ધાંતો, અમારા વિચારો, અમારી માન્યતાઓ, અમારી શ્રદ્ધા મુજબ જે યોગ્ય લાગ્યું તે ત્હમારા આગળ સ્પષ્ટ કર્યું છે. પછી ભલે તમે આસ્તિક કહોકે નાસ્તિક કહો.

હવે ત્હમારી બીજી વાત સંબન્ધી જરા વિચાર કરીએ. શ્રી શંકરાચાર્ય મહારાજે મૂર્તિપૂજાને અધ્યાસ (ભ્રમ) તરીકે ગણી છે, અને સાંખ્ય શાસ્ત્રનું ખંડન કર્યું છે. જૈનિઓએ આ બધાનું ખંડન કર્યું છે. અને સૃષ્ટિકર્તા તરીકે ઇશ્વરને સ્વીકારતા નથી તેમ વેદને પ્રમાણ તરીકે માનતા નથી. મુસલ્માનો હિંદુના દેવી દેવતા

ને સ્વીકારતા નથી. ક્રિશ્ચિયાનીટિવાળા વળી આ બધાથી જુદા છે. પારસી વળી આ સર્વથી નોંખા છે. તો કહો કોને માનવા ? વળી ક્રિશ્ચિયન ને મુસલ્માનના બાઇબલ ને કુરાન, જૈનના ભગવતી સૂત્ર અને હિંદુઓના વેદ ને પુરાણ આ સર્વ એક એકથી વિરૂદ્ધ અને ભિન્ન ભિન્ન સિદ્ધાન્તોના પ્રતિપાદક છે, તો કહો કોને માનવા અને કોનો ત્યાગ કરવો ? તમારા વિચાર માન્યતા ને મન્તવ્ય પ્રમાણે તો આ સર્વને આસ્તિક ગણવા અને સર્વને માનવા જોઇએ. બાકી દરેક ધર્મ પંથ વાળા પોતે પોતાના સિદ્ધાન્તને સત્ય તરીકે ગણે છે અને અન્યના સિદ્ધાંતને અસત્ય ગણવાને પ્રવૃત્ત થાય છે. આ માટે ત્હમારો પહેલો વિકલ્પ યોગ્ય નથી.

હવે અમારા પોતાના સંબન્ધમાં તો એટલુંજ કે અમે માત્ર સત્યનેજ ગ્રાહ્ય તરીકે ગણીએ છીએ, પછી તે ગમે તે ધર્મ વિચારનું, ગમે તે ધર્મ ગ્રંથમાંનું, કે ગમે તે ધર્માનુયાયિ તરફથી દર્શાવવામાં આવ્યું હોય, અમે તો માત્ર સત્યના સંગ્રાહક છીએ. હિંદુ, મુસલ્માન, ખ્રિસ્તી, પારસી કે ગમે તે ધર્મનો ગમે તે વિચાર કે મનુષ્ય કે ગ્રંથ જે હોય તે, પણ સત્ય જ્યાં હોય ત્યાં સર્વથી સ્વીકારવા યોગ્ય છે. આથી ત્હમારી શંકા કેવળ નિરૂપયોગી છે, છતાં આટલું જણાવવાની જરૂર છે કે અમારા તરફથી કથન કરવામાં આવેલ નિર્ણિત વિષયને ત્હમે નહીં સ્વીકારો તો ભલે; ત્યાગ ગ્રહણનો આધાર ત્હમારી ઇચ્છા મુજબ બની શકે છે. પણ એટલું તો ખરૂં કે હિતાહિતની અને ઉપયોગીતાની દૃષ્ટિયે વિચાર કરી પરિણામે દુઃખ ન થાય ત્હેનો વિચાર કરી સત્યનો સ્વીકાર કરજો.

હવે તમારો બીજો વિકલ્પ જો કે કાંઇક ઠીક લાગે છે છતાં તે સંબન્ધમાં ત્હમે પૂર્ણ વિચાર કર્યો નથી જણાતો. 'સુનત સુનત મેરે ફૂટે કાન તો હુ ન આયો મોહિ બ્રહ્મજ્ઞાન' જેવું કાંઇક આ તો થાય છે. છતાં ત્હમારી શુદ્ધ હૃદયભાવી જીજ્ઞાસા વૃત્તિને લીધે આકર્ષાઇને ઉત્તર આપવાનું યોગ્ય ગણીએ છીએ. "જો ત્હમે સૃષ્ટિ નિયમને મુખ્ય ગણતા હો અને વેદ ધર્મનો સ્વીકાર કરતા હો તો ઉપર કથન કરવામાં આવેલા સર્વ વિષયોમાં જે ત્હેનાથી વિરૂદ્ધ, અનુચિત, અને અયુક્ત ભાસતું હોય તે કહો," તો સંશયનું નિવારણ થતાં ત્હમારા મનનું સમાધાન થઇ શકશે. તેમ કરવા

ઇચ્છા ન હોય તો પક્ષપાત રહિત દૃષ્ટિથી ઉક્ત સર્વ વિષયોનું ખંડન કરી ત્હમારો પક્ષ સ્થાપન કરો એટલે ત્હમને ઉત્તર આપવામાં આવશે. પણ આ બેમાનું કંઇ પણ કરવાની ઇચ્છા યોગ્યતા ત્હમારામાં ન હોય અને તર્ક કે યુક્તિદ્વારા ત્હમારા વિચારોનું પ્રતિપાદન કરવાને અસમર્થ હો તો, ઉત્તમ માર્ગ તો એ છે કે જ્યાં સુધી ત્હમને શુદ્ધ પરીક્ષા કરનાર અને સત્ય દર્શાવનાર વધુ બલવાન યુક્તિ ન મળી આવે ત્યાં સુધી આ નિર્ણયોને સ્વીકારવા જોઇએ. મનુ મહારાજ કહે છે કે 'यस्तर्केणानुसन्धन्ते सधर्मं वेद नेतरः' તર્ક પૂર્વક અનુસંધાન કરનારને જ જ્ઞાન પ્રાપ્તિ થઇ શકે છે. પણ ત્હમે તર્ક, યુક્તિ, સૃષ્ટિ નિયમ, અનુભવ ઇત્યાદિ સાધનોને દૂર મૂકી માત્ર અંધ વિશ્વાસાધિન રહી કોઇ પણ નિશ્ચિત ન સ્વીકારો તો કહેવાનું રહેતું જ નથી. જ્યારે ત્હમે ત્હમારી કોઇ પણ સિદ્ધાન્તના ઠેકાણા વગરની વાતો માનો છો અને અમારા ઉક્ત કથનને સ્વીકારતા નથી તો તે માટે ત્હમારી પાસે કંઇ પણ યુક્ત પ્રમાણો હોવા જોઇએ, અને નથી તો શા આધારે આ સર્વ પંથોના કે તે ઉપરથી ઉપજાવેલા ત્હમારા વિચારોને ગ્રાહ્ય ગણી અમારા વિચારોને વર્જ્ય ગણો છો. અને આમાનું કશું પણ કરવા ઇચ્છા ન હોય, અને માત્ર હઠ કે દુરાગ્રહ વશ બની તટસ્થ હોવાનો દંભ રાખી મૌન ધારણ કરો, કે ગમે તે બોલો તો અમારી પાસે દુરાગ્રહ નિવારણ કરવાનો ઉપાય નથી. એતો બલાત્કાર કરનારી કોઇ રાજસત્તાનું કે પ્રકૃતિનું (કુદરત) નું કામ છે. આપણી ગમે એ પ્રકારની માન્યતાથી પ્રકૃતિ પોતાનો ધર્મ છોડતી નથી.

હવે આ વિવેચન પૂરૂં કરતાં એકાદ બે ધ્યાનમાં રાખવાના વિચારો કહું છું કેઃ—

क અનેક કારણોને લીધે વર્તમાન કાલમાં સામાન્ય રીતે સત્ય વદનાર અને શ્રવણ કરનાર બહુ થોડા મનુષ્યો જોવામાં આવે છે, અને અસત્ય તેમજ કેટલીક હાનીકારક રૂઢિઓ બહુ જડતાથી જામી ગયલી હોવાથી જ્યારે કોઇ એવા વિષય હોય કે જે શ્રવણ કરવાથી સાંભળનારના ઉદ્દેશ, સ્વાર્થ, ને મંતવ્યથી વિરૂદ્ધ હોય તે તો તે વિચારો સત્ય હોય છતાં વાંચતા, સાંભળતા ગ્લાનિ થાય છે,

અને ઘણી વખત તો સામાન્ય મનુષ્યો રાગમાં ઉતરી પડે છે. એથી જ્યારે અસત્ય, અને અનિષ્ટ રૂઢિમૂલક વિચાર વિરૂદ્ધ કોઇ સત્ય કહે ત્યારે તેવા મનુષ્યો સામાન્ય મનુષ્યોની અવગણના ને અરૂચિને પાત્ર થાય તો ત્હેમાં આશ્ચર્ય ન પામવું.

જ્યારે કોઇ એવો વિષય હોય કે જેથી સાંભળનાર કે વાંચનારના સ્વાર્થને હાની થતી હોય તો તે સત્ય હોય છતાં ત્હેને સાંભળવાથી કે વાંચવાથી ત્હેના મનને ગ્લાનિ થાય છે, અને લખનાર કે કહેનાર પ્રતિ રાગ ઉત્પન્ન થઇ વિપરીતકૃતિ કરવા પ્રયત્ન કરવામાં આવે છે. નીતિપૂર્વક સ્વાર્થ સિદ્ધ કરનાર આ કાલમાં વિરલ થઇ પડયા છે. તેથી આવા મનુષ્યો ખંડન અને નિંદા કરવાને પ્રેરાય છે. અપસ્વાર્થીઓ અથવા તો અન્યનો સ્વાર્થ નષ્ટ કરી પોતાનું હિત કરવાની વૃત્તિવાળા ઘણા હોય છે. આટલા માટે બને ત્યાં સુધી આવા પ્રસંગોમાં સદ્વૃત્તિ રાખવી અને કોઇની નિંદા સ્તુતિથી રાગદ્વેષમાં ન તણાવું. દષ્ટાંત તરીકે આર્ય—સમાજના સ્થાપક સ્વામિ દયાનંદ સરસ્વતિ જ્યારે પ્રચરિત મૂર્તિપૂજા,, શ્રાદ્ધ, તીર્થયાત્રા વિગેરે અનિષ્ટ રૂઢિઓ વિરૂદ્ધ પોતાના સિદ્ધાંત પ્રચરિત કરતા હતા, ત્યારે કેટલાક મનુષ્યોએ કહ્યું કે ‘ત્હમે મૂર્તિપૂજાદિ ઉકત વિષયો અને માત્ર જન્માનુસારજાતિ એ વિષયોનું ખંડન ન કરો તો ત્હમારો અવતાર તરીકે પૂજાશો, અને ત્હમારી પ્રતિષ્ટા અને મહિમા વધશે. ત્હમે તો સંન્યાસી છો, ત્હમને પોતાને તો કોઇ જાતનો સ્વાર્થ નથી તો પછી અન્યના સ્વાર્થની આડે શા માટે આવો છો, ત્હમારા ભાઇઓ સામે શા માટે શત્રુતાનું કારણ બનો છો? જો અમારી વાત ન માનશો તો સર્વ સ્થળે ત્હમારી નિંદા થશે. અને પ્રતિષ્ટાની હાની થશે.” પણ દયાનંદ સ્વામિ આથી મોહવશ બને એવા ન્હોતા તેઓ તો અડગ નિશ્ચયી હતા. ત્હેમણે પ્રત્યુત્તર વાળ્યો કે ‘મ્હારો બોધ તે સાંપ્રદાયિક ગુરૂબોધ નથી, કે અમુકને માટે હોય અને અમુકને માટે નહોય, મ્હારો બોધ આચાર્યસમ ઉપદેશ વૃત્તિનો સર્વ માટે સરખો છે; એટલે ત્હમારી સૂચના મ્હને કદિ રૂચે એમ નથી. તેમજ જ્યાંસુધી કોઇપણ જાતના ધર્મલાભ ને ધર્મહિત

વિના માત્ર ભિક્ષાવૃત્તિ અને દાનવૃત્તિ પર જીવી અન્યને ધર્મને નામે અવળો ઉપદેશ આપી પરતંત્ર બનાવનાર સ્વાર્થી ગુરૂઓ, બ્રાહ્મણો કે સાધુઓ જાગ્રત ન થાય ત્યાં સુધી, સત્યવેદ ધર્મનો પ્રચાર થવાનો નથી અને દેશહિતનું સ્વરૂપ ઘડાવાનું નથી. જો તેઓ જાગ્રત નહીં થશે તો પરધર્મ પ્રસરશે એનો નિશ્ચય મ્હને થયો છે. મ્હારી નિંદા થાય તો થવા દો, મ્હારા શત્રુ થાય તો થવા દો, મ્હારૂં અપમાન થાય તો થવા દો, છેવટ મ્હારૂં કદાચ મૃત્યુ થાય તો થવા દો. પણ હું મ્હારા નિશ્ચયથી ચ્યુત થઇ શકું એમ નથી. મ્હને અવતાર તરીકે ગણાવાની ઇચ્છાજ નથી.' હવે આપણે આનો વિચાર કરીએ. સ્વામિ દયાનંદની પૂર્વે શું મૂર્તિપૂજાના નિષેધક ન્હોતા થયા? શ્રી શંકરાચાર્યે મૂર્તિપૂજાને અધ્યાસ (ભ્રમ) તરીકે માની છે, ભગવાન બુધ્ધે ત્હેનો નિષેધ કર્યો છે, જૈનિઓ ત્હેના વિરોધી ઉતર્યા છે, કબીર અને નાનકે તો નિષેધજ કર્યો છે, પરંતુ દેશકાલની પ્રતિકૂલ પરિસ્થિતિને લીધે કે કંઇ અન્ય કારણને લીધે ત્હેમણે આ વિષયને સવિશેષ મહત્વતા ન્હોતી આપી. તાત્પર્ય એટલુંજ કે પરિસ્થિતિને કારણે સ્વામિ દયાનંદની માફક ભગીરથ પ્રયત્ન કરી તેમજ શાસ્રાર્થ કરી કોઇએ મૂર્તિ પૂજાનું ખંડન નથી કર્યું, અને ત્હેમણે મૂર્તિપૂજા, શ્રાદ્ધતીર્થ, જન્માનુસાર જાતિ વિગેરે માન્યતાનું ખંડન કરી આર્યોના પ્રાચીન સિદ્ધાંતનો પ્રચાર કરવા જે આક્રમણ કર્યું તેથી પ્રચરિત અંધ ગુરૂભાવનાના (ગુરૂડમના) સ્વાર્થીઓ, તેમજ અન્ય તીર્થસેવી સ્વાર્થીઓને કેટલીક હાની થઇ છે. અને ત્હેને લીધે હિંદુઓનો મ્હોટો ભાગ આર્ય સમાજનો વિરોધી છે.

ग બીજું ધાર્મિક માન્યતા અને વિચારોની બાબતમાં એક વિચાર ટેવ સંબન્ધી કરવાનો રહે છે. નવીન સત્ય ગમે તેવું હિતકારક હોય છતાં તે ગ્રહણ થતાં બહુ વિલંબ થાય છે, અને હઠ કરવામાં આવે છે. સંસારમાં અનેક તરેહના દષ્ટાંતો જડી આવે છે. એક વખત એક બ્રાહ્મણે પ્રસંગવશાત્ કોઇ ગામડીઆનું ગાડું કંઇ પરગામ જવા ભાડે કર્યું; માર્ગમાં તે ગાડાવાળો મળમૂત્રાદિ શૌચ કર્મ માટે ગયો. પણ સાથે જળપાત્ર ન લઇ ગયો. તે થોડીવારે

પોતાના કર્મથી પરવારી તેને તે સ્થિતિમાં આવીને પોતાના સ્થાનપર બેઠો. આથી પેલા શુદ્ધ બ્રાહ્મણે ત્હેને તે સંબન્ધમાં જરા ટોકયો અને મળમૂત્રાદિના અવયવોની જલથી શુદ્ધિ કરી બેસવાને કહ્યું. પેલો ગાડાવાળો તો આથી આવેશમાં આવી ગયો અને કહ્યું કે આટલી એંસીવર્ષની ઉમ્મર થઇ અને ઘડપણ આવ્યું છતાં તેણે કદી પોતાનો રિવાજ (આ પ્રકારનો ધર્મ) તોડયો નથી તો શું આજે માત્ર એક આ બ્રાહ્મણના કહેવાથી જુના ધર્મનો ત્યાગ કરશે? ભલે એ ગાડીમાં બેસવાનો હોય તો બેસે નહીંતર રસ્તો લે. આ માત્ર એક દૃષ્ટાંત છે. પણ ટેવાઇ ગયલી બુદ્ધિને અમુક નવીન સત્ય સ્વીકારવાનું કેવું વિષમ લાગે છે તે આપરથી જણાઇ આવશે. ધર્મશાસ્ત્રીય વિષયના સત્યો અતિ મહત્વના છે તેમજ રૂઢિવશ બુદ્ધિને પચાવવા કઠણ અને મુશ્કેલ છે. ત્હમે પણ જો આવી કોઇ રૂઢ માન્યતા વાળા હોવ તો ત્હમે જે આવેશમાં આવી જાવછો, અને નાસ્તિકતા વગેરેનો આરોપ મૂકો તે ત્હેને સહજ સુલભ છે, બાકી અમારે કાંઇ કંઠી બાંધી ગાડરીઆ પ્રવાહમાં દોરીને અંધશ્રદ્ધાળુ બનાવવા નથી. ત્હમે ત્હમારા મનથી સ્વતંત્ર છો યોગ્ય લાગે એમ કરજો. અમે તો સત્યના સ્વીકારનારા છીએ અને જે સત્ય લાગ્યું તે ત્હમને કહ્યું છે. એમાં અમારો કંઇ સ્વાર્થી આશય નથી. અહીં મ્હેં જે ત્હમને કહ્યું ત્હેનો કંઇ અન્ય આશય સમજશો નહીં. દરેક ધર્મ—પંથમાં શબ્દ પ્રમાણની બાબતમાં અનેક પ્રકારના વિચારકો હોય છે અને કલેશ ઉત્પન્ન થાય છે. અનેક સંશયો ઉત્પન્ન થાય છે, અનેક અર્થો ઉપજાવી શકાય છે, અનેક પ્રકારના વ્યાઘાત દોષવાળ વાકયો પક્ષાપક્ષીમાં આરોપવામાં આવે છે, પ્રમાણિકતા અપ્રમાણિકતા સંબંધી, શુદ્ધિ અશુદ્ધિ સંબંધી, અર્થ નિર્ણય સંબંધી અનેક વિવાદો થતા જોવામાં આવે છે, તેથી ત્હેની ઉપેક્ષા કરી સૃષ્ટિ નિયમાનુસાર તર્કાશ્રિત થઇ શુદ્ધ હૃદયવૃત્તિથી ઉપયોગ અને હિતદૃષ્ટિયે વિચાર કરી વિષય ચર્ચા કરવામાં આવે તો ત્હેમાંથી શુભ સત્યજ ફલિભૂત થાય. પણ સત્ય પ્રાપ્ત કરવાની શુદ્ધ વૃત્તિનો ત્યાગ કરી માત્ર ખંડન મંડન કરવાથીજ તૃપ્તિ થતી હોય તો ત્હેને કોણ અટકાવે એમ છે? શ્રી શંકરાચાર્યસમા મહાસમર્થ ધુરંધરની કૃતિઓનું

પણ ખંડન કરવામાં આવ્યું છે, તો આ લઘુ લેખ અને અમે તે કોણ? એ માટે અમને જરાએ ક્ષોભ કે શોક નથી. એવો કયો વિષય છે કે જેનું ખંડન મંડન નથી થઇ શકતું? એવું કયું સમાધાન છે કે જેનાપર પ્રતિશંકા નથી થતી? એવો કયો નિયમ છે કે જેને અપવાદ નથી? સ્થૂલ રીતે વિચારતાં તો એમાં કંઇ નથી, વસ્તુત: તો જે છે અને જેવું છે, તે છે અને તેવુંજ છે. ત્હેના શંકા શું અને સમાધાન શું? માટે ભલે કોઇ પ્રતિ પક્ષી હોય, કે ગમે તે હોય ત્હેને માટે અમારે કેવળ ઉદાસીનતા છે. ભલે કોઇને આ વિચારો યોગ્ય લાગે અગર ન લાગે, ભલે કોઇ ત્હેનાથી પ્રસન્ન થાય કે અપ્રસન્ન થાય, ભલે કોઇ ત્હેને સ્વીકારે કે અસ્વીકાર્ય ગણે, ભલે અમારો શ્રમ સફલ થાય કે નિરર્થક નીવડો, અમને દેશહિતની ઉદ્દેશ દ્રષ્ટિએ યોગ્ય લાગ્યું તે વર્તમાન પરિસ્થિતિનો વિચાર કરી સામાન્ય જનસમાજ સન્મુખ અલ્પ મતિ પ્રમાણે હિત બુદ્ધિથી કહ્યું છે. તથી તે જો કોઇ અજ્ઞાન, સ્વાર્થી કે અંધશ્રદ્ધાળુ મંડળને પ્રતિકૂળ ભાસે તો અમારો કહેવાનો અંતિમ આશય માત્ર એજ છે કે ધાર્મિક ગુણ, કર્મ, આચાર, વિચાર, ને નીતિ રીતિના યોગ્ય અનુપાલનથી આપણી પ્રજા એક મહા પ્રભાવશાલી પ્રજા બને અને દેશહિત સાધી શકાય. માટે જેનાથી દેશહિત થાય એવું જે કંઇ હોય તે આચાર વિચારમાં મૂકશો અને સમાજમાં પ્રજાહિત કરવા પ્રયત્ન કરશો તો ત્હેમા આપણું સર્વનું કલ્યાણજ છે. બાકી ખંડન મંડનની ધારા કદી સમાપ્ત થઇ શકે એમ નથી. એવી રીતે તો અનેકાંતવાદિ થાવ કે અનિશ્ચિતવાદિ થાવ તેથી સત્યાસત્યનો નિર્ણય કદી થઇ શકવાનો નથી, અને અનેક અનર્થ થશે. અનિશ્ચિતમાં પ્રવૃત્તિ ન થવાથી જીવનને બાધ આવશે અને સર્વને અસત્ય માનવાથી વદતો વ્યાઘાત દોષ આવશે; અને ત્હમે જે કંઇ કહો અગર માનો તે 'સર્વનું ખંડન મંડન થઇ શકે' એ મંતવ્યને પણ માનવામાં આવશે તેમજ ત્હમારા નિશ્ચય ખંડનરૂપ મંતવ્યનું પણ ખંડન થઇ રહેશે.. પરિણામ સ્વાભાવિક રીતે એ આવે છે કે ત્હમારા વિચારો વ્યાઘાત દોષવાળા અસત્ય કે અપૂર્ણ ઠરશે અને આ લેખ સત્ય ગણાશે.

પ્રિયબંધુ ! સત્યનું ખંડન અને અસત્યનું મંડન સર્વાંશે સર્વથા નભી શકે એમ નથી, અસત્યતો હમેશાં પરાજીત થયા વિના રહેતું નથી. મનુષ્ય માત્ર ભૂલને પાત્ર તો છેજ. મનુષ્ય અલ્પજ્ઞ છે. છતાં જો આ લેખમાં કંઇ અસત્ય હશે તો તે કદી નભી શકવાનું નથીજ. તો પણ અહીં એક વાતનું સ્મરણ રાખવાનું છે કે જે મનુષ્ય સત્યાસત્યનો વિવેક કરી શકવા સમર્થ નથી, જે કોઇ બુદ્ધિમાન નથી તે તો દુરાગ્રહથી ત્હમારી માફક જ કહેશે અને માનશે. પણ તેથી સત્ય હશે ત્હેનું ખંડન થઇ શકવાનું નથી. માટે અસત્યથી સદા રક્ષણ કરવા પ્રયત્ન કરવો. આ માટે સત્યશોધક જીજ્ઞાસુને માર્ગદર્શક થઇ પડે એવા એકાદ બે ઉપયોગી શિક્ષા વચનો કહું છું, તે એ કે— અમે, ત્હમે કે બીજા કોઇ પણ દેહધારી મનુષ્ય માત્ર જે છે, થયા છે અને થશે તે તમામ મનુષ્ય માત્ર પરિચ્છિન્ન, અલ્પજ્ઞ અને અપૂર્ણ છે. તેટલા માટે ઇશ્વરના, પ્રકૃતિના, સકલ ભૂમંડળની સર્વ વ્યાપક વ્યવસ્થા સર્વ રીતે પૂર્ણતાથી જાણી શકે એ સંભવિત નથી. જ્યારે આવું છે ત્યારે મનુષ્ય માત્રને શંકાઓ ઉત્પન્ન થયા વિના રહે એમ નથી. પણ શંકાશીલ બન્યું રહેવાથી જીવનપ્રવૃત્તિ બની શકે એમ નથી. માટે આ દોષ જીવનક્રમને પ્રતિબંધક ન થાય માટે સુજ્ઞ જનો નીચે દર્શાવ્યા મુજબ ધોરણ રાખે છે તે બહુ ઉચિત લાગે છે.

૧. બાલક પહેલવહેલાં શરૂઆતમાં સત્ય તરફજ હોય છે (અસત્ય તરફ નહીં) એમ સૃષ્ટિ નિયમમાં જોવામાં આવે છે. આપરથી એવું ધોરણ રાખી શકાય છે. જ્યાં સુધી કોઇમાં અસત્યતા, અપ્રમાણિકતા સિધ્ધ ન થાય ત્યાં સુધી ત્હેને નિર્દોષ સમજવો,. પરંતુ પ્રકૃતિની વિચિત્રતાને લઇને વ્યવહારમાં એથી ઉલટું પણ માનવામાં આવે છે કે જ્યાં સુધી કોઇમાં પ્રમાણિકતા સિધ્ધ ન થાય ત્યાં સુધી ત્હેને અપ્રમાણિક સમજવો. ઉપરોકત ઉભય પક્ષની લાભ હાનીની ઉંડી ચર્ચા ન કરતાં એટલું જ જણાવીશું કે જ્યાં સુધી કોઇમાં પ્રમાણિકતા અપ્રમાણિકતાની નિર્દોષ વ્યાપ્તિ ન મળે ત્યાં સુધી ત્હેની સાથે તટસ્થ રહી યથોચિત રીતે વર્તવું. અને જ્યારે ઉભયમાંથી એક પ્રકારની નિર્દોષ, વ્યભિચારરહિત

વ્યાપ્તિ મળી આવે ત્યારે ત્હેની અસિદ્ધિ થતાં સુધી (ભૂલભરેલી છે એમ જણાતાં સુધી) પૂર્વના વિચારનો ત્યાગ નહીં કરતાં સ્થિર રાખવો જોઇએ. છતાં વર્તનમાં સાવધાનિ તો રાખવીજ.

ઉભય વ્યાપ્તિવાળો પુરૂષ હોય અર્થાત પ્રમાણિક અપ્રમાણિકતાનું તુલ્ય બળ પ્રવર્તતું હોય તો ત્હેનો સમાવેશ પ્રમાણિકતામાં થતો નથી, એટલે વ્યભિચારી હેતુ મળવાથી યોગ્ય નિર્ણય થઇ શકે નહિ—એથી ત્યાજ્ય છે, અમાન્ય છે.

(૨) અહીં આ પુસ્તકમાં જે જે વિષયો સંબન્ધી નિર્ણય કરવામાં આવ્યો છે ત્હેના સંબન્ધમાં પણ ઉપરના (નાં૦ ૧ લાનો) ક્રમની દ્રષ્ટિથી વિચારવું. એટલે યુક્તિ, પ્રમાણ, સૃષ્ટિ નિયમ, અનુભવાદિ વ્યાપ્તિથી જે વિષયોનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે, તે જ્યાં સુધી દુષિત ન જણાય કે અસિદ્ધ ન થાય અને, ત્હેનો પ્રતિપક્ષી વિષય નિર્દોષ વ્યાપ્તિવડે સિદ્ધ ન થાય, અથવા દેશ કાલાદિ સ્થિતિના કોઇ પ્રબળ કારણને લીધે સિદ્ધ કાર્ય તત્વો (કોઇ રૂઢિ, રીતિ રિવાજ કે કાર્યરૂપ પદાર્થ જે નિર્ણય થયલો છે તે) ના ત્યાગ ગ્રહણ માટે, કોઇ વધુ હિતવર્ધક માન્ય કરવા યોગ્ય, સુખપ્રદ પ્રબળ હેતૂ મળે નહિ ત્યાં સુધી પૂર્વોક્ત નિર્ણિત વિષયને અન્યથા કે વિપરીત માનવો નહીં, અને તે સંબન્ધી સંશય ભ્રાંતિ ઉત્પન્ન કરવાં નહિં. તોપણ ત્હેનો ઉપયોગ કરતી વખતે વિવેક, દેશ કાલાદિ સ્થિતિનો સર્વ રીતે યોગ્યતા પૂર્વક વિચાર કરવો. (પ્રસ્તુત વિષય જો સંદિગ્ધ કે અનિર્ણત હોય તો ત્હેને માટે ઉપરનો નિયમ લાગુ નથી પડતો એમ જાણવું.)

વળી એક નિર્ણિત વિષય અસમીચીન કે ભૂલ ભરેલો છે એમ નિર્દોષ રીતે સિદ્ધ થાય, અને ત્હેનો પ્રતિપક્ષી વિચાર વિશેષ સબલતાથી પ્રતિપાદન થઇ શકે અથવા દેશ કાલાદિ સ્થિતિને લીધે વિષયકાર્યભૂતતત્વોના ત્યાગ ગ્રહણ માટે કોઇ બલવાન હેતૂ મળે, તો ત્યાગ ગ્રહણમાં કદિ દુરાગ્રહ રાખવો નહીં જોઇએ. કારણકે પ્રથમ તો અમને અમારા કથન સંબન્ધી કોઇ પણ પ્રકારનો અયોગ્ય આગ્રહ નથી. વલી એકજ બાબત એકને ઇષ્ટ અને અનિષ્ટ હોઇ શકે છે: તેમજ દેશકાલાદિ પરિસ્થિતિના ભેદને લીધે જે

કંઇ એક વ્યક્તિને ઇષ્ટ હોય તે અન્ય વ્યક્તિને ઇષ્ટજ હોય એમ બનતું નથી. વખતે અનિષ્ટ પણ નિવડે છે. માટે અમારૂં ઉપરોક્ત કથન, વિષય નિર્ણયો, જો વિશેષાંશે જન ઉપયોગી અને લાભપ્રદ હોય તો જ સ્વીકૃત છે એમ જાણવું.

વાસ્તવિક રીતે તો જ્યારે યથાર્થ અનુભવ થઇ જાય છે ત્યારે સંશય, વિપરીત ભાવના કે ભ્રાંતિ ફરીથી ઉદય પામતાં નથી; અને તેવા નિઃશંક પુરૂષના સંબન્ધમાં કાંઇ કહેવાની જરૂર રહેતી નથી. આ વિચારનું સંપૂર્ણ રહસ્ય અને નિર્ણય આ ગ્રંથનો ઉત્તરાર્ધ વાંચવાથી સમજી શકાશે.

અહિં સુધી ત્હમારા પ્રશ્નો અને વિકલ્પોનું સમાધાન યથા અધિકાર, યથા નિશ્ચય, યથામતિ, નિષ્કામ વૃત્તિથી, માત્ર હિત બુધ્ધિથી કરવામાં આવ્યું છે, એને માનવું ન માનવું એ ત્હમારી ઇચ્છા અન્વય છે. અમે કંઇ અંધ વિશ્વાસ રાખવા કહેતા નથી. બુદ્ધિપૂર્વક તુલના કરી યોગ્ય લાગે તેમ કરશો. ત્હમારા કથનથી અમને લેશ માત્ર પણ ગ્લાનિ થઇ નથી. તેથી પુનઃ કહીએ છીએ કે કંઇ પણ વિક્ષેપ રાખવાની જરૂર નથી. હજી પૂર્વોક્ત પ્રસંગ–વિષય સંબન્ધી કંઇ પણ પૂછવાની જીજ્ઞાસાવૃત્તિ થઇ હોય તો વિના સંકોચ પૂછશો, નહીંતો યોગ્ય લાગે એ કરશો. અમે તો કહેવા યોગ્ય તે કહ્યું છે.

૮૨. પ્રશ્ન—મહારાજ, ગુરૂવર્ય ક્ષમા કરશો. મ્હારી શંકાઓ અને પ્રશ્નોના આપે જે ઉત્તરો આપી સમાધાન કર્યું છે તે વારંવાર વિચારીને સંતોષ પામું છું. વર્તમાનની સર્વ પરિસ્થિતિનો લોકહિતની દૃષ્ટિયે તટસ્થ બની વિચાર કરતાં એ નિર્ણયો કેટલા બધા ઉપયોગી છે, અને તે સંબન્ધમાં મ્હારા અંતઃકરણપર કેટલી બધી ઉંડી અસર થઇ છે તે સંપૂર્ણ જણાવી શકું એમ નથી, તોપણ એટલું તો ખરૂં કે ધર્મને નામે ચાલતા અનેક ઢોંગ, સ્વાર્થઘટના, પ્રપંચજાળ, અજ્ઞાન બ્રાહ્મણોની 'પોપ-વિદ્યા' વિગેરેનું યોગ્ય દર્શન કરાવી સત્ય ધર્મનું સ્વરૂપ કેવું છે તે બહુ યોગ્ય રીતે જણાવ્યું છે. ખરો નાસ્તિક અને ખરો આસ્તિક કોણ તે હવે હું સમજી શકું છું. ખરેખરી રીતે તો હુંજ અત્યાર સુધી

શુધ્ધ વ્યાપક ધર્મ જેવો ન હોઇ શકે ત્હેને ધર્મ માનીને 'નાસ્તિક' હતો—અને હવે જ મ્હારૂં નાસ્તિકપણું નષ્ટ થઇને આસ્તિક-પણું આવ્યું છે. મ્હને એમ લાગે છે કે વર્તમાનમાં ઇશ્વર, જીવ, પ્રકૃતિ, પુનર્જન્મ, બંધ, મોક્ષ અને મોક્ષના સાધન માટે જે જે કાંઇ પ્રચલિત માન્યતાના પ્રકારો વ્યવહારમાં જોવામાં આવે છે. (તેઓના સ્વરૂપ, લક્ષણ, મંતવ્ય, પરિણામાદિ સંબન્ધી) તે માત્ર અંધ પરંપરાથી ચાલ્યા કરે છે. માત્ર અજ્ઞાનથી વા વિશ્વાસ માત્ર મનાય છે. કોઇ ખરા રહસ્યનો, કે મૂળતત્વો સુધી વિચાર પહોંચાડવા તસ્દીજ લેતું નથી. જો કોઇ શંકાશીલ કે શોધક બુદ્ધિનો હોય તો સ્વાર્થીઓ ત્હેને ભોળવવા પ્રયત્ન કરે છે. આથી વર્તમાનમાં જે પ્રચલિત રૈઢિક વર્ણાશ્રમ, ધર્મ, પંથ, રૂઢ, મૂર્તિપૂજા, શ્રાદ્ધ વિગેરે ક્રિયાઓ જોવામાં આવે છે, અયુક્ત ગ્રંથને પ્રમાણ તરીકે માનવાની જે પ્રથા જોવામાં આવે છે, અને ઐતિહાસિક કે કોઇ પણ પ્રકારના પ્રમાણ વગરની અનેક દંત કથાઓ ચાલતી જોવામાં આવે છે એ સર્વ પ્રપંચ, સ્વાર્થ, કે અજ્ઞાનતાનું પરિણામ છે. સત્ય કહું તો હું પણ મહારાજ અત્યાર સુધી અંધ વિશ્વાસુજ બની ગયો હતો. જે થયું તે ખરૂં. ભૂલ્યા ત્યાંથી ફરીથી ગણવું એજ કર્તવ્ય છે. વિશેષમાં હું જો કે દેશહિતનો મહાન ઉદ્દેશ સિદ્ધ કરવાને યોગ્ય નથી છતાં યથાશક્તિ આ વિચારો પ્રચરિત કરવાને પ્રયત્ન કરીશ. ત્હમે પોતે પણ સૂચવ્યું છે કે જો પ્રત્યેક મનુષ્ય પોતે પોતાને સુધારે અને સર્વના હિતની, રક્ષા કરી ને તે મુજબ વર્તન રાખે તો દેશહિત, સામાજિક ઉન્નતિનું જે મૂલ છે તે સાધી શકાય. માટે મ્હારે શું કરવું, અને કેવી રીતે વર્તવું કે જેથી આ લોક (સંસાર) અને પરલોક (ઇશ્વર પ્રાપ્તિ મોક્ષ) નું સુખ શ્રેય પ્રાપ્ત થાય એ સંબન્ધી-કંઇક સ્હમજણ આવી છે છતાં ઉક્ત ઉદ્દેશિત ઇષ્ટ સંપાદન થવા-કંઇક અંતિમ વચનો આપનાં પુનઃ શ્રવણ કરવા નમ્ર પ્રાર્થના છે.

૮૨. ઉત્તર—જો તમારી એવીજ જીજ્ઞાસા છે તો સાવધાન થઇને સાંભળો.—

વર્ત્તમાનમાં ધર્મ–પંથ અને વિચારોની બહુ ચર્ચા પરસ્પરમાં થઇ રહેલા છે; માટે જ્યારે કોઇ પ્રસંગ સંઘર્ષણનો આવે ત્યારે પ્રથમ વિચાર કરશો કે શાસ્ત્રાર્થ–વા વિવાદ કરનારા નિર્ણય, સત્યશોધન દ્રષ્ટિવાળા છે કે કેમ, જો યોગ્ય હોય તો ત્હેની સાથે જાહેરમાં સંવાદ ભલે ચલાવજો; કારણ કે આમ જાહેરમાં ઘાત પ્રત્યાઘાત થવાથી સારૂં પરિણામ આવે છે, લોકોને સત્ય શોધવા અને અસત્ય ત્યાગ કરવાનો પ્રસંગ મળે છે, ગુરૂડમ, નાશ પામે છે અને લોકો પરાધીનતાથી છુટી સ્વતંત્ર વિચારવાળા થાય છે. પરંતુ જો શાસ્ત્રાર્થ કે વાદવિવાદ કરનારા સ્વાર્થી (પેટાર્થી, મિથ્યા પ્રતિષ્ટા મેળવવાની ઇચ્છાવાળા) વા અજ્ઞ હોય તો ત્હેની સાથે જાહેરમાં સંવાદ કરશો નહીં; કેમકે તેમ થવાથી તેઓ સ્વાર્થ સાધવા દ્વેષ, ટંટા, કલેશ વધારશે અને અજ્ઞ હશે તો પક્ષાપક્ષી થશે, એટલે તે પ્રયત્ન વ્યર્થ જશે અને ઉંધું પરિણામ આવશે. છતાં તેવાને જો સમજાવવા મરજી હોય તો તેવાની સાથે એકાંતમાં વાતચીત કરવી જોઇએ; કેમકે એમ કરવાથી તે માને કે ન માને, પણ પરસ્પરમાં દ્વેષ, કલેશ અને તિરસ્કાર તો ઉત્પન્ન નહીં થશે. માટે ઉપરની વાત ધ્યાનમાં રાખજો અને બીજા દેશ હિતૈષી સત્ય પ્રવર્ત્તકને પણ જણાવજો, એટલે તે સહિષ્ણુવૃત્તિ રાખીને કામ કરે.

ત્હમારે અને ત્હમારા જેવા શોધકને માટે કેટલાક ઉપયોગી વિષયો કહેવામાં આવ્યા છે* ત્હેનો વારંવાર વિચાર કરીને તદનુસાર વર્તન રાખવા અભ્યાસ પાડજો, તેમજ તે ઉપરાંત ત્હમારી અને ત્હમારા *જેવાની ઇચ્છાનો જે વિષય છે તે હવે પછી પ્રકરણ રૂપે (ઉત્તરાર્દ્ધ સુધીના બીજા પ્રકરણોમાં) કહેવામાં આવશે. ત્હેનું જો ધ્યાન પૂર્વક શ્રવણ મનન કરશો અને વિચારશો તો ત્હમારી ઇચ્છાનો વિષય જે ઇષ્ટ છે તે સંપાદન થઇ રહેશે. ઈતિ.

નિર્ણય પ્રકરણ ૨ લું સમાપ્ત થયું.

## લક્ષણ પ્રકરણ બીજું.

આ પ્રકરણ અતિ ઉપયોગી છે. સૃષ્ટિના જડ પદાર્થ અને ચેતન પ્રાણી, ત્હેના ધર્મ, લક્ષણ, તેમજ મનુષ્યના વૃત્તિ, વિચાર, વિકાર, કર્ત્તવ્ય, અકર્ત્તવ્ય, ધર્મ, અધર્મનો અતિ સૂક્ષ્મતાથી વિવેક કરી શુદ્ધ સરલતાથી સ્પષ્ટ રીતે નિરૂપણ કરવામાં આવ્યું છે. દ્રષ્ટાંત સહ વધુ વિગતમાં ન ઉતરતાં એ વાંચવાથી વાચકને ત્હેની સહજ પ્રતિતી થશે એમ અમારૂં માનવું છે.

જોકે પરીક્ષા કીધા વીના પદાર્થનો યથાયોગ્ય ઉપયોગ થતો નથી, અને પરીક્ષા પદાર્થનાં લક્ષણ જાણ્યા વિના થતી નથી; તેટલા માટે કેટલીક વ્યવહારિક વસ્તુઓ (પદાર્થો)નાં લક્ષણ લખવામાં આવે છે. તે પ્રમાણે પદાર્થની પરીક્ષા કરી સમજીને વર્ત્તવાથી મનુષ્યને સુખ મળે છે; માટે તેનો યથોચિત ઉપયોગ કર્તવ્ય છે.

(શં.) લક્ષણનું લક્ષણ શું? જો તેના લક્ષણનું લક્ષણ કહેશો તો અનવસ્થા, જો નહિ કહેશો તો તો લક્ષણની પરીક્ષાનો બાધ થશે (સ.) લક્ષણના લક્ષણ ઉપર કરણ ૧ ઉત્તરાંક ૯ માં લખેલ છે એટલે જે લક્ષ્ય વર્તી, અન્યથી વ્યાવર્તક થઇ સ્વલક્ષ્ય બોધક હોય, તેને સ્વલક્ષ્યનું લક્ષણ કહે છે. સ્વરૂપ અને તટસ્થ એમ બે પ્રકારનાં લક્ષણ હોય છે. સ્વરૂપ લક્ષણ વાણીનો વિષય હોતો નથી. જેમકે અગ્નિનું સ્વરૂપબોધક લક્ષણ ઉષ્ણત્વ છે. હવે ઉષ્ણત્વનું લક્ષણ, જે અગ્નિથી ભિન્નમાં ન વર્તે તે. લક્ષ્યમાં કયારે વર્તે અને કયારે નહી વર્તે તે તટસ્થ લક્ષણ કહેવાય છે જેમકે (પ્ર.) આ નગરમાં રામના મહેલના લક્ષણ શું? (ઉ.) જે મહેલ પર શ્વેત ધ્વજા હોય તે. અત્ર ધ્વજા લક્ષણ છે. શોકકાલમાં નહી પણ વર્તે. સ્વરૂપ લક્ષણ કહેતાં અંત આવે છે એટલે અનવસ્થા દોષ આવતો નથી. સ્વલક્ષ્ય વર્તી વ્યાવર્તક એજ લક્ષણનું લક્ષણ છે. (વિશેષ વર્ણન ઉત્તરાર્ધમાં વાંચશો.)

અત્રે જણાવવું જોઇએ કે આશરે ૧૮૦ પદાર્થોના લક્ષણ પ્રસંગવશાત પૂર્વે (નિર્ણય પ્રકરણમાં) કહેવાઇ ગયા. વળી આક્તા ઉત્તર-ઉપદેશ પ્રકરણમાં યથા પ્રસંગે કહેવાશે, તેથી પ્રસંગ વિનાની પુનરૂક્તિ વ્યર્થ જાણી અત્રે લખતા નથી. બલ્કે તે ઉપરાંત ઉપયોગી ૧૧૦ આશરે લક્ષણ આ લક્ષણ પ્રકરણમાં જણાવવામાં આવશે.*

આ પૂર્વાર્ધના તમામ લક્ષણો, લક્ષણ પ્રકરણના જાણી તેને ધ્યાનમાં લેવા અને વિચારવા ભલામણ કરીએ છીએ.

---

* આ પ્રસંગે લક્ષણ બોધક જે વાક્યો છે તે એવી શૈલીથી લખ્યાં છે કે, સાધારણ માણસ પણ સમજી શકે. એટલે કે વ્યાકરણ દોષ ન જોતાં વિદ્વાનોએ તે માટે ક્ષમા કરવી.

૧. લક્ષણુ-લક્ષણનું લક્ષણ એટલે લક્ષ્યવર્તી અન્યથી વ્યાવર્ત્તક (ઉત્તરાંક ૯ માં કહેવાઇ ગયેલ છે.

૨. મનુષ્ય લક્ષણુ-જે પ્રાણી વિચાર કરવાવાળું હોય એટલે કે ખરૂં ખોટું સમજનાર, દેશકાળને જાણનાર, પરિણામ સમજનાર, અને સ્વપરોપકાર કરવા યોગ્ય હોય, ત્હેને મનુષ્ય કહે છે (તે વગરનાં પ્રાણી પશુ-પક્ષિ-કીડા વગેરે સમજવાં. મનુષ્ય નહીં.)

૩. ધર્મ લક્ષણુ-૧ સૌ કોઇને જેની પ્રાપ્તિની ઇચ્છા છે ત્હેની પ્રાપ્તિના સાધનને, ધર્મ, કહે છે. ૨ મનુષ્યમાત્ર જેનો સ્વીકાર કરે તેવાં કર્તવ્ય તે ધર્મ. ૩ મનુષ્ય માત્રનું જે કર્તવ્ય, પ્રાપ્તવ્ય અને જ્ઞાતવ્ય, તેજ ધર્મ. ૪ સર્વને ધારણ, પોષણ કરવા યોગ્ય ટેકારૂપે જે છે તે. આ ધર્મનાં સામાન્ય લક્ષણ છે;

પોત પોતાના સંપ્રદાય અને મત પંથ પ્રમાણે ધર્મના અનેક લક્ષણ છે. પરંતુ સર્વ માન્ય તો એજ છે. ત્હેનો અભિપ્રાય એ છે કે, પ્રાણિ માત્રને દુઃખ રહિત, સુખની ઇચ્છા છે, માટે ત્હેની પ્રાપ્તિનાં સાધનને ધર્મ કહેવાય. અને તે ધારણ પોષણ કરવા યોગ્ય છે. તેજ બધા અંગીકાર કરશે. વળી ત્હેનાથી ટેકો મળે છે. એટલે કે ચારે લક્ષણો સુખ સાધનમાં ઘટે છે. સ્ત્રી, પુત્ર અને ધન વગેરે ભોગોમાં પરિણામે દુઃખ હોવાથી અને તે દુઃખ રહેવાથી સર્વની ઇચ્છા તેમાં થતી નથી. અને શરીરના સુખની તો નાસ્તિક (ઇશ્વર નહિ માનનાર) ને પણ ઇચ્છા છે, તેટલા માટે સુખ પ્રાપ્તિનાં સાધનને ધર્મ કહેવાય, અને તે ઘટે છે. સારાંશ કે 'ધર્મ' એ શબ્દ, શક્તિવૃત્તિઅને લક્ષણાવૃત્તિથી ઘટે છે. સંક્ષેપમાં નીચે લખેલાં સાધનોમાં ચારે ધર્મનાં (એટલે શારીરિક, માનસિક, આત્મિક અને સામાજિક ધર્મના) લક્ષણોનો સમાવેશ થાય છે. તે આ પ્રમાણે છેઃ—

धृतिः क्षमा दमोऽस्तेयं शौचमिन्द्रिय निग्रहः ।
धीर्विद्या सत्यमक्रोधो दशकं धर्म लक्षणम् ॥
मनुस्मृति अ. ६ श्लोक १२.

ધૃતિ—ધારણા શક્તિ વધારવી, દુઃખ, આપત્તિકાળ અને જ્ઞાન કરવા તથા પરોપકાર કરવામાં વ્યાકુળતા રહિત ધૈર્ય રાખવું અને મનને આળસમાં ન જોડવું તે. ૨ ક્ષમા.—સહનશીલ થવું, (ટૉલેરશન) કોઇથી અજાણમાં આપણી વસ્તુની હાની અગર આપણું અપમાન વા નિંદા થયાં હોય તો માફી આપવી (પરંતુ અત્યાચારી—દુષ્ટને માફી આપવી, તે ક્ષમા કહેવાય નહી). ૩ દમ—(શમ) (જુઓ ઉતરાંક ૨). ૪ અસ્તેય.—(જુઓ ઉત્તરાંક ૩). ૫ શૌચ.—[જુઓ ઉત્તરાંક ૩] ૬ ઇન્દ્રિયનિગ્રહ.—દમ (જુઓ ઉતરાંક ૨) ૭ ધીવૃદ્ધિ.—બુદ્ધિ શક્તિ વધારવી. એટલે એવું સત્વગુણી ભોજન સેવવું કે, જેણે કરીને બુદ્ધિ તીક્ષ્ણ થાય અને વૃદ્ધિ પામે, અને તેહની વૃદ્ધિ કરનારે જે સૃષ્ટિનિયમાનુકૂલ બ્રહ્મચર્ય, તે રાખવું; તથા ગ્રંથ ભણવા અને ભણાવવા. અર્થાત જે ગ્રંથ અને સતપુરૂષના સંગ કરવાથી બુધ્ધિ નિર્મળ, ઉત્તમ અને સંસ્કારી થાય, તેવા સત્ ગ્રંથનું સેવન અને તેવા સત્ પુરૂષોનો સમાગમ કરવો તે. ૮ વિદ્યાવૃદ્ધિ.—જ્ઞાનની વૃધ્ધિ કરવી એટલે એવા સત્ પુરૂષોનો સંગ અને એવા સત્ય ગ્રંથોનું પાઠન કરવું કે જેથી સત્ય વિદ્યાની પ્રાપ્તિ અને વૃદ્ધિ થાય, વળી જે વિદ્યાથી મનુષ્ય કર્તવ્ય, જ્ઞાતવ્ય, અને પ્રાપ્તવ્યનું ફળ જણાય તે તે મળે, તથા એવી અનેક વિદ્યા (અને હુન્નર) કે જેણે કરીને સ્વપરોપકાર થાય; તેમજ દરેક પદાર્થ અને કર્મનું યથા યોગ્ય જ્ઞાન થાય, તેવી વિદ્યાની પ્રાપ્તિ માટે મંડયા રહેવું તે. ૯ સત્ય (જુઓ ઉ. ૩) ૧૦ અક્રોધ—ક્રોધ ન કરવો તે. કારણ કે ક્રોધ કરવાથી મનુષ્યનાં લોહી, વીર્ય, બુદ્ધિ અને વિવેકની હાની થઇ સર્વસ્વ નાશ પામે છે, શત્રુઓ ઉભજે છે.

ઉપર જણાવેલા ધર્મમાં શારીરિક, માનસિક, આત્મિક અને સામાજિક એટલે તમામ પ્રકારના વિશેષ ધર્મનો સમાવેશ થઇ રહે છે. દરેક વ્યકિત પ્રતિ તે વ્યકિતના ગુણ કર્મ સ્વાભાવાનુસાર એટલે કુદરતી યોગ્યતાનુસાર સામાન્ય ધર્માનુકૂલ જે વિશેષ કર્તવ્ય તેનું નામ વિશેષ ધર્મ કહેવાય છે. આ વિશેષ ધર્મ (ચારે વર્ણ ચારે આશ્રમના વિશેષ ધર્મ) એવા હોવા જોઇએ કે જે ઉપર

કહેલા સામાન્ય ધર્મને અનુકુલ હોય—જો ત્હેને પ્રતિકૂલ હોય તો તે કર્તવ્ય, ધર્મ નથી એમ જાણવું.

પહેલા પ્રકરણ * માં ક્યા મત અને ધર્મ શ્રેષ્ટ છે તે બાબત લખ્યું છે, તેમાંથી ધર્મનું સ્વરૂપ કહેવું બાકી હતું, તે સંક્ષેપમાં ઉપર પ્રમાણે છે. હવે આ ઉપર વિચાર કરતાં આટલું તો ખાસ ધારવામાં આવે છે કે, દુનિઆનાં સર્વ મનુષ્યોને જઇને પુછી જોશો તો; નાસ્તિક, આસ્તિક, અસત્યવાદી, દુષ્ટ, ચોર વગેરે સર્વ ઉપરની ૧૦ વાતોને માન્ય કરશે. આ પ્રસંગે અમારો એ આગ્રહ નથી કે, તે લોકો એ પ્રમાણે ચાલી શકે અથવા મનમાં તે પ્રમાણે ચાલવાની પ્રતિજ્ઞા કરે, વા કોઇ કારણને લીધે ન ચાલી શકે; પણ એટલું ખરૂં છે કે, જ્યારે ૧૦ માણસોમાં પૂછશો ત્યારે તેઓ આ દશે બાબતને શ્રેષ્ટ માનીને સ્વીકારશેજ. હવે બુદ્ધિવાન વિચારશે કે, મનુષ્યનો ધર્મ ઉપરોક્ત દર્શાવવામાં આવ્યો તે છે કે પક્ષાપક્ષી, સ્વાર્થ અને અજ્ઞાનતાએ કરીને જે માનવમંડળમાં પ્રવર્તે છે તે છે.

આ સાર્વજનિક ધર્મદર્શક અમારા પૂર્વજ, મનુઋષીની કૃતજ્ઞતા સ્મરણાર્થે વારંવાર ધન્યવાદ દઉં છું અને ત્હેનાં સંતાન (આપણે) નાં વર્ત્તમાન કૃત્યોથી (પહેલા પ્રકરણમાં જે ન્યૂનતાઓ જણાવી છે, તેથી) શરમ ધારણ કરૂં છું.

૪. મનુષ્ય કર્તવ્ય-(માણસે કરવાની બાબત) ૧ સતકર્મ (૫ યમ, ૫ નિયમ અને યજ્ઞ). ૨ સ્વપરોપકાર, ૩ પુરૂષાર્થ, ૪ પ્રેમ, ૫ સંતોષ, ૬ મમતા, ૭ મૈત્ર્ય—(મૈત્રી, મુદિતા, કરૂણા, ઉપેક્ષા,) ૮ સ્વસંબંધિ સહિત સ્વપાલન, ૯ સદ્વિદ્યા અને કળાનો અભ્યાસ, ૧૦ ઇશ્વરસ્મરણ, ૧૧ ન્યાય, ૧૨ સંશય ભ્રાન્તિ નિવારણ. અને ૧૩ અહિંસા (વૈરત્યાગ) ઇત્યાદિ કરવા યોગ્ય છે.

૫. મનુષ્ય જ્ઞાતવ્ય—પરમાણુથી લઇને જીવ, ઇશ્વર* અને પ્રકૃતિ પર્યન્ત (યથાશકિત) સર્વ પદાર્થોના યથાયોગ્ય સ્વરૂપ—ગુણ-કર્મ—સ્વભાવને ગુરૂ અને સત્સંગદ્વારા યુક્તિ, પ્રમાણ અને અનુ-

* ઉત્તરાંક ૩૫ વાંચો.

ભાવ પૂર્વક જાણુવાં. જેમકે, મ્હારે શું કરવું જોઇએ? મ્હારા ઉપર કોનો હક છે? વ્યાપાર કેમ થાય છે? વ્યવહાર કેમ થાય છે? નીતિ અને રાજનીતિનું શું સ્વરૂપ છે? કળાકૌશલ્ય શું છે? જગત કેમ બનેલું છે? પ્રકૃતિનું સ્વરૂપ શું છે? હું કોણ છું? શા માટે છું? કયાંથી આવ્યો? અને કયાં જઇશ? તત્વ શું છે? અને મનુષ્ય જન્મનું શું ફળ છે? ઇત્યાદિ જાણુવા યોગ્ય છે.

૬. મનુષ્ય પ્રાપ્તવ્ય–૧ જ્ઞાતવ્ય પછી જે પરીક્ષામાં સિદ્ધ થયું હોય તેનો ઉપયોગ. ૨ જ્ઞાતવ્ય અનુસાર વર્તન. ૩ સંતોષ, સત્સંગ, સુવિચાર, સુવિવેક, અને નિત્ય સુખ–પરમાનંદ સ્વરૂપ–તથા પરવૈરાગ્ય એ પ્રાપ્તવ્ય (પ્રાપ્ત કરવા યોગ્ય) છે.

૭. અધર્મ લક્ષણુ–ધર્મની વિરૂધ્ધ જે જાણુવું–સમજવું અને વર્તવું–કરવું તે. એટલે કે, ૧ અધૈર્ય, ૨ અક્ષમા, ૩ વિષયાસકિત, ૪ મનમુખીપણું, ૫ બીજાનાં જર, જમીન અને જોરનું હરણુ, ૬ મલીન રહેવું, ૭ છળ, કપટ, દંભ અને પાખંડ કરવાં, ૮ દુષ્ટ અને અસંભવ કામના કરવી, ૯ ખોટાં મનોરાજ્ય કરવાં, ૧૦ વિદ્યા અને બુધ્ધિના વિરોધી થવું, અગર હેનો ખોટો ઉપયોગ કરવો, ૧૧ જૂઠું બોલવું, ૧૨, દુષ્ટતા રાખવી, ૧૩ અનીતિ કરવી, ૧૪ દુરાગ્રહ, ૧૫ અશુચિવ્રત, (ભૈરવ, ભૂત, જીન, પીર, વગેરે કાબુ કરવાની ક્રીયા, અને સ્મશાન વગેરેમાં પ્રયોગ કરવા. મારણુ, મોહન, ઉચ્ચાટન, વગેરે કરવાં.) ૧૬ નિંદા અને ચાડી કરવી, ૧૭ પોતાનું વચન તોડવું, ૧૮ અનપરાધી ઉપયોગી જીવની હિંસા કરવી, ૧૯ મિથ્યા અભિમાન, ૨૦ કામાદિક અરિવર્ગને આધીન રહેવું, ૨૧ અવિદ્યા (જેવું હોય તેવું ન માનવું–જડને ચૈતન્ય, પવિત્રને અપવિત્ર અને અપવિત્રને પવિત્ર માનવું એટલે ઉલટું જ્ઞાન–ઇત્યાદિ) વગેરે અધર્મનાં લક્ષણુ છે. અને હેને ધારવાવાળો અધર્મી, અદેવ–દૈત્ય, દસ્યુ અને રાક્ષસ પણુ કહેવાય છે.

૮. અર્થ—અધર્મ રહિત ધર્માનુસાર જે પદાર્થ પ્રાપ્ત થાય, તે અર્થ. જૂઠું બોલી છળ વા પાખંડ કરીને અર્થ (દ્રવ્ય) સંચય કરવો હેનું નામ અર્થ ન કહેવાય.

૯. અનર્થ—અધર્મથી જે પ્રાપ્ત થાય, તે અનર્થ.

૧૦. કામ—ધર્મ અને અર્થથી જે પ્રાપ્ત કરવા યોગ્ય ભોગ તે કામ.

૧૧. નિષ્કામ કર્મ—શરીરધારી-પ્રાણી માત્ર નિરિચ્છ હોઇ શકતો નથી. તેથી પરિભાષામાં નિષ્કામનો આ અર્થ છે:—

ફળની ઇચ્છા રહિત સદ્કર્મો કરવાં કિંવા કામ્ય કર્મનો ત્યાગ કરતાં જે સારા કર્મ કરાય તે. આવા કર્મનું નામ નિષ્કામ કર્મ છે. જેમકે યોગ્ય પરોપકારાદિ. પરંતુ કર્મ માત્ર ન કરવાં એનું નામ નિષ્કામ નથી.

નિષ્કામ પદમાં વિસ્તારવાળું ગંભીર અને ગુહ્ય રહસ્ય સમાયેલ છે. વિસ્તાર ભયથી અત્રે લખ્યું નથી.

૧૨. સમદર્શન (સામ્યભાવ)—સર્વમાં યથાયોગ્ય સમાન દૃષ્ટિ હોવી તે. જેમ જડત્વ ભાવથી કનક, કંકર, લોષ્ટ, ચાંદી એ સર્વ સમાન છે. દુઃખ સુખ વા જીવત્વ ભાવથી ગો—હસ્તી—બ્રાહ્મણ—ચાંડાલ—ક્ષત્રી—કાયર—શુદ્ર—રાજા—રંક એક સમાન છે. ઇત્યાદી પરંતુ રંગ વા વજન ભાવથી કનક, કંકર સમાન નથી. ઉપયોગ ભાવથી ગો—વગેરે સમાન નથી. શ્યામ વાળવાળા બાળ અને યુવા તથા ધોળા વાળવાળા વૃધ્ધમાં સમાનતા નથી. અશ્વ અને ગધેડામાં સમાનતા નથી. છતાં તેઓને સમાન સમજે, એનું નામ સમદર્શન નથી.

સમદ્રષ્ટિ પદમાં ગંભીર અને ગુહ્ય રહસ્ય સમાયેલ છે. વિસ્તાર ભયથી અત્રે લખતઃ નથી.

૧૩. દાન—પોતાના ભાગમાંથી કોઇ સુપાત્રને કાંઇ પણ યોગ્ય વસ્તુ દેવી; તે દાન કહેવાય છે; પણ કુપાત્રને દેવું વા સુપાત્રને અનુચિત વસ્તુ દેવી તે દાન કહેવાય નહિ. અથવા સ્વશક્તિઅનુસાર તન, મન, અને ધને કરીને સત્કાર પૂર્વક કોઇની સહાયતા કરવી તે દાન. દાનના ૮ પ્રકાર છે—૧ વિદ્યાના જીજ્ઞાસુને વિદ્યાદાન દેવું; ૨ નિર્ધન, ભિક્ષુક, અશક્ત, અનાથ, રાંક—ગરીબ અને ભૂખ્યાંને રાંધેલું અન્ન ખવરાવવું (એ બન્ને દાન સર્વ દાનોમાં

શ્રેષ્ટ છે). ૩ વિદ્વાન બ્રાહ્મણ, ઉપદેશક, સંન્યાસી, આચાર્ય, અતિથી અને બ્રહ્મચારીને તેના આપત્તિ કાળમાં અન્ન વસ્ત્ર દેવાં. ૪ દુઃખીઆ, રોગી અને ઘાયલનું ઓસડ કરવું, એ (ત્રણે) જીવિત્ દાન દેવું કહેવાય છે; ૫ માબાપ વિનાનાં બાળક, અનાથ વિધવા, નિર્ધન આબરૂવાળાને માગ્યા વગર ગુપ્ત રીતે દેવું, તે આબરૂદાન કહેવાય છે; ૭ પરોન્નતિ અર્થે, કૂચાલ મટાડવા માટે તથા પરોપકારાર્થે કુવા, વાવ, ધર્મશાળા, વૃક્ષવાટિકા, કન્યાશાળા, પાઠશાળા, અને હુન્નરશાળા, દવાશાળા બનાવીને મનુષ્યોને અનેક પ્રકારનું સુખ દેવું, તે ફળદાન કહેવાય છે; ૮ પાખંડી, નીચ, કુપાત્ર, દુષ્ટ અને અન્યાયીને શિક્ષા દેવી, તે કલ્યાણદાન કહેવાય છે. પણ આ પ્રસંગ સાથે [ઉપર કહ્યા મુજબ] આટલું ધ્યાનમાં રાખવું કે, દાન લેનાર કુપાત્ર ન હોય, અને દેનાર કર્જ લઇ બીજાને દુઃખ આપીને ન દે; નહિતો જે દાન દેશે તે દાન કહેવાશે નહિ; તેમજ મ્હોટા, તાજા, રૂષ્ટપુષ્ટ કમાઇને ખાઇ શકે તેવા, મફતખોરા, અનુદ્યમી, ઢોંગી, અનુપકારી, હિંસક, મૂઢ અને મૂર્ખ–એવાને દાન દેવું, તે દાન નહિ, પણ એક પ્રકારનાં અનર્થ અને પાપ કર્મ કહેવાય છે.

૧૪. આસ્તિક—જે કાંઇ છે અને તે જેવું છે તેવુંજ જાણે અગર માને તે આસ્તિક; જેમકે, ઇશ્વર છે અને તે વ્યાપક છે એવુંજ જે માને તે આસ્તિક.

૧૫. નાસ્તિક—જે હોય ત્હેને ન માને અને જે ન હોય તેમાં આસ્થા રાખે, ત્હેને નાસ્તિક કહે છે. રૂઢીમાં જુદા જુદા વાડા અને પંથવાળા પોતપોતાના મતાનુસાર બીજો અર્થ કરે છે; જેમકે, ૧ વેદ અને ઇશ્વરને ન માને તે નાસ્તિક, ૩ ઇસુ અને બાઇબલને ન માને તે નાસ્તિક. ૪ ઇશ્વરને જગતકર્તા માને તે નાસ્તિક. ૫ પાષાણાદિની મૂર્તિને ઇશ્વર ન માને તે નાસ્તિક. અને ૬ બ્રાહ્મણ સાધુ તથા પોતાના ધર્મના આચાર્યને જે ન માને વા ત્હેને જે ન આપે તે નાસ્તિક.

હવે રૂઢીનો અર્થ પડતો મૂકીને ઉપરોક્ત ઘટિત લક્ષણ પ્રમાણે નાસ્તિકતાના પ્રત્યક્ષ દાખલા એ છે કે, ઇશ્વર જે કે, અનુભવ

પ્રમાણુ ગમ્ય છે, છતાં તેવું ન માને; અગ્નિ બાળનાર છે, છતાં તેમ ન માને; જડને જડ ન માને; વ્યાપક ઇશ્વરને વ્યાપક ન માને; અમૂર્ત્ત ઇશ્વરને અમૂર્ત્ત ન માને; સ્ત્રી પુરૂષના સંયોગ વિના પ્રજાનો અભાવ છે, છતાં તે અભાવ ન માને; પતિ વિના કુંવારીના દીકરાને હરામનો ન માને; અભાવથી ભાવરૂપ વસ્તુ બનતી નથી, છતાં નસ્તિ (અભાવ)થી અસ્તી (ભાવ) માને, માણસે કરેલા ગ્રંથ છતાં મનુષ્ય કૃત નહીં માને—એવાં એવાં લક્ષણુવાળાને નાસ્તિક જાણુવા.

૧૬. કર્મ—દેશ સ્પર્શાસ્પર્શ અવસ્થાને ગતિ વા કર્મ કહે છે; જેમકે મનની સ્ફુરણા, હાલવું, ચાલવું, પરિણામ પામવું, સંકોચ પામવું, વગેરે. (મનુષ્યની દૃષ્ટિથી સારાં નરસાં (વિધિ–નિષેધ) એમ, બે પ્રકારનાં કર્મ [ક્રિયા–ગતિ] મનાય. તદંતરગત પરિભાષામાં કર્મ પાંચ પ્રકારનાં હોય છેઃ—૧ નિત્ય, (ખાવું, પીવું, સંધ્યાવંદનાદિ). ૨ નૈમિત્તિક, (આદર, સત્કાર, યજ્ઞાદિક કરવાં વગેરે). ૩ પ્રાયશ્ચિત, (થએલાં કર્મોનો પ્રત્યુપકાર વા નિવારક કર્મ વા માફી માંગવી વગેરે). આ ત્રણે નહીં કરવાથી પાપ એટલે દુઃખ થાય છે. ૪ કામ્ય, [જે કોઇ કામનાને લીધે સ્વાર્થ સિધ્ધને માટે કરવામાં આવે છે તે]. અને પાંચમું એક નિષિધ્ધ (દુઃખદાયક તથા ધર્મ–નીતિ અને ઇશ્વરી નિયમથી વિરૂધ્ધ જે કર્મ તે નિષિદ્ધ કહેવાય છે. તે માટે તે સદૈવ ત્યાજ્ય છે).

૧૭. પંચમહાયજ્ઞ—૧ બ્રહ્મયજ્ઞ, ૨ દેવયજ્ઞ, ૩ પિતૃયજ્ઞ, (શ્રાદ્ધ–તર્પણુ) ૪ અતિથિયજ્ઞ, અને ૫ ભૂતયજ્ઞ—એ પાંચ મહાયજ્ઞ કહેવાય છે, તેનાં લક્ષણુ તથા ફળ આ પ્રમાણે છેઃ—

૧ બ્રહ્મયજ્ઞ—નૈષ્ટિક કિંવા ગૃહસ્થ બ્રહ્મચર્યપૂર્વક આચાર્યની સેવા કરતાં અનેક પ્રકારની વિદ્યાનું અધ્યયન અને વેદાદિ સત્ય ગ્રંથનું પઠન કરવું–કરાવવું, તથા સંધ્યાવંદનાદિ કરવાં તે.—આ યજ્ઞ કરવાથી ધર્મ, અર્થ, કામ અને મોક્ષની પ્રાપ્તિ થાય છે.

૨ દેવયજ્ઞ.—નિત્ય અગ્નિહોત્ર* કરવો; આ દેવયજ્ઞ કરવાથી બુદ્ધિ, વીર્ય, પરાક્રમ, આરોગ્યતા તથા કાંતિ વીગેરેની પ્રાપ્તિ અને વૃદ્ધિ થાય છે. (આની સવિસ્તર હકીકત જોવી હોય તો સંસ્કાર વિધિમાં જોવી). વળી જમતી વખતે બલિ વૈશ્વદેવ કરવો;—મીઠા સિવાયના પદાર્થોને એકઠા કરી ધુમાડા વગરની અગ્નિમાં હોમવા. એને બળીયજ્ઞ [ વૈશ્વદેવ] કહે છે.

૩—પિતૃયજ્ઞ.—[તર્પણ અને શ્રાદ્ધ જુઓ ઉત્તરાંક ૫૧]. અર્થાત્ મૃત્યુ પામેલાના નામપર નહીં પણ જીવતા પિતૃ હોય તેમની શ્રદ્ધા અને પ્રેમપૂર્વક સેવા કરી તેમને તૃપ્ત રાખવું, તે. આ યજ્ઞ કરવાથી જ્ઞાન, સદ્ગુણ, સત્યાર્થ, પદાર્થનો નિર્ણય અને કૃતઘ્નતા નિવારણ (પ્રત્યુપકાર) એ ફળ થાય છે.

---

* એક શેર ઘી ઉનું કરી વસ્ત્રથી ગાળી તેમાં છે વા એક રતી કસ્તુરી અને સોળ વા આઠ રતી ચોખું કેસર પીસીને મેળવી; અગર, તગર, કપુર, કપુરકાચલી, જટામાંસી, લાલશ્વેત ચંદન, નાગરમોથ, પંચાંગ ધુપ, લોબાન, ગુગળ, ગળો, બદામ, ખારક, ચારોલી, અખરોટ, કાળી લીલી દ્રાક્ષ, પિસ્તાં, એલચી, તજ, વાળો, મધ, જવ, ઘઉં, ટોપરૂં, સાકર, વગેરે પદાર્થો યથાશકિત લઇ અધ કચરા કરી રાખવા. પછી પીપળો, ખાખરો, ખીજડો, જેઠીમધ, લીંબ, અઘેડો, (જે જે મળે તે) ના લાકડાના કડકા કરી કુંડામાં બાળવા, નિર્ધુમ થતાં આડચવાળા ઓરડામાં લઇ જઇ રાખવું. હવે મજકુર ઘૃતમાંથી ૪ ભાર ઘી અને ૮ ભાર મજકુર ભુકો લઇ અર્ધું ઘી તેમાં મેળવી આહુતિ દેતા જવું, અને દર પાંચ આહુતી બાકીના ઘીમાંથી આપતાં જવું. (ઘી તથા સામગ્રી યથાશકિત લેવાય છે.) હવન કરતી વેળા બાયડી, છોકરાં, બંધુ વગેરે તે મકાનમાં હોય તો વધારે સારૂં. હવન થઇ રહે તે પછી પાંચ મિનીટ ઓરડામાંથી બહાર આવવું, તરત નહીં. (વધારે જોવું હોય તો સંસ્કાર વિધિ વગેરે ગ્રંથ જુઓ.) એમ નિત્ય બે વખત વા સવારમાં એક વખત કરવું. એનું નામ નિત્ય હવન કહેવાય છે.

૪–અતિથિયજ્ઞ—અતિથિ જ્યારે આવે ત્યારે સત્કારપૂર્વક આસન આપી અન્ન તથા વસ્ત્રથી ત્હેની રક્ષા કરવી અને પછી ત્હેની સાથે સંભાષણ–સત્સંગ કરવો. ધર્મ, અર્થ, કામ, મોક્ષ, જ્ઞાન, વિજ્ઞાન વગેરેની વ્યવસ્થા સાંભળવી તે. એનું નામ અતિથિ યજ્ઞ છે. કરવાથી અજ્ઞાનરૂપી અંધકારની નિવૃત્તિ થઇ યથાર્થ જ્ઞાન પ્રાપ્ત થશે, પાખંડ નાશ પામશે, ભ્રાંતિ નિવારણ થશે, અધર્માચરણનો નાશ થશે, નાના પ્રકારનો અનુભવ સુખે મળશે, અને ઉભય લોકનું સુખ પ્રાપ્ત થશે.

૫–ભૂતયજ્ઞ–ગાય કુતરા વગેરે ઉપયોગી જીવો કે ભુખ્યાંને તૃણજળ, અન્નાદિ યથાશકિત દેવાં, તે. ભૂતયજ્ઞ નિત્ય કરવાથી પરોપકાર, ઉદારતા, કરૂણા, દયા વગેરે ઉત્તમ ગુણની પ્રાપ્તિ કે વૃદ્ધિ અને પશુ–રક્ષા વગેરે ફળ થાય છે. તથા શરીર–પ્રાણ પોષણનું સાધન છે.

૧૮. ઉપાસના—ઇષ્ટની સમીપમાં અંતરાય રહિત સ્થિત થવાનું નામ ઉપાસના. કિંવા મનોવૃત્તિનું ધ્યેયાકાર થવું તે. પક્ષાંતરે યથાઅધિકાર ઇષ્ટનાં ગુણ, કર્મ સ્વભાવ જેવાં, પોતાનાં ગુણ, કર્મ, સ્વભાવ સંપાદન કરવાં, તે.

ઉપાસનાના બે પ્રકાર છે. પરોક્ષોપાસના (જોયા વિના સાંભળીને ઇષ્ટ માની કલ્પિત ભાવના કરી તદાકાર વૃત્તિ કરવી); તથા અપરોક્ષોપાસના (ઇષ્ટનો સાક્ષાત્કાર થયા પછી તદાકાર વૃત્તિ કરવી )

૧૯. વિજ્ઞાન–સાક્ષાત જ્ઞાન થયા પછી ઇષ્ટમાં જે અનુરાગ તેમાં રત રહેવું, અને તેનો યથાયોગ્ય ઉપયોગ. એનું નામ વિજ્ઞાન. કોઇની પરિભાષામાં 'પરાભકિત' એ નામથી ઓળખાય છે. વસ્તુતઃ જ્ઞાન થયેલ વસ્તુનો બીજી વસ્તુઓ સાથે મુકાબલો કરી તેમના સાધર્મ્ય વૈધર્મ્ય આણી નિરીક્ષા કરવી વા જ્ઞાનાનુસાર વર્તન એનું નામ વિજ્ઞાન.

૨૦ પ્રાણાયામ–જે પ્રકારે–કર્મથી પ્રાણ સ્વાધીન કરાય અથવા પ્રાણની ગતિનો ભંગ કરાય. તે પ્રકારને યોગપરિભાષામાં પ્રાણાયામ કહે છે. તે મુખ્ય અષ્ટપ્રકારના છે અને અધિકારી

પ્રતિ તેનું ભિન્ન ભિન્ન વિધાન છે. તે અષ્ટમાંથી એક પ્રકાર અત્રે લખવામાં આવે છે; જે કે સંધ્યોપાસના પ્રસંગે કરવાનો છે.— એકાંત નિર્ભય સ્થાનમાં પદ્માસન‡ વાળીને, શરીર અક્કડ રાખતાં બન્ને હાથ ખોળામાં ચત્તા રાખી, આંખ બંધ કરી કે ઉઘાડી રાખી, સ્થિર ચિત્તે સરખું સમ શરીર રાખીને બેસવું, અને અંદરથી શ્વાસ બહાર કાઢી ધીમે ધીમે અંદર ખેંચવો અને પછી તેને અંદર યથાશક્તિ રોકવો, પછી પાછો બહાર કાઢીને બહારજ યથાશક્તિ રોકવો, આમ કરવું. એ ક્રિયાને એક પ્રાણાયામ કહે છે. આવી રીતે યથાશક્તિ ગૃહસ્થે ૩ થી એકવીશ સુધી કરવા, વિધિપૂર્વક નિત્ય પ્રાણાયામ કરવાથી સ્મૃતિ, વિચાર અને કાંતિ વધે છે, લોહી સુધરે છે, તથા રોગ અને મનના વિકાર નાશ પામે છે. પ્રાણાયામ ભરે પેટે વા રોગ—શોકકાળમાં નહીં કરવો જોઇએ. બલ્કે ખાલી પેટે કરવો અને વિપત્તિકાળમાં યથાયોગ્ય કરવો. અજ્ઞાન બલથી જો હઠ કરીને કરશો તો રોગ થાશે. માટે એ ક્રિયા અને એની વિધિ રૂબરૂમાં ગુરૂ પાસેથી શીખવી જોઇએ.

૨૧. સત્સંગ—દુરાચારરહિત, ઉત્તમ આચાર-ઉચ્ચાર-વિચારવાન, વિદ્વાન, બુધ્ધિમાન, ગુણવાન, વિચારશીલ, સદાચારી, શ્રેષ્ટ, સુપ્રસિધ્ધ અને સત્યવક્તા પુરૂષનો સંગ અને સતગ્રંથોનું પઠન પાઠન કરવું, તેને સત્સંગ કહે છે. આમ કરવાથી સદ્દગુણની વૃદ્ધિ થવા ઉપરાંત અનેક ફળ મળે છે, સત્સંગને કલ્પવૃક્ષની ઉપમા અપાય છે.

૨૨. કુસંગ—અજ્ઞ, મૂર્ખ, દુષ્ટ, પાખંડી, દંભી, અભણ, દુર્વ્યસની, દુરાચારી, ચોર, જાર, જુગારી, નિંદક મનુષ્યનો સંગ, અને વ્યભિચાર વગેરે દુર્ગુણભરિત અયુક્ત નવલકથા, કુકથા, કુક્રીડા (રાસમંડલાદિ) બોધક ગ્રંથ તેનું પઠન પાડન, તે કુસંગ કહેવાય છે, માટે તે ન કરવો.

---

‡ ડાબા પગની પાની જમણા સાથળના મુળમાં અને જમણા પગની પાની ડાબા સાથળના મુળમાં લગાડીને બન્ને હાથ પેડુ સાથે ઉપર નીચે રાખીને બેસવું. એનું નામ પદ્માસન. (અર્ધ પદ્માસન)

૨૩. **જ્ઞાનસ્વરૂપ**–રંગ રૂપ વિના જે અલુપ્ત સ્વપ્રકાશ (ચૈતન્ય) જ્યોતિ, ત્હેને જ્ઞાનસ્વરૂપ કહે છે. અર્થાત્ સૂર્ય, ચંદ્ર, અગ્નિ અને શ્વેત, લાલ રંગવાળા જડજ્યોતિ અથવા જે જડપ્રકાશ કહેવાય છે તે જ્ઞાન સ્વરૂપ કહેવાય નહીં, પણ ચૈતન્ય જ્યોતિને જ્ઞાનપ્રકાશ કહે છે. (કિંવા જે પોતે સ્વપ્રકાશ હોય અને પ્રકાશાદિ બીજાને પ્રકાશે–જાણે ત્હેને ચૈતન્ય કહે છે તેજ જ્ઞાનસ્વરૂપ સમજવું.) એ એકજ વસ્તુ છે.

૨૪. **બ્રહ્મવિદ્યા**–જેથી જ્ઞાન સ્વરૂપ ચિદાકાશ–બ્રહ્મનો સાક્ષાત્–અનુભવ થાય, તે બ્રહ્મવિદ્યા. અર્થાત્ જે નાના જીવ, ઇશ્વર અને પ્રકૃતિના ગુણ, કર્મ, સ્વભાવ જણાય અને જે, આ ત્રણેની બોધક હોય, ત્હેને બ્રહ્મવિદ્યા કહે છે. તે પ્રાપ્તવ્ય છે.

૨૫. **અજ્ઞાન**–'હું નથી જાણતો' આ પ્રતીતિનો જે વિષય, તેનું નામ અજ્ઞાન છે. ન જાણવાપણાને અથવા અપ્રતીતિને કિંવા વિષયી વિષય (જ્ઞાતા જ્ઞેય)ના યોગ્ય સંબંધના અભાવને પણ અજ્ઞાન કહે છે.

૨૬. **ગૃહસ્થ બ્રહ્મચર્ય**–ગૃહસ્થાશ્રમ કર્યા પછી ઋતુદર્શનથી ચાર દિવસ મૂકીને દર મહીને ૭ દિવસ સંતાન ઉત્પત્તિ માટે નિરોગી એવી સ્વસ્ત્રી સાથે ક્રીડા કરવી, પછી નહિ. વળી ગર્ભકાળમાં તથા સ્તનમાં દૂધ આવે ત્યાં સુધી સંસર્ગ ન કરવો. એને ગૃહસ્થબ્રહ્મચર્ય કહે છે. અને તે પ્રમાણે ચાલનાર ગૃહસ્થ બ્રહ્મચારી કહેવાય છે. આ નિયમમાં વીર્યદાન કાળ સિવાય એક શય્યાશયન વા સ્પર્શન વર્જિત છે.

૨૭. **યજ્ઞ**–જેમાં વિદ્વાનોનો યથાયોગ્યસત્કાર થાય, શિલ્પ (રસાયણ અને પદાર્થ વિદ્યા)નો ઉપયોગ કરાય, વિદ્યાદિ શુભ ગુણોનું દાન હોય, પ્રજા સુખાર્થે ધોરણ ઘડાય અને અગ્નિહોત્ર વગેરે મનુષ્ય સુખદાયક હવનક્રિયા થાય, તેવા પ્રકાર અથવા કૃતિને યજ્ઞ કહે છે. ઇશ્વરને પણ યજ્ઞ પુરૂષ કહે છે. યજ્ઞ પદના અનેક અર્થ છે.

૨૮. **બ્રાહ્મણ**–જે મનુષ્યમાં નીચે લખ્યા પ્રમાણે ગુણ, કર્મ, સ્વભાવ–લક્ષણ હોય ત્હેને બ્રાહ્મણ કહે છેઃ—

**જ્ઞાન**—સઘળા વર્ણાશ્રમ ધર્મોનું અગર સર્વ મનુષ્યોને જે ઉપ-યોગી હોય, એવું જ્ઞાન તથા એવી તમામ વા અનેક ઉત્તમ વિદ્યાની પ્રાપ્તિ એનું નામ જ્ઞાન. આટલું ન હોય તોપણ અણુથી લઇને ઇશ્વર પર્યંત પદાર્થોના ગુણ કર્મ સ્વભાવનું કાંઇક યોગ્ય જ્ઞાન હોવું જોઇએ. અને આ પ્રસંગે વેદનું ગુરૂ દ્વારાએ અધ્યયન કરી સમજવું એનું નામ તે જ્ઞાન જાણવું. (૨) **વિજ્ઞાન**—જે જાણ્યું હોય ત્હેની ક્રિયા વગેરે સાધનોથી પરીક્ષા કરી સંશયરહિત થઇ ત્હેનો ઉપયોગ કરવો અને તે પ્રમાણે વર્તવું તે. (૩) **ધર્મ**-(અંક ૩ જો જુઓ) તે સંપન્ન ધર્માત્મા. (૪) **શ્રોત**—સત્ શાસ્ત્ર તથા વેદાદિનું પઠન પાઠન રૂપ કર્મ તથા યજ્ઞાદિ કર્મ અને સંસ્કાર કર્મ કરવાં કરાવવાં વગેરે. (૫) **કર્મ**—(અંક ૧૬ જુઓ.) નિષ્ફળ કર્મ તથા અયુક્ત ગ્રંથોથી દૂર રહેવું. (૬) **યજ્ઞ**—(અંક ૨૭ જુઓ.) (૭) **પંચમહાયજ્ઞ**—(અંક ૧૭ જુઓ.) (૮) **દાન**—અંક ૧૩ જુઓ.)

(૯) **પ્રતિગ્રહ**—વિપત્તિકાળમાં જે દાન લેવું તે. (પણ આટલું ધ્યાનમાં રાખવું કે, સદ્વિદ્યાનું શિક્ષણ, કર્મ અને ઉપદેશ કરવાને બદલે, જે શરીર અને કુટુંબયાત્રા માટે લેવાય, તે દાન કહેવાય નહિ; પણ શ્રમના પ્રમાણમાં સમજીને લેવું તે યોગ્ય છે.)

(૧૦) **અનામર્ષ**—બીજાની સંપત્તિ, વિદ્યા અને માન વગેરેને જોઇ મનમાં ક્ષોભ કરવો તેને ઇર્ષ્યા કહે છે.—તે રહિત. (૧૧) **હ્રી**—માતા, પિતા, ગુરૂ, શાસ્ત્રની આજ્ઞા પાળવી અને લોક તથા પરલોકનો ભય અને લજ્જા રાખવી. (૧૨) **તિતિક્ષા**—(જુઓ ઉ. ૨ જો). (૧૩) **નિંદા**—(અનસૂયા) કોઇનામાં દુર્ગુણ નહિ છતાં, દુર્ગુણ આરોપણ કરવાં, તે નિંદા કહેવાય છે. (પરંતુ કોઇનામાં દુર્ગુણ હોય ને તે પ્રમાણે કહેવાય, એ નિંદા નથી) એ દુર્ગુણ-રહિત વૃત્તિ. (૧૪ **અપરિગ્રહ**—(જુઓ ઉ. ૩ જો). (૧૫) **સમદષ્ટિ**—સર્વના ઉપર યથાયોગ્ય—ત્હેના અધિકારાનુસાર દષ્ટિ રાખવી, તે. જેમકે, જેની જેવી બુદ્ધિ હોય (તેનાપર વિષમદષ્ટિ ન રાખતાં) તેની બુદ્ધિ પ્રમાણે કર્મ અને વિદ્યા શીખવવાં. (૧૬) **આર્જવ**—મન, વચન અને કર્મે કરીને સરળ સ્વભાવ રાખીને વર્તવું તે. (૧૭) **શાન્તિ**—વિવેક સંતોષ અને જ્ઞાનયુક્ત થઇને સદા મનમાં શાંત રહેવું તે.

એટલાં લક્ષણ બ્રાહ્મણ દેહનાં છે. પરંતુ ગીતા અને મનુસ્મૃતિ અને ભાગવતમાં કોઇ પણ ઠેકાણે એવું કહ્યું નથી કે, જેને ઉપવિત હોય તેજ બ્રાહ્મણ કહેવાય; કારણ કે ઉપવિત, એતો માત્ર વિદ્યાનું ચિન્હ છે. વળી બ્રાહ્મણનાં આથી વિશેષ લક્ષણ જોવાં હોય તો મનુસ્મૃતિ વગેરે ગ્રંથમાં જોવાં.

૨૯. ક્ષત્રિય–રાજાનાં લક્ષણ–નીચે પ્રમાણે છે :–

(૧) કામવ્યસન–અર્થાત–૧ ઉપયોગી અને નિરપરાધી જીવોની હત્યા કરવી, અગર જરૂરી કામ મુકીને પણ શિકાર ખેલવો. ૨–માદક પદાર્થ,–મદ્ય, અફીણ વગેરેનું સેવન. ૩–સ્ત્રીઓનો અતિ સંગ. ૪–ચોપાટ, જુગાર વગેરેની રમત રમવી. ૫–દિવસે સુવું. ૬–કામ કથા શ્રવણ તથા પરનિંદા કથન. ૭–અનુચિત–અયોગ્ય ગાન–તાન–નાચ વગેરેમાં વ્યર્થ સમય ખોવો. ૮–અહિં તહિં ભટકવું, આ અષ્ટ ્ામવ્યસન કહેવાય છે. (તેથી રહિત રહેવું જોઇએ.) તે જેમાં ન હોય એવો તથા—

ક્રોધવ્યસન–૧–ચાડી કરવી. ૨–બળાત્કારથી કોઇના પદાર્થો (જર, જમીન, અને જોરૂ) હરણ કરવા તથા આબરૂ લેવી. ૩–દ્રોહ રાખવો. ૪–ઇર્ષ્યા રાખવી. ૫–દોષને ગુણ અને ગુણને દોષ દર્શાવવો. ૬–તન, ધન, મન, દેશ અને કાળનો વ્યર્થ વ્યય કરવો. ૭–કઠોર વચન બોલવાં. ૮–અપરાધ વિના અનુચિત વચન કહેવું અથવા વિશેષ દંડ દેવો. આ અષ્ટ, ક્રોધ–વ્યસન કહેવાય છે. (તેથી રહિત રહેવું જોઇએ.) એ જેમાં ન હોય:– તથા

(૩) વાક્દંડવાળો હોય.–

(૪) પૌરુષ–હિંમતવાન– યૌવન પૂર્ણ પુરૂષત્વ પ્રાપ્ત, અને સત્તાવાન હોય.

(૫) શૌર્ય–શૂરવીરતા તેનામાં હોવી જોઇએ.–

(૬) તેજ–આજ), દુષ્ટોની દષ્ટિમાં ક્રૂર, તેજસ્વી એટલે પોતે ન દબાય અને બીજા જેનાથી દબીજાય તેવો હોય.–

(૭) વિદ્યા–અશ્વ, શસ્ત્ર, અસ્ત્ર. યુદ્ધ, નીતિ, રાજ્યનીતિ, મનુષ્ય પરીક્ષા, ભૂગોળ, ગણિત, વ્યાપાર ઉત્તમ વિદ્યાથી સુશિક્ષિત હોવો જોઇએ.–

(૮) ધૃતિ—બળવાન દુષ્ટોતાડન કરવામાં અયોગ્યનું સાહસ—કે ઉતાવળ ન કરતાં સર્વ પરિસ્થિતિની યોગ્ય તુલના કરવાનો અભ્યાસી હોય અને તેવા સ્વભાવવાળો હોય. વળી અંક ત્રીજામાં, ધૃતિનાં લક્ષણુ કહ્યાં છે તે લક્ષણુ જેનાં ઘટિત હોય.—

(૯) સ્ફુર્તિ—દુષ્ટ, ચોર અને લુટારા વગેરે શત્રુને પકડવામાં તેમજ દંડ દેવામાં તથા પોતાનાં અન્ય કાર્યમાં ચંચળતા રાખવી, દુઃખી અને ફરીયાદીની તપાસમાં, રાજ્યપ્રબંધ કરવામાં, વિત્તાદિ સંભાળવામાં, પ્રજા રક્ષણુમાં તથા લડાઇ કરવામાં ચાલાકી રાખવી; આનું નામ આ પ્રસંગે સ્ફુર્તિ જાણુવું. એ તેમાં હોય.

(૧૦) વ્યાયામ (શરીર આરોગ્ય રાખનાર જે ક્રિયા)—અશ્વ, ક્રિકેટ, દંડ, મુદગળ, પટા, ડંબલ, બ્લાંટી અને દુષ્ટ જીવોના શિકારનો જે અભ્યાસ, તેનું નામ આ પ્રસંગે વ્યાયામ છે. એવી કસરતનો અભ્યાસી હોય.—

(૧૧) દાન–(જુઓ અંક ૧૩ મો) કરતો હોય.

(૧૨) રક્ષા–પ્રજાને રાજ્યનું શરીર સમજી પોતાને તેનો સેવક માની સર્વ પ્રકારે નિષ્પક્ષપાતપણે સર્વથા પ્રજાની રક્ષા કરવી, આવી સમજ અને વર્તન હોય—

(૧૩) ન્યાય–(પક્ષપાતરહિત ધર્માનુકૂળ સત્વ નિર્ણય) વિષયને ધર્માનુકૂળ શોધી તે પ્રમાણે પ્રવર્તાવનાર એટલે કે ન્યાયકારી હોય.

(૧૪) ઐશ્વર્ય—જેના સત્તા, સામર્થ્ય, તેજસ્વી પ્રભાવવાળાં તેમજ ભભકાદાર દબદબાવાળાં હોય.

(૧૫) દંડ—અપરાધિને તેના ગુનાહ પ્રમાણે વાણી, ધન, મન, તન વા આબરૂની યથોચિત શિક્ષા આપવી તે. એવો દંડ આપવામાં કુશલ હોય.

(૧૬) ચાર સ્થંભ–સામ (સમજાવી સમતાથી કામ કરાવી લેવું તે) દામ (કાંઇ લોભ આપી વા આગલાનું કામ કરી વા કરવાની આશા આપી કામ કાઢી લેવું. ભેદ અસત્ય નહિ પણુ આપણો આશય પ્રકટ ન કરતાં આસપાસની હકીકત એવા રૂપમાં ગોઠવી ઉપયોગમાં લેવી કે જેના પરિણામમાં આપણું ઇષ્ટ પુરૂ

થઇ શકે.) દંડ—કોઇ પ્રકારથી ઇષ્ટ સિધ્ધ ન થાય ત્યારે ઉપર (૧૫) માં કહ્યા પ્રમાણે શિક્ષા આપવી તે. એ ચારે પ્રકાર સાંસારિક—જગતના વ્યવહારના સ્થંભ છે. એ પ્રમાણે ગ્રહસ્થાશ્રમના, રાજ્યના, વ્યાપાર વિગેરેના સર્વ કાર્ય કરવાનું યોગ્ય છે. આ ચારે સ્થંભ રોપણુમાં જે નિપૂણ હોય.

(૧૭) અઋણ—બને ત્યાંસુધી રાજ્ય માથે કરજ ન થાય, એવી રીતે વર્તતો હોય, એટલે રાજ્યને કરજવાન ન થવા દેતો હોય.

(૧૮) રાજ્ય કર્ત્તવ્ય (ફર્જ)—પ્રજાને સારા માર્ગમાં ચલાવવી, બ્રહ્મચર્ય પળાવવું, બાળ વિવાહ અને કુમાર્ગથી રોકવી, વિદ્યા ભણાવવી અને સદૈવ પ્રજાના સુખના ઉપાયો લેવા,—એવી ફરજો બજાવતો હોય. ઉપરોકત લક્ષણ: ક્ષત્રિય—રાજાના છે. તે શિવાય વધારે મનુસ્મૃતિ શુક્રનીતિ, ચાણાક્યનીતિ, પશુરામનીતિ, વિદુરનીતિ વગેરેમાં જોવું. *

આમાંથી ધૃતિ, તેજ, શૌર્ય, દાન, યુધ્ધમાંથી બ્હીને ભાગવું નહી, અને ચાતુર્ય તથા ધર્માનુકૂલ વર્તન, એ સર્વ સાધારણ ક્ષત્રીયના લક્ષણ છે એમ જાણવું.

૩૦ વૈશ્યનાં લક્ષણ—નીચે પ્રમાણે:—

(૧) વિદ્યા—[પદાર્થવિદ્યા, અથર્વવેદ વિદ્યા—અર્થશાસ્ત્ર] વ્યવહાર વિદ્યા, ખેતીવિદ્યા, ભૂગોળવિદ્યા, ગણિતવિદ્યા, ઇતિહાસ વિદ્યા, અને નૌકાવિદ્યા વગેરે અનેક વિદ્યાયુકત હોય.

(૨) પશુવિદ્યા—પશુનું પાલન અને રક્ષણ જાણતો હોય.

(૩) મણિ, ગંધ ધાન્ય વગેરે પદાર્થ દેશાંતરમાંથી લાવવા તથા મોકલવામાં પ્રવીણ હોય.

(૪) કૃષિ કરવામાં અને કરાવવામાં કુશળ હોય.

(૫) પોતે જોખમમાં નહીં આવી પડતાં, વ્યાપારની વૃદ્ધિ કરનાર હોય.

(૬) દાન (અંક ૧૩) દેતો હોય.

(૭) અનાચાર—દુષ્ટાચાર રહિત હોય.

(૮) ધર્મમાં પ્રવૃત્ત હોય (જુઓ અંક ૩).

---

* પ્રસિદ્ધ ગ્રંથ વ્યવહારદર્શન જુઓ.

આટલાં લક્ષણવાળો વૈશ્ય કહેવાય છે.

૩૧ શૂદ્ર લક્ષણ—નીચે પ્રમાણે:—

(૧) અભણ અથવા થોડું ઘણું ગણિત વગેરે ભણ્યો હોય.

(૨) મન, વચન અને કર્મે કરીને સેવાકાર્યમાં કુશળ હોય.

(૩) શૌચ (જુઓ પ્ર. ૩) પાળતો હોય.

(૪) હુન્નર (ક્રીયા વિશેષ) જાણતો હોય અથવા ત્રણ વર્ણની સેવાથી ધર્મોક્ત જીવન ગાળી શકે એવો હોય.

(૫) પાકશાસ્ત્ર સારી રીતે જાણતો હોય.

(૬) અધર્મ અને દુષ્ટ કર્મ રહિત હોય.

એટલાં લક્ષણવાળાને શૂદ્ર કહેવો જોઇએ.

૩૨ ગ્રહસ્થનાં લક્ષણ—આ ગ્રન્થમાં છે—તે ઠેકાણે ઠેકાણે જોવાં. પૃ. ૨૦૭ (અને ઉપદેશ પ્રકરણ ૩ જુવો).

૩૩ વાનપ્રસ્થ—(જુઓ પૃ. ૨૦૯).

૩૪ બ્રહ્મચારી—જુઓ પૃ. ૨૦૬).

*૩૫ સંન્યાસી લક્ષણ—નીચે લખ્યા પ્રમાણે જેમાં લક્ષણ હોય તે સંન્યાસી કહેવાય:—

(૧) લોક ઇચ્છા, વિત્ત ઇચ્છા, પુત્ર—ઇચ્છા; દેહવાસના, કુશાસ્ત્રવાસના, લોકવાસના; કામ ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર, રાગ, દ્વેષ, હિંસા, અસ્તેય; હર્ષ, શોક, માન, અપમાન, દુષ્ટવ્યસન, તૃષ્ણા, આશા, ચિન્તા, અનીતિ, વિષયાસક્તિ, ખંડનમંડન, અવિદ્યા, કલેશ, આગ્રહ, અન્નાદિ પદાર્થો સંગ્રહ, કનક, કાન્તા, અગ્નિસંગ, અને વ્યર્થ વિવાદ ઇત્યાદિથી રહિત હોય.

---

* ૩૫ કર્મ ગુણ અને યોગ્યતાપર દૃષ્ટિ કરતાં સંન્યાસના કેટલાક ભેદ છે. જેમ અકર્મક સંન્યાસ, સકર્મક સંન્યાસ, વિવિધશા સંન્યાસ, વિદ્વત સંન્યાસ, હંસ સંન્યાસ, પરમહંસ સંન્યાસ, આતુર સંન્યાસ, જીવનમુક્ત, કુટીચક, બહોદક, ઇત્યાદિ. તે તમામના લક્ષણ, અને તેના અધિકારીના લક્ષણ વિશેષ ઉપયોગી ન જાણી અત્રે લખ્યા નથી.

(૨) ધર્મોક્ત પુરૂષાર્થ, યા પ્રારબ્ધ કે ઇશ્વર આશ્રયપર સવ પ્રકારે સંતોષ રાખનાર હોય.

(૩) ઇશ્વર સ્મરણમાં મગ્ન, ત્હેની જ્ઞાન (ઓળખાણ) પ્રાપ્તિમ સદા પ્રયત્નશીલ અને ઇશ્વરને જાણ્યા—ઓળખ્યા પછી તે ઇશ્વરન ધ્યાનમાં નિમગ્ન રહેનાર હોય.

(૪) સર્વ પ્રાણીપર દયા તથા કરૂણા રાખનાર હોય.

(૫) કામ્ય કર્મરહિત, કર્મના ફળની ઇચ્છારહિત નિષ્કામપણે વર્તનાર.

(૬) યમ—નિયમયુક્ત પ્રાણાયામ વગેરે યોગક્રિયાથી મન અને ઇન્દ્રિઓને કાબુમાં રાખનાર હોય.

(૭) સદાચારી, પૂર્ણ વિદ્વાન, અસંભાવના—વિપરીત ભાવના—અને સંશયરહિત હોય.

(૮) ઉપરોક્ત લક્ષણ સંપન્ન બ્રહ્મવિત છતાં વેદવેત્તા હોય અને ઉપદેશ કરવાની યોગ્યતા રાખતો હોય તો આચાર્ય પદવીને યોગ્ય છે.

૩૬ **અનાશ્રમી** લક્ષણ—વર્ણાશ્રમનાં જે લક્ષણ ઉપર બતાવ્ય છે તે જેનામાં ન હોય અને મનમુખીપણે ફરતો હોય, દુરાચારી, અધર્મી, અને મિથ્યાભિમાની હોય, અને અનાશ્રમી જાણવો.

૩૭ **આચાર્ય** લક્ષણ—ગુરૂદ્વારા ષડાંગસહિત વેદનું અધ્યયન કર્યું હોય, સદાચારી અને ધર્મવેત્તા હોય, ઉપદેશ કરીને દુષ્ટકર્મ તથા દુરાચાર છોડાવનાર, સદ્ધર્મમાં પ્રવર્તાવનાર, સંશય છેદક, તર્ક કરીને સદ્ધર્મનું પ્રતિપાદન કરી શકે એવો હોય, અને બ્રહ્મવિદ્યા સંપન્ન હોય, તે આચાર્ય કહેવાય છે.

૩૮ **જિતેંદ્રીય** લક્ષણ—નિંદા, સ્તુતિમાં હર્ષ શોક ન કરે. સારા સ્પર્શથી સુખ ન માને અને નરસા સ્પર્શથી જેનું મન દુઃખિત ન થાય, સુંદર સ્વરૂપ જોઇને પ્રસન્ન અને કુરુપ જોઇને અપ્રસન્ન નહિં થાય, ઉત્તમ ભોજનથી અત્યાનંદ અને નિકૃષ્ટથી નિરાનંદ ન થાય, સુગંધમાં રૂચિ અને દુર્ગંધમાં તિરસ્કારોત્પાદક અરૂચિ

ન થાય તથા મનને વિવેક રહિત ન રાખતાં કાબુમાં રાખે, તેને જીતેંદ્રિય કહે છે. અત્રે સ્વભાવ–અને કુદરતી નિયમાનુકુલ મનની નીયત ઉપર અર્થ લેવાના છે. કેમકે પ્રકૃતિ–કુદરત પોતાની ફર્જ બજાવવામાં ચુકતી નથી. માટે શબ્દાદિ વિષયોમાં આસકિત ન હોય તથા દુઃખ સુખને આગમાપાઇ જાણી સંતુષ્ટ રહેતો હોય.

૩૯ પંડિત લક્ષણ—જીતેંદ્રિય, હર્ષશોક રહિત, ધર્મ, નિશ્ચિત, લાભહાનીમાં સમચિત્ત, સર્વદા ધર્મયુક્ત રહેનાર, સત્કર્મ અને સદાચારમાં વર્ત્તનાર, અધર્મથી રહિત, ઇશ્વર પ્રત્યે શ્રદ્ધાવાન અને બ્રહ્મવિદ્યા યથાર્થ જાણનારને પંડિત જાણવો.

૪૦ અતિથિ લક્ષણ—જેને આવવાની તિથિ નિયત ન હોય તે અતિથિ કહેવાય છે; જેમકે પ્રાહુણો, મ્હેમાન, અથવા ઉપદેશક. પણ લોકરૂઢીમાં તેનાં નીચે પ્રમાણે લક્ષણો છે:—

ઉપદેશક, વિદ્વાન, સદાચારી, નિસ્પૃહિ, સત્યવક્તા, બુદ્ધિમાન, દેશાટણ કરનાર અને એક જગોએ ત્રણ રાત્રિથી વધારે નહિં રહે-નાર હોય–તે આપણે ઘરે આવે તો તેને અતિથિ કહેવો. (બીજાને પરોણો–મહેમાન કહે છે).

૪૧ ભિક્ષુક લક્ષણ—૧ અજિહવ્ય–એટલે મિષ્ટામિષ્ટ જેવું ભોજન મળે તેમાંજ જે સંતુષ્ટ રહેતો હોય, ૨ ખંડક–બાળ યુવા અને વૃદ્ધ નારીને જોવાથી જેને કામ ઉપજે નહીં, ૩ પંગુ–જે વિનાકારણ અહીંતહીં ફરતો ન હોય, કુમાર્ગે જતો ન હોય અથવા હાથ પગથી લાચાર વા કામ કરવામાં અસમર્થ હોય, ૪ અંધ–સોળ હાથથી વધારે જેની દ્દષ્ટિ ન પડે અને અહિં તહિં ઉપર નીચે ન જોતો હોય, ૫ બધિર–નિંદા સ્તુતિ સાંભળીને જેને રાગદ્વેષ ન થાય, ૬ મુગ્ધ–વિષય પ્રાપ્ત થતાં પણ વિષયાસકત ન થાય–તેને ભિક્ષુક જાણવો.

૪૨ હરીભકત લક્ષણ—સકામ કર્મનો ત્યાગ. ૨ ધનાદિ પદાર્થોમાં દુઃખ અને વિનાશ બુદ્ધિ. ૩ પરલોકમાં પણ નાશબુદ્ધિ ૪ શ્રવણરત. ૫ ગુરૂસેવા. ૬ નિષ્કપટ ગુરૂસેવા. ૭ ઇશ્વરના ગુણનું

શ્રવણ–કીર્તન અને સ્મરણ. ૮ પોતાને ઇશ્વરનો દાસ સમજવો. ૯ એક ઇશ્વર સિવાય બીજા દેવતા, મૂર્તિ અને જડ વિગેરેને ન માનવા. ૧૦ ઇશ્વરને પુજ્ય અને પોતાનો સખા સમજવો. ૧૧ તેની આજ્ઞા જે વેદ તે પ્રમાણે ચાલવું. ૧૨ સર્વ સંપત્તિ–દ્રવ્ય પુત્રાદિ તેના અનુગ્રહે કરીને મળી છે, એમ સમજીને તેના હાની લાભમાં હર્ષ શોક ન કરવો. ૧૩ ઇશ્વરની પ્રાર્થના કરવી. ૧૪ તેમાં મન, વચન અને કર્મે કરીને પ્રેમ રાખવો. ૧૫ તેની ઉપાસના કરીને અનુભવ લેવો. ૧૬ સત્પુરૂષોનો સંગ કરવો. ૧૭ શૌચ (જુઓ પ્ર૦ ૩ જો). ૧૮ તિતિક્ષા (જુઓ પ્ર૦ ૨ જો). ૧૯ વ્યર્થ ન બોલવું. ૨૦ સત ગ્રંથોનું પઠન–પાઠન ૨૧ સરળ સ્વભાવ રાખવો. ૨૨ કટાક્ષયુક્ત ન બોલવું. ૨૩ ગૃહસ્થ બ્રહ્મચર્ય રાખવું. ૨૪ વિપત્તિકાળમાં મનને ડગાવવું નહી. ૨૫ ઇશ્વરને પરિપૂર્ણ અંતર્યામિ માનવો. ૨૬ ઘણું કરી એકાંતમાં રહેવું. ૨૭ વર્ણાશ્રમનું અભિમાન ન રાખવું. ૨૮ સ્વચ્છ વસ્ત્ર ધારણ કરવાં ૨૯ પુરૂષાર્થ અને પ્રારબ્ધ ઉપર સંતોષ રાખવો. ૩૦ ઇશ્વરમાં સર્વ જગત છે એમ માનવું. ૩૧ મિથ્યાભિમાન તથા મમતા રહિત રહેવું. ૩૨–ઇશ્વર પરાયણ થવું. એવા લક્ષણ વાળાને હરીભક્ત સમઝવું.

૪૩ અજ્ઞ (બેવકુફ) લક્ષણ–૧ પોતાના અને બીજાનાં લાભ હાનીનું જેને જ્ઞાન હોય નહીં. ૨ જે કોઇ કહે તેજ અનુસાર વર્તે. ૩ જે પરિણામ ન જાણી શકે. ૪ જે રહસ્ય ન સમજે. ૫ જે અભણ હોય વા ભણ્યો હોય પણ ગણ્યો ન હોય. ૬ જે સ્હામાની વાત સમજી શકે નહીં. ૭ જેને પદાર્થનું જ્ઞાન યથાર્થ ન હોય. ૮ જે સાંભળ્યા ઉપર વોરાવાળું નાકું પકડી બેશે.–એવા લક્ષણવાળો અજ્ઞ કહેવાય.

૪૪ મૂર્ખ લક્ષણ–૧ કોઇ શાસ્ત્ર (પદાર્થ નિર્ણયવાળા ગ્રન્થ) વાંચ્યા અગર સાંભળ્યા ન હોય, પણ તેવું ઘમંડ રાખે. ૨ દરિદ્રી હોય અને મોટા મનોરથ કરે. ૩ ઉદ્યમ વિના પદાર્થ પ્રાપ્તિની ઇચ્છા કરે. ૪ બોલાવ્યા વગર કોઇને ઘેર કે મંડળીમાં જાય. ૫ કહ્યા વિના ઉંચે આસને બેસે. ૬ પૂછયા વિના પોતે

બેની વચમાં બોલી ઉઠે. ૭ વિશ્વાસ ન કરવા લાયક વસ્તુમાં વિશ્વાસ કરે. ૮ વિશ્વાસ યોગ્ય વસ્તુમાં વિશ્વાસ ન કરે. ૯ પ્રયોજન વિના બોલે. ૧૦ નિષ્ફળ કામ કરે. ૧૧ કાંઇ જાણે નહીં અને કરવા જાય. ૧૨ જાણે અને કરે નહીં. ૧૩ પોતે જે પ્રમાણે ન ચાલે તેનો બીજાને બોધ કરે. ૧૪ પોતાની પસંશા કહી તથા સાંભળીને પસન્ન થાય. ૧૫ શોચ્યા વિચાર્યા વગર કરે. ૧૬ કર્યા પછી શોચે. ૧૭ થયા પછી પસ્તાય. ૧૮ બની ગયલી અથવા ગઇગુજરીનો શોચ કરે. ૧૯ પ્રાપ્તની રક્ષા ન કરે. ૨૦ ભાવીથી ટક્કર ખાય. ૨૧ પોતાથી અધિક બળવાન સાથે લડે. ૨૨ જળ અને અગ્નિ સાથે બળ કરે. ૨૩ સાપના દરમાં આંગળી નાખ્યા જેવું કરે. ૨૪ પ્રયોજન વિના અને અસંભવ વાતોની તપાસમાં વખત ખુએ. ૨૫ બે જણની એકાન્ત (ગોષ્ટી) વચે જઇને ઉભો રહે. ૨૬ બીજાના કાગળો ઉઘાડીને વાંચે અગર બીજાના કાગળ પડેલા લઇને વાંચે. ૨૭ જાણે કાંઇ નહીં અને પોતાને પંડિત માને. ૨૮ શિક્ષા થતાં પણ બુરાં કાર્ય કરે. ૨૯ ખોટી હઠ કરે. ૩૦ પોતે જાણે નહીં અને બીજાનું માને નહીં. ૩૧ સભા વિરૂદ્ધ વર્તે ને પ્રસંગે વિનાની વાત કરે. ઇ.

૪૫ પાખંડી લક્ષણ—જે ૧ ધર્મમાં પોતે ન ચાલે અને ત્હેના નામથી બીજાને ઠગે. ૨ લોભી તથા કપટી હોય. ૩ પોતાની બડાઇના ગપાટા હાંકે. ૪ હિંસક હોય અને દયાની વાત કરે. ૫ વેર રાખનાર સજ્જન અને દુર્જન બન્નેની પ્રેમ રાખતો હોય. ૬ કીર્તિ થવા માટે પોતાની દૃષ્ટિ નીચી રાખે. ૭ ઇર્ષ્યા કર્યા કરે. ૮ થોડા અપરાધ માટે અધિક અને અનુચિત શિક્ષા કરે. ૯ પોતાના સ્વાર્થ માટે પણ કપટ અધર્મ અને વિશ્વાસઘાત કરે. ૧૦ તંત્ર યા ચાલાકીથી નિરર્થક ચમત્કાર બતાવીને સિદ્ધ બની લોકોને ફસાવી સ્વાર્થ સિદ્ધ કરે. ૧૧ જૂઠો (કૃત્રિમ) પ્રેમ રાખવામાં કુશળ અને તેથી સ્વાર્થ સિદ્ધ કરનાર હોય. ૧૨ નીચ વૃત્તિવાળો. ૧૩ શઠ. ૧૪ દુરાગ્રહી. ૧૫ પોતે જાણે નહીં અને બીજાનું કહેવું માને નહીં. ૧૬ કાંઇ જાણતો ન હોય છતાં પોતાને જ્ઞાતા બતાવે. ૧૭ બગ ભગત હોય. ૧૮ પોતાના સ્વાર્થ માટે બીજાને ખાડામાં નાંખનાર હોય—વગેરે, તે.

૪૬ દુષ્ટ લક્ષણ—૧ અનીતિથી અથવા બળાત્કારે બીજાને તન-મન અને ધનની હાની કરનાર. ૨ પોતાના સ્વાર્થ માટે બીજાની હાની કરે-જેમકે કુતરો. ૩ પોતાનો સ્વાર્થ ન સરતાં પણ બીજાની હાની કરે-જેમકે સર્પ. ૪ પોતાની હાની કરીને પણ બીજા હાની કરે-જેમકે અગ્નિ. ૫ નિરપરાધિ ઉપયોગી જીવો અને સત્પુરૂષોને દુઃખ દે. ૬ ધર્મનો વિરોધિ અને અધર્મિ હોય. ૭ ચૂગલી-ચાડી કરનાર હોય. આ લક્ષણવાળાને દુષ્ટ જાણવો અને તે અવશ્ય શિક્ષાપાત્ર છે.

૪૭ **જ્ઞાની પુરૂષનાં** લક્ષણ—૧ સદાચારમાં વર્તે. ૨ યથાર્થ બોધ પ્રાપ્ત અને વેદાદિ સતશાસ્ત્રોથી વિરોધી ન હોય. ૩ બ્રહ્મ વિદ્યાનો જાણનાર. ૪ બ્રહ્મવેત્તા. ૫ દેહ, ગેહ, દ્રવ્ય, સ્ત્રી, પુત્ર, અને લોકવાસના વગેરે વિષયોમાં આશકત ન હોય. ૬ હર્ષ, શોક, રાગ, દ્વેષરહિત હોય. લોકેષ્ણા નહી પણ લોકસંગ્રહનો આદર કરતો હોય.

૪૮ પરમહંસ લક્ષણ—જ્ઞાનીનાં લક્ષણ સિવાય બીજાં નીચે પ્રમાણે વધારે (લક્ષણ) હોવાં જોઇએ.

૧ લોકએષણા, વિત્તએષણા, અને પુત્રએષણા-વગેરે સર્વ કામના રહિત હોય. ૨ વૈરાગ્યવાન. ૩ થોડું બોલનાર. ૪ જ્ઞાનમાં ભરપૂર. ૫ જીતેંદ્રિય. ૬ વર્ણાશ્રમાદિના અભિમાનથી રહિત. ૭ આત્માનંદમાં મગ્ન. ૮ અનાચાર-દુષ્ટકર્મ જેના સ્વપ્નામાં પણ ન હોય. ૯ દંડ, શિખા, યજ્ઞોપવિત વગેરે સાંકેતિક-કલ્પિત ચિન્હો રહિત. ૧૦ મસ્તની પેઠે સ્વતંત્ર વિચરનાર. ૧૧ બ્રહ્મ અને માયાને ભિન્ન ભિન્ન જાણનાર-એ પરમહંસનાં લક્ષણ છે; પણ ભગવાં વસ્ત્ર રંગી નગ્ન ફરવું અને ઘર ઘરની રોટી ખાવી એનું નામ પરમહંસ નથી.

ભગવાં, મુંડન, કંથા, દંડ, કમંડળ આદિ તો લોકમાં સ્થિતિ જણાવવા ચિન્હો હોય છે, પણ જો તેના ચિન્હ કરનારના મનમાં છૂપી તૃષ્ણા (દુનિયવી સ્વાર્થ) રહેલી હોય તો તે પાખંડીમાં ગણાય.

૪૯ શિષ્ય અને વિદ્યાર્થી લક્ષણ—૧ ગુરૂસેવી અને તેમાં શ્રદ્ધા વિશ્વાસ રાખનાર. ૨ સત્શિક્ષા-વિદ્યા અને હુન્નરને ગ્રહણ કરનાર. ૩ ધર્માત્મા અને વિદ્યા ગ્રહણ કરવાનો જિજ્ઞાસુ હોય. ૪ આચાર્યને પ્રસન્ન રાખનાર. ૫ બ્રહ્મચર્યયુક્ત શરીર અને બુદ્ધિમાં આળસ ન હોય. ૬ શૃંગારી અને માદક પદાર્થ વર્જિત. ૭ અહીં તહીંની વાતો આઘી પાછી ન કરતો હોય. ૮ ત્યાગી હોય. ૯ શિખતાં શિખવતાં અરૂચિ ન કરે. ૧૦ અભિમાન રહિત. ૧૧ સત્યાચારી. ૧૨ જીતેંદ્રિય. પૂર્ણ અખંડ બ્રહ્મચર્ય રાખનાર હોય. ૧૩ અને આળસુ ન હોય તે વિદ્યાર્થી કહેવાય.

૫૦ સફળ વ્યય (ખર્ચ) લક્ષણ—જે ખર્ચ કરવાથી પોતાનાં તથા પારકાનાં તન, મન, વિદ્યા, બુદ્ધિ, હુન્નર તથા રાજા, પ્રજા અને ધર્મની ઉન્નતિ થતી હોય, તેજ સફળ ખર્ચ છે–તેનું ટુંકમાં ઉદાહરણ, દાન, લક્ષણમાં કહેવામાં આવ્યું છે.

૫૧ વ્યર્થ વ્યય [નકામું ખર્ચ, વા અનિષ્ટ વ્યય] જે ખચ કરવાથી કાંઇ લાભ ન થાય; પોતાનાં અને પારકાનાં તન, મન અને ધનની ઉચિત માર્ગથી રક્ષા ન થાય; અથવા દુરાચાર, અવિદ્યા, તથા રોગની વૃદ્ધિ થતી હોય; અથવા જેના કર્યા વગર કામ ન અટકે તેમાં ખર્ચ થાય; ઉપરાંત નીચે કહેલી (અંક ૫૧ માંની) બાબતોમાં જે ખર્ચ થતું હોય તે, કુવ્યય ને નિષ્ફળ ખર્ચ કહેવાય છે.

૫૨ વ્યર્થ કુવ્યય હોવાનું મૂલ સામાન્ય કારણ—૧-લોકેષ્ણા માત્રમાં ફસાવું. ૨-અજ્ઞાન. ૩ અવિદ્યા. ૪-ક્ષણિક જૂઠી કીર્તિમાં મોહિત થવું. ૫-રાજ્યકાજમાં સંભાળ ન રાખવી. ૬-અવિદ્વાન, પાખંડી અને ઢોંગી મનુષ્યપર વિશ્વાસ રાખવો. ૭-પોતાના કામ બીજાને ભરોસે નાંખવાં. ૮-જ્ઞાતી, પંથવાડાવાળાઓના બંધનમાં પશુવત્ રહેવું. ૯-કુસંગ. ૧૦-કુકવિઓમાં મોહ. ૧૧-સ્ત્રિમાં આધીનતા. ૧૨-વિષયાસક્તિ. ૧૩-ઇત્યાદિ.*

૫૩ વ્યર્થ-કુવ્યય નિર્મૂલ કરવાના સામાન્ય ઉપાયઃ- ૧ ઉપર લખેલ મૂળ કારણને નષ્ટ કરવું. એટલે કે વિદ્યા, જ્ઞાન,

સત્સંગનું સેવન. ઇ. ૨ રાજ્ય સત્તાની સહાયતાવડે સભાઓ કરીને પરસ્પરની સંમતિ મેળવી ધોરણ બાંધવા, ને તે મુજબ વર્તન રાખવું જ્યાંસુધી એવા એવા ઉપાય નહીં લેવાય ત્યાંસુધી આર્ય સંતાન દુર્દશામાંથી મુક્ત થવાના નથી. બલ્કે પ્રસ્તુત દુર્ગતિથી પણ વધારે થાશે.

**૫૪ હિંદુઓમાં જે સફળ, નિષ્ફળ અને અનિષ્ટ વ્યય ચાલે છે, ત્હેનો ઉલ્લેખ (નામ) માત્ર અને ટુંક વર્ણન* નીચે પ્રમાણે છે:—**

૧—ગર્ભવતીને ગર્ભ રહેવાની સાક્ષી અર્થે ત્હેના સાસરા પીયર અને પિત્રાઇ વગેરેને જે ખર્ચ થાય તથા ગર્ભિણીની રક્ષા અર્થે જે ખર્ચ થાય તે શિવાય, જે પંચમાસી, સીમંત વગેરેમાં રાગ રંગ જ્ઞાતિભોજન અને બ્રહ્મભોજન વગેરેનું જે ખર્ચ થાય છે તે સઘળું વ્યર્થ ખર્ચ છે.

૨ પ્રસૂતાની ઔષધિ અને તે મકાનમાં હવન કરવાનો તથા ગળથુલી અને પ્રસૂતાની બીજી રક્ષા કરવા માટેનો તેમજ દસઉઠણુ ન્હાવું તથા જન્મકાલ નોંધવાને માટે જે ખર્ચ થાય તે સફળ ખર્ચ છે; તે સિવાય ભાંડ, ભવૈયા, વેશ્યા, કુકવિ, મંદિર, રોશની, જન્મ-પત્રિકા જ્યોત્સીઓ, અને વરૂણી બેસાડવા વગેરેમાં જે ખર્ચ થાય છે તે કુવ્યય અને નિષ્ફળ ખર્ચ છે.

૩ અન્નપ્રાશન કરવામાં બાળસંસ્કાર શિવાયનું સર્વ નિષ્ફળ ખર્ચ છે.

૪ દાંત આવવા તથા શીતળા વગેરે બિમારીમાં વૈદ્ય, તેમજ ઔષધિના ખર્ચ શિવાય મંત્ર જંત્ર, શીતળા પૂજન, બકરાં મારવાં, ઢોંગીઓને દેવું. (ઇત્યાદિ). તે નિ. વ્ય. (નષ્ફલવ્યય).

*દરેક સફળ, નિષ્ફળ અને અનિષ્ટવ્યયના કારણ—હેતુ લખવામાં આવે તો બીજો ગ્રંથ કરવો પડે; માટે માત્ર ઉલ્લેખ કરવામાં આવ્યો છે. આ લક્ષણ પ્રકરણમાં એ વિષય દાખલ કરવાનો મુખ્ય હેતુ જનમંડલનો લાભ છે. આ વિગત હિંદુજાતીની ટેવ, રૂઢી અને સ્થિતિ તથા દેશકાલ ઉપર દૃષ્ટિ રાખીને લખવામાં આવી છે, એટલે નિત્યને વાસ્તે નથી.

૫ ચૌલ (બાલ, મુવાળા ઉતરાવવા) માં હજામની મજુરી શિવાય, તીર્થ, દેવી, દેવાલયમાં જવું, ભૈરવ વગેરેની પૂજા, મુષ્ટન્ડા, મફતખોરા અને પોપોને દાન દેવું—વગેરે કર્મ કરવામાં, જે ખર્ચ થાય છે. તે—નિ. વ્ય.

૭ સગપણ કરવામાં વર કન્યા ઉભયને જોવામાં જે ખર્ચ થાય છે તે શિવાય, દ્રવ્ય લેવું—દેવું તે—નિષ્ફલ વ્યય.

૮ 'છઠી' ના દિવસનું તમામ ખર્ચ, વ્યર્થ છે.

૯ વિવાહમાં વિવાહની સાક્ષી અર્થે વરકન્યાનાં માબાપનાં કેટલાંક પિત્રાઇ, ગોત્રી, અને સંબંધીઓને એકત્ર કરી સ્વશકિત અનુસાર ભાડું અને સાધારણ ભોજન આપવા, વેદોકત હવન કરવા તથા વરકન્યાને યથાશકિત વસ્ત્રાદિ દેવાનો, (રોકડ દેવું હોય તો, શાહુકારને ત્યાં જમે કરાવવું જમીન ગ્રાસ દેવું હોય તો ત્હેનો પ્રબંધ કરીને આપવું કારણ કે, કોઇ પ્રતિકૂલ સ્થિતિમાં કન્યાને અર્થ લાગે), કર્માંતરીને દક્ષણા આપવાનું, એટલું ખર્ચ ઠીક છે શિવાય બાકી જે ખર્ચ છે તે નકામા છે—જેમકે;—ફુલેકું, વરઘોડો, જાનૈયા વધારે લઇ જવા, શકિત ઉપરાંત ખવરાવવું, ત્રણ રાત્રિથી વધારે જાન રોકવી, સંબંધિઓને આપવું, વસવાયાને દેવું, આતશબાજી, ફુલવાડી, ભવાઇ કરાવવી, વેશ્યા નચાવવી, ભાંડભવૈયા, ચારણ, ભાટ. પોપ, મંદિરના લાગા, સાધુ, ગ્રહશાન્તિ. ગ્રહપૂજા, જોશી, બાડા. બખેર, કન્યાવિક્રય, શહેરઉજાણી, ત્યાગ, લ્હાણું, સંપરદાન, શિરગુંથણી—ઇત્યાદિ. બ્હેન બેટીઓને યથાશકિત જે યોગ્ય અપાય તે અનિષ્ટવ્યય નથી.

૧૦ આણામાં, કન્યાને યથાશકિત દઇને સાસરે મોકલવી, તે શિવાય તે પ્રસંગે જે ખર્ચ કરવામાં આવે છે તે વ્યર્થ છે.

૧૧ મોસાળુ, મામેરૂં, મહિઆરૂં, મ્હોંજોઇણું, બાઇણા, સંધારા, ખોળે બેસાડવું વિગેરેનું સર્વ ખર્ચ નકામું છે.

૧૨ જન્મગાંઠનું તમામ ખર્ચ નકામું છે. (રાજા સાહુકારોની રીતિપર ધ્યાન આપો, એટલે જણાશે કે કેટલા નકામા ખર્ચ કરે છે).

૧૩ ગર્ભ રહેવા માટે ઔષધ શિવાય, મંત્ર, જંત્ર, પીર, દેવતા, દેવી વગેરેમાં દેવું તે વ્યર્થ છે.

૧૪ મરણુ ખર્ચમાં શબને ઓઢાડીને બાળવા લઇ જતાં તેમજ અગ્નિસંસ્કાર સમયે લાકડાં, ઘી વગેરેનો જે ખર્ચ થાય છે તે ખર્ચ શિવાય તમામ ખર્ચ વ્યર્થ છે; જેમ કે ઠાઠડી શૃંગાર, શબની પાછળ કૂટવા માટે જવું, ચોથીયું, હાડકાં ગંગામાં વ્હેવરાવવાં, નવમું, દશમું, અગીયારમું, બારમું, તેરમું, માસિકશ્રાદ્ધ (માશિષા) ત્રિપિન્ડી, પોપોને દેવું, ‡લીલપરણાવવું, જીવિતક્રિયા, શય્યાદાન, કાલટીયાને આપવું, વર્ષી, ભાદરવાનાં શ્રાદ્ધ, મરણતિથિ સંવત્સરી), મંદિર બનાવવું, મુડદા ઉપર સમાધ કરવી, શ્રાદ્ધ, તર્પણ, શાસ્ત્રીપાઠ, ગયા વિગેરેમાં પિન્ડદાન દેવું વગેરે.

૧૫ તહેવાર અને ઉત્સવાદિ પ્રસંગે, કોઇ વ્યાપાર મંડલીમાં જવું; શરીર આરોગ્યતા વાસ્તે હવનાદિ ક્રિયા કરવી; વેદમંત્ર કે પદાર્થવિદ્યાના મંત્રોચ્ચાર કરવા કરાવવા; સુગન્ધી પદાર્થ છાંટવા; બાગ બગીચામાં હવા ખાવા માટે જવું, સત્સંગ અને દેશાટણ માટે જવું, મકાન લીંપવું; શસ્ત્ર અસ્ત્ર સાફ કરવાં; ગુણવાન હુન્નરીની પરીક્ષા કરીને કાંઇ દેવું. પ્રાક્રમી મહાપુરૂષ વડીલોના ગુણકર્મની યાદગારીમાં સભા વગેરે કરવી એ ખર્ચ શિવાય તહેવાર અને મેળાના તમામ ખર્ચ નિરર્થક નકામા છે—જેવાં કે, હોળી બાળવી, રાગ, રંગ, વેશ્યા, ભવૈયાનું નૃત્ય કરાવવું શીતળાનો મેળો; વ્યાસ પૂનમ; ગનઘોર, અખાત્રીજ, કાળીત્રીજ, સંધારો, જન્માષ્ટમી, રક્ષાબંધન; દશેરા. સ્વાંગ, રાસલીલા, ગોવર્ધન પૂજા, દીવાળીની રોશની, અન્નકૂટ, ચોપડાપૂજન, સંક્રાંતિ, વસંતપંચમી, શિવરાત્રી, ગોરપુજા, અનંતચોદશ, ડશીયા વગેરેમાં ખર્ચ કરવું વગેરે–વ્યર્થ ખોટા ખર્ચ છે.

ધર્મ સંબંધી ખર્ચમાં ધર્મ (ધર્મના લક્ષણ યાદ કરો) લાભાર્થ યથાશક્તિ ખર્ચ કરવું યોગ્ય છે. જેમકે દાન (જુઓ અંક ૧૩); પંચમહાયજ્ઞ (જુઓ અંક ૧૭) માં ખર્ચ કરવું.

---

‡ જો ગામની વસ્તી વા રાજ્યથી સુરક્ષિત રહે તો નીલ (સાંડ) છોડવું એ એકંદરે સારી રીત છે.

પરંતુ વર્ત્તમાનમાં ઘણી એવી ધર્મક્રિયા છે કે તેમાં દ્રવ્ય અને કાલ વ્યય કરવો વ્યર્થ બલ્કે અનિષ્ટવ્યય છે—દાખલા તરીકે કાર્તિક. માર્ગશીર્ષસ્નાન; સત્યનારાયણ—સપ્તાહની કથાઃ જ્યોતિષ, ગ્રહ-શાન્તિ, વરૂણિ, એકાદશી વગેરેની ઉજવણી; રાસમંડળ, રામલીલા; વર્તમાનના સાધુઓને જાગીર આપવી કે લાગો દેવો; ધરણાગ્રહિ; ભીખં દેવી; તીર્થયાત્રાનું તમામ ખર્ચ; સમુદ્રસ્નાન; મૂર્તિપૂજાનું ખર્ચ;–મંદિર બનાવવું; મૂર્તિ ઘડાવવી; પ્રાણપ્રતિષ્ટા; ઠાકોર આજીવિકા; ઠાકોરને ખાન, પાન, ભોગ; રોશની વસ્ત્ર, વગેરેને માટે દેવું; જાગીર આપવી; ખળામાં મંદિર અને સાધુનો લાગો; પૂજારી તેમજ ત્હેના સંતાનાદિની આજીવિકા વિગેરેનું ખર્ચ; અભણ બ્રાહ્મણોને ભિક્ષા, દાન; ઠાકોર જન્મ–મરણ ખર્ચ; ઠાકોર, દેવી, મહાદેવ આગળ બકરાં, ભેંસો, પાડા, દારૂ વગેરે ચઢાવવા; વામમાર્ગીનું તમામ ખર્ચ; તુલસીવિવાહ; જળઝુલણી, રથયાત્રા, ચાર ધામ યાત્રા; મંદીરો તથા આચાર્યોના પક્ષમાં ખર્ચ કરવું; મૂર્તિ ખંડિત થાય ત્યારે વળી ઘડાવી પ્રાણપ્રતિષ્ઠા કરવી; ઠાકોર-લીલા, જબરદસ્તીથી મુસલમાન કે ખ્રિસ્તી યા કુતરાં મન્દિરમાં જાય ત્યારે ઠાકોર અને મંદિરને અશુદ્ધ જાણી તેની શુદ્ધિ અર્થે ખર્ચ; અનુષ્ટાન અને ઠાકોરના તહેવાર તથા ઓચ્છવ ખર્ચ; શ્રાવણ માસમાં રૂદ્રિ અને મહાદેવની પૂજા કરાવવી વગેરે.

૬૭ પરચુરણ ખર્ચ–નવીન મકાન બનાવીને ગ્નાતિ અને પોપ વગેરેને જમાડવા; પૈસા ટકા માટે નાટક કરવું કરાવવું; નટ, ભવૈયા, બાજીગર, ભાંડ, બહુરૂપી, ચારણ, ભાટ તથા કુકવિને ઇનામ દેવાં; જન્મોત્રી, વર્ષફળ માટે આપવું; ખુશામત કરનારને શક્તિથી અધિક દેવું; પ્રાહુણાની અતિ સેવા (રાજાઓ કરે છે તે); પદવી લેવા દેવામાં ખર્ચ કરવું; લાંચ લેવી, દેવી; જુગાર રમવું; રંડી-બાજી; આપસમાં સમાધાન થતાં સુધી કોરટમાંનું ખર્ચ; દેખાદેખી ઘોડા, બગી વગેરે રાખવાં; જે વિના કામ ચાલી શકે એવી તકલીદી વિદેશી વસ્તુ (દીવાસળી, મીણબત્તિ, ઘડીઆળ, સાબુ, શસ્ત્ર, અસ્ત્ર વગેરે) લેવી અને ઉપયોગ કરવો; દારૂ પીવો; અફીણ ખાવું ખવરાવવું; તેમજ બીજા નિશાનું ખર્ચ; વર્ષાદ ન વરસે

ત્યારે પોપને જમાડવા; સટ્ટા, સોરતી, શરત કરવી; બુટેલ, કુકડા, કબુતર, તીતર વગેરે જાનવરો પાળવાં અને લડાવવાં—ઇત્યાદિ.

ખ્રિસ્તી અને મુસલમાનો સિવાય હિન્દુ માત્રનું જન્મ—મરણ તથા ફકીર, સાધુઓ વગેરેને દેવામાં જે કુમાર્ગે કે વ્યર્થ ખર્ચ થાય છે ત્હેનો હિસાબ કરવાથી જાણી શકશો કે તે રકમ વર્ષે આશરે ૯ અબજ* રૂપિઆનો થવા જાય છે. આ ખરાબ રૂઢી અને દુરાચારથી આર્યાવર્ત્તવાસીના સમય, ધન, વીર્ય, ઉત્તમ પુરૂષાર્થ અને હુન્નર એ સર્વ નષ્ટ થઇ ગયાં છે અને થતાં જાય છે. આ વાત જે ખરા દેશહિતેચ્છુ, વિદ્વાન, સત્યવકતા અને ધાર્મિકો છે તે સ્વીકારશે,× પણ દુષ્ટ સ્વાર્થી, લોભી અને મૂર્ખ તે જાણી સકશે નહિં અને ઉલટી નિંદા કરશે. તોપણ જે કહેવા યોગ્ય છે તે લખ્યા વિના રહેવાતું નથી.

વિચાર કરવા જેવી વાત છે કે જો નિત્યનું ખર્ચ બાદ કરીને નીચે પ્રમાણે બચાવીએ તો કરજદાર થવાનું તો શું, પણ ઉલટા શ્રીમંત થવાનો સંભવ રહે છે. (પરંતુ અફસોસ) આર્ય! પ્રજા રાજા તો કરજદાર છે!

| નિત્યપ્રતિ બચાવેલી રકમ | માસ. | વર્ષ | ૫૦ વર્ષ. |
|---|---|---|---|
| ૧ પા. | =॥ | ૧॥= | ૯૩॥ |
| – | ૧॥≡ | ૨૨॥ | ૧૧૨૫ |
| = | ૩॥ | ૪૫ | ૨૨૫૦ |
| ૦। | ૭॥ | ૯૦ | ૪૫૦૦ |
| ૦।= | ૧૧ | ૧૩૫ | ૬૭૫૦ |
| ૦॥ | ૧૫ | ૧૮૦ | ૯૦૦૦૦ |
| ૧ | ૩૦ | ૩૬૦ | ૧૮૦૦૦ |

૧૫, ૨૦ વર્ષની ઉમરથી ૬૦ ૭૦ વર્ષની ઉમર સુધી (૫૦ વર્ષમાં) આ નકશા પ્રમાણે બચાવો થાય છે પણ જો આ બચેલી રકમને વ્યાજે મૂકવામાં આવે તો જે કોઇ

* આ હિસાબ સંવત ૧૯૭૦ નું છે હવે તો મોંઘવારી ઘણી છે તેથી કોણજાણે, રખે ૨૧ નો આંક આવે.

☞ ×ભરતખંડમાં ચાલતી આવેલી ઘણીખરી આવી રૂઢી—કંઇ તિરસ્કાર કરવા યોગ્ય નથી, બલ્કે એકંદરે સારી પણ છે. આ કુવ્યય પ્રસંગમાં ત્હેના નિષેધનું પ્રયોજન નથી, પરંતુ કાળક્રમને લીધે તે જે રૂપાંતરને પામી છે તેથી તેમજ તે પાળવા યોગ્ય આપણી સ્થિતિ રહી નથી, તેથી તેમાં સુધારા અને ફેરફાર કરવાની જરૂર છે, એ આશય છે.

નિત્યપ્રતિ ૦ાન્ન બચાવે છે તે માણુસ મૃત્યુ સમયે આસરે ૨૦૦૦૦ રૂપીઆ છોડીને મરે. અને જો બચેલી રકમને ચક્રવર્તિ વ્યાજમાં રાખવામાં આવે તો ૫૦૦૦૦ પચાસ હજારથી ઉપર–વધારે રકમ મૃત્યુ સમયે થાય.

તેજ પ્રમાણે જો નિત્યપ્રતિ હરામ હાડકાવાળા ભિક્ષુકોને જે ચપટી લોટ આપીએ છીએ. ત્હેના ઉપર ધ્યાન આપવામાં આવે તો આપણા વર્ગના બીજા નિત્ય ખર્ચ પર યોગ્ય દૃષ્ટિ પડી શકે છે, જુઓ:—

| દિનપ્રતિ ભિક્ષુકની સંખ્યા. | નિત્ય. | માસ. | સાલ. | તેનાં બંગાલી સેર | દર રૂપીએ ૧૨ સેર× | ૫૦ વર્ષનાં |
|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ તોલા લોટ. | ૬૦ તોલા. | ૭૨૦ તોલા. | ૯ | ૦ાા | ૩૭ાા |
| ૫ | ૧૦ | ૩૦૦ | ૩૬૦૦ | ૪૫ | ૩ાા | ૧૮૭ાા |
| ૧૦ | ૨૦ | ૬૦૦ | ૭૨૦૦ | ૨૧ મણ | ૭ાા | ૩૭૫ |

હવે દરસાલનું વ્યાજ ગણાય તો ૧૦ ચપટી લોટ દેનારને ૧ રૂપિઆથી સેંકડાને હીસાબે ઓછામાં ઓછા જુમલે ૬૦૦૦ રૂપિઆનું ખર્ચ ગણાય. પણ જો ત્હેનું ચક્રવર્ત્તિ વ્યાજ ગણવામાં આવે તો ૫૦ વર્ષમાં ૧૦૦૦૦ દસહજારથી ઉપર રકમ થાય છે.

હવે વિચારો:—આપણું જેટલા ખર્ચથી ગુજરાન થઇ શકે તે ઉપરાંત જો ખર્ચ કરિયે તો આપણને ઘણી મોટી હાનીમાં ઉતરવું પડે છે એ વાત, ઉપર લખેલી કરકસર જણાતા તમારા ધ્યાનમાં આવી હશે. દાખલા તરીકે જો આપણે કુસંગ–કે અનિષ્ટ રૂઢીને લીધે દર સાલ ત્રણ રૂપિઆ (સરેરાસ નિત્ય ૧ાા પાઇ એટલે દર માસ ચાર આના) વ્યર્થ વ કુવ્યયમાં ગુમાવીએ તો ૫૦ વર્ષમાં ૧૫૦) રૂપીઆની હાની વેઠવી પડે છે. અને જો એ રકમનું વ્યાજ ગણાય તો વ્યાજ સહિત આસરે ૧૫૦૦)નું નુકસાન થાય છે. *

× આ ભાવ સંવત ૧૯૬૦ (સને ૧૯૦૩ ઈ.) નો છે. હાલમાં ૬ શેર પણ નથી. ૪, ૫ શેર રહે છે.

* બીડી પીવાથી છાતી, આંખ અને મગજને તેમ તમાકુ ખાવાથી લિવર (કલેજા) અને પાચન શક્તિને નુકસાન પુગે છે તેમજ સુંઘવાથી પણ સારા સબલ તંતુઓને હાની થાય છે, તેથી ત્હેનું સેવન કરવામા જે ખર્ચ થાય છે; તે અનિષ્ટ વ્યય છે. અને ત્હેનું સેવન કીધા વીના પણ જીવન ચાલે છે તેથી ત્હેનું સેવન કરવા (પીવા ખાવા–સુંઘવા) માં જે ખર્ચ થાય છે તે વ્યર્થ છે.

હિંદની ૩૦ કરોડની વસતીમાંથી તમાકુ બીડીનું સેવન કરનાર તરીકે ઓછામાં ઓછા ૬ કરોડ માણુસ ગણી સં. ૧૯૬૦ વિ. ના ભાવ મુજબ દર સાલ ૧ કરોડ રૂપીયાનો આંક આવતો હતો. હાલમાં ૩૪ કરોડની વસ્તીમાં પણ તેટલાંજ ૬ કરોડ માણુસ પીએ તોપણ મોંઘવારીને લીધે તેનાથી ડબલ (૧૮ કરોડ રૂપીયા) ખર્ચનો આંકડો આવે. કારણકે તમાકુ બીડી બાકસના વિગેરેના ખર્ચના માણુસ પ્રતિ ૧ માસનું ૦ાા થી ઓછું ખર્ચ નથી પડતું.

તેમજ ચાહ પીધાથી હોજરીને નુકસાન થાય છે. શરીરમાં જહેર વધે છે, નિદ્રા થોડી આવવાથી મગજને હાની પુગે છે. તેથી ચાહ પીધાનો ખર્ચ કુવ્યય છે, અને તેહેના પીધા વિના જીવન ચાલી શકે છે તેથી તેનું ખર્ચ વ્યર્થવ્યય તરીકેગણાય છે. અલબત જે ઠંડા પ્રદેશના રહેવાશી છે, અગર અશકત વૃધ્ધ છે તેને માટે નિષ્ફલ વ્યય નથી.

ભારતની ૩૦ કરોડની વસ્તીમાંથી: ૧ કરોડ માણુસ ચાહ પીનાર માની સં. ૧૯૬૦ નાં ભાવ પ્રમાણે ચાહ શાકર દુધ વગેરે ના એક પ્યાલાની ૧ પાઇ ને હીસાબે દર સાલ ૧ાાן= નો ખર્ચ થતો. વર્તમાનમાં મોંઘવારી ઘણી હોવાથી તેના કરતા ડબલથી વધારે આંકડો આવે એટલે દર માણુસ દર સાલ ૪$\frac{1}{2}$ કરોડ થવા જાય છે.

એવીજ રીતે બીજા–શરાબ વગેરેના ઘણા નકામા અને અનિષ્ટ વ્યય છે. તેના પર પણ ધ્યાન આપવું જોઇએ.

હવે જો એ કુવ્યય વ્યર્થવ્યયની રકમની બચેલી રકમ દેશોન્નતિ માટે ખર્ચ કરવામાં આવે તો કેવું સારૂં થાય. થોડા વર્ષમાજ હિંદ આર્યાવર્ત થઇ જાય.

સમય વિચિત્ર છે તેથી દરેક ભાઇએ પોતાના ઘરના ઉપજ ખર્ચપર પુરતું ધ્યાન આપવું જોઇશે.

હિંદ દેશના પંજાબ અને માલવા એ ૨ પ્રાંતોમાં કલકત્તા, મદ્રાસ, મુંબઇ વગેરે બીજા પ્રાંતો કરતાં ઓછું ખર્ચ થાય છે કેમકે ત્યાં ઉપજ વધારે થાય છે.

એક ઘરમાં પુરૂષ ૧ સ્ત્રી ૧ બાલક ૩ એમ પાંચ જણુ માનીને સં. ૧૯૬૦ વિ. માં કલકતા વગેરેમાં જે ભાવો હતા તે ભાવોના સરેસસ દર પ્રમાણે દર માસે ૫ જણના ખર્ચનું નીચે પ્રમાણે અનુમાન કરવામાં આવેલું.×

| | | |
|---|---|---|
| શહેરનિવાસી | રૂ. ૧૮ા૦ાાા | ૦) ઉપાધીવાળા અથવા મોજશોખવાળા સાહુકાર રાજા વગેરે માટે. |
| ગ્રામીનવાસી | રૂ. ૧૫) | |
| ગરીબ માટે | રૂ. ૨ાΞ | |
| સાધારણ અમીર તે માટે | ૬૦) | |

જો સ્ત્રી પુરૂષ પોતાની આવકમાંથી નિત્ય ૦)ના બચાવે તો પોતાના ૫૦ વર્ષમાં ૧૭૦૦) મુકીને મૃત્યુ પામે. જો ત્હેના વ્યાજની ગણના કરીયે તો ૫૦૦૦ પાંચ હજારથી અધિક મૃત્યુ સમયે થાય. જો ૦)‿ એક આનો નિત્ય બચાવે તો મૃત્યુ વેળા ૧૧૨૫ જમા થઇ શકે છે.

પરંતુ વર્ત્તમાન કાળમાં ગરીબ તો શું, પણ જે સાધારણ સ્થિતિના કમાઉ [ કારકુનો કડિયા સુતાર વગેરે] તે પણ કરજદાર છે, અને પુરતું અન્ન નથી મેળવી શકતા. વળી જે સાધારણ વર્ગના અમીરો છે તે પણ કરજદાર છે. ટુંકમાં ગરાશીયા રાજા વગેરેની પણ આવીજ દશા છે અને કરજ વિનાનું કોઇક જ હશે. ત્હેનું મુખ્ય કારણ એજ કે (૧) ૨૫ કરોડમાંથી કમાઉ ૧ અને ઉડાવી ખાનારા ૨૪. (૨) અયોગ્ય પ્રકારનો અનિષ્ટ વ્યય અને વ્યર્થવ્યય બન્ને બહુ છે. (૩) ઢોર. અન્ન અને ઘી પણ પરદેશોમાં ઘણાં જાય છે. (૪) જેમ જેમ વસ્તી વધે છે તેમ તેમ પદાર્થ મોંઘા અને મજુરી નોકરીનો દર વધારે થાય છે. (૫) જમીન થોડી રહેતાં તેને વધારે ખેડવી પડે છે અને તેથી તે

× આમાં અન્ન, દહીં, દુધ, ઘી, મેવા, મિઠાઇ, અથાણું, મસાલો, તરકારી, લાકડા, ગરમ ઠંડા લુગડાં, જુતા, નાઇ, ધોબી-હામ, મકાન, મહેમાન, સફર. ધર્મદાન, દવાઇ ડાકટર, શરીર રક્ષા, જન્મ મરણ વિવાહ, સંતાનની કેલવણી અને બાલખર્ચ વગેરે શામિલ છે.

અકબર બાદશાહના સમય (સં. ૧૬૬૪) માં અને કાઠિયાવાડના ગોંડલ સ્ટેટ ખુમાણના સમયમાં ૧ ગરીબનો દર માસે આના ૬ ખોરાક વગેરેનો ખર્ચ હતો. આ એક સમયની બલિહારી.

કમજોર થતાં પદાર્થ નિર્બલ અને કમતી ઉપજે છે. ઇત્યાદિ. સંક્ષેપમાં વર્ત્તમાન દરિદ્રતાનાં મુખ્ય કારણમાં હિંદુસ્થાનિઓની અજ્ઞાનતા અને પરદેશીઓની ચાલાકીએ પણ છે.

જો પોતે લાયક થાય, પોતાના આપ વ્યયપર ધ્યાન દે, મિથ્યાભિમાની વૃત્તિનો ત્યાગ કરે, ખોટી કીર્તિ વા ક્ષણિક કીર્તિમાં નહીં ફસે, કુવ્યય કે નિષ્ફળ વ્યયથી હાથ ખેંચે, ખેતી, વ્યાપાર, હુન્નર, કળા વગેરેમાં મંડયા રહે, બાળલગ્ન નહીં કરે, જેના વિના ચાલી ન શકે તે શિવાયના બીજા વ્યયમાં નહીં ઉતરે, ભિક્ષાવૃત્તિ બંધ થાય અને સંતાન કમાઉ નહીં થાય ત્યાં સુધી પરણાવે નહીં, ઇત્યાદિ શુભ રૂઢીનો પ્રચાર થાય તો, દરિદ્ર કંગાલ દશાનો નાશ થાય; નહીં તો દિવસે દિવસે જે પાયમાલી થતી જાય છે ત્હેનાથી વધારે થયલી જોશું.

૫૫–બોધ—(ઉપદેશ)—બોધ ૪ પ્રકારના હોય છે.—

૧ आचार्य बोध—જે બોધ સર્વ માન્ય–સામાન્ય–સર્વને લાગુ પડતો હોય તેમજ જયાંસુધી તેમાં કંઇ સવિશેષ અંશો નહીં ઉમેરવામાં આવે અગર ત્હેનું વિવેચન ન કરાય ત્યાંસુધી તેટલા અંશમાં તે વ્યાપક હોય. એવા બોધને આચાર્ય બોધ જાણવો.

૨ गुरुबोध—જે બોધ અમુક વ્યકિત વિશેષ માટે હોય અને ઉપદેશક, શિષ્યના અધિકાર પ્રમાણે ત્હેને ઉદ્દેશી તેજ કરતો હોય, એ બોધનું નામ ગુરૂબોધ. આ બોધ દરેકને માટે નથી કિંતુ અધિકારી પરત્વે હોય છે.

૩ स्वार्थबोध—જે બોધ વડે ઉપદેશકનો ગુપ્ત રાખેલ સ્વાર્થ સિદ્ધ થાય તેવા બોધને સ્વાર્થબોધ કહે છે. સ્વાર્થીઓ જે ઉપદેશ કરે છે તે ઉપરથી તો મનગમતો ને સારો જણાય છે, પણ પરિણામે તરત કે કાલાંતરે, જ્ઞાત કે અજ્ઞાતરૂપે ઉપદેશક (વા ત્હેના સંતાન કે ત્હેના અન્ય સંબન્ધી)નો સાક્ષાત કે પરંપરાએ સ્વાર્થ સિદ્ધ થાયજ, તેવો હોય છે. (આવા ઉપદેશકોથી અળગા રહેવું જોઇએ. ત્હેમના છળમાં ન ફસાવું જોઇએ.)

૪ अज्ञबोध—ગ્રંથ વાંચી વા અન્ય પાસેથી કાંઇ સાંભળી ત્હેના રહસ્ય અને બોધને ન જાણતાં, તેમજ ત્હેના દેશકાલ અધિકાર અન-

ધિકાર અને પરિણામ બુધ્ધિમાં ન આવતાં છતાં પરંપરાની રૂઢી વશ કિંવા પ્રાવાહિક રીતે તે વાતોનો બીજાને બોધ કરાય, તો તેવા બોધને અજ્ઞબોધ જાણવો.

ઉપરના પાછલા બે પ્રકારના બોધ ત્યાજ્ય છે. અને પહેલા બે બોધ સૃષ્ટિ નિયમ અને અધિકાર તથા દેશકાલ સ્થિતિને વિચારીને સમઝાય તો કોઇના બોધપર તિરસ્કાર આવશે નહીં, એટલુંજ નહીં પણ દ્વેષાભાવ થતાં સાર પ્રાપ્ત થઇ શકશે.

૫૬ પોપ લક્ષણ.—અંગ્રેજી ભાષામાં ધર્મગુરૂ–શ્રેષ્ટ પુરૂષને પોપ કહે છે, પણ વર્ત્તમાનકાળમાં આર્યાવર્ત્તમાં એનો બીજા રૂપમાં અર્થ ચાલે છે. ૧ મનમાં કાંઇ જાણે અને માને, પણ બહાર બીજું કહે! ૨ ઢોંગ, કપટ, છલ, જુઠ વા વેશ ધારણ કરીને બીજાનાં જર, જમીન, જોરૂ અને સમયને ઠગે તેમજ બીજાને બહેકાવે! ૩ જૂઠી અને અસંભવ તથા અઘટિત વાતોમાં વિશ્વાસ અને નિશ્ચય કરે કરાવે! ૪ પોતે ન જાણતાં છતાં બીજાની યોગ્ય અને સતશિક્ષા ન સાંભળે તથા ત્હેને અહિત અગર ગપાષ્ટક તરીકે ગણી કાઢે! ૫ નાસ્તિકને આસ્તિક અને આસ્તિકને નાસ્તિક કહે તથા જાણે. મજકુર લક્ષણોમાંનું એક યા અનેક જેમાં હોય ત્હેને પોપ કહે છે; તેમજ આ લક્ષણવાળાના ભક્ત, અનુયાયી અને વિશ્વાસુ પણ પોપ કહેવાય છે.

૬૭ पोपार्य लक्षण:—જે આર્ય ધર્માનુકુળ વિશ્વાસુ થઇ આંધળાની પેઠે વર્ત્તે એટલે દેશકાળ વસ્તુસ્થિતિ તથા લાભહાનીપર વિચાર ન રાખતાં કોઇ માનેલ લકીરનો ફકીર થાય, અને તેજ પ્રમાણે સૌને એક લાકડીએ હાંકવા જાય. તથા "પોતાનું તે સત્ય બીજાનું તે સત્ય નહીં,"–એમ, સમજ્યા વિના દુરાગ્રહ રાખે અને તપાસ્યા વિના બીજાને દોષ દ્દષ્ટિથી જોતાં અયોગ્ય શબ્દોમાં બીજાના દોષ ગાય.–તેવા મનુષ્યને પોપાર્ય જાણવું.

૬૮ अनार्य ग्रंथ लक्षण:—જે ગ્રંથમાં કોઇ આર્ય ઋષિ–મુનિ મહાત્મા–કે પ્રતિષ્ઠિત પરાક્રમી પુરૂષની સ્પષ્ટ વા વ્યાજ સ્તુતિરૂપે નિંદા વા ઠેકડી અને વેદની નિંદા અગર વેદ વિરૂદ્ધ લેખ હોય.–તે આર્ય ગ્રંથ છે–એમ ન જાણવું. બલ્કે તે અનાર્ય ગ્રંથ છે તથા પ્રમાણ રૂપ નથી–એમ સમજવું. એ આર્ય રીતિથી લક્ષણ છે. (ઉ ૩૪).

૬૯ ઈશ્વરી ઉપદેશ (આકાશવાણિ–ઇલહામ–પુસ્તક–પત્ર–પરિશિષ્ટ પરીક્ષાઃ—

૧—જે વાણિ–ઉપદેશ–લેખ–વા ગ્રંથમાં કોઇનો ઇતિહાસ વા કોઇ દેવ કે મનુષ્ય વા જીવની સાક્ષી હોય.

૨—જે વાણિ–ઉપદેશ–લેખ–વા ગ્રંથમાં એવું જ્ઞાન વા બોધ હોય જે કે ત્હેની પૂર્વે મનુષ્ય મંડળમાં હોય.

૩—જે વાણિ–ઉપદેશ–લેખ વા ગ્રંથમાં સૃષ્ટિ નિયમ (પ્રકૃતિ–કુદરત) થી વિરૂદ્ધ કથન હોય.

૪—જે વાણિ–ઉપદેશ–લેખ–વા ગ્રંથમાં પૂર્વાપર વિરોધ દોષ આવતો હોય.

૫—જે વાણિ–ઉપદેશ–લેખ–વા ગ્રંથનો અર્થ ન હોય કિંવા અર્થ થઇ શકતો ન હોય–એટલે અનુપયોગી હોય.

૬—જે વાણિ–ઉપદેશ–લેખ વા ગ્રંથનું કથન બદલાયું કે બદલવા યોગ્ય હોય.

૭—જે વાણિ–ઉપદેશ–લેખ વા ગ્રંથ અયથાર્થનાં પણ બોધક હોય.

તેવી વાણિ, તેવો ઉપદેશ, તેવો લેખ, કે તેવો ગ્રંથ, સર્વ શક્તિમાન સર્વજ્ઞ ઇશ્વરનાં નથી, એમ જાણવું.

૬૦ અંતઃકરણ—શરીરમાં જ્ઞાનનું જે સાધન તે અંતઃકરણ કહેવાય છે. અથવા વૃત્તિઓનો સમૂહ–સૂક્ષ્મ ભૂતનું જે પરિણામ તે અંતઃકરણ છે. ત્હેનાં પરિણામરૂપ કાર્ય નીચે લખ્યા પ્રમાણે છે.

૧ વૃત્તિ–સ્ફુરણ–શબ્દ વિના જે આમ તેમ ખ્યાલ જાય તે, અથવા વિષયાકાર ધારણ કરનાર યા વિષયજ્ઞાન થવાનું સાધન જે ત્હેનું (અંતઃકરણનું) પ્રકાશક પરિણામ તે વૃત્તિ કહેવાય છે.

૨ ચિત્ત–તેજ વૃત્તિ પૂર્વે જોએલા જેવા વસ્તુને અંતરમાં શબ્દ વિના જુવે વા શબ્દવડે તેનું ચિંત્તવન કરે છે, તે ચિત્ત.

૩ મન—તેજ વૃત્તિ શબ્દવડે અંતરમાં સંકલ્પ વિકલ્પ કરે છે તે મન.

૪—બુદ્ધિ—તેજ વૃત્તિ શબ્દવડે વા અશબ્દ નિશ્ચયાત્મક રૂપ પરિણામ ધારે છે, નિશ્ચય કરે છે તે બુદ્ધિ.

૫ અહંકાર—તેજ વૃત્તિ, 'હું જાણું છું, હું કરૂં છું, આ છે, અમારૂં છે'—ઇત્યાદિ અહંતા-મમતારૂપ પરિણામ ધારે તે અહંકાર.

૬ સ્મૃતિ—તેજ વૃત્તિ, પૂર્વ દ્રષ્ટ પદાર્થોના પ્રતિબિંબ (ફોટો) ને આકારે, શબ્દ વિના થાય તે.

મજકુર વૃત્તિઓ અંદરમાં સશકત પણ થાય છે. વળી શબ્દ વિના જે સ્ફુરણ-કૃતિ-પરિણામ થાય છે તેના ૪ વિભાગ છે એટલે તે સુત, વૃત્ત, નૃત, કૃત* કહેવાય છે. (ત્હેનો અનુભવ, અભ્યાસીને પોતે અગર અનુભવી યોગીદ્વારા થઇ શકે છે.)

આવી રીતે અંતઃકરણ અને તજ્જન્ય વૃત્તિનાં સ્થૂળ લક્ષણ જાણવાં; તેણે કરીને સ્થૂળ શરીર (મૃત્યુ પછી બાળવામાં આવે છે તે.) અને સૂક્ષ્મ શરીર (સ્વપ્નામાં જેથી વ્યવહાર ચાલે છે તે, અથવા પંચપ્રાણ, પંચ જ્ઞાનેન્દ્રિય, પંચ કર્મેન્દ્રિય અને મન, બુદ્ધિયુક્ત સત્તર તત્વવાળું શરીરતે) નો વ્યવહાર ચાલે છે, એટલે જાગૃત, સ્વપ્ન અને સુષુપ્તિમાં જે વ્યવહાર થાય છે તે-ત્હેના વડે થાય છે. તે વિના થતો નથી એટલે તે વિના "જીવ, કર્તા ભોકતા" આનો વાચ્ય થઇ શકતો નથી.

૬૧ વિદ્યા લક્ષણ—જેમાં જેની બુદ્ધિ એટલે યથાર્થ જ્ઞાન ત્હેને વિદ્યા કહે છે. અથવા જેણે કરીને યથાર્થ જણાય તે પણ વિદ્યા કહેવાય.

૬૨ અવિદ્યા લક્ષણ—તેમાં તેની ન બુદ્ધિ, અથવા વિદ્યાએ કરીને જે નાશ પામે તે. જેમકે, જડમાં ચૈતન્ય બુદ્ધિ, પવિત્રમાં અપવિત્ર બુદ્ધિ ઇત્યાદિ અવિદ્યા કહેવાય છે. અને યથાર્થ જ્ઞાન-અન્યથા જ્ઞાન-વિપર્યય જ્ઞાન પણ કહે છે. અવિદ્યા એ સંશય, ભ્રાંતિ, વિપરીત ભાવના અને અસંભાવનાનું મૂલ કારણ છે. ભ્રમ, એનુંજ કાર્ય છે. એ તમામ અનર્થનું મૂલ કારણ છે.

* ઉત્તરાર્ધમાં એ ચારેનું વિવેચન વાંચશો.

૬૩ સંશય—એક વસ્તુમાં બે ધર્મના અવગાહી જ્ઞાનને સંશય કહે છે—એટલે અનિશ્ચિય—નિશ્ચય. જેમકે ' આમ હશે કે, આમ ? '

૬૪ દેવલક્ષણુ—"दिव" ધાતુથી દેવતા શબ્દ સિદ્ધ થાય છે. એ ધાતુના ક્રીડા, પ્રકાશ વગેરે બીજા ઘણા અર્થ થાય છે. લૌકિકમાં તથા વૈદિકમાં ઇશ્વર, માતા, પિતા, આચાર્ય, ગુરૂ, રાજા, વિદ્વાનને દેવતા કહે છે. ઉપરાંત વેદગ્રંથમાં મંત્ર અને મંત્રમાં જે જડ યા ચૈતન્ય પદાર્થનું વર્ણન હોય, ત્હેને પણ દેવ કહે છે, અને અદૃષ્ટ અર્થમાં યજ્ઞને દેવતા કહે છે; અથવા યજ્ઞની સામગ્રીને પણ દેવતા કહે છે; યજ્ઞમાં મંત્ર અને પરમેશ્વરજ દેવતા કહેવાય છે—અગ્નિ આદિ નહીં—

१ अग्निर्देवतावातोदेवता ( इत्यादि यजुर्वेद ) २ कर्मसंपत्तिमंत्रोवेदे [ निरु. अ. १ खं. ९ ] ३ अग्निदूतं पुरोदधे [ इत्यादि यजु. अ. २२ અગ્નિ શબ્દ ચિન્હ છે. આ મંત્રનો અગ્નિ દેવતા છે. ] ४ अग्निमिले (ऋग्वेद અહીં અદૃષ્ટ હોવાથી અગ્નિ—ઇશ્વર દેવતા છે ) देवोदानाद्वादीपनाद्वाद्योतनाद्वा ( इत्यादि निरु. अ. ७ खं. ११) દાન દેવાવાળાને પણ દેવ કહે છે. ६ मंत्रामननाच्छंदांसिछादनात् ( निरु. खं. १९ ) મંત્ર ને પણ દેવ કહે છે.

ઇત્યાદિ ઘણા દૃષ્ટાંતો છે તથા ઉપર કહી ગયા છીએ; પણ જડ પદાર્થના ગુણ સમજીને દેવતા અર્થ થાય છે, એટલે તે પૂજ્ય નથી. પૂજ્ય તો ફક્ત પરમેશ્વરજ છે.

आत्मासर्वदेवस्यदेवस्वः [ इत्यादि निरु. खं. ४ ]

योऽन्यदेवतामुस्तेपशुरेवसदेवानम् [ ब्राह्मणग्रन्थे ]

પરમાત્મા સર્વ દેવનો દેવ છે—તે સિવાય બીજો કોઇ ઉપાસ્ય નથી. જે કોઇ પરમેશ્વર સિવાય બીજા દેવતાને પૂજે છે તે પશુ છે. ( વધારે જોવું હોય તો નિરૂક્ત, ઋગ્વેદાદિ ભાષ્ય ભૂમિકા ગ્રંથમાં જોવું. )

૬૫ દન્ડી લક્ષણુ—મનુસ્મૃતિમાં કહેલ છે કેઃ

वाग्दंडोथमनोदंडः कायदंडस्तथैवच । } म. स्मृ. अ. १९.
यस्यैतेनिहिताबुद्धौ त्रिदंडीतिसकथ्यते ॥ } श्लो. १०

ज्ञानदंडोधृतोयेन एकदंडीसउच्यते ( परमहंस उपनिषद् )

વાક્‌દંડ, કાયદંડ, મનદંડવાળા એટલે કે વાણી, શરીર અને મન એ ત્રણેને સંયમબલથી નિયંત્રણમાં રાખનારને અથવા જ્ઞાનવાનને દંડી કહે છે. દંડીના એ મુખ્ય લક્ષણ છે; અને લોકમાં, જે સંન્યાસી [જુઓ અંક ૩૨] વેદોક્ત સંન્યાસ ગ્રહણ કરે, અને સંસારીથી વિલક્ષણ, વેણું આદિ લાકડીનું ચિન્હ રાખે તે દંડી કહેવાય છે. પણ દંડમાત્ર રાખવાથી દંડી કહેવાય નહીં; કારણકે કર્મ ભ્રષ્ટ ન થાય અને તિતિક્ષા રાખે તેટલા માટે આ દંડ, રાખવામાં આવે છે વળી લોકને જ્ઞાન થવા માટે "ત્યાગી વિદ્વાન"નું એ લિંગ છે–(અથવા સર્પાદિ પ્રાણિ, પશુ નિવારણાર્થ છે એમ પણ કોઇ કહે છે) ઇત્યાદિ.

૬૬ રૂઢી લક્ષણ—જે ક્રિયા અથવા વ્યવહાર કાલાંતરે સ્વાભાવિક બની જાય, અગર કોઇ મંડળી સંકેત કરી લે, યા નિયમ બાંધે, ત્હેને રૂઢી કહે છે. જેમકે સ્મૃતિકારો, વેદ અને મનુષ્ય કર્તવ્ય સિવાય દેશકાળ અનુસાર ત્હેને ઉપયોગી કાંઇક વિષય નિયમિત–નિયત કરે છે; અથવા જેમ મુસલમાન કોમમાં કાકાની દીકરી પરણી શકાય છે, તે રૂઢી કહેવાય છે. રૂઢી કાલે કાલે બદલાતી રહે છે, તેમ સ્મૃતિ પણ બદલાતી રહે છે. અમે જે કુવ્યય અને નિષ્ફળ ખર્ચના દાખલા ઉપર લખ્યાં છે ત્હેનો પણ રૂઢીમાં સમાવેશ થાય છે. રૂઢી બે પ્રકારની હોય છે સારી અને નરસી.

૬૭ હિંદુ—ફારસી ભાષામાં ચોર, કાફ્ર (લહેરા) દાસ, અને જે કાળા હોય ત્હેને તથા માશુકને પણ કહે છે; કેટલાકનો આવો મત છે કે જેમ સિંધુ નદી સમીપ રહેનારને સિંધિ કહે છે, તેમ મુસલમાની દેશ (અરબ વગેરે) થી સિંધુ નદીની પારના રેહવાશી (આર્યાવર્તના રહેવાશી) નું તેઓની ભાષામાં હિંદ–હિંદુ નામ રાખવામાં આવ્યું છે. એટલે स રૂપ બદલાઇને ह થયું, અને સિંધુનો હિંદુ અને સિંધથી હિંદ (આર્યાવર્ત્ત) નામ પડયું છે. ઉભય બન્ને વાતોમાંથી ગમે તે હોય, પરંતુ हिंदु એ નામ આર્ય ભાષાનો નથી, બલ્કે મુસલમાની મુસલમાની ભાષાનો છે, એ વાત ખરી છે. हि+न+दु=हिन्दुः=वृद्धि પામનાર. આમ નવીન કલ્પના ચાલી છે.)

૬૮ આર્ય—શ્રેષ્ટ, ઉત્તમ ગુણવાન પુરૂષને આર્ય કહે છે.

(નહીં કે અમુક દેશમાં રહેનાર વા અમુક ધર્મ પાળનારને). રૂઢીમાં વેદ ધર્મીનું નામ આર્ય કહેવાય છે.

૬૯ અનાર્ય—અશ્રેષ્ટ મનુષ્ય, અસુર (અવિદ્વાન) રાક્ષસ (પાપી) પિશાચ (અનાચારી) ને કહે છે.

૬૯ પુણ્ય—તેવાં કર્મ યા કર્મજન્ય અદષ્ટ સંસ્કારને પુણ્ય કહે છે, કે જેને કરવાથી પોતાનો આત્મા દુઃખિત ન થતો હોય—લજ્જા શંકા ભયને પ્રાપ્ત ન થતાં હર્ષ—સુખ પ્રાપ્ત થતાં હોય, અને જે કમ કુદરત એટલે ઇશ્વરી નિયમ તથા સર્વ લોક વિરૂધ્ધ ન હોય.

૭૦ પાપ—તેવાં કર્મ યા કર્મજન્ય અદષ્ટ સંસ્કારને પાપ કહે છે, કે જે કરવાથી પોતાના આત્માને દુઃખ થાય, લજ્જા, શંકા, યા ભય પ્રાપ્ત થાય અને જે કર્મ પ્રકૃતિથી એટલે ઇશ્વરી નિયમથી તથા સર્વ લોક વિરૂધ્ધ હોય.

૭૧—બીજા કેટલાક પદાર્થોનાં લક્ષણ, પ્રસંગવશાત વક્ષ્યમાણ ઉપદેશ પ્રકરણમાં આવશે, તેપર ધ્યાન આપવું.

ઉપર જે લક્ષણો કહ્યાં છે તે લક્ષણોને યથાર્થ રીતે ધ્યાનમાં રાખીને જે કોઇ તે પ્રમાણે વર્ત્તશે, તે બીજા અજ્ઞાન મનુષ્યોની માફક દુઃખી નહીં થશે તેમજ કોઇની જાળ કે ફરેબમાં ફસાશે નહીં; એટલુંજ નહીં પણ સદ્ગુણી સદાચારી બનવાને તથા (સર્વ પ્રકારનો) અધિકારી થવા માટે પૂર્ણ સાધન પ્રાપ્ત કરી શકશે. આ લક્ષણ પ્રકરણ લખવાનો મુખ્ય ઉદ્દેશ આ જ છે—માટે તે વારંવાર વાંચી સ્મરણમા રાખવું, અને હવે પછી જે શિક્ષા વચનનું કથન કરવામાં આવે છે, તે ઉપર ધ્યાન આપશો.

લક્ષણ પ્રકરણ સમાપ્ત.

---

## ભ્રમનાશક.

### ઉપદેશ પ્રકરણ ૩ જું.

(क)

(૧)જોકે ઉપર કહેલાં લક્ષણોથી મનુષ્ય વગેરેનુ પરીક્ષાજ્ઞાન(પીછાન) અને પોતાનું કર્તવ્ય શું છે તે પ્રતીત થયું હશે. છતાં પણ પુનઃ ધ્યાનમાં રાખવા માટે કહેવામાં આવે છે કે, મનુષ્યનું મગજ બુદ્ધિ,

એક અનુપમપદાર્થ છે, મનુષ્ય જન્મ ઘણાં ભારે અને મોટા પુણ્યથી પ્રાપ્ત થાય છે, એવો એ અમૂલ્ય છે, વળી તે વારંવાર મળવો પણ દુર્લભ છે. માટે બન્ને વાતો સફળ થાય એવી રીતે ત્હેનો ઉપયોગ કરી જીવન સાર્થક કરવું, અને પોતાનો નિત્યનો સમય વ્યર્થ ન ગુમાવવો.

(૨) ઉપર જણાવેલા યમ નિયમાદિ જે સત્કર્મ અને સદ્‌ગુણો છે ત્હેનું સેવન કરો તથા ઉપર જણાવેલ ઉત્તમ પુરૂષો અને અધિકારીના જે લક્ષણ તે પોતામાં સંપાદન કરવા જોઇએ, અર્થાત્ ધર્માત્મા બનો.

(૩) ઉપર જણાવેલાં જે દુષ્ટ કર્મ અને દુર્ગુણ છે ત્હેને પોતાની સમીપ આવવા દેશો નહીં, અને જો તે તમારામાં હોય તો ત્હેનું નિવારણ કરવું જોઇએ. તથા ઉપર જે દુષ્ટ મનુષ્યોના લક્ષણ કહેલાં છે તેવં લક્ષણો ધારણ ન કરતાં તેવાં મનુષ્યોથી અળગા રહો. અર્થાત્ અધર્માત્મા ન બનશો.

(૪) શરીરની આરોગ્યતા માટે, જે પ્રાણાયમ અને હવનના પ્રકાર ઉપર કહેલા છે, તે કરતાં રહેવું અને ત્હેનાથી જો વધારે શીખવું હોય તો વૈદ્યોની સંગત કરવી.

(૫) વિદ્યા, બુદ્ધિની વૃદ્ધિ અને સત્સંગ મેળવવાના ઉપાય માટે પંચમહાયજ્ઞ નિત્ય કરવા જોઇએ—એજ બસ છે.

(૬) મનની એકાગ્રતા અને ઇશ્વરની ઉપાસના માટે ત્રાટક અને સોહંનો અભ્યાસ અને ઇશ્વરના સ્વરૂપનું ધ્યાન યા પ્રણવની ઉપાસના વારંવાર નિત્ય કરવી—તેજ બસ છે; વધારે શીખવું હોય તો યોગસૂત્ર વિચારવું.

(૭) ઇશ્વરની પ્રાપ્તિ માટે શ્રવણ, મનન બાબતમાં ૧ લું પ્રકરણ ધ્યાનમાં લેવું જોઇએ; વળી જો સંસ્કૃતનું જ્ઞાન ન હોય તો, કેટલાક ગ્રન્થનાં (ગીતા ઉપનીષદ વગેરે) નામ લખ્યાં છે ત્હેનો સવિચાર પાઠ કરવો, તેથી ઘણી ભ્રાંતિ દૂર થશે અને સત્કર્મ કરવાનો અભ્યાસ પડશે. ત્યારપછી ગુરૂ પાસે જઇ ઉપદેશ લેવો કેમકે બ્રહ્મવિદ્યાનો યથાર્થ લાભ યોગ્ય ગુરૂની સમક્ષજ

થાય છે, ફકત શબ્દ વા યુકિત તર્ક માત્રથી થતો નથી તેટલા માટે અધિકારી થઇ ગુરૂ પાસે જવું જોઇએ—વધુ અહીં ન કહેતાં પ્રસંગે કહીશું.×

(૮) અહીં સુધી જે લખ્યું છે તેનો જો ખરા અંત;કરણથી વિચાર કરશો અને તે પ્રમાણે વર્તશો તો અનેક લાભ થશે, તેમજ આ લોક અને પરલોકની મનોકામના સફલ થવાનો એ ઉપાય છે—એટલુંજ બસ છે.

ख

(૯) તોપણ નીચે જે કાંઇ વિશેષ જણાવવામાં આવે છે તેનો હેતુ એ છે કે ઉપર દર્શાવવામાં આવેલા વિવેકાદિની અનુકૂલતા અને ફળ જ્યાં સુધી યથાયોગ્ય નહીં મળે-નહીં થાય ત્યાંસુધી એ પ્રમાણે વર્તવાથી આ લોકનું સુખ અને ઇષ્ટ વિષયનાં સાધન પ્રાપ્ત કરવાનું શક્ય થઇ શકશે. માટે સંક્ષેપમાં કાંઇક વર્ણન કરીએ છીએ.

(૧૦)" મનુષ્યની પોતાની અનુકૂળતા પ્રતિકૂળતાપર પ્રવૃત્તિ કે નિવૃત્તિ થાય છે—અર્થાત મનુષ્ય માત્ર સુખપ્રદમાં પ્રવૃત્તિ અને દુ:ખ પ્રદથી નિવૃત્તિ કરે એ દેખીતું છે, તેટલા માટે પ્રથમ દુ:ખની સંખ્યા અને તેની નિવૃત્તિના ઉપાય તેમજ સુખની ગણુના અને તેની પ્રાપ્તિના ઉપાય સંક્ષેપમાં નીચે લખીએ છીએ.—તે પછી ઉપરોકત વિષય સંબંધી ષોડસ સંસ્કાર અને બીજી વ્યવહારીક શિક્ષા કહીશું:—

ग (દુ:ખ સુખ વિષે.)

(૧) મનુષ્ય સમાજમાં ૭ પ્રકારના દુ:ખ (રોગ) કહેવાય છે:—
૧ શારીરિક (આધ્યાત્મિક—તાવ વગેરે રોગ. તેની નિવૃત્તિ વિદ્યા, યોગ, ઔષધિ, સૃષ્ટિ નિયમનાં જ્ઞાન અને પાલન તથા ઉત્તમ ચારિત્રથી થાય છે. ઘણે ભાગે એ રોગ થાયજ નહીં એમ ઇચ્છતાં હો તો સંક્ષેપમાં એ ઉપાય છે કે બાળલગ્ન ન કરવાં, પુરૂષ ૨૫ વા ૨૨ અને સ્ત્રી ૧૫ વર્ષ સુધી બ્રહ્મચર્ય પાળે અને કોઇ રીતે

× આ વિષયનું નિરૂપણ ઉત્તમ અધિકારીને માટે જોઇએ તેટલું ઉત્તરાર્ધમાં કરવામાં આવ્યું છે.

વીર્ય હાની ન થવા દે, સૃષ્ટિનિયમાનુકુલ વર્ત્તે, તથા કુસંગ અને કુકર્મમાં ન પ્રવર્ત્તે ઇ.

૨ **માનસિક**—રાગ, દ્વેષ, ચિંતા વગેરે માનસિક રોગ કહેવાય છે. ત્હેની નિવૃત્તિનો ઉપાય એ છે કે વિદ્યા ભણવી. અસત, છળ, કપટ અને અનીતીથી દૂર રહેવું. દુષ્ટ કર્મ ન કરવાં. વિષયોમાં આસકિત ન રાખવી. પ્રકૃતિના નિયમ જાણવા તે પ્રમાણે વર્તવું, હુન્નર કલાદિનું જ્ઞાન પ્રાપ્ત કરવું, કુસંગથી બચવું અને સત્સંગ કરતાં રેહવું. તથાપિ સુતી વેળા એવું ધ્યાન કરીને સુવું કે "સુતેલો માણસ શબ તુલ્ય છે, માટે જ્યારે સવ્હારમાં સહીસલામત ઉઠીશ ત્યારે મ્હારા ધર્મો બજાવવામાં પ્ર-વૃત થઇશ, એટલે માતા પિતા ભાઇ બંધુ પ્રજા રાજા વગેરેનો જે મારે શિર ઉપકાર છે તેના પ્રત્યુપકાર કરવામાં પ્રવર્તિશ, સ્ત્રી પુત્રાદિ પ્રત્યેના મ્હારા ધર્મોનું યથાયોગ્ય પાલન કરવા (એટલે તેના પાલનમાં) પ્રયત્ન કરીશ. પરંતુ અત્યારે એટલે સુષુપ્તિ કાળમાં હું કોઇનો નથી અને મ્હારૂં કોઇ *નથી*." આવી રીતે નિત્ય કરવું. તથા સુર્યઉદયથી અર્ધ કલાક વ્હેલા ઉઠી હાથ મ્હોં ધોઇ ખુલ્લા આકાશમાં બેસી ઇશ્વરનું સ્મરણ કરી એકચિત્ત બેસવું, અને પછી આખા દિવસમાં જે કામ કરવાનાં હોય ત્હેને માટે વિચાર કરી લેવો, અને નોંધી લેવું.

૩ **વાચક**—(વાણીરોગ) અસત્ય, છળ, કટુ અને કઠોર વાકય બોલવાથી ઘણું દુઃખ વેઠવું પડે છે, માટે એવી વાણી એક પ્રકારનો રોગ છે. ત્હેની નિવૃત્તિનો ઉપાય એ છે કે વિરોધ, વૈર, અરૂચી, દ્વેષ, અને ઉપેક્ષા ઉત્પાદક કઠોર–કટુ અસત વચન ન બોલવાં બલ્કે સત્ય, હિત, કોમળ અને પ્રિય વચન બોલવાનો અભ્યાસ કરવો. એ અભ્યાસ સત્સંગવડે થઇ શકે છે.

૪ ચોર, શત્રુ, વ્યાઘ્ર વગેરેથી થયેલાં વા થવાના દુઃખને આધિભૌતિક દુઃખ કહે છે. ત્હેની નિવૃત્તિનો ઉપાય બ્રહ્મચર્ય, શૌર્ય, ઔષધિ, શુધ્ધતા, પ્રબંધ, સંપ, ઉદ્યમ–કર્મ તથા પુરૂષાર્થ છે. જો સત્ કર્મ–ઉત્તમ ચારિત્ર શીલતા સંપાદન કરે તો ઘણે ભાગે—એ દુઃખ આવજ નહીં.

૫—**અપર દુ:ખ**—રાજ્ય વા જ્ઞાતીવડે જે દુ:ખ થાય વા થવાનું,–તેનું નામ અપર દુ:ખ જાણવું. એની નિવૃત્તિ વા અટકાવવાનો એ ઉપાય છે કે નીતિથી વર્તવું. દુરાચાર ન કરવા. ઉત્તમ ચારિત્રવાન થવું. પારકી વસ્તુ (જર–જમીને–જોરૂ) અનીતીથી લેવી દેવી નહીં. કાયદા અને ધર્મશાસ્ત્રનું જ્ઞાન મેળવવું આપણા સંતાનોને સામાન્ય નિયમોની મોટી મોટી બાબતો અને રૂઢીના નિયમો શિખાડવા. વ્યવહારમાં સાચવટથી વર્તવું અને સુલેહ સંપ જાળવવાની ટેવ પાડવી.

૬—**આધિદૈવ**—એટલે વિજળી, શરદી–ગર્મી વગેરેથી જે અકસ્માત્ દુ:ખ થાય છે તેને આધિદૈવિક દુ:ખ કહે છે. આ દુ:ખ પૂર્વ કર્મઅનુસાર પણ થાય છે, એટલે ઘણે ભાગે આ દુ:ખ ભોગવવુંજ પડે છે, તોપણ વર્તમાન જન્મમાં જો સારાં કર્મ કરીએ તો ઉત્તર જન્મમાં આ દુ:ખ થાયજ નહીં; જેમકે પૂર્વજન્મમાં સારાં કર્મ કર્યાં હત તો, અહીયાં આ દુ:ખ થાતજ નહીં, વળી વિદ્યુત્ વગેરેનાં દુ:ખ પણ પદાર્થવિદ્યા ભણવાથી અને ઔષધો કરવાથી નાશ પામે છે, માટે તે શીખવાં.

૭—**પરદુ:ખ**—(પુનર્જન્મ પામવું પ્રારબ્ધ સંચિત જન્ય, પરલોક અને ઇશ્વર દંડ જન્ય દુ:ખ. એ દુ:ખનું નામ પરદુ:ખ છે). આ દુ:ખ નિવૃત્તિનો એ ઉપાય છે કે સત્કર્મ કરવાં, નીતિથી ચાલવું, ધૃતિ, ક્ષમા વગેરે ધર્મના જે દશ લક્ષણ છે તે પાળવાં, મનને એકાગ્ર કરવાનો અભ્યાસ કરવો અને છેવટે બ્રહ્મવિદ્યા સંપાદન કરવી.

ઉપર લખેલ દુ:ખોનો આધ્યતિમક, આધિભૌતિક અને આધિદૈવિક એ ત્રણ પદોમાં પણ સમાવેશ થાય છે તેમજ પંચકલેશ (અવિદ્યા, અસ્મિતા, રાગ, દ્વેષ, અભિનિવેશ) પદમાં પણ સમાવેશ થાય છે.

ઉપરોકત ૬ દુ:ખ જ્યાંસુધી નિવૃત્ત ન થાય (વા તિરોધિત ન થાય) ત્યાંસુધી શરીર, મન અને બુધ્ધિની આરોગ્યતા હોતી નથી. તેમજ તે યોગ્યતાવાળાં હોતા નથી, અને તે યોગ્ય થયાં વિના સર્વ (સાતે) દુ:ખનાશક જે વિવેક, વૈરાગ્ય અને શ્રવણ મનનાદિ છે તેનું ફળ (સર્વ દુ:ખ નિવૃત્તિપૂર્વક પરમાનંદ પ્રાપ્તિ–રૂપ ફળ) પ્રાપ્ત થવું

નથી. માટે પ્રથમ ઉપરોકત ઉપાય (કર્મ ઉપાસના—દરેક રોગ પ્રસંગે જે જે કંઇ લખ્યું છે તે) કરી સાતમાં દુઃખની નિવૃત્તિના ઉપાય શોધન માટે ભગિરથ પ્રયત્ન કરવો જોઇએ.

(૨) સંસારમાં સાત પ્રકારનાં સુખ નીચે પ્રમાણે કહેવાય છે, તે દરેક મેળવવા માટે વિદ્યા, હુન્નર, શ્રેષ્ટ ગુણ સત્સંગ અને ઉત્તમ કર્મરૂપ સાધન જોઇએ એજ મોટો ઉપદેશ છે.

૧ પહેલું સુખ નિરોગી કાયા—જો આપણે દુષ્ટ ભોજન અને દુષ્ટાચાર રહિત રહીએ, બ્રહ્મચર્યનું પાલન કરતા હોઇએ, કંઇક વૈદ્યક ભણ્યા હોઇએ, વિદ્યા પ્રાપ્ત કરી તદનુસાર અને વિચાર કરતા હોઇએ, મન અને ઇન્દ્રિયો કાબુમાં હોય—તોજ આ સુખ પોતાને અને પોતાના સંતાનને પ્રાપ્ત થાય છે, તે વિના, થતું નથી. વળી આ સુખજ કર્મ ઉપાસના અને મોક્ષ વગેરેનું મૂળ હોવાથી આ બાબતોને કાળજીપૂર્વક લક્ષમાં રાખી તે મુજબ વર્તવું. તે વિના જરા પણ પુરૂષાર્થ થવાનો નથી. એટલે ધર્મ-અર્થ-કામ અને મોક્ષ એમ ઉભય લોકના સુખ પ્રાપ્તિનું પરંપરાથી એજ મુખ્ય સાધન છે, એમ જાણવું.

૨ બીજું સુખ ઘરમાં માયા.—દ્રવ્યની પ્રાપ્તિ—ઉદ્યમ, હુન્નર અને વિદ્યા વિના થતી નથી. મંત્ર જંત્ર વગેરે ઢોંગમાં પડવાથી વ્યર્થ આયુષ્ય વ્યતિત થાય છે, અને દ્રવ્યની હાની થાય છે; તેમજ કશું પ્રાપ્ત થતું નથી. વળી આપણે સતકર્મી હોઇએ, આબરુ, પ્રતિષ્ઠા મેળવીએ—એ પણ ધન મેળવવાનાં સાધન છે, પણ ઉદ્યમ વિનાના નવરાં બેસી રહેવાથી કાંઇ મળતું નથી. તેમ દ્રવ્ય વિના જ્ઞાન વગેરે પણ પ્રાપ્ત થતાં નથી. તેથી જો દ્રવ્યના સુખની ઇચ્છા હોય તો પુરૂષાર્થપરાયણ થઇ ધર્મોકત રીતિએ ધન સંચય એ કર્ત્તવ્ય છે.

૩—ત્રીજું સુખ પતિવ્રતા નારી (સ્રીસુખ). જયાંસુધી સ્ત્રી પુરૂષ યથાઅધિકાર વિદ્યા ભણી, હોંશિયાર થઇ, પોતે પોષણ માટે દ્રવ્યોપાર્જન કરવા યોગ્ય બની, પોતાની પ્રકૃતિ પોતે ઓળખી, પરસ્પરની પ્રકૃતિના નેગેટિવ-પોઝીટિવ વિભાગ જાણી, કેવાં ગુણ કર્મનો સંબંધ યોગ્ય છે અને કેવાં ગુણ કર્મ સ્વભાવનો સંબંધ અયોગ્ય છે એ સમઝી, પુરૂષ સ્ત્રી એ બન્ને નિરોગી છે એ સર્વનો નિશ્ચય

કરી અને વૈદ્યકના નિયમ જાણી, તેમજ માથે કરજ ન કરતાં ઉભય પ્રેમપૂર્વક ન પરણે ત્યાંસુધી સ્રીને પતિનું અને પતિને સ્રીનું સુખ પ્રાપ્ત થાય નહીં. હાલમાં જે બાલકોના સગપણ અગર વિવાહ થાય છે તે દુઃખનું કારણ છે. કારણ કે પુરૂષના ગુણ કર્મની ખરી પૂરી પરીક્ષા ૨૦ વર્ષની ઉમર પછી અને સ્રીની ૧૪ વર્ષની ઉમર પછી થાય છે તે પેહલાં ખાત્રી થઇ શકે નહીં પરીક્ષા કરવા યોગ્ય ઉમરના થયા પછી યથા પ્રકૃતિ યોજી સંબંધ–સગપણ કરાવવું જોઇએ અને તે પછી પરણે તો સુખી થવાનો સંભવ રહે છે. જો કરજદારી, વા રોગ, વા નપુંસકત્વ પ્રાપ્ત થાય અગર દુર્ગુણ હોય તો ઉભયને સુખ થાય નહીં.

૪ **પુત્ર અધિકારી**—જેના માતા પિતા વૈદક, નીતિ વગેરે વિદ્યા ભણેલાં હોય, સત્વગુણી ભોજન ખાતાં હોય અને અદબ તથા સભ્યતા જાણતાં હોય, તેહના પુત્રને પુત્રત્વ અધિકાર મળી શકે છે; પણ માતા પિતા પોતેજ અભણ, દુરાચારિ, દુર્ગુણી, રોગી અને મૂર્ખ હોય તો, પુત્રને યોગ્ય અધિકાર મળી શકતો નથી; પણ 'અધિકાર'માંનો 'અ' ઉડીને ધિક્કાર મળે છે. મતલબ માતા પિતા સદ્ગુણી હોવાથીજ પુત્ર તે ગુણ મેળવી શકે છે અને ત્યારેજ પુત્ર સુખ મળે, તે વિના નહીં.

૫ પંચમ સુખ રાજ્યમાં પાસો–રાજ્યનું સુખ—જ્યાં સુધી વિદ્યા, હુન્નર, સારા ગુણ, વીરત્વ ધીરત્વ રાજ્યપુરૂષોનો સંગ અને સત્સંગ ન મેળવીએ ત્યાં સુધી સત્તા–રાજ્ય સુખ થતુંજ નથી. જેમ કે હાલમાં શુદ્ર–ખેડુઓ–જંગલીઓ વગેરેના દીકરા ભણી ગુણ સંપાદન કરીને રાજ્ય ભોગવે છે અને બ્રાહ્મણો અભણ રહી પોતાના જાતિ અભિમાનમાં મિથ્યા મગરૂરી રાખવાથી ભીખ માગતા ફરે છે; તેમજ ક્ષત્રીઓના પુત્રો અભણ રહે છે, શસ્ત્ર અસ્ત્ર વિદ્યા શિખતા નથી; ગાય, બ્રાહ્મણ તથા સાધુઓની દુર્ગતી જુએ છે અને પોતે શુદ્રના નોકર થઇ ભુખે મરી ગુજરાન કરે છે; અથવા રાજ્ય હોય છતાં પણ અવિદ્યા અને દ્વેષને લીધે બીજાને આધીન પડયા છે. માટે વિદ્યા, હુન્નર, સદ્ગુણ, અને મોટા વિદ્વાન તથા બુદ્ધિવાનનો સંગ મેળવવાથી એ સુખ પ્રાપ્ત થાય છે.

૬ છઠ્ઠું સુખ સિદ્ધિ પ્રાપ્તિ–સિદ્ધિ થવી—તો ઘણીજ કઠણ વાત છે. એટલે જ્યાં સુધી આપણે મંત્રોને સિદ્ધ નહીં કરીએ અર્થાત્ વેદમાં અથવા શાસ્ત્રોમાં જે છંદ–શ્લોક લખ્યા છે તેમાં જે અર્થ છે તેનો વિચાર કરીને તે પ્રમાણે પોતામાં ગુણ ધારણ નહીં કરીએ, અને પદાર્થવિદ્યા તે મંત્ર પ્રમાણે નહીં મેળવીએ, ત્યાં સુધી લાભ થતો નથી. જ્યાં સુધી સત્ય બોલવાનો નિયમ નહીં પળાય ત્યાં સુધી વાક્ય સિદ્ધિ થતી નથી. જ્યાં સુધી બ્રહ્મચર્યવ્રત નહિં પાળીએ ત્યાં સુધી તેજની (પુરૂષત્વની) સિદ્ધિ થતી નથી. જ્યાં સુધી તનમનની હિંસા નહીં છોડીએ ત્યાં સુધી શત્રુ ભયથી મુક્ત થતા નથી ઇત્યાદિ, સિદ્ધિ થવાના પ્રકાર છે. (વિશેષ પાતંજલમાં જુઓ). પણ વર્ત્તમાનમાં સિદ્ધિના અર્થ જે અનુષ્ટાન, પ્રયોગ, મારણ, ઉચ્ચાટણ, ચન્ડિપાઠ, ચન્ડિહવન વગેરે કરે છે તે વ્યર્થ છે. ખરી સિધ્ધિના પ્રકાર પતંજલિસુત્રમાં દર્શાવવામાં આવેલ છે, તેજ યોગ્ય સિધ્ધિનું સાધન છે.

૭ પરસુખ (મોક્ષ)—ઉપર લખેલાં સુખ અનિત્ય છે, તેમ સર્વ મળવા અસંભવ છે, વળી થાય તોપણ રક્ષા કરવા માટેનો પ્રયત્ન અને નાશનો ભય તો, તેની સાથે રહેલો હોય છે, એટલુંજ નહિં પણ છેવટે નાશ થાયજ છે, એવાં સુખોથી વિલક્ષણ જે સુખ તે મોક્ષ સુખ છે. એટલે દુઃખરહિત આનંદ સ્વરૂપ જે પરમેશ્વર (મોક્ષ સ્વરૂપ) છે તેની પ્રાપ્તિ એજ મોક્ષ છે. એ મોક્ષ સંપાદન કરવા માટે નીચે લખેલાં સાધનની જરૂર છે. દુરાચાર, નીચ કર્મ ન કરતાં સદાચાર–સત્કર્મ કરવાં. ઉત્તમ ચારિત્ર રાખવું–તે સત્કર્મ પણ નિષ્કામ કરવાં એટલે નિષ્કામ કર્મ કરવાનો અભ્યાસ કરવો, તેથી અંતઃકરણનો મળ (પાપ) નાશ પામી અંતઃકરણ શુદ્ધ થશે; પછી ઉપર (પ્રકરણ ૧ માં) જણાવ્યા પ્રમાણે મનની એકાગ્રતા માટે ઉપાસના (ઇશ્વર ધ્યાન–ભક્તિ–યોગ) કરવી, તેથી ચિત્તના વિક્ષેપનો નાશ થશે.—આમ થયા પછી વિવેક કરવાની બુદ્ધિ પ્રાપ્ત થશે. એટલે સત્સંગ કરી વિવેક સંપાદન કરવો, તેથી સાચો વૈરાગ્ય ઉત્પન્ન થશે (વર્ત્તમાનમાં ઘણા સાધુ લોકો દેખાદેખી વા બહેકાવાથી વા અજ્ઞાનતાથી, અથવા કમાઇ ખાવાની અયોગ્યતાથી,

કિંવા પ્રમાદ વૃદ્ધિથી, વા તો હરામ હાડકા હોવાથી, અથવા કીર્તિ પ્રતિષ્ઠાના લોભથી વેરાગી બને છે તે વૈરાગ્ય નથી, અહેકે તેવા વૈરાગ્યનું એ પરિણામ આવે છે કે પોતે દુઃખ પામે છે અને બીજાને ભારરૂપ થાય છે, તથા બીજાને ઠગવાનો અવસર મેળવે છે. ઇ. ટુંકામાં વિવેક વિનાનો દંભી, સ્મશાનિયો વૈરાગ્ય નકામો છે.) પછી વૈરાગ્ય રક્ષા માટે ઉપર લખેલ (પ્રકરણ ૧ પ્રમાણે) શમાદિ ષટ સંપત્તિ જોઇએ. આટલાં સાધન થતાં મોક્ષ પ્રાપ્તિનો અધિકારી થાય છે. તે પછી પહેલાં પ્રકરણમાં લખ્યા પ્રમાણે શ્રવણાદિ કરવા તેથી સંશય ભ્રાંતિ નિવૃત્તિપૂર્વક યથાર્થ જ્ઞાન પ્રાપ્ત થશે. એટલે ઇશ્વર જ્ઞાન પ્રાપ્ત થતાં જીવતાંજ પરમપદ પ્રાપ્ત થશે. પછી વિજ્ઞાન અભ્યાસથી જીવન્મુક્તિ, વિદેહમુક્તિ ત્હેને હોયજ.

વળી નીચે લખેલી ચાર બાબત પ્રાપ્ત ન થાય ત્યાં સુધી પરજ્ઞાન પ્રાપ્ત થઇ શકતું નથી. એટલે ચારે બાબત જ્ઞાન પ્રાપ્તિમાં સહકારી છે.

૧ સ્વકૃપા—એટલે સંસારથી વૈરાગ્ય ધારીને લોક વગેરે તરફનાં વિઘ્ન ઉલંઘન કરીને મોક્ષ પ્રાપ્તિની ઉત્કંઠા—જીજ્ઞાસા સાધવી. ૨ દૈવ કૃપા—પૂર્વ અને હાલનાં કર્મ શ્રેષ્ટ હોય, નિષ્કામતાનો સ્વભાવ હોય ૩ ગુરૂકૃપા—શિષ્યને અધિકારી જોઇને ત્હેનો ઉપકાર, શ્રેય કરવાને ઇચ્છે અથવા ત્હેને અધિકાર પ્રમાણે શિક્ષાનું દાન કરે. ૪ વિદ્યા—બુધ્ધિ—કૃપા—અધિકારી, શાસ્ત્ર અને ગુરૂ વચન સાંભળીને સમજી શકતો હોય. જ્યાં સુધી એ ચારે કૃપા એકત્ર ન થાય ત્યાં સુધી ઇષ્ટ પ્રાપ્ત થવાનું નથી.

ઉપરોક્ત સાધનવડે ઇશ્વર પ્રાપ્તિ થઇ શકે છે. પણ વિદ્યા બુધ્ધિ અને સાધન વિના જે કોઇ આંખ બંધ કરીને બેસે છે, અને રામગટાગટ—લીપસી પુરી કરે છે અથવા તંબુરા લઇને હું...હા ...કરે છે, રાસ કરે છે, કપટ મૌન ધારે છે, પંચધુણી તાપે છે તથા બાણુસજ્જા ઇત્યાદિ સેવે છે, તે ફક્ત અજ્ઞાનતા યા ઠગપણું તમોગુણી તપ, છે. તેમ કરવાથી ખરૂં ઇષ્ટ પ્રાપ્ત થાય તેમ નથી.

વળી—યથાર્થ જ્ઞાન (જીવ, ઇશ્વર, માયાનું જ્ઞાન) ન થવાના ચાર મોટા પ્રતિબંધ છેઃ—૧ મંદબુદ્ધિ. ૨ કુતર્ક એટલે પોતાના

જુઠા પક્ષ માટે પણ તાણ કરવી અને અસંભવ તથા .નપરાત વાતો અડાડવી. ૩ કુસંગ, એટલે મૂઢ, અભણુ, મુર્ખ, દુષ્ટ, દુરાચારી, ઢોંગી વગેરેનો સંગ રાખવો અને કુકર્મમાં પ્રવૃત્તિ થવી. ૪ વિષયાસકિત એટલે પદાર્થોમાં મનની આસક્તિ રહેવી (કુશંકા વગેરે પણ પ્રતિબંધક થઇ પડે છે.)

એ ચારે પ્રતિબંધ ન ટાળીયે અને કૃપા ન મેળવીએ ત્યાં સુધી મોક્ષ—સુખનું મુખ્ય સાધન જે યથાર્થ જ્ઞાન તે મળવું સંભવતુંજ નથી.

ઘ

## ( સોળ સંસ્કાર. )

મહાઋષીઓએ મનુષ્યોને વ્યવહારીક અને પારમાર્થિક સુખ પ્રાપ્ત કરવા માટે સોળ સંસ્કાર નિયોજિત કર્યા છે. તે પ્રમાણે કોઇ સંસ્કાર શુદ્ધ થઇ ધર્મપૂર્વક વર્તન રાખે તો ત્હેને ઘણું સુખ થશે. જો કે આ સોળ સંસ્કાર સંબન્ધી કેટલોક મતભેદ છે પણ સાર એકજ છે; તેમજ પૂર્વ મીમાંસામાં ૪૮ સંસ્કાર લખ્યા છે, છતાં પણ અહીં ટુંકમાં એક ક્રમ ઉદ્દેશ માત્ર લખીએ છીએ. (કારણ સંસ્કારોનું શાસ્ત્રીય જ્ઞાન (સાયન્સ) ઘણું સૂક્ષ્મ અને વિસ્તારી છે.

ગર્ભાધાન—ઋતુ દર્શનના ચાર દિવસ પછી ગૃહસ્થ બ્રહ્મચર્ય ( જુઓ પ્ર. ૨ અંક ૨૬ ) પ્રમાણે વિર્યદાન દેવું.

૨ પુંસવન—ત્રીજા માસમાં સંબંધીઓની સમક્ષ હવન આદિ કર્મ કરવું અને વિર્યનું પરાક્રમ વૈધારવા સારૂ સ્ત્રીને—કોયલા માટી નહીં—પણ મેવા વગેરે શ્રેષ્ટ પદાર્થ ખવરાવવા.

૩ સીમંત—છઠ્ઠા અથવા આઠમાં માસમાં સ્ત્રીના પીયર સાસરીયાની સમક્ષ હવન વગેરે ક્રિયા કરવી તે. ( વર્તમાનમાં મૂળ વાત મુકીને જે પાખંડ વધી પડયું છે તે ન કરવું ).

૪ જાતકર્મ—બાળકનો જન્મ થયા પછી ત્હેનો બાપ અગર બીજો ( સૂયાણી વગેરે ) હુશીઆર મનુષ્ય નાળ છેદન કરે અને મધ, ઘી અને બીજી ઔષધિની ગળથૂથી બાળકને પાય; ને પછી

તરતજ ત્હેના હાથ, પગ, ગળું વગેરે અવયવોને સારી પેઠે સાફ કરીને દુરસ્ત બનાવે; માથાના પાછલા ભાગને દબાવવો નહીં, પણ આગળથી લલાટને ચુડીઉતાર કરવું; જનનીની ઔષધિ વગેરેથી પૂર્ણ રક્ષા કરવી ઇત્યાદિ.

૫ **નામકરણ**—લોક સાક્ષીપૂર્વક બાળકનું અમુક નામ પાડવું અને તેનો જન્મ–ઇષ્ટ લખીને તેમાં તે નામ દાખલ કરી રાખવું.

૬ **નિષ્ક્રમણ**—ચાર માસનું બાળક થાય ત્યારે ત્હેને અનુકૂળ હવા ઋતુ જોઇ ઘરની બ્હાર કાઢવું તે.

૭ **અન્નસ્પર્શ** (અન્નપ્રાશન) સાતમે માસે બાળકને અન્ન ખવરાવવાનો પ્રારંભ કરવો તે.

૮ **ચોલકર્મ**—બીજે ત્રીજે અથવા પાંચમે વર્ષે બાળકના વાળ ઉતરાવવા.

૯ **ઉપનયન**—આઠમા વર્ષમાં વેદોક્ત હવનાદિ કરીને વિદ્યાર્થિનું ચિન્હ આપવું [એટલે જનોઇ].

૧૦ થી ૧૨–**ચારવ્રત**–વિદ્યાર્થિ બનાવીને ગુરૂ પાસે અધ્યયન માટે મોકલવું. ગુરૂએ ગાયત્રી સંધ્યા, વગેરે શીખવી; વિદ્યાભ્યાસ કરાવવો; વિદ્યાર્થીએ બ્રહ્મચર્ય (અષ્ટ મૈથુન રહિત) પાળવું; સત્યભાષણ અને સંધ્યાદિ કર્મ કરવાં. એવી રીતે ૨૫ વર્ષ સુધી ગુરૂ પાસે રહીને વિદ્યા અને ગુણ પ્રાપ્ત કરવાં–ઇત્યાદિ.

૧૩ **સમાવર્ત્તન**—ધર્મશાસ્ત્ર વિદ્યા વગેરેનું જ્ઞાન પ્રાપ્ત કરીને ત્હેની યોગ્યતા સંપાદન કરી ગુરૂની આજ્ઞા લઇને પોતાને ઘેર આવવું. અને સમાજ મંડળ ત્હેને સત્કારપૂર્વક લાવે તે.

**વિવાહ**—શાસ્ત્ર અને લોકમર્યાદા પ્રમાણે શુભ ગુણસંપન્ન, ભણેલી, લાવણ્યવતી પરીક્ષિત કન્યાની સાથે પરસ્પરની સમ્મતિથી વિવાહ કરવો. એ કાળે ઓછામાં ઓછી કન્યાની ૧૫ અને વરની ૨૨ વર્ષની ઉમર હોવી જોઇએ.

૧૫ **પંચમહાયજ્ઞ**–(જુઓ પ્રકરણ અંક ૧૭) એમાં ઉદ્યમ વગેરે ઘણી બાબતોનો સમાવેશ થાય છે.

૧૬ અંત્યેષ્ટિ કર્મ (નરમેધ)—એટલે મૃત્યુ બાદ પછી શબના શરીરને સુગંધી ઘી વગેરે દ્રવ્યોથી ઓપચારિત કરી (ભીંજવી) કાષ્ટમાં બાળવું—આ પછી તેનો બીજો સંસ્કાર થતોજ નથી.

*મજકુર સંસ્કારો જો ક્રિયા ક્રમ સહિત જાણવા-વર્તવા ઇચ્છતા હો તો 'સંસ્કારવિધી' નામનો ભાષા ટીકા સહિત પ્રસિધ્ધ ગ્રન્થ છે તે જુઓ. અને "સંસ્કાર ભાસ્કર" વિચારો.

## ૬ (શિક્ષા) વચનો.

૧ ઉદ્દેશ, લક્ષણ, પરીક્ષા વિના કોઇ વાત માનવી નહીં.

૨ ઉપર જે જે લક્ષણો કહ્યાં છે તે પ્રમાણે પરીક્ષા કરીને વર્ત્તશો તો બીજાથી છેતરાશો નહીં.

૩ દરરોજ નિયત વખત પ્રમાણે નિયમસર વર્તવું; યથાઃ—રાત–દિવસના ૨૪ કલાક થાય છે; તેમાં સૂર્યોદય પહેલાં ૧ કલાક વહેલા ઉઠવું અને પોતાની સ્થિતિ અનુસાર કામના વખત બાંધવા; જેમકે શૌચ, દાતણ, સ્નાનનો ૦॥ કલાક; સંધ્યાવંદનાદિ નિત્ય નિયમમાં ૧ કલાક; બે વખત જમવામાં ૦॥ કલાક; પોતાના ધંધા રોજગારના કામમાં ૭ કલાક; ઘર કામમાં ૧ કલાક; મોજ મજા તથા હવા ખાવાનો ૧ કલાક; વિદ્વાન મહાત્માના સંગનો ૧॥ કલાક; જે સાંભળ્યું હોય તેનો એકાન્તમાં બેસી વિચાર કરવાનો ૧ કલાક; પરમાર્થવિદ્યા, વ્યવહારવિદ્યા, ધર્મ, નીતિ અને હુન્નરના ગ્રંથનો પાઠ કરવાનો એક કલાક; પોતાના ગુણ અને દુર્ગુણનો વિચાર કરવામાં ૦॥ કલાક; એકાંતમાં બેસીને સર્વ કામોથી નિવૃત્ત થઇ ધ્યાન કરવાનો ૧ કલાક, ઉદ્યમી, હુન્નરી અને દેશહિતેચ્છુનો સંગ કરવામાં એક કલાક; સુવાના ૭ વા ૬ કલાક. વગેરે. આવી રીતે નિયમ બાંધીને ચાલવાથી ઘણો લાભ થશે, કારણકે થોડો થોડો નિત્યનો અભ્યાસ ઘણો થઇ પડે છે. આ વખતમાં ન્યૂનાધિક કરવું તે પ્રત્યેકની પોતપોતાની સ્થિતિ, ઉમર, અને ઋતુપર આધાર રાખે છે.

૪ શયન સમયે એક રોજનીશીમાં દિવસના પોતાના સઘળાં દુષ્કર્મો, વિચારો વગેરે લખવાં, અને જે દુષ્કર્મ થયું હોય તેવું ફરીથી ન કરવાની પ્રતિજ્ઞા કરવી. જેમકે આજ દસ વખત જૂઠું બોલ્યો (વીગત લખવી) અને હવે નહિં બોલીશ એમ પ્રતિજ્ઞા કરવી. આવી રીતે કરવાથી દુર્ગુણ ધીમે ધીમે છૂટી જશે. એ ડાયરી સાંકેતિક પદોમાં હોવી જોઇએ અને કોઇ નહી જોઇ શકે એવી રીતે ગુપ્ત રાખવી.

૫ કામદેવને વશ કરવાના ઉપાય એ છે કેઃ—૧ સ્ત્રી સંગનો અતિ અભ્યાસ ન કરવો, કારણકે જેમ જેમ વધારે અભ્યાસ રાખશો તેમ તેમ આ વિષય વધશે અને જો રોકશો તો અટકશે; (જો ગૃહસ્થ હોય તો નિયમિત રીતે સ્વસ્ત્રીસંગ કરવો) ૨ વાળા ગ્રંથ ન વાંચવા તથા ન સાંભળવા તેમ વ્યભિચારીનો સંગ પણ ન રાખવો. ૩ વૈરાગ્યશતક, વગેરે ગ્રંથનો વારંવાર પાઠ કરવો. ૪ મુગદળ વગેરેથી કસરત કરતા રહેવું. ૫ પરમેશ્વરમાં પ્રીતિ રાખવી. ૬ આપણી બ્હેન અને સ્ત્રીને કોઇ કુદ્દષ્ટિથી જુએ તો, જેમ આપણને દુઃખ થાય છે, તેવીજ રીતે બીજાની બ્હેન અને સ્ત્રીના સંબંધમાં યોજી લેવું. ૭ વિવેક રાખવો—નિતી વિચારવી—વસ્તુ વિચાર (છે શું? ઇત્યાદિ) કરવો. ૮ સ્ત્રીના શરીરમાં મળ મૂત્ર વગેરેનો વિચાર કરવો. ૯ એકાંતમાં સ્ત્રી સંગ ન રાખવો. ૧૦ મનમાં જ્યારે સંસ્કાર સ્ફુરે ત્યારે તરત ચાર માણસમાં વાતો કરવા બેસી જવું, અથવા કોઇ ગ્રન્થ લઇ વાંચવો. ૧૧ સ્ત્રીના શરીરપર એકવાર દૃષ્ટિ સ્વાભાવિક પડે છે પણ બીજી વખત ન નાંખવી, એટલે પોતાનું મ્હોં ફેરવવું—અથવા નીચી દૃષ્ટિ કરી લેવી—આ ઘણો મોટો ઉપાય સમજવો. ૧૨ લોક, રાજ્ય, જાતિ અને પ્રતિષ્ઠા ભંગનો ભય વારંવાર યાદ રાખવો. ૧૩ ઇશ્વરને અંતર્યામી—દંડદાઇ સમજવો. ૧૪ શરીર હાનીનો વિચાર કરવો. ૧૪ વિદ્યા અને ધનની હાની અને રોગની ઉત્પત્તિનો ધ્યાનમાં રાખવું. અને નીચેની કવિતા અગર એવા ભાવાર્થનું કંઇ કંઠસ્થ કરી સ્મરણ કરતાં રહેવું.

" કવિત.

કાયાહુસે કામ જાત, ગાંઠહુસે દામ જાત,<br>
નારહુસે નેહ જાત, રૂપ જાત અંગસે;

ઉત્તમ સબ કર્મ જાત, કુલકો સબ ધર્મ જાત,<br>
ગુરૂજનકી શર્મ જાત, મદનકે ઉમંગસે;

રાજરંગ રીત જાત, જગતમેં પ્રતીત જાત,<br>
ઇશ્વરસું પ્રીત જાત, અપને ચિતભંગસે;

જપતપકી આશ જાત, સુરપુરકો વાસ જાત,<br>
શાસ્ત્રકો અભ્યાસ જાત, પરનારીકે સંગસે.

૧૬ તે વખતે કાંઇ પણ કામ રોકવાના સાધન ન મળે તો ૨૫ દંડ અવશ્ય પિલવા એટલે તુરત કામદેવ દબાઇ જશે. ૧૭ અને બહુજ કામાંધપણું હોય તો વ્રત–ઉપવાસ કરવાનો અભ્યાસ કરવો.

૬ ક્રોધ વશ કરવાના ઉપાય એ છે કે:—

(૧) પ્રથમ તો ક્રોધ થવાનાં કારણજ ન થવાં દેવાં—એટલે વાદવિવાદ, ઘમંડ (ધન વગેરેની મગરૂરી), મશ્કરી, ચુગલી, દુર્જનતા, અભિમાન, એક વાતને વારંવાર પૂછવી, નિર્દયતા, અનીતિ, (પરની વસ્તુ–જર, જોરૂ અને જમીન હરી લેવી), મનમુખી થવું, છળ–કપટથી કોઇમાં પ્રેમ રાખવો, નિરઅપરાધિ જીવોને મારવા, વિના પ્રયોજન સ્ત્રી વગેરેપર સત્તા રાખવી; બીજાનું સારૂં કામ થતાં પણ તેને બુરૂં કહેવું—એટલી વાતોથી ક્રોધ થાય છે, માટે ત્હેનો ત્યાગ કરવો.

(૨) ક્રોધ ઉત્પન્ન થતી વખતે સોથી એક સુધી ઉલટું (૧૦૦–૯૯–૯૮ વગેરે) ગણવું, તે વખતે બેઠા હોય તો સુઇ જવું, અને ઉભા હોય તો ચાલવા માંડવું—એટલે કે, ક્રિયા બદલવી; મકાનમાં તાળું વાસીને સુઇ જવું, ચાલતા વિષયને મુકીને બીજાં મનોરાજ્ય કરવામાં પ્રવૃત્ત થવું અને આગલા મનુષ્યની સ્તુતિ કરવા માંડવી. એમ કરતાં પણ શાંત ન થાય તો પેટ ફુલે એટલું પાણી પી લેવું.

૭ લોભ–મનુષ્ય જાતિના કામાદિ ષડ રિપુમાં લોભ પણ મોટો શત્રુ કહેવાય છે (છેજ) કારણ કે તે પાપ અને અનીતિ થવાનું મૂળ છે. ત્હેને વશ રાખવાના આ ઉપાય છેઃ—

૧ સત્ય બોલવાની અને ધર્મ ન છોડવાની પ્રતિજ્ઞા ચાર માણસોમાં કરી લેવી; વૈરાગ્ય અને નીતિના ગ્રંથ વાંચવા; સત્પુરૂષોનો સંગ કરવો; નિષ્કામ કર્મ કરવાનો સ્વભાવ રાખવો; સંતોષનું શસ્ત્ર પાસે રાખવું; મન કહે તે પ્રમાણે ધનસંચય–વિષય માટે ન કરવો, પણ તેનાથી ઉલટું ચાલવું; છળ, કપટ અને અધર્મ આ ત્રણેનો ત્યાગ કરવો.

૨ બ્રહ્મચર્ય પાલન:—ઉપાય વિશેષે લીધા વિના વીર્ય રક્ષા (બ્રહ્મચર્ય) થઇ શકતી નથી; કારણ કે શરીર પરિમાણથી વિશેષ વીર્ય હોય, તો, ત્હેનો વ્યય થાયજ, એ કુદરતી નિયમ છે. જેમ વીર્યને ગેર રસ્તે (પરસ્ત્રીગમન, કુમૈથુન, કુસંગ, કુચેષ્ટા—કુદર્શન—કુશ્રવણ—કુભક્ષણ કુસ્પર્શન, કુટેવ, કુમનન વગેરે) વ્યય કરનાર મૂર્ખ અને દુ:ખનો પાત્ર હોય છે, તેમ જે બ્રહ્મચર્ય પાલન માટે ગાંજા વગેરે માદક પદાર્થનું સેવન કરે છે વા ઉપવાસ કરે છે, તે પણ મૂર્ખ સમજવા. કારણ કે એમ કરવાથી વીર્ય બુધ્ધિનું રક્ષણ થતું નથી, બલ્કે તે નષ્ટ થાય છે. તેથી અત્રે બ્રહ્મચર્ય પાલનના ઉપાય સંક્ષેપમાં કહિયે છીએ:—

દંડ, મગદળ વગેરેથી ખૂબ કસરત કરવી, વિદ્યાભ્યાસમાં મંડયા રહેવું; નવરા ન રહેવું; અષ્ટ મૈથુનનો ત્યાગ કરવો. [જુઓ ઉ. ૫૬ અને પ્ર૦ ૩] રાત્રિએ વસ્તીમાં એકાંતે ન સુવું તથા ગૃહસ્થના ઘરમાં એકલા ન જવું; છોકરાંઓમાં મ્હોટા પુરૂષના સાથ વિના ન રહેવું; રાત્રિએ મ્હોટા માણસ પાસે સુવું પણ એકલુ ન સુવું—વગેરે.

૯ પોતાના સંતાનને વિદ્યાભ્યાસ કરાવવો—એટલે કે પદાર્થ, તત્વ, વ્યાકરણ પિંગલ, કોષ, ગણિત, ખગોળ, ભૂગોળ, રસાયણ, વૈદ્યક, શિલ્પ, વનસ્પતિ, ભૂસ્તર, ઇતિહાસ, સૃષ્ટિ, ખનિજ, વાયુ, જળ, અગ્નિ, પાણીમાં તરવું, વિજળી, આકર્ષણ, ગાયન, ધર્મ, તર્ક, યોગ, અદબ, ખેતિ, મનુષ્યપરીક્ષા, તંત્રવિદ્યા, (ઇંદ્રજાળ) કામવ્યહાવર, વ્યાપાર, નીતિ, રાજ્ય, સૈના, અશ્વ, ન્યાય, સ્વરોદય અને ત્હેનો આધિકાર પ્રાપ્ત થાય ત્યારે બ્રહ્મવિદ્યા,—ત્હેની બુધ્ધિ અને અધિકાર પ્રમાણે પૂર્ણ શિખવવી, તેમાં ચૂકવું નહિ.

૧૦ હુન્નર—કોઇ પણ જાતનો હુન્નર એવો શિખવવો કે, જેથી બીજાને આધીન ન રહેતાં સ્વત: ભરણ—પોષણ કરી શકે,—જેમ કે વકીલાત, ઇજનેરી, ભરવું, સીવવું, ચાંદી લોઢાંનું કામ વગેરે,

૧૧ વિદ્યા, હુન્નર, ખેતી, વ્યાપાર અને નોકરી એ પાંચ ઉદ્યમ ક્રમે કરીને શ્રેષ્ઠ સમજવા કે—જેથી પોતાનું અને કુટુંબનું

ભરણ-પોષણ થાય છે, પણ કુવૃત્તિ ન કરવી—એટલે કે સ્વાંગ ધારણ કરવો [બહુરૂપી થવું]; ભિક્ષા માંગી ખાવી, છળ, કપટ અને પાખંડ કરવાં, દાન લેવું, જુઠી ઠગાઇ અને ખુશામત કરીને અર્થ સંચય કરવો, અધર્મ તથા અન્યાય કરી લેવું, જુઠા નિરૂપયોગી ચમત્કાર દેખાડીને ઠગવું-ઇત્યાદિ કર્મ, કુવૃત્તિ કહેવાય છે, માટે તે ન કરવાં. **અને જેમાં આપણો આત્મા વેચવો પડે એવા અધર્મી કે દુષ્ટ રાજ્યની નોકરી કે સહકાર કરવાં નહીં.**

૧૨. વેદાભ્યાસ, સંધ્યા, ગાયત્રિ અને હવનનો શુદ્ર (મૂઢ) * સિવાય સર્વને અધિકાર છે; માટે બનતા સુધી અવશ્ય કરવાં.

૧૩ પોતાના ધર્મ (ગુણ-કર્મ-સ્વભાવાનુસાર વા વિદ્વાનોને જે પદવી આપી હોય તે) અનુસાર કામ કરવું, પણ બીજાની પદવી [ધર્મ] પ્રમાણે કરવા જશો તો ફળ ન થતાં ઉલટો કલેશ પામશો, જેમ કે બ્રાહ્મણ ગુણ ધારણ કરેલો પુરૂષ ક્ષત્રી વા વૈશ્યના કર્મ કરવા જશે તો તેને યથાર્થ ફળ નહીં થાય. બલ્કે દુઃખી થશે.

૧૪ સર્વ કર્મથી પુરુષાર્થનેજ બલિષ્ટ જાણીને કામના અંત સુધી પુરૂષાર્થ કર્યા કરવો. હિમ્મત હારવી નહીં.

૧૫ કદી પણ આળસ ન રાખવું—જો આળસ હોય તો તેના વિરૂદ્ધ-રોગ ન થાય એવી રીતે શરીરને કષ્ટ આપવું. જેમકે, સ્નાન કરવામાં આળસ થાય તો ટાઢા પાણીથી નહાવું. ઇત્યાદિ.

૧૬ મૃત્યુ અને ઇશ્વરને ઓછાંમાં ઓછાં રાત્રિ દિવસમાં ચાર વખત યાદ કરવાં—એનાં ઉત્તમ ફલોનું, વિવેચન ગ્રંથ વિસ્તારના ભયને લીધે વિશેષ ન કરતાં આટલુંજ બસ છે કે આમ કરવાથી અધર્મ, દુરાચાર અને આલસથી મુકત થઇ ઉત્તમ પુરૂષાર્થી થઇ શકશો, અને ઉભયલોક સંપાદન થવાના પાત્ર થશો. ઇત્યાદિ ઘણા લાભ છે.

---

* કુદરતના તરફથી જેને મગજની બક્ષિસ નથી, તેવો પુરૂષ વેદાદિ શિખવા અને વિજ્ઞાન શાસ્ત્રીય કર્મ કરવામાં લાચાર હોય છે, માટે તેવાને એટલે શુદ્રને મજકુર વિદ્યાનો અનધિકારી માનેલ છે. જે શરીરમાં તે શીખવાની યોગ્યતા હોય તે શુદ્ર નથી, એમ જાણવું.

૧૭ યથા શક્તિ દાન કરવું. (જુઓ પ્ર. ૨ અંક ૧૩).

૧૮ વેદ, રાજ્ય અને લોકમર્યાદા વિરૂદ્ધ ન ચાલવું. જો કદાપિ રાજ્ય અને લોકનીતિમાં અધર્મ થતો હોય તો, આપણે યુકિતથી બચવું કે ઉપેક્ષા કરવી.

૧૯ માદક પદાર્થ (દારૂ વગેરે), દુષ્ટવ્યસન (જેવાં કે–જુગાર, ચોપાટ અને ગંજીફો વગેરે) તથા અભક્ષ્ય સડેલ અન્ન, માંસ વગેરેનો ત્યાગ કરવો.

૨૦ કામવ્યસન અને ક્રોધવ્યસન (જુઓ પ્ર. ૨ અંક ૨૯) ન કરવાં–અયોગ્ય, મિથ્યા, અસંભવ અને અનુચિત સંકલ્પ રોકવા, અને કદાચ જો થાય તો તુરત હિતોપદેશાદિ પુસ્તક વાંચવા મંડી જવું.

૨૧ સર્વની સાથે પ્રેમ અને યથાયોગ્ય સમતા રાખવી દ્વેષ; અને ફુટ (બેના વચ્ચે હાની કારક મતભેદ વા વિરોધ) ન કરવાં તથા બને ત્યાં સુધી બીજાને તેમ ન કરવા દેવા વા ન કરે એવો ઉપદેશ કરવો.

૨૨ જેમ બને તેમ સંપ વધારવો અને સંપ કરવા ઉપદેશ કરવો.

૨૩ આપણાં અને બીજાનાં તન, મન, ધન, આબરૂની તથા રાજ્ય અને સત્તાની યથાશક્તિ ઉન્નત ઇચ્છવી અને કરવી.

૨૪ નિષ્ફલ કર્મ (મંત્ર ભૂત કીમીયા વગેરે) માં ધન અને સમય ન ગુમાવવો.

૨૫ નિષ્ફળ અને કુવ્યય (ખર્ચ) ન કરવો.

૨૬ જો રૂઢી ખરાબ પડી ગઇ હોય તો, તેને નિવૃત્ત કરવાના ઉપાય લેવા અને દરેકને યુક્તિથી સમજાવવું.

૨૭ કોઇ મલીન–નીચ અને દુષ્ટ પુરૂષનો સંગ ન કરવો.

૨૮ કોઇનું ઉચ્છિષ્ટ ન ખાવું તથા ન ખવરાવવું; જેમકે, ગુરૂ અને સાધુ વગેરેનું ચરણામૃત અને એંઠું ખાવાનો રીવાજ છે; તે ખોટો છે. એ રીવાજ બંધ કરવાના ઉપાય લેવા.

૨૯ જો ગુરૂ, ઉપદેશક અને અતિથિ આપણે ઘેર પધાર્યા હોય તો તેને આદર સત્કાર કરી બેસાડવા અને પગ ધોવરાવી

પાણી નાંખી દેવું; અને ભોજન, વસ્ત્રથી તૃપ્ત કરી ઉપદેશ સાંભળવો, અથવા પ્રશ્નો કરવા. ઉત્તર સાંભળી શંકા સમાધાન કરી સત્ય ખોળવું.

૩૦ જર, જમીન અને જોરૂ એ કજીઆનાં ઘર છે, માટે ત્હેનો ન્યાયથી ઉપયોગ લેવો, પણ ગેરઉપયોગ કરવો નહીં.

૩૧ મા. બાપ, ભાઇ, કાકા, સગા-સંબંધી નોકર, ચાકર, રાજા અને પ્રજાના જે હક છે તેને તોડવા નહીં, ને તોડશો તો છેવટે દુઃખ પામશો.

૩૨ જ્યારે એક બીજામાં લેણુ-દેણુ યા જાયદાદમાં કાંઇ વાંધો પડે યા લડાઇ થાય તો, પરસ્પરમાં પંચ કરીને સમજી જવું, પરન્તુ રાજ્ય અદાલતમાં ભૂલે ચુકે પણ જવું નહીં, નહીંતો બન્ને લુટાશો.

૩૩ બ્રહ્મચર્ય પૂર્વક વિદ્યા ભણવી. વર્તમાન કાળમાં સારસ્વત-ચન્દ્રિકા, કૌમુદિ વગેરે ભણાવવાની જે પ્રથા ચાલે છે તેથી લાંબી ઉમર વ્યય કરતાં છતાં પણ વધારે લાભ થતો નથી, માટે પ્રાચીન મહર્ષિઓની જે રીત છે તે પ્રમાણે વિદ્યાભ્યાસ કરવો. એટલે કે ૧૮ વર્ષમાં તમામ વિદ્યા સંપાદન થઇ શકે છે. જેમ કે પ્રથમ અક્ષરના શુધ્ધ ઉચ્ચાર શિખવવા, પાણિનિકૃત અષ્ટાધ્યાયી કંઠ કરાવવી (એ આઠ વર્ષની ઉમ્મરમાં થઇ શકે છે); પછી અષ્ટાધ્યાયીનાં પદ, પદચ્છેદ ભાવ વગેરે ભણાવવા; પછી ધાતુપાઠ, ઉણાદિ પાઠ ભણાવવા; તે પછી મહાભાષ્ય સહિત અષ્ટાધ્યાયી ભણાવવી, પ્રયોગ શિખવવા, યાસ્કમુનિકૃત કોષ ભણાવવો; પિંગળ, મનુસ્મૃતિ, વાલ્મીકિ રામાયણ, વિદુરનીતિ અને બીજા નીતિના ગ્રંથો-પદ, પદચ્છેદ, વિશેષ્ય વિશેષણ, જુદાં જુદાં કરીને ભણાવવાં; પછી શબર મુનિકૃત વ્યાખ્યા સહિત પૂર્વમીમાંસા, પછી વ્યાખ્યાત સહિત વૈશેષિક, પછી વાત્સાયનમુનિ કૃત ભાષ્ય સહિત ન્યાય દર્શન, પછી વ્યાસમુનિ કૃત ભાષ્ય સહિત પતંજલી સુત્ર, પછી ભાગુરિમુનિકૃત ભાષ્ય સહિત સાંખ્ય, પછી મૂળ દશ ઉપનિષદ્, પછી બોદ્ધાયનકૃત વૃત્તિ સહિત વેદાંત સુત્ર-બ્રહ્મસુત્ર ભણાવવાં; પછી ચાર બ્રાહ્મણગ્રંથ તે સાથેજ ભણાવવા; પછી ઉપવેદ ( આયુર, ધનુર, ગંધર્વ અને અર્થવેદ ) ભણાવવા ( આ ચારે ઉપવેદોમાં કળા, કૌશલ્ય વગેરે

ઘણાં વિદ્યાઓ છે ); પછી જ્યોતિષવિદ્યા ભણાવવી ( એમાં સવ પ્રકારની ગણિત અને ખગોળ, ભૂગોળવિદ્યા પણ આવે છે); પછી ઇતિહાસવિદ્યા ભણાવવી; પછી ભણેલી વિદ્યાની ક્રિયામાં જે પરીક્ષા રહી હોય તે પૂરી કરાવવી—એવી રીતે ૨૫ કે ૩૦ વર્ષની ઉમર સુધીમાં પૂર્ણ વિદ્વાન થઇ જાય છે. એ વિદ્યા હાલમાં એકજ પાસે નથી, પણ કોઇ પાસે કોઇ, તો કોઇ પાસે બીજી એ પ્રકારે ઘણાં પાસે છે; અને સંસ્કૃત શિવાય બીજી ભાષા ભણાવવી હોય તો, તે ભાષાના વિદ્વાનને તેનું ધોરણ પુછવું, અને તે, જે સુગમ ઉપાય બતાવે તે પ્રમાણે કરવું; (સ્પષ્ટ ક્રમ જોવો હોય તો, સત્યાર્થપ્રકાશ ગ્રન્થમાં જોવું, અહીં તો સંક્ષેપમાં લખ્યું છે),

૩૪ જ્યારે વિવાહ, કરવો હોય ત્યારે તમારે (કન્યાની) પોતે પરીક્ષા કરી અગર માતાપિતા દ્વારા પરીક્ષા કરાવીને મા બાપ વિના પોતે જાતે કમાવાને સમર્થ થયા હોય, ત્યારેજ વિવાહ કરવો એટલે સ્વ ઉપાર્જિત દ્રવ્યથી વિવાહ કરવો, પણ બાપની કમાઇથી ન કરવો.

૩૫ હજામ વા ગોરની તપાસ માત્રપર વિશ્વાસ ન રાખતાં વર કન્યાની આકૃતિ, ગુણકર્મ, સ્વભાવ, અને વિદ્યા વગેરેનો સંપૂર્ણ વિચાર કરી અનેક રીતે ચોકકસ કરીને વિવાહ કરવો અને પછી ઉપર કહ્યા પ્રમાણે ગૃહસ્થ બ્રહ્મચર્ય પાળવું.

૩૬ સ્રીને છુટ ન આપવી (સ્વાતંત્ર્યને હાની ન થતાં ઉચ્છૃખલ ન થવા દેવી) તથાપિ ત્હેને અયોગ્ય રીતે વિના પ્રયોજન દબાવવી પણ નહીં પણ પ્રેમથી ત્હેને રાજી રાખવી, બન્નેએ મળીને ઘરનું કામ કરવું, અભણ સ્રી હોય તો ભણાવવી, મૂઢ સ્રીઓમાંથી ભણેલી સ્રીઓ પોતાનું શીલવ્રત પાળી પતિની સેવા, સંતાનનું પાલન, ઘર કામ સાસુ સસરાની સેવા અને વૈદ્યક રીતીથી ભોજન—વગેરે કરીને અનેક સુખ આપી શકે છે, પણ મૂર્ખસ્રીથી નાનાં પ્રકારના દુઃખ થાય છે, એમ જાણવું.

૩૭ ગર્ભવતિની રક્ષા હવનાદિએ કરીને તથા વૈદ્યક રીતીથી કરવી, પરંતુ મંત્ર, જંત્ર, ગ્રહ વગેરેના પ્રપંચમાં ઠગાઇને દ્રવ્ય ન ખર્ચવું.

૩૮ બાળકને શીતળા વગેરે કોઇ પણ રોગ થાય તો, વૈદક રીતીથી ઉપાય કરવો, પણ શીતળા વગેરેની પુજા તથા મંત્ર, જંત્ર સિધ્ધિના પ્રપંચમાં દ્રવ્ય કાળનો વ્યય કરશોમાં.

૩૯ ઘણાખરા ખરાબ રિવાજો જે 'વર્ત્તમાનમાં ચાલુ છે (જુઓ અંક ૫૧) ત્હેનાથી બનતાં સુધી અલગ રહેવું ' એટલે તે ન કરવાં.

૪૦ જો વિવેક અને નીતિ સહિત વર્તાય અને ઉપયોગમાં લેવાય તો બુધ્ધિ, મન, ઇંદ્રિય, શરીર, ધન, સ્ત્રી, પુત્ર, મિત્ર, રાજ્ય (ઇત્યાદિ તમામ સંસાર) સુખનાં હેતુ છે. જો અવિવેક અને અનીતિથી વર્તાય અગર બેરઉપયોગમાં લેવાય તેજ દુઃખનાં કારણ છે. માટે પોતાના વર્તન અને તેના ઉપયોગમાં સાવચેતી રાખવી.

૪૧ માબાપની ત્હેના મરણ પર્યંત સેવા કરવીજ જોઇએ.

૪૨ ગુરૂનો અધિકાર માબાપથી પણ વધારે સમજવો.

૪૩ આપણાથી મોટા (મા, બાપ, ગુરૂ, આચાર્ય અને રાજા) પાસે ખાલી હાથે ન જવું.

૪૫ નિકૃષ્ટ સભામાં ન બેસવું અને કદાચ બેસવું પડે તો, તેના વિરૂધ્ધ ન બોલતાં ચુપ રહેવું.

૪૬ ખરાબ રૂઢીપર ન ચાલવું–જો આમજ સમજતા હો કે "મારા બાપ દાદા જેવા થયા (કરતા આવ્યા) તેમ મારે પણ થવું (કરવું) જોઇએ;" તો શું કોઇનો બાપ કાણો હોય તો, તેનો દીકરો કાણો થશે? બાપ ભીખ માગે તો, દીકરાએ પોતાનું ધન નાંખીને શું ભીખજ માંગવી? ના, એમ કોઇ કરતા નથી, માટે તેવી બેરસમજ મુકી સધ્ધર્મ અને નીતિનો રસ્તો પકડવો, ખરાબ–હાનીકારક રૂઢી છોડવી.

૪૭ પોતાના બાપની બડાઇ ઉપર ન રહેવું પણ પોતે સાર્વજનિક કામ કરવાં–પ્રતિષ્ઠા મેળવવી. તેજ તમને લાભકારી થવાની.

૪૮ ધર્મ પાળવો–ત્હેને કદાચિત ન છોડવો [જુઓ પ્ર. ૨ અંક ૩]

૪૯ પોતાના સ્વામીનું કદાચિત બુરૂં ન કરવું. તેમજ કોઇ સાથે વિશ્વાસઘાત ન કરવો.

૫૦ લાંચ કદી પણ ન લેવી અને અન્યાય તો નજ કરવો.

૫૧ કોઇ પણ બાબત હોય તે જોયા જાણ્યા વિના સાંભળવા માત્રથી તેનાપર પૂર્ણ વિશ્વાસ ન રાખવો. જેમ કે કોઇએ કહ્યું કે, હું બ્રહ્મ છું, હું ઇશ્વરનો દૂત છું, હું ઇશ્વરનો દીકરો છું, હું ઇશ્વરનો અવતાર છું, મારે ઘેર ઇશ્વર આવે છે, મારા ગુરૂ આવા તેવા છે, ઇત્યાદિ વાતો કહેવા કે સાંભળવા માત્રથી માનવા યોગ્ય નથી. બલ્કે ત્હેની પોતે પરીક્ષા કરવી અને બીજા પાસે કરાવવી જોઇએ. તે વિના માની બેસવું નહીં.

૫૨ જો તમે અશિક્ષિત હો તો મરણ સુધી હુન્નર શીખો અને જો ભણેલા હો તો જ્ઞાન અને હુન્નર મરણ પર્યંત વધારવાં, અને બીજાને શીખાડવાં.

૫૩ ખાધા પહેલાં અગર પછી તરત પાણી પીવું નહીં.

૫૪ ભૂખ વિના ખાવું નહીં અને ભુખ રાખી ખાવું.

૫૫ જો ઇન્દ્રિયો વશ ન હોય તો વ્રત કરવાથી થોડું ખાવું શ્રેષ્ઠ છે.

૫૬ સુતી વખત કફ પ્રકૃતિવાળાએ ઉનું પાણી પીવું અને પિત પ્રકૃતિવાળાએ સબ્હારમાં ઉઠતી વખત તુરત ટંડુ પાણી પીવું. આમ વર્તવાથી ઘણા લાભ થાય છે. પરંતુ એમ હમેશ કરવું હોય તો વૈદ્યની સલાહ લેવી.

૫૭ દસ્ત અને પીસાબની હાજતને રોકવી નહિ.

૫૮ રોજ બે માઇલ ફરવું ખરૂં.

**૫૯ જ્યાં સુધી બની શકે ત્યાં સુધી સ્વદેશી વસ્તુ વાપરવી, પરદેશી નહીં.**

૬૦ દહીં રોજ ન ખાવું.

૬૧ રોગ હાથીના બળથી આવે છે અને કીડીના વેગે જાય છે માટે ધૈર્ય રાખી ઉપચાર કરતા રહેવું,

૬૨ પોતાનીજ ઉન્નતિમા સંતુષ્ટ નહીં થવું એઇજો. કિંતુ પોતાના આર્ય ભાઇ તથા દેશના હિત–ઉન્નત્તિમાં યથાશકિત

તન-મન-ધનનો વ્યય કરવો જોઇએ; કેમકે તેમ કીધા વિના આપણી યથાયોગ્ય ઉન્નતિ થવાની નથી. જેમકે વર્તમાનમાં આર્ય સંતાન (હિંદુ) તન, મન, બુધ્ધિ, ધન, વિદ્યા, ધર્મ, સંપ અને સત્તા—એ બધેથી હીન થઇને દુઃખના ભોગ થઇ પડયા છે, ત્હેમના દુઃખો દૂર થઇને સુખ નહી મળે ત્યાં સુધી તમારે તમને ઉન્નતિમાં નહીં સમજવું. એટલે ત્હેમના દુઃખનિવારણ અને સુખ પ્રાપ્તિના ઉપાય યોજવા જોઇએજ.

૬૩ શિક્ષણ અને અનુભવ જ્યાં હોય ત્યાંથી લેવા. તે સંબંધી દેશ, કાલ સંપ્રદાય ધર્મ જાતિ વગેરે ભાવને લીધે અટકવું નહીં.

૬૪ કેટલાંક મનુષ્ય એવાં છે કે જે વસ્તુ તેને પ્રાપ્ત ન થાય ત્હેનો દોષ કહાડી પોતાની અશક્તિ ઢાંકે છે. તમારે તેવા ન થવું.

૬૫ કેટલાંક એવાં અધમ મનુષ્ય હોય છે કે તેને મદદ કરવાથી બે પરિણામ આવે છે. ૧ અયોગ્યને મદદ. ૨ તેની સાથના સંબધથી પોતાને ઉપજતું દુઃખ; કારણ કે ઉપકારપર અપકાર એ દુષ્ટનો જાતિસ્વભાવ છે.

૬૬ જેં સ્થિતિમાં ઇશ્વરે આપણને પેદા કર્યા તેને શ્રેષ્ઠ માની મોટાઇ મેળવવા જનાર ખાસડાં ખાય છે, તેને બંધન થઈ પડે છે, પરજાતિ તેનો તિરસ્કાર—મશ્કરી કરે છે અને સ્વજાતિ ભ્રષ્ટ માની અંગીકાર કરતી નથી.

૬૭ સારા વખતનો સંગ્રહ પ્રતિકૂળ વખતમાં કામ આવે છે.

૬૮ ઉપયોગ એજ કીંમત છે. વિદ્યાની પરીક્ષા અકલમંદ કરી શકે છે મુર્ખ કરી શકતો નથી.

૬૯ કેટલાક દુર્બળ એવા અભિમાની હોય છે કે પોતે સામા વાળાથી કમ તાકાત હોય છતાં બીજાનો જરા આશરો મળતાં તેના શત્રુની નિંદા મશ્કરી કરે છે તથા અશકિત બતાવે છે.

૭૦ દલીલનો લડવૈયો અને બીકણ બહાદુરી કરી શકતો નથી

૭૧ વિશેષ પ્રરિચય થતાં હલકો મનુષ્ય મોટાનું ઘટિત માન રાખતો નથી.

૭૨ જયથી હર્ષ અને પરાજયથી શોક કરવો એ મુર્ખત્વ છે કારણ કે સુખ પછી દુઃખ થાય છે એમ સમજે તે અકલમંદ છે। તે બન્ને વાતોને એમ નહીં સમજનાર દુઃખી થશે.

૭૩ જે ઉપકારને બદલે અપકાર કરે છે હેની તરફ દ્રવ્યનો નાશ થાય છે.

૭૪ યોગ્ય સાધનના ઉપયોગ વિના અને હમેશાં ઉદ્યોગ કર્યા વિના ધંધામા ફતેહ મળી શકતી નથી

૭૫ ઇશ્વરે આપેલાં કરતાં વધારે ઇચ્છાથી બીજાનો પદાર્થ લેવા જાય છે તે તેને મળતો નથી. પણ જે તેની પાસે છે તે પણ ખુવે છે. ટુંકામાં પ્રાપ્ત–સુખ–રોજગારને મુકી વિના વિચારે વધારે માટે દોડવું તે બેવકુફી છે.

૭૬ અસ્થિર મનુષ્યોને માટે એકે માર્ગ ભલો નથી.

૭૭ વ્યભિચાર એક ઘડીનું સુખ છે ખરૂં, પણ તમામ ઉમરનું દુઃખ છે એમ નકી જાણવું.

૭૮ જે હમેશાં દુઃખ ગણે તેજ દુઃખી, બીજા દુઃખી નથી એમ સમજવું.

૭૯ ઝાડ બીજાને ફસાવી જાણે છે પણ ઘણે ભાગે પછી પોતે ફસે છે.

૮૦ એક બીજા વિના કોઇનું કામ ચાલતું નથી, એ સ્પષ્ટ છે તોપણ જુવાનીયાને તો બીજાની અતિ આવશ્યકતા છે.

૮૧ દુઃખીયાના દુઃખથી દુઃખી થવું પોતાનું દુઃખ વધાર્યા બરાબર છે પણ તેના દુઃખની નિવૃતિની કોશીશ કરવી ઉત્તમ છે.

૮૨ નાના કામ માટે મોટાની મદદ માગવી એ મૂર્ખતા છે.

૮૩ જો ઉપકાર બદલે અપકાર મળે તોપણ હેને શિક્ષા ન આપવી.

૮૪ જે લોભ અને ઇર્ષ્યામાં ફસાય છે તે નુકસાન વેઠે છે.

૮૫ ચોર બીજાને લૂંટે છે એ વાત સાચી પણ એમ ન સમજવું કે તેને લુંટનાર નથી.

૮૬ બધાયે પોતપોતાના ધંધામાં સંતુષ્ટ રહેવું જોઈએ તો આગળ વધાશે.

૮૭ ગરીબ મોટાની બરાબરી કરે તો દુઃખ પામે.

૮૮ ધીરજ અને ગંભીરતા એ ઉતાવળ બેદરકારી અને અસ્થિરતાને હરાવે છે–હઠાવે છે.

૮૯ જેવી હો હોતવ્યતા (ભવિષ્ય) તેવી ઉપજે બુદ્ધ.

૯૦ દરેક વાતને બે બાજુ હોય છે. ઉત્તમ–મધ્યમ, લાભ–હાની તેમાંથી એક કબુલ કરતાં બન્નેનો વિચાર કરવો તે વધારે સારૂં છે,

૯૧ જોશો તો મુરખા તો પોતાના દોષ માનતા નથી પણ પોતાના કર્મના દોષ કહાડે છે.

૯૨ ડાહી સાસરે ન જાય અને ગાંડીને શીખામણ આપે.

૯૩ ઠગ અને લુચ્ચા લોકો પોતાની મધુર વાણીથી ઓળખાઇ જાય છે.

૯૪ જુઠા–લબાડ પર લોક વિશ્વાસ નજ રાખે.

૯૫ જે બીજાપર પોતાના સ્વાર્થ સારૂ હેત પ્રીતિ બતાવે છે એવા આદમીને બુદ્ધીમાન જાણી લઇ યુકિતથી દૂર રાખે છે.

૯૬ હલકા અને તુચ્છ, મેળ–ઝોળ તથા ઝુંટી લેવાનો વખત જાણે છે પણ મ્હોટા સમજુને તેને તિરસ્કારી મુકે છે.

૯૭ બોલે નહીં પણ બાળી મારે, નુકશાન કરે તે ગુન્હેગાર નથી એમ ન સમજવું.

૯૮ ઘણે ભાગે બળથી ન થાય તે કળથી થાય.

૯૯ જરૂરત–તંગી–શોધ કરવાનું મુળ છે.

૧૦૦ ભયની સંભાવના ઇષ્ટ વિષયમાં પણ હોય છે માટે ચારે બાજુ તપાસવી.

૧૦૧ સુખમાં સૌ સાથી હોય છે. પણ દુઃખ વખતે તે પોતાનો વિચાર કરે છે. તેમાં એવો કોઇકજ હોય કે જે મિત્ર માટે જાન અર્પે ! વાહ.

૧૦૨ બીજાનું નુકશાન બચાવી ચાલે તે દુઃખી થતો નથી.

૧૦૩ જીવપર જ્યારે આવે ત્યારે અશક્તનું પરાક્રમ બલવાનને પણ મુશ્કેલ છે.

૧૦૪ વિરોધ પ્રકૃતિનો મેલાપ શુભ ફળ દાતા હોતો નથી.

૧૦૫ નરમાશથી જે થાય તે ગરમાશથી થતું નથી. ઉદ્યોગ એજ કોશ છે—સંતોષ એજ સુખ છે.

૧૦૬ પૈસાદાર ગરીબને લુંટવા આજ્ઞા આપે છે. તે પછી તે પોતાનો અધિકાર જુવે તેમાં કોનો દોષ?

૧૦૭ મનુષ્ય પ્રકૃતિ જુદી જુદી હોય છે તો વિચારી બોલવું-ચાલવું.

૧૦૮ ખરાબ પ્રકૃતિના માણસો એકદમ જણાઇ જાય છે.

૧૦૯ સ્વતંત્ર સ્થિતિમાં જે સુખનાં સાધન છે તે પરતંત્ર સ્થિતિમાં દુઃખ રૂપ થઇ પડે છે.

૧૧૦ તમારા દુશ્મનથી સાવચેત રહો અને ત્હેને દૂર કરવાનાં સાધન જવા ન દો.

૧૧૧ શક્તિથી વધારે શ્રમ—કામ—ન કરો, નહીં તો દુઃખી થશો.

૧૧૨ હિંમત મરદાં, મદદે ખુદા, નહિ તો ખૂદા જુદા.

૧૧૩ કેટલાક પોતાનો દોષ ગુણ રૂપમાં બતાવે છે પણ બુદ્ધિમાન તે ઓળખી લે છે.

૧૧૪ ન્હારા સંગથી નિર્દોષને પણ શિક્ષા મળે છે.

૧૧૫ ગુણની કીમત સંખ્યાથી વધારે છે.

૧૧૬ સંપ એજ બળ, જ્ઞાન એજ શક્તિ.

૧૧૭ જ્ઞાન અને ગાળ આપવાને માટે છે, એવા ખ્યાલવાળા ઘણા માણસ સંસારમાં હોય છે.

૧૧૮ કોઇ શબ્દપર આધાર ન રાખી પ્રસંગ જોઇ નીયત અને ભાવ તથા ત્હેનું ફળ વિચારો.

૧૧૯ સ્વતંત્રતા વેચી વેર લેવું મુશ્કેલ કામ છે.

૧૨૦ હરકોઇ પ્રાણીને દુઃખ દેવાથી ત્હેને છોડી દેવો અગર મારી નાંખવો ઉત્તમ છે.

૧૨૧ મિથ્યાભિમાનીને પણ કોઇ મળી આવે છે.

૧૨૨ અજ્ઞને પણ બચ્ચાંની માફક પોતાનું હિત અહિત સુજતું નથી.

૧૨૩ બળવાન સામા નમવું જોઇએ. જે ગર્વથી નમતા નથી ત્હેને હાર સ્વીકારવી પડે છે.

૧૨૪ જેને બધા લોક માને–ત્હેનું કહ્યું સ્વીકારી તેનાથી વિરોધ ન કરવો.

૧૨૫ બળવાન અને નિર્બળ વચ્ચેના કરાર મળવા મુશ્કેલ છે. વિશ્વાસ પાત્ર વાત નથી.

૧૨૬ આપણા કામમાં ન આવે અને બીજાના ઉપયોગમાં પણ ન લેવાય દેવાય તે એક દુષ્ટતા છે.

૧૨૭ જેટલો હલકો તેટલો અભિમાની.

૧૨૮ જુલમીને સુખ મળે એમ ઇચ્છે એવો મુખ કોણ!

૧૨૯ માબાપનું લાડ લાડકાના દુર્ગુણનું મૂળ છે, તે એટલે સુધી કે પછી પૈસા ખરચતાં પણ જતું નથી.

૧૩૦ અકલમંદ ઉત્તમ વિદ્યા પ્રસિદ્ધ કરી શકે છે.

૧૩૧ જ્યાં લાભ નથી ત્યાં અકલમંદ હા ના કહેતા નથી.

૧૩૨ અસંભવ મનોરાજ્ય (શક્તિ ઉપરાંતના મનના ઘાટ) દુષ્કર કામનાવાળાથી કાંઇ થતું નથી.

૧૩૩ દુર્બળે અતિ બલિષ્ટની દોસ્તી ન કરવી, નહીં તો નુકસાન થશે.

૧૩૪ અયોગ્ય અવસરપર ઉત્તમ બોધ કામ આવતો નથી.

૧૩૫ બોલવાથી કેરવું કઠણ છે. માટે જે કાંઇ શીખો તે તેની તરકીબ તથા પરીક્ષાથી શીખો, નહીં તો નહીં.

૧૩૬ મુર્ખ અને સ્વાર્થી લાલચથી ફસાય છે, બુદ્ધિમાન નહીં.

૧૩૭ આપ સમાન બળ નહીં સંપ શિવાય દપે નહીં.

૧૩૮ કજીયા કરનાર કરતાં તેનો ઉત્પાદક વધારે ગુન્હેગાર છે.

૧૩૯ જે રાજ્યે અમોને અશકત કરી નાંખ્યા છે તે રાજ્યને દૂર કરી પુન:બીજાને ઇચ્છો નહીં.

૧૪૦ કપટી મિત્ર શત્રુથી વધારે ખરાબ છે.

૧૪૧ મોટાઇના સાથે મોટાઇનું જોખમ પણ રહેલું છે.

૧૪૨ ભાઇને શત્રુ બનાવવો તે શત્રના તાબેદાર થવા જેવું છે.

૧૪૪ પૈસાની કીમત સંગ્રહ–કબજાથી નથી પણ ઉપયોગથી છે.

૧૪૪ કેટલીકવાર શ્રમ અહિતકર્તા બને છે.

૧૪૫ જેથી કરીને અમને દુ:ખ થતું હોય તે કીંમતી વસ્તુ હોય પણ ત્હેને તજી દો.

૧૪૬ દુર્ગુણી એક દોષ ઢાંકે ત્યાં બીજો ઉઘાડો થાય છે.

૧૪૭ બબાડથી જ્યારે પુરાવો માગશો ત્યારે પોગળ ખુલશે.

૧૪૮ એકદમ કરવાથી બગડે છે પણ થોડે થોડે પુરૂં થાય છે.

૧૪૯ જ્ઞાન તથા હૃદય શુદ્ધિ વિનાનો રૂપાળો કાંઇ કામનો નથી

૧૫૦ સત્ય છાનું રહેતું નથી.

૧૫૧ મશ્કરી કરવી સારા માણસનું કામ નથી છતાં કરવી તો બીજાની મશ્કરી સહન કરવી.

૧૫૨ જેવા તમો છો તેવા દેખાઓ, બીજા જેવા બનશો તો ઉઘાડા થશો.

૧૫૩ મોટા મુર્ખ મંડળમાં પોતાની પોતે ઠેકડી કરી નાંખવી.

૧૫૪ જેનાથી કીંમતી વસ્તુનું રક્ષણ થાય તેને ઓછું કીમતી ન સમજો.

૧૫૫ નીચ–તુચ્છને બદલો મળી જાય છે.

૧૫૬ સાધારણ બાબતને પણ વિચારીને કરો.

૧૫૭ જોખમને વખતે અમીરને ગરીબ કરતાં વધારે નુકસાન થાય છે.

૧૫૮ જે બાબતથી લાભ થતો હોય તેના દોષ કહેવાની ટેવ છોડો.

૧૫૯ ચ્હડતીમાં જે હાની કરાવે તે પડતીમાં પણ કરાવે.

૧૬૦ જે ખુશામતને પસંદ કરે છે ત્હેને જ્યારેત્યારે કાંઇ દેવું પડે છે.

૧૬૧ બળવાન્ ચોરને બાંધવાથી બીવરાવવું ઉત્તમ છે.

૧૬૨ લોકમાં મ્હારૂં કેટલું માન છે તે તપાસશો તો જેટલું તમો માનો છો તેથી ઓછું નીકળશે.

૧૬૩ બુદ્ધિ એજ બળ–મોટું બળ છે.

૧૬૪ શત્રુને સત્તા આપવી તે પોતાપર સત્તા ચલાવવી છે.

૧૬૫ જગત સ્વાર્થપર છે માટે તપાસ્યા વિના કોઇની વાત માનવી.

૧૬૬ ગરીબપર જુલમ કરનાર, કઠોર દંડ વિના માનશે નહી.

૧૬૭ કામને વખતે કોઇને ખીજવવું તે બુદ્ધિવાનનું કામ નથી.

૧૬૮ પ્રમાણીક થયા વિના તમામ ગુણ વ્યર્થ છે.

૧૬૯ પોતાના દોષ કાઢી પોતાને સુધારવું મુસ્કેલ છે.

૧૭૦ બન્ને પક્ષવાળાને બન્ને મિત્ર માનતાં નથી.

૧૭૧ ઉપકારનો બદલો મળ્યા વિના રહેતો નથી.

૧૭૨ ગરજાળુ વધારે મહેનત કરે છે, ત્હેનાથી અકલમંદને કંટાળો આવે છે.

૧૭૩ પરતંત્ર પદવીથી સ્વતંત્ર ગરીબી શ્રેષ્ટ છે.

૧૭૪ ડોળથી કુકર્મ છુપાવવું ઉઘાડવા જેવું છે.

૧૭૫ પાપીને શિક્ષા ન મળે તો વધારે પાપ કરે છે.

૧૭૬ જેનામાં કરવાની શક્તિ નથી, યોગ્યતા નથી તે બીજાનાં છિદ્ર ગાય છે.

૧૭૭ વધારે દુઃખ આવતું હોય તો વર્તમાન દુઃખને ન મુકવું.

૧૭૮ મોટા જોખમી દરજ્જા મળવાથી ગરીબ રહેવું સારૂં.

૧૭૯ વળણ અને જાતિ સ્વભાવ બદલાતો નથી.

૧૮૦ પ્રપંચમાં માલ નથી.

૧૮૧ અનુપકારીને સજા મળી જાય છે.

૧૮૨ પરોપકારીના ડોળમાં સ્વાર્થી તણાઇ જાય છે પણ ત્હેને કાંઇ મળતું નથી.

૧૮૩ અજાણમાં પડવાથી હાની છે.

૧૮૪ અંદર પડવું સહેલ છે, પણ બહાર નીકળવું મુશ્કેલ છે.

૧૮૫ અતિનો વિશ્વાસ ન કરવો. જેમકે- અતિ પ્રમાણીક-સાચાંનો વિશ્વાસ ન કરવો, કેમકે ઘણેભાગે અતિ પ્રમાણીકતામાં અપ્રમાણિકતા છુપાયલી હોય છે.

૧૮૬ **એવી કઇ ચીજ છે કે જે તેના નાશ પછીજ પ્રતીત થાય-પહેલાં નહી? अज्ञान-ભૂલ-ભ્રમ.**

૧૮૭ વિશુધ્ધ અને અપરાજીત હૃદય પોતાનાં દુ:ખ ગાઇ શકતાં નથી-અપમાન કહી શકતાં નથી; પણ સુખનું વધારે વર્ણન કરી શકે છે.

૧૮૮ કાગડામાં પવિત્રતા, જુગારીમાં સત્ય, સર્પમાં ક્ષમા, સ્ત્રીમાં કામ શાન્તિ, નપુંસકમાં ધીરજ, દારૂ પીનારમાં તત્વચિંતવન, અને રાજામાં મિત્રાઇ કદી દીઠાં નથી અને સાંભળ્યાં નથી.

૧૮૯ સંભાળ રાખવી કે આપણા ઉપરી-રાજા આપણા બધા વિચાર વાંચી લે નહીં. કારણ કે નહિં તો પુરી વાંચેલ ચોપડીને જેમ પેટીની પછવાડે ફેંકે તેમ તે આપણને નિરર્થક ગણશે.

૧૯૦ રાજાઓ કોઇની મદદ મળી સાંખે છે પણ સરસાઇ મળી તો સાંખી શકતા નથી.

૧૯૧ કોઇના કથન વા લેખ તેવાજ છે જેવા કે તે કહે વા લખે છે એમ માની બેસશોમાં. તેમ જે દંતકથા ચાલે છે તે બધી સત્યજ છે, એમ માની લેશો નહીં.

૧૯૨ શબ્દ પ્રમાણ (આથરેટીના) ના જથડામાં ઉતરવું નહીં. તેમ નિર્ણય કરતી વેળા કોઇ મહાત્માના નામ વા ગ્રંથને મધ્યસ્થરૂપે વા પ્રમાણ માની વચમાં લેવો નહી; કારણ કે શબ્દ પ્રમાણને વચમાં લેતાં કાંઇ નિર્ણય થવાનો નથી કેમકે ગ્રંથકારોના દેશકાલ સ્થિતિ વ્યકિત અને બુદ્ધિ અનુકૂલ જુદા જુદા મત છે તથા કોઇ ગ્રંથ વા મહાત્માના લેખ ખંડન વા અયુકત સિદ્ધ થતાં દ્વેષ વધે છે.

૧૯૩–તમારા વિચારમાં જે આવે તે કોઇથી ન દબાતાં સ્વતંત્ર રીતે જાહેર કરવું. જે તમને સત્ય અને હિતવાળું જણાય તે લોકેષણામાં ન ફસાતાં સ્પષ્ટ રૂપમાં કહેવું. પરંતુ ભાષા એવી વાપરવી કે જે કઠોર અસભ્ય, અનુચિત અને અશ્લીલ ન હોય. આવી શૈલીમાં પ્રચાર થવાથી વિચારોનું મંથન થતાં કાંઇક સારૂં પરિણામ આવશે.

૧૯૪–જે કુરૂઢી દૂર કરવા કરાવવા માટે તમે અગર જન મંડલ અસમર્થ છે તે રૂઢીને ખરાબ કહીને વખોડવી નહી; પણ યુક્તિપોલીસી કરીને તેવા નષ્ટ થવાને માટે સહેલા ઉપાય લેવા.

૧૯૫–પરિણામ વિચાર્યા વિના કોઇ રૂઢીને સારી નરસી કહેવી નહીં કેમકે કોઇ વખતે તેજ રૂઢી ઉપયોગી સિદ્ધ થયેલી છે.

૧૯૬–જ્યાંસુધી અપ્રમાણિકતા સિદ્ધ ન થાય ત્યાં સુધી કોઇમાં અપ્રમાણિકતાનો આરોપ કરવો નહીં. તેમ કોઇમાં પરીક્ષા થયા વિના પ્રમાણિકતા રૂપે વિશ્વાસ કરવાની જરૂર નથી.

૧૯૭–એક વખત પરીક્ષા થયેલા માણસની વળી પરીક્ષા કરવી સુજ્ઞતા નથી.

૧૯૮–પ્રસંગે ચુકવું નહિ અને વિના પ્રસંગ આગળ વધવું નહિ.

૧૯૯–જેમાં સ્વાર્થ અને જુસ્સો (અહંત્વ–મમત્વ) નથી તેવો (બાલક–અજ્ઞ–ઉન્મત્ત–મહા જ્ઞાની–ફીલોસોફર) મનુષ્ય વ્યવહારમાં કામનો નથી.

૨૦૦–અન્યાયી–અનીતિવાનથી ડરવું નહિ પણ તેને દાબવા ભાવના રાખવી. એટલે છેવટમાં દબી જશે.

૨૦૧–શારીરિક, માનસિક અને આત્મિક ધર્મની ઉન્નતિ, ઘણે અંશે સામાજીક ધર્મ (દેશ–જ્ઞાતિ–સોસાઇટી) સુધર્યા વિના થવી અશક્ય છે.

**૨૦૨–ઉપરાંત નીચે કહેલાં શિક્ષા વાચનો અને ત્હેના આશય ધ્યાનમાં લેવા. જો કે તે ન્હાનાં ન્હાનાં અને તેમાંના ઘણાંક પ્રસિદ્ધ પણ છે તોપણ જણાવવું જોઇએ કે તે જો ધ્યાનમાં રહે તો વખતપર મ્હોટું કામ કરે છે; તથા વ્યવહારમાં સારી સ્થિતિ રાખવાનાં સાધન ભૂત થઇ શકે છેઃ—**

૧—જ્યાંસુધી બને ત્યાંસુધી કરજ ન કરવું, કારણ કે પોતાના વ્યવહાર અને પરમાર્થ પ્રાપ્તિને પ્રતિબંધક થતાં સંતાનને પણ દુ:ખદાઇ થઇ પડે છે. ૨ ન્હાના બાળક (સ્ત્રી ૧૪ અને પુરૂષ ૨૧ ની ઉમરના) પરણાવવાં નહી બલ્કે તે પોતે કમાવા યોગ્ય થાય ત્યારે તેની કમાઇથી તેને પરણાવવા, ૩. ઉપજથી ખર્ચ વધારે ન કરવું. ૪ ઉપજનો $\frac{1}{2}$ ભાગ કુટુંબના પાલણપોષણમાં વાપરવો; $\frac{1}{4}$ જમા રાખવો; અને બાકીનો $\frac{1}{4}$ પરોપકાર એટલે વિદ્યા, હુન્નરની વૃદ્ધિ તથા દાન પુણ્યમાં વાપરો. ૫ કોઇનું બુરૂં ન કરવું. ૬ શત્રુના મિત્રને શત્રુ સમજવો. ૭ દુષ્ટ, ચોર, ડાકુ, અને અભણ બ્રાહ્મણ તથા દુરાચારી ક્ષત્રી ઉપર દયા કરવી. તે ખોટી દયા છે; એટલુંજ નહિં પણ ઇશ્વરી પ્રજા તથા સજ્જનોની સાથે નિર્દયતા કરવા સમાન છે, માટે એવી દયા ન કરવી. ૮ જુઠું બોલવાની ટેવ છોડવી અને સત્ય બોલવાનો અભ્યાસ રાખવો. ૯ પોતાના સવાલ જવાબનું સ્વરૂપ જ્યાં સુધી ન સમજો ત્યાં સુધી કહેવું નહીં. ૧૦ જે વાત કરવી તે તોળીને કહેવી. ૧૧ પોતાનું અને પરનું દુ:ખ તથા સુખ સમાન સમજવું. ૧૨ પોતાને માટે જો બુરૂં સમજતા હો તોજ બીજાને માટે બુરૂં સમજવું. ૧૩ પોતે જે પાળતા હોઇએ તોજ બીજાને ઉપદેશ કરવો, નહીં તો કરવો નહીં. ૧૪ વિદ્યા અને ગુણનો અભિમાની ભુલ ખાશે, અજ્ઞાનમાં ફસાશે અને ત્હેને નવીન હુન્નર, ગુણ, વિદ્યા અને બુદ્ધિ પ્રાપ્ત થશે નહીં. ૧૫ નિંદા (નિર્દોષમાં દોષ આરોપ વા કથન) નકરવી. ૧૬ ગઇ ગુજરી અને થઇ ગયલીનો શોચ ન કરવો, તેમ થનારની ચિંતા ન કરવી, પણ પ્રાપ્તની રક્ષા કરવી. ૧૭ દરેક કામમાં બીજાની સલાહ જરૂર લેવી પણ કરવું પોતાની નજરમાં આવે તેમ. ૧૮ તમારા મ્હોંમાંથી શબ્દ નીકળ્યા પછી તમારા હાથમાં નથી, માટે વિચારીને બોલવું. ૧૯ ચાર કાને ગયેલી વાત, આખા બ્રહ્માંડમાં ફેલાઇ સમજવી. ૨૦ લખાણું તે વંચાયું સમજવું. ૨૧ રાજ્યની વાત અને બીજાની બુરાઇ પ્રત્યક્ષ થયા વિના ન કરવી. ૨૨ કમાવેલ લોઢું સુવર્ણ કરતાં વધારે ઉપયોગી અને વિશેષ કીમતી થાય છે. જુઓ વાજના તારની કીમત દર તોલે રૂ. ૭૨ સુધી થાય છે એટલે કે સુવર્ણ કરતાં ચારગણી કીમત પામે છે. તલવાર, સુવર્ણ કરતાં વધારે ઉપયોગી થઇ જાય છે. એવી રીતે મનુષ્યની યોગ્યતા માટે યોજી લેવું.

૨૩ પાડોશી, મહોલ્લાનો ચોકીદાર, સુયાણી, વૈદ્ય અને વખતના હાકેમની સાથે પ્રીતિ રાખવી–તેમની સાથે કદી વેર ન કરવું. ૨૪ શૃંગાર અને બનાવ ઠણાવમાં ફૂકકડલાલાજી ન બનવું. પણ સ્વચ્છ, પવિત્ર અને સાદી, ચાલ રાખવી. ૨૫ જે પોતાની સદા નભે તેવી ચાલ રાખવી. ૨૬ સર્વ બાબત-માં સંમતુલ્યતા રાખવી–ન્યૂનાધિકતા નહીં રાખવી. ૨૭ પ્રતિજ્ઞા કરવી નહીં પણ જો કરી હોય તો પાળવી. ૨૮ દાસ અને નોકરની સાથે ખેલ તથા અનુચિત ચેષ્ટા ન કરવી. ૨૯ કોઇના દુષણ કેહવા હોય તો દોષીના મોં ઉપર એકાંતમાં કહેવાં–સર્વ સ્થળે નહિ કહેવાં. ૩૦ અનુદ્યમી, અપજશિયો, અને ભીખ માગનાર જીવતોજ મુઓ છે. ૩૧ ચાર ૪ મૈત્રીય પાળવી એટલે–સજ્જન વિદ્વાનોને જોઇ પ્રસન્ન થવું; જે આપણા સમાન અને બરોબરીઆ હોય તેની સાથે મિત્રભાવ રાખવો; દુઃખીઆરાઓને જોઇ અનુકંપા તથા યથાશક્તિ તેનું દુઃખ નિવારણ કરવું. દુષ્ટ અને દુર્જન સાથે ઉદાસીનતા રાખવી. ૩૨ સાત વર્ષથી ઓછા અને સોળથી ઉપરના સંતાનને મારવું નહીં, અને ૧૮ વર્ષથી ઉપરના બાળક સાથે મિત્રવત્ વર્તવું. ૩૩ જે દશ માણસમાં કહેતાં શરમ લાગે, તેવાં કૃત્ય છાનાં પણ કરવાં નહીં. ૩૪ બુરાઇ કહેવા અને કરવાં કરતાં છોડાવવી સારી છે. ૩૫ પોતાના શિક્ષક જ્યારે પોતેજ બનશો ત્યારે સદ્‌ગુણસંપન્ન થઇ જશો. ૩૬ બે પક્ષની વાત સાંભળ્યા વિના એક તરફી વાતને સાચી વાત માનવી નહી. ૩૭ જર અને જોરૂ જેની પાસે હોય ત્હેનાં સમજવાં. માટે ઉધાર આપેલ પણ આપણાં સમજવાં નહીં. ૩૮ 'ગરથ ગાંઠે અને વિદ્યા પાઠે તે કામના છે. ૩૯ ગરજુ માણસની વાતોમાં ભુલાવું તથા લપટાવું નહીં: ૪૦ તમે બીજાની સાથે ભલાઇ કરી હોય તે, અને બીજાએ તમારી સાથે બુરાઇ કરી હોય તે ભુલી જવી. ૪૧ તમે બીજા સાથે બુરાઇ કરી હોય તે તથા બીજાએ તમારા સાથે ભલાઇ કરી હોય તો યાદ રાખવી. ૪૨ સંસારમાં એક એક બીજા કરતાં વધારે દાતાર, ગુણવાન, બુદ્ધિવાન, વિદ્વાન, રૂપવાન, કીર્તિવાન, ધનવાન, શૂરવીર, ચક્રવર્તી, કુળવાન, તપસ્વિ, જોગી, વૈરાગી, અને જ્ઞાનવાન થયા છે, છે, અને થશે, માટે તમારે કોઇ વિષયનું

કોઇ દિવસ પણ અભિમાન કરવું નહીં. ૪૩ આ દુનિયા, જિંદગી-ની કસોટી છે ખરોજ પાર ઉતરશે, નરસો નહીં; આમ જાણવું. ૪૪ જે બીજાની બુરાઇ તમારી પાસે કરશે, તે તમારી પણ બીજા આગળ અવસ્ય કરશે. ૪૫ સંતાનને ખાવા તથા પહેરાવા સિવાય બીજાં લાડ કરવાં નહીં. ૪૬ સંતાનને ન ભણાવી–અભણ રાખી તેમજ કરજ મુકીને મરવું—આવાં માબાપને સંતાનના મોટા શત્રુ જાણવાં. ૪૭ શરણાગતની યથાશક્તિ રક્ષા કરવી. ૪૮ રોગ અને શત્રુને ન્હાનાં ન સમજવાં. ૪૯ સાપ, અગ્નિ, જળ, પથ્થર, દુષ્ટ અને મૂર્ખને ગમે ત્યાંસુધી પાળો અથવા પૂજો પણ જ્યારે ભરોસો રાખીને તેને અજમાવશો ત્યારે તે પોતાના ગુણ પ્રમાણેજ ફળ આપશે–(કરડશે, બાળશે, ડુબાવશે, વાગશે, તન, મન, આબરૂ અને ધનની હાની કરશે.*) ૫૦ નિત્યનો અભ્યાસ થોડો પણ ઘણો છે. ૫૧ આજનું કામ કાલ ઉપર ન રાખવું. ૫૨ અતિ જલદી કરવું એ શેતાનનું કામ છે. ૫૩ ન થએલા કામને થયું કે થશે, એમ ન સમજવું. ૫૪ વિષયોમાં આસકિત એજ બંધ, અને તેથી વિરકતતા તેજ મોક્ષ છે. ૫૫ તૃષ્ણાનો ત્યાગ એજ સ્વર્ગ. ૫૬ વિશાળ તૃષ્ણા એજ દારિદ્ર કે નર્ક. ૫૭ અભણ માણસ તો પશુવત્ છેજ પણ જે ભણેલ જાણતાં છતાં પણ ભૂલે વા ઉત્તમ ચારિત્ર ન રાખે તે, પશુનો પણ પશુ છે. ૫૮ સત્કાર કરવાથી સત્કાર. કીર્તિ કરવાથી કીર્તિ, નિંદા કરવાથી નિંદા, ભલાઇ કરવાથી ભલાઇ, બુરાઇ કરવાથી બુરાઇ, પોતાને અજ્ઞ સમજે તો બુદ્ધિ, પોતાને અવિદ્વાન માને તો વિદ્યા, અને નમ્ર થવાથી પ્રતિષ્ઠા, પ્રાપ્ત થાય છે, માટે તમને જ ગમે તે કરો. ૫૯ જ્યાં વિચાર ત્યાં નિશ્ચય અને ધૈર્ય હોય છે. ૬૦ પ્રયોજન વિના શરીરના અવયવ ન હલાવવા. ૬૧ આપણી ભૂલ હોય તો સ્વીકારવી પણ હઠ ન કરવી. ૬૨ મુર્ખોમાં ગુણ તથા વિદ્યા જણાવવી એ મુર્ખતા છે. ૬૩ ઇતિહાસ, ભૂગોળ, ગણિત, નીતિ, વૈદક, અદબ, અર્થ અને વ્યવહારની વિદ્યા તો જો

* સર્પ કરડશે, અગ્નિ બાળશે, ઇ. એ રીતે ઉપરના ક્રમથી અર્થ કરવો.

પુરૂષ કે સ્ત્રીને ઘણી ન શીખવાય, તોપણ થોડી થોડી અવશ્ય શીખવવી; તે વિના યથાર્થ કામ ચાલતું નથી અને પરાધીન રહેવું પડે છે. ૬૪ જોગ રોગ છે ભોગીને, અને ભોગ રોગ છે યોગી (જોગી) ને. ૬૧ ગૃહસ્થ કોડી વિના કોડીનો, અને ફકીર કોડીવાળો કોડીનો. ૬૫ મુસલમાન જાતિને બદલાતાં (ફરી જતાં) વાર લાગતી નથી, એ વાત ધ્યાનમાં રાખવી. ૬૭ ફુટ, દ્વેષ અને અદેખાઇ જોઇતી હોય તો કોઇ હિન્દુ પાસેથી લેવી. ૬૮ ચાલબાજી, છલ, ચાલાકી અને વણુજ શીખવાં હોય તો કોઇ યુરોપિયન પાસેથી લેવાં. ૬૯ વિદ્યા ફક્ત પોતાના પેટ ભરવા માટેજ ન સમજવી, પણ સ્વપરોપકાર કરવા તથા પરલોક માટે પણ કામમાં લેવી. ૭૦ સંગ્રહ અનેક પ્રકારનો [વિદ્યા, હુન્નર વગેરેનો] કરવો—કોઇ કાળે ફળ આપશે. ૭૧ બેશરમીથી જીવતું મરવું ભલું છે. ૭૨ પોતાની તંગી સમયે કોઇની વસ્તુ અનામત ન રાખવી. ૭૩ પેટ ભરીને ખાધા અને ક્રોધ કર્યા પછી સર્વ પસ્તાય છે. ૭૪ ઘણે ભાગે પહેલી ક્ષણભરની શરમ યા કીર્તિ તમામ ઉમરનું દુઃખ થઇ પડે છે, માટે ચોખ્ખો વ્યવહાર રાખવો. ૭૫ સોગન ખાનાર સદા જૂઠો હોય છે. ૭૬ ગમે તે થાય તોપણ ઉત્તમ મર્યાદા અને નીતિ ન છોડવી. ૭૭ જે કાગળ લખો—લખાવો, તે લખ્યા પછી વાંચવો, અને જોખમી કાગળની નકલ પણ રાખવી. ૭૮ લોકનીતિ, સમય પ્રમાણે બદલાતી રહે છે, પણ ઇશ્વરી—કુદરતની નીતિ અચળ છે. ૭૯ ન્હાનો પણ મ્હોટે દરજ્જે પહોંચે તો, તેનો મોટા પ્રમાણે સત્કાર કરવો. ૮૦ ગુણ કર્મ પર મનુષ્યની યોગ્યતા સમજવી. ૮૧ જો આપણે લાયક થયા છીએ, તો હર કોઇની સાથ સલુકાઇજ રાખવી કેમ કે વખત વારંવાર આવતો નથી. ૮૨ બીજાને અજ્ઞાની કહેતાં આપણે લાયક પણ તેવા છીએ, કે કેમ, એ વિચારવું સારૂં છે કેમકે જેની જેવી બુદ્ધિ હોય તેવુંજ કહે છે, તેમાં તેનો અપરાધ શો ? ૮૩ સાચું ખોટું કહેવું હોય તો મોઢા મોઢ કહી દેવું. ૮૪ હકીમ, બુદ્ધિવાન, અને વિદ્વાનની કોઇ યુક્તિ નિષ્ફળ જાય તો પણ તે અવૈદ્ય—નિર્બુધ્ધિ અને અવિદ્વાન થતા નથી, જેમકે બાળક, કોઇ વખત નિશાન તાકે તો નિશાનબાજ ન કહેવાય. ૮૫ વેસ્યાને દરવાજે જવાથી સાચો બ્રહ્મચારી પણ

રંડીબાજ કહેવાય છે. માટે કરતો ન કરતો ડર. એટલે કુસંગ નજ કરવો. લોકસંગ્રહનો નિષેધ ન કરવો. ૮૬ સોબતે અસર અને તુખમે તાસીર હોયજ. ૮૭ પદાર્થના રૂપપર નહીં પણ ત્હેના ઉપયોગ અને મજબુતી પર જવું; જેમ વિલાયતી અને ચીની કપડાં કાચ વગેરે **રૂપમાં ભભકાબંધ ખરાં પણ થોડાં ચાલે છે માટે ન લેવાં, સ્વદેશી વસ્તુથી કામ ચલાવવું.** ૮૮ જુઠા ઢોંગ અને પંથનો પક્ષ ન કરવો અને તેમના અનુયાયીના પશુ ન રહેવું. ૮૯ મોટાની લડાઇમાં ગરીબે વચ્ચે ન પડવું. ૯૦ પૈસો બાપથી પણ વેર કરાવે છે, માટે તેમાં ઝાઝો મોહ ન રાખવો. ૯૧ જેવો દેવ તેવી પુજા જોઇએ–એટલે મુર્ખ–દુષ્ટને દંડ, પથ્થર હોય ત્હેની ઉપર બેસવું અગર કામમાં લેવો, જેમકે તેણે વતી ઔષધી વાટવી વિદ્વાન હોયતો સત્કાર કરવો ઇત્યાદિ. ૯૨ દાનાઇ ઉમરપર નહીં પણ બુધ્ધિપર સમજવી. ૯૩ જામીનથવાથી જોગી થવું સરસ છે. ૯૪ અવસાન મોટું શત્રુ છે. ૯૫ વાટયું ઓસડ અને મુંડયો જતી, તેનો ભરોસો ન કરવો. ૯૬ રાત્રે બ્હાર જાઓ ત્યારે હાથમાં લાકડી રાખવી. ૯૭ એબવાળા માણસને ત્હેની એબ ન કહેવી, જેમકે કાણાને કાણો, વૈશ્યાને વૈશ્યા ન કહેવું. ૯૮ ચોરનો સાથી ગંઠીછોડ જાણવો ૯૯ જે પોતાનું કામ કરી શકતો નથી, તે બીજાનું કામ શું કરશે? ૧૦૦ સુકું *લાકડું અને મૂર્ખ નમતાં નથી. ૧૨૧ દુર્ગુણીને સદ્ગુણી ગમે નહીં. ૧૦૨ આહાર, વિહાર અને નિદ્રા યથા સામગ્રી વધાર્યા વધે અને ઘટાડયા ઘટે છે. ૧૦૩ સુકાંની સાથે લીલું પણ બળે છે– **એટલે અન્યાયી રાજાની વસ્તીમાં રહેવાથી તથા દુરાચારી સાથે સંગ રાખવાથી એવાં ફળ મળે છે.** ૧૦૪ નકામું ન રહેવું કાંઇપણ કામ ન હોય તો ચોપડી વાંચવી. ૧૦૫ વ્હેમ રાખવો નહીં. કારણકે વહેમનું ઓસડ ધન્વંતરી પાસે પણ નહોતું. ૧૦૬ દેવું કરવું તો એકનુંજ કરવું નહીં તો ફજેતી થાય. ૧૦૭ વસ્તીમાં રસ્તે ચાલતાં વાત ન કરવી. ૧૦૮ હાથ પોલો તો જગ ગોલો–મતલબ કે યોગ્ય દાતારપણું રાખવું. ૧૦૯ શરત બાંધીને કાંઇ કામ ન કરવું. ૧૧૦ કાચ ફુટયો અને દિલ તુટયું મળે નહીં (સંધાય નહીં) ૧૧૧ "શોચ કરે તે સુઘડનર, કર શોચે તે

કૂર; શૌચ કર્યા મુખ નૂર હૈ, કરે સોમ્યા મુખ ધૂર. ૧૧૨ પરમેશ્વરથી પ્રીત અને પરનારીથી હસવું, તુલસી બન્ને નહીં બને ચોટ ખાય અને ભસવું. ૧૧૩ ઘરનો ભેદી લંકા તોડે છે–એ મુજબ જો મિત્ર શત્રુ થાશે તો ખરાબ કરશે. ૧૧૪ જે કામ મિત્ર ભાવથી ન થતું હોય તે દ્વેષથી કેમ સારૂં થશે? ૧૧૫ વરસાદ, વિદ્યા અને ગુરૂ સમાન છે, પણ પાત્રાનુસાર તેનું ફળ થાય છે; જેમ કે છીપમાં મોતી અને સર્પમાં વિષ એકજ વરસાદનું ફળ છે. ૧૧૬ જો દાટો તો ત્હેની નોંધ, બાજુબંધ યા અમુક સંકેતથી ચોપડામાં રાખવી. ૧૧૭ મરતી વેળાએ પહેલું મરણપત્ર કરી લેવું, નહીં તો પછીથી ઝગડો થશે. ૧૧૮ પોતા પાસેની વિદ્યા બીજાને ન શીખવવી અને હોય તો, મરણ પહેલાં પોતાની દેશી ભાષામાં લખીને મરવું. ૧૧૯ જેવી કરણી તેવી ભરણી છે. ૧૨૦ દુષણ ભુષણ મનુષ્યમાત્ર તથા ગ્રંથોમાં પણ છે. માટે આપણે સાર દૃષ્ટિ રાખી ગુણ લેવા, પણ દુર્ગુણ ન લેવા. જેમ મૂર્તિનિષેધક અને ઇશ્વરને સાકાર માનનારાઓએ ઇશ્વરની માત્ર અર્થશૂન્ય શબ્દની મૂર્તિ દરશાવેલ છે–માને છે, અને મૂર્તિપૂજકોએ અન્યથા અર્થવાળી મૂર્તિ માની છે–એ બન્નેમાં કોઇએ નવાઇ કરી નથી; કિંતુ બન્ને પક્ષો સરખાજ છે. આમ છે, છતાં આપણે ત્હેમનામાંથી ગુણ લેવા, તેમના દોષ ગ્રહણ કરવાની જરૂર નથી. તેમ ઇરાદા પૂર્વક કોઇની લાગણી દુઃખાવવી નહીં. ૧૨૧ દુનિયામાં કોઇને સારો કે નરસો કહેવું અશક્ય છે, કેમકે ઇશ્વર–કુદરતની દૃષ્ટિમાં તમામ પદાર્થ ત્હેના ગુણ કર્મ સહિત ઉપયોગી છે અને તે પ્રમાણે પરિણામ થાય છે. વળી જેને એક મનુષ્ય નરસો માને છે તેનેજ બીજો મનુષ્ય સારો માને છે.–આ ઉપરથી કોઇને સારો નરસો કહી શકાય નહીં. તો પણ મનુષ્ય પોતાની બુદ્ધિ આધીન પોતાની અનુકૂળતા પ્રતિકૂળતાને લીધે યથા બુદ્ધિ કોઇને સારો કે નરસો કહેવા તૈયાર થાય છે. જેમકે મનુષ્ય સર્પને પ્રતિકૂલ માને છે, પરંતુ સર્પિણીની દૃષ્ટિથી જુઓ તો સર્પ અનકૂલ છે, પ્રિય છે,—ઇત્યાદિ દ્રષ્ટિથી તમામ પદાર્થને દુષણ–ભુષણ યુક્ત કહી શકાય, તોપણ પદાર્થનો ઓછો વત્તો ઉપયોગ કરવાનો હોય છે એટલે વિચારીને ત્યાગ ગ્રહણ કરવા

નો છે. યથા તેજ સર્પ ચક્ષુરોગની દવા માટે ઉપયોગી છે; માટે સારો છે. ઇત્યાદિ. આ રહસ્ય જાણવા માટે કોઇએ દોહરો કહ્યો છે:—

"દૂષણ ભૂષણ સહિત સૌ, પણ બુદ્ધિ વ્યવહાર;"

"ન્યૂનાધિક ઉપયોગ પર. ત્યાગ ગ્રહણ નિરધાર."

૧૨૨ એક ઘડીની ભૂલથી તમામ ઉમરમાં અફસોસ રહે છે માટે સંભાળીને ચાલવું. ૧૨૩:—

"એક તન્દુરસ્તી હજાર ન્યામત } રહે આબરૂ ઓર નિષ્કામ,"
"એક સદાચાર હજાર કરામત } રહિત કામનાં હૃદય રામ."

"સત્ય અસત્ય વિવેક વિચાર, મળે નિત્ય સુખ અપરંપાર."

૧૨૪ અંતમતિ સો ગતિ (જેનો આ જન્મમાં અભ્યાસ રાખશો તેનીજ વાસના અંત સમયે રહેશે). ૧૨૫ દિવસમાં ચાર વખત ઇશ્વરનું ધ્યાન કરવું.

સત્ કર્મ અને સદ્ગુણ—અસત્ કર્મ અને દુર્ગુણ—અનેક છે, માટે કયાં સુધી વિસ્તાર લખીએ? તોપણ ઉપર જે લખ્યું છે ત્હેનું મનન કરીને ત્હેને અનુરૂપ વર્ત્તન રાખશો તો પણ બસ છે. પણ ફકત વાંચીને અમલમાં ન મુકવું હોય તો વાંચવાનો શ્રમ વ્યર્થજ છે. વધારે જોવું હોય તો પદાર્થમંજુષા, અને સર્વસાર ગ્રંથમાં જોઇ લેવું. *

## બ્રહ્મચારી:—

૨૦૩ જો તમે બ્રહ્મચારી થવા ઇચ્છતા હો અગર હો, તો ઉપર બ્રહ્મચારી સંબન્ધી જે લક્ષણ જણાવવામાં આવ્યાં છે તેવાં લક્ષણ સંપાદન કરવાથી બ્રહ્મચારી કહેવાય છે. જટા વગેરે બાહ્યચિન્હ ધારવા માત્રથી બ્રહ્મચારી કહેવાય નહીં, એમ જાણવું.

તથા ૧ ગુરૂની સેવા પિતાવત્ કરવી. ૨ દ્રવ્ય સંગ્રહ ન કરવો. ૩ કામ ઉપજે એવું ઓસડ ન ખાવું. ૪ કાંઇ પ્રકારનું વ્યસન ન રાખવું. ૫ ગુરૂની આમન્યા અને લજ્જા રાખવી. ૬

* પ્રસિદ્ધ ગ્રન્થ વ્યવહારદર્શનમાં ૧૫૦૦ આસરે ઉત્તમ શિક્ષા છે તે જુઓ.

મલીન અને નીચ પુરૂષના હાથનું ખાવું નહી, ૭ ગ્રહસ્થ, શ્રીમંત રાજા, અને બ્રાહ્મણ વગેરે જો વિદ્યા સંપાદાનાર્થે સહાયતા આપે તો ત્હેની પાસેથી દ્રવ્યભિક્ષા (જો તે આપે યા જેવી આપે તેવી) સ્વીકારવી, પણ ક્રોધ અને ઘૃણા પુર્વક ન લેવું અને યાચના ન કરવી. ૮ શૃંગારના ગ્રંથ ન જોવા. ૧૦ સોળ સંસ્કારમાં અને વિદ્યાર્થી તથા શિષ્યના પ્રસંગમાં જે લક્ષણ કહ્યાં છે તે પાળવા.

### બ્રાહ્મણ:— *

૨૦૪—જો તમે બ્રાહ્મણ થવા ઇચ્છતા હો વા પોતાને તેમ માનતા હો તો ઉપર બ્રાહ્મણના જે લક્ષણ કહ્યાં છે તે સંપાદન કરવાથી બ્રાહ્મણ કહેવાય છે. કેવલ જન્મ (વીર્ય) માત્રથી નહીં એમ જાણવું. ગૃહસ્થોના જે વ્યવહારીક કર્મ લખવામાં આવ્યાં છે તે પાળવા; નીતિપૂર્વક ઉતમ ઉદ્યમ કરવો, અધર્મ (લક્ષણ પ્રકરણ અંક ૭ વાંચો) સર્વથા ન કરવો, સત્યનારાયણ વગેરેની કલ્પિત કથાને બદલે મનુસ્મૃતિ, ધર્મમીમાંસા, વિદુરનીતિ, શુક્રનીતિ, ન્યાય, ગીતા, યોગશાસ્ત્ર, ઉપનિષદ્ વગેરેની કથા વાંચવી, કિંવા હુન્નર બોધક અગર સિધ્ધપદાર્થ વિજ્ઞાનાદિ ગ્રંથોની કથા કરવી. કેમકે બ્રાહ્મણ ગુરૂદેવ—શિક્ષક કહેવાય છે.

### ક્ષત્રી:—

૨૦૫—જો તમે ક્ષત્રી થવા ઇચ્છો છો અગર છો તો ક્ષત્રીના જે લક્ષણ ઉપર કહ્યાં છે તે સંપાદન કરવાથી ક્ષત્રી કહેવાય છે એમ જાણવું. ઉપર જે ગૃહસ્થનાં સોળ સંસ્કાદિ કર્મ કહ્યાં છે તે ધ્યાનમાં લેવાં; પોતાનાં સર્વ કામનો વખત નિયત કરવો. (કેમકે વગર નિયમે કામ ચલાવવાથી હાની થાય છે); યથા—સૂર્ય ઉદય થયા પહેલાં શૌચ, કસરત, સંધ્યા, ગાયત્રી વગેરે કરી લેવું, પછી ફરવા જવું ને કામદારોની સલાહ લેવી. નવી જૂની ખબર સાંભળવી, થોડીક વાર શાસ્ત્ર સાંભળવા, હુન્નરી મનુષ્યોની સલામ (મુલાકાત) લેવા, ભોજન કરવું, જરા આડા થવું. લાભની ઇષ્ટ વાતો સાંભળવી નીતિ સાંભળવી, કોર્ટના કાગળો જોવા, રાજ્યસભામાં બેસવું, સેના ને કારખાના વગેરે સંભાળવાં, શસ્ત્ર,—અસ્ત્રની કસરત કરવી, ભોજન કરવું, રાત્રીએ પ્રધાન સાથે એકાંત કરવી, ખુશીની વાતો કરવી અને સુઇ જવું—એવી રીતે ક્ષત્રી રાજાએ પોતાના કામનો યથોચિત સમય નિયત

---

* આગળના પ્રકરણમાં ધર્મશાસ્ત્રીય દૃષ્ટિથી બ્રાહ્મણાદિ વર્ણોના લક્ષણનું વર્ણન કરવામાં આવ્યું છે, આ પ્રકરણમાં ત્હેની યોગ્યતા પ્રાપ્ત કરવા માટે ઉપદેશ દૃષ્ટિથી સામાન્ય વ્યવહારીક કર્ત્તવ્યનો બોધ કરવામાં આવ્યો છે. સ્પષ્ટતા ખાતર નોંખા રાખવામા આવ્યા છે.

કરવો જોઇએ. રાજાએ સૂતક તથા મૃતક પોતે ન પાળવું, પણ તે ગોર પાસે કરાવવું; પ્રજા રક્ષા, યુધ્ધ શત્રુનું હનન એજ ક્ષત્રીઓની સંધ્યા ગાયત્રી છે; ઉપયોગી અનપરાધી પશુ, પક્ષી અને માણસને મારવું નહીં, અને દુષ્ટ જીવોનો શિકાર કરવો; પોતાનો અને રાજ્યનો ભેદ મનમાંથી બહારકાઢવો નહીં, જ્યારે અપરોક્ષ થાય ત્યારે કહેવું; જ્યારે કંઇ નવીન કામ યા પ્રસંગ સંબન્ધમાં નવો ઠરાવ કરવો હોય તે સભાની સંમતીથી કરવો, પરંતુ તે પ્રમાણે ચલાવવા માટે સભાની જરૂર નથી, પણ પ્રધાનની સલાહથી તે કામ ચલાવવું; સદ્દવિદ્યા અને ઉત્તમ હુન્નર, વ્યાપાર, કળા, યંત્ર, શુભકર્મ, સ્વદેશ અને સ્વરાજ્યની ઉન્નતિનો સદા ઉપાય લેવો; સામ [ સમજાવી તથા મેળ કરી ] દામ (કોઇને લોભ દઇને અથવા બદલો આપીને) ભેદ (બેની વચમાં ભેદ પાડીને) અને દંડ (તન મન અને ધનનો દંડ દઇને) રાજ્ય-કાજ ચલાવવું એટલે પ્રજા અને રાજ્યનું હિત (સ્વાર્થ) સાધવું; ધર્મસભા, વિદ્યાસભા, રાજ્યસભા. સૈન્યસભા, હુન્નરસભા, વગેરે રાજ્ય શક્તિ અનુસાર સ્થાપવાં. રાજને કરજદાર ન થવા દેવું; પ્રજા સુખ પામે એવા અનેક પ્રકારના ઉપાય (જેમકે લોક-પ્રજા, સંતાનને વિદ્યા ભણાવે, તેઓ બ્રહ્મચર્ય પાળે પળાવે, બાળલગ્ન ન કરે, અને વ્યર્થ વ્યય તથા કુવ્યસન ન કરે-ઇત્યાદિ); કોઇ પણ રીતે કરવા; બાળકોને શીખવવા માટે વધારે લક્ષ આપવું; રાજ્યમાં જે નોકર રાખવા તે પોતાની નજરે જોઇને પોતાના હાથ અક્ષરથી રાખવા; સૈન્યવિદ્યા સર્વ પ્રકારે, પ્રચાર પામે એવી યોજના રાખવી; રાજ્યને રાજ્ય સમજવું, પોતાનું ઘર નહી જાણવું; ટુંકમાં પોતાને પણ રાજ્યના બીજા નોકરોની સમાન જાણી યથાયોગ્ય વેતન લઇ રાજ્યનું કામ કરવું; પણ આટલું ધ્યાન રાખવું કે તમામ રાજ્યપુરૂષોથી રાજા ઉપર વધારે જવાબદારી રહેલી છે; કેમકે પ્રજા તેની સંતાનરૂપ છે; માટે પિતાની દૃષ્ટિએ જોખમ સમજી પ્રજાની રક્ષા અને સેવા કરવી.—એ સર્વ ક્ષત્રીનો ધર્મ છે. વધારે જોવું હોય તો ક્ષત્રીનાં લક્ષણ મનુસ્મૃતિમાં જોઇ લેવાં.

## વૈશ્ય.—

૨૦૬—જો તમે વૈશ્ય છો તો અગર તેમ થવા ઇચ્છતા હો તો વૈશ્યોનાં લક્ષણ જે ઉપર કહ્યાં તે પોતાનામાં સંપાદનકરવાથી વૈશ્ય કહેવાય છે એમ જાણવું. ગૃહસ્થ ધર્મના વ્યવહારમાં જે સોળ સંસ્કારનું વિવેચન કરવામાં આવ્યું છે તે ધ્યાનમાં લેવું. વ્યાપાર વણિજ્ય સંબન્ધમાં ઓછું આપવું તેમ તોલવું નહીં. ચોરીની વસ્તુ રાખવી નહીં. સેંકડે એક રૂપીઆથી વધારે વ્યાજ ન લેવું. જે વસ્તુ બીજા ખંડમાં જઇને લાવ્યા હોઇએ, અને આપણા ખંડમાંથી બીજા ખંડમાં લઇ ગયા હોઇએ, તો તે વસ્તુનું મૂલ્ય એક વરસ સુધીનું વ્યાજ, ભાડું, મજુરી, વગેરે ખરચ બેસે તે જોડીને કાંઇ યોગ્ય નીતિપૂર્વક નફો ઠરાવીને યોગ્ય નફો લેવો. એકજ બોલી રાખવી. ન્હાના મોટાને સરખું દેવું. છળ કપટ ન કરતાં ઇશ્વરનો ભય રાખી વેપાર કરવો. સૈયારાની હોળી પણ બુરી. ઓછી પુંજીનો વેપાર તમને મારશે. રોજમેળ હાથે લખવો. અગર દરરોજ જોઇને ત્હેનાપર પોતાના હાથથી સહી કરવી. દરસાલ ખાતું સાફ કરવું, દેવાળીયાની માફક ઉધાર ન દેવું.

હિંદમા તમામ મોટા વ્યાપારીઓએ દ્રઢ સંપ કરીને પ્રજાના મ્હોટા ભાગ સાથે મળીને હિંદના નાકાના નગરોમાં એવી સમિતિ (કમિટીઓ) સ્થાપવી કે પરદેશનો જે માલ આવે તે આવી કમિટીઓ મારફત લેવાય અને પછી હિંદના ભાગોમાં વેચાય, તેમજ પરદેશમાં જાય તે આવી કમિટીની મારફત જાય. આમ કરવાથી સ્વદેશની ઉન્નતિ અવશ્ય થશે.

## શુદ્ર.

૨૦૭—ઉપર જે શૂદ્રના લક્ષણ છે, તે શુદ્રોએ ધ્યાનમાં રાખવાં જોઇએ; ગૃહસ્થનાં કર્મ પોતાની શક્તિ, અધિકારાનુસાર પાળવાં; અનેક પ્રકારના હુન્નર, ધંધા અને સેવા પ્રકાર મરણ સુધી પોતે શીખવાં તથા પોતાનાં સંતાનોને શીખવવાં. હાથ, જીભ અને ઇન્દ્રિય વિષયમાં સાચું રહેવું. ઉચ્ચ પદવી મેળવવા પ્રયત્ન કરવો.

ઘ

ઇશ્વર પ્રાપ્તિ વા મોક્ષ સિદ્ધિ અર્થે એટલું કહેવાનું છે કે

૧–પંચ મહાયજ્ઞ કર્મ (જુઓ પ્ર. ૨ અંક ૧૭) કરવા
૨–પાપ વાસનાને હેનાથી વિરૂધ્ધના અભ્યાસવડે નિર્મૂલ કરવી, એટલે કે–અધર્મનો ત્યાગ કરવાની ટેવ પાડવી.

૩–યમ, નિયમ (જુઓ પ્ર ૧ ઉ. ૩) માં દ્રઢીભૂત થવું.

૪–આવી રીતે જ્યારે સત્‌કર્મના પ્રવાહથી દુષ્ટ કર્મોનો અભ્યાસ છુટી જાય ત્યારે નિષ્કામ કર્મ (જુઓ પ્ર. ૨ અંક ૧૧) કરવાનો અભ્યાસ રાખવો; તેથી પ્રવૃત્તિમાંથી મન નિરાસક્ત થશે અને મનને એકાગ્ર થવાનો વખત મળશે. તે પછી ત્રાટક વગેરે સાધન કરવાં; પછી શિક્ષક પાસેથી પદાર્થ વિદ્યા શીખવી એટલે દ્રવ્ય (પંચ–ભૂત, દેશ કાલ, તમ, આકર્ષણ, અંતઃકરણ, જીવ અને આત્મા) ગુણ (સ્પર્શાદિ) કર્મ (ગતિ) અને તેમના સંબન્ધ વગેરેનું સ્વરૂપ નિશ્ચય કરવું.

૫–પછી ઇશ્વરને નિરાકાર–આકાશવત્ પરિપૂર્ણ સમજી હેનું ધ્યાન કરવું, એટલે તદાકારવૃત્તિ ને વિકસાવી સ્થિર કરવી. પછી એવા–દયાશીલ, સંતોષી, વિચારશીલ, આર્જવ યુક્ત, ક્ષમા શીલ, કરૂણાવાળા તથા અહિંસા, વૈરાગ્ય, સત્ય, શીલવાળા પુરૂષે (એટલે અધિકારીએ) કોઇ સદાચારી ધર્માત્મા, બ્રહ્મવેત્તાનો સંગ કરવો.

આમ કરવાથી એજ જન્મમાં પરમાત્માનો સાક્ષાત્કાર અને મોક્ષનો નિશ્ચય થઇ રહેશે. તમારા ઉત્તમ અને ભગિરથ પ્રયત્ન અનુસાર ઇશ્વરની સત્તાવડે તમારી શુભ કામના પૂર્ણ થશે, એ ખચિત સમજવું.

૬–જ્યાંસુધી અંતિમવિદ્યા એટલે બ્રહ્મવિદ્યા સંપાદન ન થાય ત્યાંસુધી ઉપનિષદોમાં જેમ ओंकार (પ્રણવ) ની નિર્ગુણ ઉપાસના સ્પષ્ટ રીતે લખી છે (માંડુક્ય ઉપનિષદ જુઓ) તે પ્રમાણે ઉપાસના કરતા રહેવું. આમ કરવાથી બન્ને લોકમાં સુફલ પ્રાપ્ત થશે. અર્થાત્ વ્યવહાર અને પરમાર્થ ઉભય સુધરશે.

૭–જો તે (ઉપાસના) ન થઇ શકે તો નિષ્કામ કર્મ કરવાં.

૮–જો આ પણ ન થઇ શકે તો પોતાના જીવનને સદા કાલ સત્કર્મમાં યોજવું. પરંતુ આ જીવન 'ભાવનામય હોવું' જોઇએ એટલે સત્કર્મ વગેરે જે કાંઇ કરવું તે શ્રદ્ધા–વિશ્વાસમય થઇને

કરવુ', કેમકે જેનામાં શ્રદ્ધા-વિશ્વાસ-આસ્થા છે અને દ્રઢતા છે ત્હેનુ' જીવન આનંદ અને શાંતિ ભોગવે છે. તોપણ આટલું ધ્યાનમાં રાખવુ' કે આ ભાવના-શ્રદ્ધા-વિશ્વાસ-આસ્થા સાચી હોવી જોઇએ. જો નરસામાં સારૂ' છે એવી, અને સારામાં નરસુ' છે એવી ભાવના-શ્રદ્ધા થશે, તો સારૂ' પરિણામ આવશે નહી'. આવી રીતે સકામ કર્મ કરવાં. અને એ પણ જો ન થાય તો અસત્ કર્મ કરવાં પડશે. કેમકે કર્મ વિના જીવન થઇ શકતુ' નથી. એટલે જન્મવુ' અને મરવુ'!!

છ.

(પ્ર૦) મહારાજ, કેટલાક ગ્રંથોમાં એમ વાંચીએ છીએ તથા સાધુ અને ફકીરોને મ્હોંએ એવુ' સાંભળીએ છીએ કે "કોઇ કોઇ યોગી મહાત્મા, પોતાના શિષ્યને અજ્ઞાન જડ બુદ્ધિવાળા જાણી પોતાના યોગ બલથી શિષ્યના દુર્ગુણ દૂર કરી મન શુદ્ધ બનાવી, અંતઃકરણ સ્તબ્ધ કરી ત્હેને એકાગ્ર કરે છે, તથા ઇષ્ટ (સત્ય-પરમેશ્વર) નુ' દર્શન કરાવે છે. આથી શ્રમ લીધા વિના તે શિષ્ય મોક્ષપદને પ્રાપ્ત થાય છે;" જો આ વાત સત્ય હોય તો, મ્હારા ઉપર પણ તેવી કૃપા કરી મ્હને આવી રીતે' શ્રમ વિના પરમપદ પ્રાપ્ત કરાવવુ', એ આપને ઘટિત છે.

(ઉ૦) યોગી વા મેસ્મેરાઇઝ કરનાર, સાધક (સબજેક્ટ) ના મનને પોતાના શક્તિદ્વારા અમુક કાળ પર્યંત સ્તબ્ધ કરી શકે છે, અને કેટલેક દરજ્જે શિષ્યના મનની સ્થિતિ સ્વસ્થ કરી શકે છે, અને પછી ત્હેના મનને એકાગ્ર કરી ઇષ્ટ પ્રાપ્ત કરાવે છે, એ વાત કંઇક અંશે તો ખરી છે. તોપણ જેવા રૂપમાં સાધુ ફકીરો મ્હેકાવે છે અગર લોક માને છે વા નવીન ગ્રંથમાં લખેલી વાંચવામાં આવે છે, તેમ નથી. એટલે એકાગ્રતા કરાવ્યા પૂર્વે ઇષ્ટના સ્વરૂપ ઓળખવા અર્થે તેનાં લક્ષણ અને વિવેક ઉપદેશાય છે, તે વિના સમાધિ કરાવવાના કાળમાં શિષ્ય, પોતાના ઇષ્ટને ઓળખી શકે નહી', શૂન્ય સ્થિતિમાં રહે છે. એટલાજ માટે યોગમાં એકલો યોગ (ચિત્તનિરોધ) ન માનતાં વિવેક ખ્યાતી (નિર્ચિંતનો સાક્ષાત્) માનેલ છે. જે વિવેક અને લક્ષણ જણાવ્યા વિના ઇષ્ટની ઓળખાણ કરાવવા ધારે છે તે, વિવેકી યોગી નથી. તેવા

પ્રયોગનું પરિણામ, એ આવે છે, કે, શિષ્ય વિશ્વાસુ રહે છે, અને તે જ્યારે બીજા (ગ્રંથ–મત–પક્ષ) ના સંસર્ગમાં આવે છે, ત્યારે પૂર્વે જોયેલાં કે માનેલા ઈષ્ટને ઇષ્ટ ન માનતાં સંશય ભ્રાંતિમાં તણાય છે, અને ઇન્દ્રજાળના ખેલવત્ સમજે છે. પછી તેને ઠેકાણે લાવવું મુશ્કેલ થઇ પડે છે. (એવા દાખલા ઇતિહાસ ઉપરથી જોવામાં આવ્યા છે.)

ઉપરોક્ત વિધિમાં જે હાનીની સૂચના કરવામાં આવી છે, તે સિવાય બીજી મહાન હાની થવાનો સંભવ રહે છે. તે એ કે–ઉપર જે પ્રયોગ દર્શાવવામાં આવ્યો છે તે પ્રયોગ કરાવવાનો પાત્ર એવો મનુષ્ય થાય છે કે, જેણે દસબાર વર્ષ ગુરૂ ઉપાસના કરેલી હોય, વળી ત્હેનો ગુરૂ તેવી યોગ્યતા ધરાવતો હોયઃ પણ એવા ગુરૂ હાલમાં વિરલ હોય છે, માટે તેવા સંસ્કાર–ભાવના વશ થઇ ખોટી આશામાં કાળ વ્યતીત કરવો એ હાની છે. કદાચિત તેવો ગુરૂ અને શિષ્ય પણ હોય, તોપણ પ્રયોગ પ્રસંગે જો શિષ્ય વાયુ પ્રકૃતિ આધીન, અસ્થિર સંસ્કારવાળો, નિર્બુદ્ધ હોય તો, ગુરૂના આકર્ષણ અને બલવાન સંસ્કારી ઓરા (તેજસ)ને ઝીલી શકશે નહીં, એટલે ઉન્મત્ત (ગાંડો) થઇ જશે, અને તેની આખી જિંદગી વ્યર્થ થશે (એવો ૧ દાખલો જોવામાં આવ્યો છે). જો કદાચિત ધારણ કરી શકશે, તોપણ વિશ્વાસુ રહેવાનો અને અંતે ઉપરોક્ત પરિણામનો ભોગ થવાનો, માટે એવા પ્રયોગ–વિધિને ઉત્તમ ગણતા નથી; કેમકે જોખમ ભરેલો છે, (અહીં ઉપર જે હઠ નિગ્રહનો નિષેધ કર્યો છે, ત્હેનું સ્મરણ કરો).

વળી બીજી વાત. અર્જુન જેવા અધિકારી અર્થે શ્રી કૃષ્ણ જેવા વિવેકી યોગેશ્વરને પણ ગીતારૂપે ઉપદેશ કરવો પડ્યો. રામચંદ્ર જેવા અધિકારીને પણ ત્હેના ઈષ્ટ પ્રાપ્ત્યર્થે યોગવાશિષ્ટના રહસ્યની જરૂર પડી. જો કદાચિત તે (હઠ) પ્રીતિ માત્રથી કલ્યાણ થઇ શકતું હોત, તો આવી રીતે અર્જુન અને રામચંદ્રને પણ ઇષ્ટ પ્રાપ્તિમાં જ્ઞાનોપદેશની જરૂર ન પડતે, તેમજ ઉપનિષાદિ ગ્રંથ અને મહાત્માઓનો પ્રયાસ સાર્થક નહીં ગણાતે. તમારી કહેલી તે પદ્ધતિ જો સર્વથા ઉપયોગી હોત તો રાજા અને શ્રીમંત માત્રને સહેજમાં પરમપદ પ્રાપ્ત થઇ રહે; પરંતુ વ્યવહારમાં તો ત્હેનાથી ઉલટું જોવામાં આવે છે. એટલે કે રાજા અને

શ્રીમંતોને તો ઉલટાં એ વિષયથી વિમુખ દેખીએ છીએ, (ભાગ્યેજ કોઇ એ પદને પ્રાપ્ત થાય છે). તેમજ ગ્રંથ અને મહાત્માઓનો પ્રયાસની સાર્થકતા જોઇ શકીએ છીએ, માટે તમારી માન્યતા સર્વાંશે સ્વીકારવા યોગ્ય નથી. વળી તમારા માનેલાં દષ્ટાંતો કવચિતજ મળે છે, અને જ્યાં એવું દષ્ટાંત મળે (થાય છે) ત્યાં સૂક્ષ્મ દષ્ટિયે તપાસતાં એવું સિદ્ધ થાય છે કે શિષ્ય બહુ કાલથી ગુરૂની સાથે સહવાસી હોવાથી વિવેકી અને શુદ્ધ થયો હોય છે, અને તેથી ત્હેને તેવો પ્રસંગ પ્રાપ્ત થાય છે. જો શિષ્ય તેવો ન હોય, તો તેવો પ્રયોગ, ઇષ્ટ ફલ આપતો નથી, ઉલટો ઉપર કહ્યા પ્રમાણે હાનીપ્રદ થઇ પડે છે; માટે તમારે આવા લ્હે નિર્ગ્રહમાં પડવું નહીં. છતાં પરીક્ષા અર્થે તેમ કરવું હોય તો, ઉપર જણાવ્યા પ્રમાણે સદ્‍ગુરૂ સેવી, સત્સંગદ્વારા વિવેક પ્રાપ્ત કરીને આવશો ત્યારે તમારી યોગ્યતામાં જેમ હશે, તેમ ફલ પ્રાપ્ત થશે. અર્થાત ઉપર જણાવેલાં બન્ને પરિણામમાંથી ગમે તે એક પરિણામ આવશે.

પ્ર.—ઉપરના પ્રકરણોમાં જે વિષયોનું વિવેચન કરવામાં આવ્યું છે ત્હેને તે પ્રમાણે સ્વીકારી માન્ય રાખનારને નિર્ગુણ ઉપાસના શીખવવાનો અને બ્રહ્મવિદ્યાનું જ્ઞાન પ્રાપ્ત કરાવવાનો આરંભ કરવો જોઇએ.

ઉ.—આ માટે ઉતાવળ ન કરો ધીરજ અને સંતોષ રાખો. પ્રથમ વ્યવહાર શુદ્ધ થઇ પશ્ચાત નિષ્કામ કર્મનો અભ્યાસ કરો, અને તે પછી સગુણ ઉપાસનાના અભ્યાસી થાઓ. આવી રીતે ઉપર કહ્યા પ્રમાણે કર્મ સિદ્ધિ અને ઉપાસના સિધ્ધિ કરીને આવજો ત્યારે નિર્ગુણ ઉપાસના અને તે પછી બ્રહ્મવિદ્યાનું જ્ઞાન પ્રાપ્ત થઇ શકશે. હજી તમે ગ્રંથોક્ત વિષયનું શ્રવણ મનન કર્યું છે પણ ત્હેમે અનુરૂપ વર્ત્તન થયું નથી. વર્તન વિના અંતઃકરણની શુદ્ધિ થતી નથી માટે મલ વિક્ષેપરહિત થઇને આવજો.

શુદ્ધ થઇને આવો તે પુર્વે નીચેની વાતોપર વિચાર કરવાની જરૂર છે માટે તે સંબંધી યોગ્ય નિશ્ચય કરી રાખશો.

આર્યધર્મના ગ્રંથો (વેદ, બ્રાહ્મણ, ઉપનિષદ્‍, બ્રહ્મસુત્ર, મીમાંસાદિ છ શાસ્ત્રો, સ્મૃતિ–રામાયણ, મહાભારત–વગેરે ગ્રંથોમાં મતભેદ

સાંભળ્યા હશે, તથા તેમના વાક્યાર્થો માટે વિદ્વાનોમાં વિવાદ છે તે પણ જાણતા હશો. વળી ઉક્ત પુસ્તકોમાં મિશ્રણ થયલું હોઇ, કેટલોક ભાગ ક્ષેપક તરીકે પણ માનવામાં આવે છે. તેમજ તે ગ્રંથોના દેશકાલ સ્થિતિથી વર્તમાન દેશકાલ સ્થિતિમાં ઘણું અંતર પડયું છે તેથી નાના પ્રકારના સંપ્રદાય–પંથ–મત પ્રવર્ત્યા હોય એમ પણ જણાય છે. આટલુંજ નહી બલ્કે તેઓમાં વિરોધ પણ છે. આટલા માટે શબ્દ પ્રમાણની દૃષ્ટિએ શું સત્ય માનવું એ કહેવું કઠિન થઇ પડયું છે.

કેટલાક તટસ્થ સારગ્રાહી વિદ્વાન પુરૂષ સર્વની એકવાકયતા કરવા મથે છે. કેટલાકો એમ કહે છે કે એવા ગ્રંથોમાં દેશકાળસ્થિતિ અને વ્યકિતનો અધિકાર જોઇને જુદા જુદા પ્રકારના ઉપદેશનું કથન કરવામાં આવ્યું છે, માટે તેઓમાં મતભેદ છે એમ ન માનતા પોતપોતાના અધિકાર અનુસાર તેમાંથી ત્યાગ ગ્રહણ કરવો. જેમકે ભગવદગીતાના લેખમાં વિવાદનો અંત આવે તેમ નથી છતાં યથા અધિકાર સાર ગ્રહણ કરવાનો છે.

જોકે ઉપરની વાત ગ્રહણ કરવા યોગ્ય છે એટલે તર્કયુકિત વડે ખંડન મંડન કરી એકવાકયતા કરવા મથીએ અથવા અધિકાર ભેદ દરશાવીએ, તો ખંડન મંડનનો અંત આવે તેમ નથી.

પણ તે સિવાય કેટલાક આવા પ્રકારના પણ વિરોધ છે કે જે માટે ઉપરોકત ઉદ્દેશ વા દ્રષ્ટિ કામમાં આવતી નથી. જેમકે ઉદાહરણ તરીકે:—

क (१) तत् सवितुः १। ગાયત્રી મંત્ર अग्निमिळे पुरोहितं (ऋग्वेद मंत्र) (२, युजन्ति–ब्रध्नमरुपंचरंतं. (ऋग्वेद मंत्र) ३ अधन्तमः प्रविशतियऽविद्यामुपासते (यजुर्वेद) ४ ઇ. વેદ મંત્રના એકજ વિદ્વાને ષડંગની સાક્ષી લઇને ચાર ચાર અર્થ કર્યા છે.×

અને તે એકબીજામાં સંબંધ રાખતા નથી. તે સિવાય બીજા ભાષ્યકારોએ બીજા અર્થ કર્યા છે. (જુઓ સ્વામી દયાનંદ કૃત વેદભાષ્ય

× દરેક ધર્મમત પ્રમાણે ગાયત્રીમંત્રના ૨૧ અર્થ અમ્હારા વાંચવામાં આવ્યા છે. જડવાદી, અનીશ્વરવાદીએ પણ સ્વપક્ષાનુકૂલ વ્યાકરણ કોષનો આધાર લઇને અર્થ કર્યો છે.

તથા ઋગ્વેદાદિભાષ્ય ભૂમિકા; અને સાયણાચાર્ય કૃત ભાષ્ય તથા મૅક્ષમૂલર અને શંકર પાંડુરંગ શાસ્ત્રીના અભિપ્રાય; તથા મહીધર ભાષ્ય અને દયાનંદ કૃત સત્યાર્થપ્રકાશ અને આત્મારામ જૈની કૃત, जैन तत्त्वादर्श વગેરે.

(૨) १ प्रजापतिर्वैस्वां दुहितरम्. इत्यादि (ऐ. प. ३ कांड ३३—३४)
२ प्रजापतिर्वै सुपर्णो इत्यादि (श. कां १० अ. २)
३ पितादुहितुर्गर्भंदधातिपर्जन्यः [ शि )
४ सद्यौमेपिताजनितानाभिरत्र (इत्यादि) ऋ. मं. १ सू, १३४)

એક વિદ્વાનના લખ્યા પ્રમાણે આ મંત્રોથી એમ સિદ્ધ થાય છે કે–

૧ પ્રજાપતિ–(સૂર્ય) ની બે કન્યા (પ્રકાશ, ઉષા) વીર્ય=(સૂર્ય કિરણ) પુત્ર (દિવસ) એટલે સૂર્યનાં કિરણો જ્યારે ઉષાની સાથે સમાગમ કરે છે ત્યારે દિવસ ઉત્પન્ન થાય છે.

૨ પિતા–(જલ–મેઘ) તેની દીકરી (પૃથ્વી) માં પોતાનુ વીર્ય (વર્ષા) ધારણ કરે ત્યારે ગર્ભ રહીને ઔષાધઓ ઉત્પન્ન થાય છે.

૩ સૂર્યપ્રકાશ (પિતા) પૃથ્વી (માતા અગ્નિને ચંદ્રિકા સમાન ઉપર નીચે છે.

૪ ગર્ભસ્થાન (ભૂમી) પતિસ્થાન (મેઘ) તે બન્નેના સમાગમથી ઔષધી ઉત્પન્ન થાય છે. ઇત્યાદિ રૂપાલંકાર છે.

પણ પુરાણાદિકમાં બ્રહ્માએ પોતાની દીકરી સાથે ભોગ કર્યો, એમ અર્થ કરેલ છે, એમ કહેવાય છે. તેમજ બીજા મંત્રોનો અન્યથા અર્થ કીધો છે.

વળી

(૩) इन्द्रागच्छेति गोरावस्कन्दिन्नहल्यायैजारेतिरेतः सोमः (श. का. ३)
रात्रिरादित्यस्यादित्यादये (निरु. अ. १२ खं. ११)
सूर्यरश्मिश्चन्द्रमागन्धर्वइत्यपिनिगमोभवति सोपिगोरुच्यते.
(निरु. अ. २. खं. ६.)

અહિં ઇન્દ્ર (સૂર્ય) રાત્રિ (અહલ્યા) ગૌતમ (ચંદ્ર) ગૌતમની સ્ત્રી રાત્રી અને જાર સૂર્ય છે, એટલે રૂપાલંકાર છે.

ગૌતમ (ત્વરાથી ગતિ કરનાર) અહલ્યા (એટલે દિનનો લય કરનાર)–સૂર્ય જાર–રાત્રીના શૃંગારને બગાડે છે–આ રૂપાલંકારનો અર્થ પુરાણી એમ સંભળાવે છે કે, ગૌતમ ઋષિની સ્ત્રી પાસે ઇન્દ્ર જારકર્મ કરવા આવ્યો હતો. હવે બુદ્ધિવાન પોતેજ વિચારશે કે કેવો અનર્થ થયો છે!

(૪) તેમજ ઇન્દ્ર (સૂર્ય) વૃત્ર (મેઘ) નો રૂપાલંકારથી વેદમાં ઘણો વિસ્તાર કર્યો છે;* પણ પુરાણમાં ઇન્દ્રરાજા તથા વૃત્રાસુર દૈત્યની લડાઇના અર્થ કરેલા સાંભળીએ છીએ.*

વળી જો વેદ ઇશ્વર પ્રેરિત પુસ્તક હોય તો તેમાં કોઇ જીવનો ઇતિહાસ કે સાક્ષી ન હોવાં જોઇએ. અને આર્ય લોકો એમજ (વેદમાં ઇતિહાસ નથી અને તે ઇશ્વરોક્ત છે) માને છે, માટે ઉપરોક્ત અર્થ માન્ય ન ગણાય. (ઉપર જણાવ્યા મુજબના એવા બીજા ઘણા દાખલા મળી શકે છે પણ ગ્રંથ વિસ્તારના ભયથી ઉપયોગી ન જાણી અત્રે ટાંક્યા નથી.)

(૫) મહીધર પંડીતે યજુર્વેદના ભાષ્યમાં "गणानांत्वा" ઇત્યાદિ મંત્રના (સ્ત્રીને અશ્વ સાથે સંસર્ગ વગેરે) નિર્લજ્જપણાના અર્થ કર્યા છે, તેનો અણસારો પાછળ કરવામાં આવ્યો છે.

(૬) વેદનું જ્ઞાન ઇશ્વરથી પ્રથમ બ્રહ્માને થયું કે બીજાને થયું તે બાબતમાં વિવાદ છે.

तेभ्यस्तप्तेभ्यस्त्रयोवेदाअजायताग्नेर्ऋग्वेदोवायोर्यजुर्वेद.

इत्यादि (अ ५ कां ११ शतपथ) अध्यापयामासपितृन् शिशुरांगिरसः कविः (मनु)

બ્રાહ્મણ ગ્રંથોમાં સૂર્ય, અગ્નિ, વાયુ, અંગિરા–એ ચારઋષિના હૃદયમાં વેદ પ્રકાશ પામ્યો, એમ લખ્યું છે; પણ પુરાણી લોકો પેહલ-વહેલા બ્રહ્માના હૃદયમાં વેદ પ્રકાશ પામ્યો (શીખ્યા) એમ બતાવે છે.

(૭) બ્રાહ્મણ ગ્રંથ વેદ નથી, તેમજ ઉપનિષદ્ પણ વેદ ગ્રંથ નથી, પણ તે ઋષિઓથી રચિત છે. કારણ કે— यद्वैकिंचनमनुरव दत्तद्भेषजं भेषजतायाः–इत्यादि (सामब्राह्मण)

---

* વેદ ભાષ્ય ભૂમિકા જુઓ.

સામ બ્રાહ્મણમાં મનુસ્મૃતિ અને અન્ય સ્મૃતિનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે, તેટલા માટે તે મનુસ્મૃતિ પછી રચાયાં હોવાનું ઘટી શકે; અને મનુસ્મૃતિમાં વેદના આધાર ઉલ્લેખના દ્રષ્ટાંતો મળે છે માટે વેદનું નિર્માણ પ્રથમજ છે એમ સ્પષ્ટ જણાય છે. વળી બ્રાહ્મણ ગ્રંથોમાં તથા ઉપનિષદોમાં વેદોની શ્રુતીના દાખલા અને અર્થ લખ્યા છે–ઇત્યાદિ અનેક પુરાવાથી બ્રાહ્મણ અને ઉપનિષદોથી વેદ પ્રતર જણાય છે. છતાં એ બાબતમાં વિવાદ ચાલે છે.

(૮) ઉપલબ્ધ મનુસ્મૃતિમાં સેળભેળ થયા બાબત તેમજ ક્ષેપક તત્વો સંબંધી ઉપર કહ્યું છે. તેમ ત્હેનો કર્તા કોણ ત્હેનો પણ ચોક્કસ નિશ્ચય નથી, પણ મનુ રચિત નહીં હોય એવી શંકાને અનુકૂલ તો ઘણા પુરાવા છે:—

१ इत्येतन्मानवंशास्त्रंभृगुप्रोक्तंपठनद्विजः इत्या मनुस्मृति).

२ प्रतिपूज्ययथान्यामिदं वचनमब्रुवन् (मनुस्मृति)

३ वेदोऽखिलो धर्म मुलंस्मृतिशीलेचतद्विदां.

४ श्रुति स्मृत्युदितं धर्म (मनु. अ. २.)

ઉપર ઉતારેલા મનુસ્મૃતિના શ્લોકોથી એમ જણાય છે કે, મનુ અને ભૃગુઋષિએ મનુસ્મૃતિ બનાવી નથી, પણ કોઈ ત્રીજાએ બનાવી છે; કેમ કે આ મનુશાસ્ત્ર ભૃગુએ ઋષિ પ્રત્યે કહ્યું છે, એમ ઘણી જગ્યોએ લખ્યું છે, તેથી ત્રીજાથી રચિત છે એમ સિદ્ધ થાય છે. વગેરે.

(૯) એવીજ રીતે વાલ્મિકી રામાયણ બાબત.—

तपः स्वाध्याय ... ... ...<br>नारदः परिपप्रच्छवाल्मीकिर्मुनिपुंगवम् } वालमिकी रामायण.

આ શ્લોકથી સિદ્ધ થાય છે કે, નારદ અને વાલ્મીક શીવાય ત્રીજાએ રચ્યું છે.

(૧૦) તેમજ મહાભારત સંશયાત્મક છે. चतुर्विंशति साहस्रीं चक्रे भारत संहिताम्. आ. ९. १. १०१॥ પરંતુ વર્તમાન મહાભારતના ચોવીસ હજારને ઠેકાણે સવાલક્ષ શ્લોક મનાય છે.

(૧૧) સ્મૃતિઓમાં પણ પરસ્પર વિરૂદ્ધતા છે; જેમકે એક સ્મૃતિ કહે છે કે 'પુત્ર ન હોય તો પુત્રીને જાયદાદ મળે' (નાગરોમાં આ રીત છે તેમજ બંગાલમાં પણ છે). એક સ્મૃતિ કહે છે કે, યુવા કન્યા પરણાવવી અને બીજી કહે છે કે, ઋતુ થયા પહેલાં પરણાવવી. એક કહે છે કે, માંસ ખાવું અને બીજી કહે છે કે, ન ખાવું–ઇત્યાદિ. (વિશેષ દ્દષ્ટાંતો સ્મૃતિઓમાં જુવો પ્રસિદ્ધ છે).

(૧૨) એવીજ રીતે ગોભિલ, આશ્વલાયન વગેરે ગૃહ્યસુત્રોમાં પરસ્પર ફેર છે. કોઇ માંસ ખાવાનું લખે છે, અને કોઇ ન ખાવા માટે લખે છે; કોઇ મુંડન કરાવવાનું કહે છે અને કોઇ ના પણ કહે છે.

(૧૩) તેમજ ષટ્શાસ્ત્રોની શૈલીમાં પણ પરસ્પર વિરોધાભાસ છે. કોઇ નાના જીવ બતાવે છે; કોઇ આભાસ રૂપ જીવ બતાવે છે; કોઇ ઇશ્વરને અભિન્નનિમિત્તોપાદાન બતાવે છે; કોઇ પ્રકૃતિને સ્વતંત્ર કહે છે; કોઇ ઇશ્વર નથી એમ કહે છે; કોઇ પરમાણુઓને નિત્ય બતાવે છે; કોઇ પ્રકૃતિ–માયાને અનાદિ સાંત અને કોઇ નિત્ય કહે છે. કોઇ કર્મથી અને બીજા જ્ઞાનથી મુક્તિ બતાવે છે. ઇત્યાદિ. મુળ સૂત્ર જોવાથી ઘણું વિરોધ દર્શન થતું જોવામાં આવે છે.

(૧૪) કોઇ કહે છે કે, બીજી ભાષાની માફક સંસ્કૃત ભાષા પણ અપૂર્ણ છે, કારણ કે તેમાં अ क ज ज्ञ ड ख ग ॲ ऑ ઇત્યાદિ વર્ણના ઉચ્ચાર નથી, ફારસીમાં છે; અને હા, (યસ, આરે) એનો પર્યાય શબ્દ નથી. ક્રિયાના પ્રત્યગોમાં લિંગ ભેદ નથી ઇત્યાદિ કલ્પના કરે છે. તે સંબંધી વાદવિવાદ કરવાનું અમારૂં પ્રયોજન નથી કારણ કે સંસ્કૃત ભાષા સર્વ ભાષાથી ઉત્તમ ભાષા સિદ્ધ થઇ ચુકી છે.

ઉપર જે ચૌદ બાબતો લખી છે, એનો જો નિર્ણય તમારે કરવો હોય તો નીચે લખેલા ગ્રન્થોની પરસ્પર સરખામણી કરવી. ૧ ઉપર જે વેદભાષ્ય વગેરે ગ્રન્થ લખ્યા છે તે. ૨ સંસ્કારવિધિ. ૩ ન્યાય પ્રકાશ, ૫ હારીતસ્મૃતિ, ૫ આપસ્તંબ સૂત્ર, ૬ ગોભિલ સૂત્ર, ૭ આશ્વલાયન સૂત્ર, ૮ ઉપનિષદ્, ૯ ષટ્શાસ્ત્ર, ૧૦ નારદ અને મિતાક્ષરા તથા મનુ અને વિષ્ણુસ્મૃતિ, 'સર્વદર્શનસંગ્રહ–વગેરે ગ્રંથોનું દર્શન કરવું×

---

× ઉપર વિવેચન અને દ્રષ્ટાંત આપવાનો આશય એ છે કે શબ્દ પ્રમાણ માત્રને વળગવું નહીં. અને એટલાજ માટે આ ગ્રંથમાં શબ્દ-પ્રમાણને મુખ્ય આધારભૂત તરીકે ન ગણતાં બીજે પ્રકારે વિષયો સિધ્ધ કર્યા છે. જો કે "શબ્દ પ્રમાણ અનાદરણીય' એવો અભિપ્રાય આ ગ્રંથકર્તાનો નથી, પણ એટલું તો ખરૂં કે શબ્દ પ્રમાણ માત્રથી નિર્ણય થાય તેજ માનવું એ પણ આશય નથી. પણ આર્ય પ્રજા માટે વેદજ સ્વતઃ પ્રમાણ છે તેનાથી નિર્ણય કરી માનવાનું છે. અને દેશકાળ સ્થિતિ તથા અધિકાર દષ્ટિપર બળ આપશો તો વેદ ઉપનિષદ્ ષટશાસ્ત્ર એઓની સારગ્રાહી દ્રષ્ટિથી એક સિદ્ધાંત ઉદ્ભવ થઇ શકશે, તેમજ પરસ્પરમાં વિરોધી નથી એમ જણાશે.

(ख) એવીજ રીતે ઈરાની જૈની, કુરાની, કિરાની વગેરે બીજા મતના ગ્રંથોમાં પણ પરસ્પર વિરોધ જણાય છે. તેમના ગ્રંથ જુઓ.×)

(ग) તે સિવાય બીજું તમારે ધ્યાનમાં રાખવાનું એ છે કે, અનેક પ્રકારનાં પ્રશ્ન અને ઉત્તર (શંકા સમાધાન), અનેક પ્રકારનાં પદ અને પદાર્થ, અનેક લક્ષણ, અનેક પ્રકારના ઉપદેશ, અને અનેક સૂક્ષ્મ ગહન પ્રક્રિયાઓ છે તેનો અંત આવે તેમ નથી." માટે સારગ્રાહી રહેવું.

(घ) કોઇના કથન–મંતવ્ય માત્રને પરીક્ષા કીધા વિના માની બેસવું નહીં કારણ કે આપણામાં ઘણી દંતકથાઓ, ઘણાં કથનો ઘણા મંતવ્યો અશાસ્ત્રોક્ત, સૃષ્ટિક્રમથી વિરૂદ્ધ છે, છતાં માત્ર વ્હેમ અને અંધભાવને લીધે સત્ય તરીકે માનવામાં આવે છે, અને ત્હેના ઘણા હાસ્યજનક દૃષ્ટાંતો મળી આવે છે, જેમકે—

સ્વામિનારાયણ પંથના સ્થાપક સહજાનંદ સ્વામિ માટે ત્હેના કોઇ શિષ્ય લેખકે એમ જણાવ્યું છે કે, જ્યારે 'શિક્ષાપત્રી' નામનું

---

× બાઇબલ ગ્રંથના અર્થ યહુદી, સ્વીડનબર્ગ પ્રોટેસ્ટંટ અને રોમન કેથોલીક એ એક બીજાથી બીજા પ્રકારના કરે છે, અને તેઓમાં ઘણે ભાગે મતભેદ છે. તોરેત અને ઇંજીલમાં મતભેદ છે. તેથી તેમાં નાના પંથ છે. કુરાનના અર્થમાં હુસેની–યુસુફી, તફસીર ઘણી જગ્યા જુદી પડે છે. તેમના ધર્મ ગ્રંથોમાં મત ભેદને લીધે તેમના ધર્મના ચાર મોટા ભેદ પ્રસિધ્ધ છે. જૈન વિગેરેના ગ્રંથના અર્થ અને મતમાં ભેદ છે. આ સ્પષ્ટજ છે એટલે કે તેના ધર્મના પણ ત્રણ મોટા મોટા ભેદ–પંથ પ્રસિધ્ધ છે. આવી રીતે તમામ ધર્મ પંથ અને તેવા ગ્રંથોમાં કાંઇ ગરબડ જણાય છે.

જો તમને મુસલમાની ધર્મ અને કુરાન ગ્રંથની અયુક્તતા જોવી હોય તો આર્ય મુસાફીર લેખરામ કૃત પ્રસિધ્ધ ગ્રંથ 'नकजीब अहमदिया' 'स्वस्त अहमदिया' 'जिहाद' 'तमासुल' આટલા ગ્રંથ વાંચવા. ખ્રિસ્તિ ધર્મની અસમીચીનતા જાણવા 'क्रिश्चियन मत दर्पण' વાંચો. પારસીઓમાં પુનર્જન્મ માટે વિવાદ ચાલી રહયો છે.

ઉપરોક્ત ગ્રંથોમાં કુરાન, બાઇબલ વગેરેના અવતરણો આપી આપી ત્હેમની અસમીચીનતા દર્શાવી છે. વિસ્તાર ભયને લીધે અત્રે ઉપેક્ષા કરીએ છીએ.

તે આચાર્ય રચિત પુસ્તક આપ્યું ત્યારે સરકારને કાયદાઓ બાંધવાની સ્હમજણ આવી. (કાનજી નથુભાઇ કૃત સહજાનંદ જીવન ચરિત્ર સં૦ ૧૯૯૬.)

(ख) નકલંકી અવતાર તરીકે મનાતા નારનોલ પ્રાંતવાસી ડેઢરાજે સં. ૧૯૧૩ માં મંત્રવડે ઝઝરના નવાબને નચાવ્યો હતો.

(ग) રસૈશ ધર્મના આચાર્યને ઇશ્વરના અવતાર તરીકે પૂજવામાં આવે છે, અને એ ધર્મ સત્ય તરીકે ગણાય છે.

(घ) એકમુખી રૂદ્રાક્ષ અને જમણા મુખવાળો શંખ જેની પાસે હોય ત્હેની ઋદ્ધિ ખુટતી નથી એવું લોકો માને છે (જ્યારે ગિરનારમાં અમે એક ટહેલનો ધંધો કરી ભીખ માંગી નિર્વાહ કરનાર પાસે એ જોયાં હતાં).

ઇત્યાદિ અનેક પ્રકારના કથનો, દંતકથાઓ, જ્હેમી પ્રજા સત્ય તરીકે સ્વીકારે છે, માટે આવી ગપ્પાષ્ટક કહાણી કિસ્સાઓમાં ન ફસાવું.

(ङ.) વકતાના આશય સ્હમજવા માટે ત્હેનું ધ્યાનપૂર્વક મનન કરી વિચારના મૂલને શોધવા પ્રયત્ન કરવો. દૃષ્ટાંત તરીકે કોઇ સરકારી અધિકારી (વહીવટદાર, ન્યાયાધીશ વગેરે) પ્રજાને કહે કે 'જો અમુક આમ કરશે તો અમુક લાભ યા હાની અમુક પ્રકારની હું કરીશ' તો આ કથન રાજ્યપુરૂષનું હોવાં છતાં ત્હેનું પોતાનું સ્વમાલિકીનું નથી. પણ રાજ્યપ્રાપ્ત જે અધિકાર તેણે સંપાદન કર્યો છે, અને જ્યાં સુધી તે તે સ્થાનપર નિયુક્ત છે, ત્યાં સુધી માટે છે. તે સ્થાનપરથી ઉતરતાં, કે છૂટો થતાં એ આજ્ઞા કે કથનની લેશ માત્ર કીંમત કે ઉપયોગિતા હોતી નથી. અર્થાત તે કથન કે લાભ હાની સર્વ સત્તાધારી રાજઆજ્ઞા હોવાને લીધે, રાજા તરફનાં હોવાથી ત્હેની કીંમત છે. એવી રીતે શ્રી કૃષ્ણચંદ્ર સરખા ઇશ્વરી નિયમોના જ્ઞાતાયે એ નિયમોનો સદુપદેશ કરેલો, પણ અજ્ઞાન પ્રજા ત્હેને કે કોઇ અન્ય મહાન આત્માઓને ઇશ્વર કે ઇશ્વરનો પુત્ર કે ઇશ્વરના દૂત તરીકે માનીને તે સંબન્ધી અનેક પ્રકારના વિવાદ કરે છે. એટલા માટે અસત્ય વિશ્વાસ કે દુરાગ્રહથી દૂર રહેવું.

આ પૂર્વાર્દ્ધ સંબન્ધી હવે અલ્પ વિવેચન કરીએ, એમાં પણ જે જે વિષયો સંબન્ધી વિવેચન કરવામાં આવ્યું છે, તેમાંનું કેટલુંક યુગ ધર્મ 'समयधर्म' સ્હમજીને કરવામાં આવ્યું છે; કારણકે દેશકાલને સ્થિતિને અનુકુલ જો મનુષ્ય જીવન ન હોય તો હાની થવાના સંભવો રહે છે. જીવનમાં ચેતનતા હોવી જોઇએ. પરિસ્થિતિને અનુકૂળ જે મનુષ્યજીવન હોતાં નથી તે ઉન્નતિને

પ્રાપ્ત થતાં નથી. આ માટે અત્રે જે સમય ધર્મને અનુકૂળ સમજીને કથન કરવામાં આવ્યું છે ત્હેને હમેશ માટે પત્થરની લીટીવત્ જડ માનશો નહીં. બલ્કે કોઇ એવી રૂઢી હોય કે જે ઘણાં વર્ષોથી દઢિભૂત થઇ રહી હોય, અને ત્હેને એકદમ દૂર કરવા જતાં લાભને બદલે દ્વેષ કે હાની થતી જણાય તો તે સંબન્ધી બહુજ ભારપૂર્વક બલાત્કાર કે કદાગ્રહ ન કરવો. એવે સમયે વ્યવહાર દર્શી થવાની જરૂર છે. જેને માટે એકદમ અમલ કરી શકતા નથી ત્હેને વખોડી દુઃખ દેવું કે ભોગવવું એમાં વ્યવહારિક દૃષ્ટિની ન્યૂનતા છે; બલ્કે કેટલીક વખત મૂર્ખતાભર્યું નીવડે છે. દાખલા તરીકે માત્ર ગુણ કર્મસ્વભાવાનુસાર વર્ણાશ્રમ વ્યવસ્થા ચલાવવી, સર્વના ખાનપાનાદિક વ્યવહાર એક કરવા આવી બાબતો કઠણ અને હાનીકારક પણ થઇ પડે છે. આ માટે દેશકાલ, વ્યક્તિ, પરિસ્થિતિ સર્વનો વિચાર કરી ઉપાય યોજવા, અને સમય સૂચકતા વાપરી આ ગ્રંથોક્ત ઉપદેશને વ્યવહારના કર્તવ્યપથમાં મૂકવા. સહિષ્ણુવૃત્તિ રાખવી અને કોઇની સાથે નાહક વિવાદમાં ન ઉતરવું. કારણકે અમને કોઇ પ્રકારનો દુરાગ્રહ નથી.

(ચ) અહીં સુધી ત્હમે જે કાંઇ શ્રવણ કર્યું છે (અને હવે પછી જે સાંભળશો) તેમાં જો ત્હમને શંકા, સંશય, વિપરીતતા જેવું લાગે તો વિચારશીલ શોધકની માફક સ્વતંત્ર શુદ્ધ દૃષ્ટિ રાખીને સમગ્ર વિવેચનનું શાંતિથી મનન કરશો તો એનું ગૂઢ રહસ્ય સ્હમજાઇ આપોઆપ સમાધાન કરી શકાશે. સમાધાન અર્થે આ ગ્રંથમાં કેટલાક નિયમાદિ તત્વ નિર્ણાયક વાકયો દાખલ કરવામાં આવ્યા છે. તે શિવાય અન્ય સતગ્રંથ, નિસ્પૃહિ યોગ્ય વિદ્વાન, જનહિતૈષી, કોઇ જીતેંદ્રિય જ્ઞાની, તત્વવેત્તા કે મહાત્માદ્વારા નિર્ણય કરવો.×

## ઉપદેશ પ્રકરણ સમાપ્ત.

× વિશેષ સંશય એ યથાર્થ જ્ઞાન પ્રાપ્તિની પ્રવૃત્તિ માટેનું એક સાધન છે. અને તેથી શોધકોને સ્ફુરે એવી કેટલીએક બળવાન શંકાઓની કોટિ, સંશય, અને વિપરીત ભાવના ઉત્પન્ન કરવા, વાંચવા, વિચારવા ઇચ્છા હોય તો પ્રસિદ્ધ થયેલા અદ્વૈતાદર્શ ગ્રંથમાં 'પક્ષતુલા (મતમાન)' (સર્વ મત પરીક્ષા દર્શકતુલના) ના વિષયનું મનન કરી ઉપરોક્ત નિયમાદિ ગુરૂદ્વારા વાંચવા એટલે તમામ સંશયોનું મન્થન થઇ સત્ય રહસ્ય પ્રાપ્ત થશે.

## અંતિમ નિવેદન.

આ પૂર્વાર્દ્ધ પ્રસંગમાં વાંચકો પ્રત્યે એક વિજ્ઞપ્તિ કર
છે. એમાં જે જે વિષયોનું વર્ણન કરવામાં આવ્યું છે તે
જ્ઞાની માટે કે કેવળ અજ્ઞાની માટેની દષ્ટિયે નથી કર
આવ્યું. પણ સામાન્ય જનસમાજ માટે ઉપયોગી થાય એ
લક્ષમાં રાખી કરવામાં આવ્યું છે. એવા સામાન્ય વાંચકવ
વાંચી વિચાર કરનારને કે સાંભળી મનન કરનારને સ્વતંત્ર શુદ્ધ
વૃત્તિ જાગ્રત થાય, અને સમાધાન કરવું સુલભ બને એ માટે
સમાધાન સંપૂર્ણપણે ન કરતાં સંક્ષેપમાં કર્યું છે.

સર્વ મત, સર્વ પંથ, સર્વ ધર્મ, સર્વ રિલીજીયન,
મજહબ, આ સર્વની પ્રસન્નતા મેળવવા સર્વને અનુકુલ થવુ
અતિ કઠણ છે. તેમ કરવામાં સત્યનો ભોગ આપવો પણ પડે

આ મનોરથ સિદ્ધ કરવાને જો કોઇ અનેક શબ્દપ્રમાણનો અ
લે તો અમારી સમજણ પ્રમાણે તે ગંભીર ભુલભર્યું
પડશે, બલ્કે ઉલટું વિપરીત પરિણામ આવશે. સર્વ પ્રકારના
ભેદ, પંથભેદનું મૂલ કારણ આ શબ્દપ્રમાણની અંધશ્રદ્ધા છે,
કે શબ્દપ્રમાણ. આ માટે આ પૂર્વાર્દ્ધમાં જે કંઇ લખવાંમાં આવ
તેમાં ઉક્ત શબ્દપ્રમાણ માટે કિંચિત માત્ર પણ આગ્રહ ન
(ઉપેક્ષા કરીને), શાસ્ત્રીય સૃષ્ટિનિયમોને આધારે લોકહિતની
રાખી સ્વપરીક્ષા અનુસાર જે કંઇ સત્ય લાગ્યું તે નિશ્ચયપૂ
વ્યવહારોપયોગિતાની દષ્ટિ સન્મુખ રાખી સ્વતંત્ર રીતે લખ
આવ્યું છે. વિશેષ તો શું?

જેસી જાકી બુધ્ધિ હે વેસી કહે સુનાય,
વાકો બુરા ન માનિયે લેને કહાંસે જાય.

× × × × ×

હવે પછી પ્રતિજ્ઞા પૂર્ણાર્થ ઉત્તરાર્ધ્ધ (પરમાર્થ દર્શ
પૂર્વ લિખિત વિષયનું સંક્ષેપમાં મન્થન થઇ જાય એવી રીતે,
માર્થ વિદ્યા (બ્રહ્મવિદ્યા–પરમ પુરૂષાર્થ જે મોક્ષ તેની સામગ્ર
આરંભ કરવામાં આવશે. ("તદંતર્ગત પ્રથમ ચોથા પ્રકર
નિર્ણાયક નિયમ લખવામાં આવશે, તે પછી પુરૂષ પ્રકૃતિ વિવેકખ્
થવા સારૂ પ્રયાસ થશે.") જો વિચારક, પરીક્ષક અધિકારી હશે તો
ચંદ્રમણિ પરિણામવત્ મોક્ષફળ જીવતાં જ સંપાદન કરી શકશે.

પૂર્વાર્દ્ધ સમાપ્ત.

---

* આ ગ્રંથનો ઉત્તરાર્દ્ધ ૬૦ ફારમનો પુસ્તક રૂપે પ્રગટ થયે

જગત્‌માં એવી કયી ચીજ છે કે જે પોતાના અસ્તીત્વ કાલે ન જણાતાં ત્હેના નાશ પછી (અભાવે) ત્હેની પ્રતીતિ થાંય ? એ વસ્તુને જે ઓળખતો હશે તે આ ગ્રંથના હાર્દને સમજશે.

# અનુક્રમણિકા.

પૃ૦ ૨૫૫—૨૬૫.

ભુગોળ ખગોળ વિષયક પ્રશ્નોત્તરમાળા.

પૃ૦ ૨૬૬—૨૭૯.

પ્રમાણુ વિચાર. સત્ય જ્ઞાન થવાના કારણુ સાધન, પ્રમાણુ કેટલા? અને ત્હેનું સ્વરૂપ શું? વિગેરે બહુ યોગ્યતાપૂર્વક દર્શાવવામાં આવ્યું છે.

પૃ૦ ૨૮૦—૩૦૨.

પાશ્ચાત્ય વિકાસવાદનું યોગ્યતાપૂર્વક અવલોકન કરવામાં આવ્યું છે.

પૃ૦ ૩૦૩—૩૨૪.

થીઓસોફી મત પરીક્ષા. આ પંથના સિદ્ધાંત માન્ય કરવા યોગ્ય છે કે કેમ? આર્યાવર્તને માટે આ સોસાઇટીનો ઉદ્દેશ અને ત્હેનું પરિણામ ઠીક છે કે નહીં?

પૃ૦ ૩૨૫—૩૫૬

દેશોન્નતિ વિચાર, દેશોન્નતિ કેવી રીતે થઇ શકે? ત્હેના સાધનનો વિચાર, વર્તમાન સામાજીક મંડળો અને પ્રીન્સીપલ. આર્ય સમાજ એક પ્રકારનું સંકુચિત મંડળ બને છે કે કેમ? વિગેરે.

પૃ૦ ૩૫૭—૩૬૯.

શોધક જીજ્ઞાસુનું કર્તવ્ય શું? વિગેરે કેટલુંક ઉપસંહારાત્મક વિવેચન.

## લક્ષણુ પ્રકરણુ, ૨ જું.

પૃ૦ ૩૭૦—૪૦૮.

આ પ્રકરણુ બહુ ઉપયોગી છે. એમાં સૃષ્ટીના જડ પદાર્થ અને ત્હેના ધર્મ, લક્ષણુ, તેમજ મનુષ્યના વૃત્તિ વિચાર, વિકાર, કર્તવ્ય, અકર્તવ્ય, ધર્માધર્મનો અતિ સુક્ષ્મતાથી વિવેક કરી સરલતાથી સ્પષ્ટ રીતે દર્શાવવામાં આવ્યું છે.

## ઉપદેશ પ્રકરણ ૩ જું.

પૃ૦ ૪૦૯—૪૬૦.

આમાં પુર્વ ઉપદેશનું સ્મરણ, અધિકાર પ્રાપ્તિ માટે સૂચના, સુખ દુઃખનો વિષય, દુ:ખ નિવૃત્તિ ઉપાય, સુખ પ્રાપ્તિનો ઉપાય. શારીરિક, માનસિક, આત્મિક ઉન્નતિ માટે સોળ સંસ્કારની ઉપયોગિતા. ઉપયોગી શિક્ષા. દુર્ગુણ દૂર થવાના ઉપાય, કામ વશ કરવાના ઉપાય, ક્રોધ વશ કરવાના ઉપાય, બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય, શુદ્રના કર્મ ધર્મ, શબ્દ પ્રમાણના વિશ્વાસની સીમા. આ પૂર્વાર્દ્ધ અને સમય ધર્મ. વિગેરેનું ઉપદેશ દ્રષ્ટિએ નિરૂપણ કરવામાં આવ્યું છે.

પૂર્વાર્દ્ધ સમાપ્ત.

મુંબઇના કોટમાં બેંક સ્ટ્રીટમાં નંબર ૧૨-૧૬ વાળા મકાનમાં
ધી "હીંદુસ્થાન" પ્રેસ, છાપખાનામાં ધી હીંદુસ્થાન
લીમીટેડ માટે, રા૦ છોટાલાલ પરશોતમદાસ
મહેતાએ છાપ્યું છે અને તેજ ઠેકાણેથી
પ્રગટ કર્યું છે.

